# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે

શ્રી. રમણલાલ દેસાઇ, કવિવર ટાગોર, શરદ્‌બાબુ, નિરુપમાદેવી
બંકિમબાબુ વિ. લોકપ્રિય લેખકોનાં

# છેલ્લાં નવાં બહાર પડેલાં પુસ્તકો

**શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ**

(૧) નાના ફડનવીસ — ૧-૦-૦
( શ્રી. દેસાઈનું નવું પુસ્તક )

(૨) મારું જીવન ને કાર્યક્ષેત્ર — ૧-૧૨-૦
શ્રી. દેસાઇ અનુવાદિત હેન્રી ફોર્ડનું જીવનચરિત્ર

**શરદ્‌બાબુ**

(૧) કુળવતી — ૨-૦-૦
( શરદ્‌બાબુની તદ્દન નવી સળંગ નવલકથા )

(૨) શરદવંદના — ૨-૮-૦
(અનુવાદકઃ શ્રી. રમણલાલ સોની)

(૩) નિર્વાહિતા — ૩-૦-૦
( શરદ્‌બાબુ સંપાદિત )

(૪) ચાંદમુખ — ૨-૮-૦
( શ્રી. રમણલાલ સોની અનુવાદિત છેલ્લી નવી સળંગ નવલકથા )

(૫) કમલિની — ૩-૦-૦
( શરદ્‌બાબુ સાથે બાર બંગાળી સાક્ષરોએ લખેલી સળંગ નવલકથા )

(૬) જયશ્રી — ૩-૦-૦
( શરદ્‌બાબુ સાથે બીજા લોકપ્રિય લેખકોએ લખેલ સળંગ નવલકથા )

**બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત**

શ્રીદેવી — ૩-૮-૦
(બંકિમબાબુની સળંગ નવી નવલકથા)

**કવિવર ટાગોર**

(૧) નગરલક્ષ્મી — ૨-૮-૦

(૨) માધવી — ૧-૪-૦

(૩) આનંદી — ૨-૮-૦

(૪) વિભાવરી — ૨-૮-૦

(૫) ભાભી — ૨-૮-૦

(૬) ભાઇબહેન — ૨-૮-૦

**નિરુપમાદેવી**

(૧) શ્યામલી — ૩-૦-૦
( શ્રી. ભોગીલાલ ગાંધી અનુવાદિત સળંગ નવલકથા )

(૨) પતિપત્ની — ૨-૦-૦
( શ્રી. રમણલાલ ગાંધી અનુવાદિત હૃદયભેદક વાર્તા )

(૩) બહેન — ૩-૮-૦
( નિરુપમાદેવીની વખણાયલી અત્યુત્તમ નવલકથા )

(૪) અન્નપૂર્ણાનું મંદિર — ૨-૦-૦
( જે સળંગ નવલકથા દ્વારા ગુજરાતે નિરુપમાદેવીને પિછાન્યાં છે )

# એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

Reg. No. B. 2216

# પુસ્તકાલય



: વાર્ષિક લવાજમ :
દેશમાં રૂા. ૩-૮-૦ પરદેશ રૂા. ૫-૦-૦ છૂટક નકલ રૂા. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

| પુસ્તક ૧૭ મું | જુન ૧૯૪૨ | અંક ૬ ઠ્ઠો |
|---|---|---|

# અનુક્રમણિકા



સુધારો—પૃષ્ઠ ૨૯૫ ની છેલ્લેથી ત્રીજી લીટીમાં તા. ૨૭, ૨૮, ૨૯ એપ્રિલ છપાયું છે તેને બદલે તા. ૧૯, ૨૦, ૨૧ મે એમ સુધારીને વાંચવું.

* આ અંકના પૃષ્ઠ ૨૮૩ પર જે અવતરણનું ચોકઠું મૂકવામાં આવ્યું છે તે સાક્ષર શ્રી. કનૈયાલાલ મુનશીનું છે.


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૬-૪૨

# બાલવિનોદનું બાલસાહિત્ય

## બાલકો માટે સર્વોત્તમ છે

**બારોબાર ચિત્રોવાળાં, છ થી પંદર વર્ષનાં બાલકો માટેનાં આ ૧૨૫ પુસ્તકો વિના કોઈપણ પુસ્તકાલય અધુરું છે.**

**બાલવિનોદ ગ્રંથાવલિ :** છ થી આઠ વર્ષનાં બાલકો માટે.

૧ હાથીનું નાક ૨ સંગીતશાસ્ત્રી ૩ ચિત્રલેખા ૪ ત્રણ દીકરા

**બાલવિનોદમાલા :** આઠથી બાર વર્ષનાં બાલકો માટે.

૫ રતનીયો ૬ મોતીયો ૭ મણિયો ૮ ચતુરો ૯ ઉંદરદેવ ૧૦ જુરિયો ૧૧ ભાણિયો ૧૨ મરઘાભાઇ ૧૩ પંડિતજી ૧૪ કલાવતી ૧૫ મંગારામ ૧૬ ઊંઘણશી ૧૭ કાતરિયાં ૧૮ ભગો ૧૯ લવિયો ૨૦ હેમલતા ૨૧ રણધીર ૨૨ સગુર ૨૩ સુંદરિયો ૨૪ રાવજી ૨૫ બાલવિનોદિની ૨૬ સોણલિયો ૨૭ કાળિયો ૨૮ નાગકુમાર ૨૯ મુંબાઇ ૩૦ મેનાવતી ૩૧ અલકા ૩૨ બેલવાળો ૩૩ કાગમંત્રી ૩૪ ધરતીમાતા ૩૫ ગોટિયો ૩૬ રેડિયો ૩૭ બાપનાં વેણ ૩૮ દુલારી ૩૯ સોનાનાં પગલાં ૪૦ ગરવી ગુજરાત ૪૧ વહેતિયો ૪૨ લંકાની લાડી ૪૩ કનેયો ૪૪ રાજહંસ ૪૫ ધનિયો ૪૬ બટમોગરો.

**અશોક બાલપુસ્તકમાલા :** દશથી પંદર વર્ષનાં બાલકો માટે

૪૭ મહારાષ્ટ્રનો મહારથી ૪૮ ત્રણ તપેલાં ૪૯ ચીની વાતો ૫૦ શા માટે ? ૫૧ કેશુડાં ૫૨ રૂપીના બાગમાં ૫૩ : ૫૪ કુતૂહલ બે ખંડ ૫૫ મુદ્રારાક્ષસ ૫૬ થી ૫૮ રમાનું રસોઇઘર : ત્રણ ખંડ ૫૯ આપણાં મિત્રો ૬૦ ગંમત ગીતો ૬૧ અવળચંડો ૬૨ ગણિત ચમત્કાર ૬૩ અજબ દુનિયા ૬૪ સુંદરપુરી ૬૫ ભોળી સુભદ્રા ૬૬ થી ૭૦ વિજ્ઞાનવિહાર પાચ ખંડ ૭૧ : ૭૨ નાની મોટી વાતો બે ખંડ ૭૩ બાલકોનું સ્વર્ગ ૭૪ બાલપાઠો ૭૫ નરવીર નેપોલિયન ૭૬ ગ્રામગીતો ૭૭ ચંદ્રમામા ૭૮ રાજા ભોજ ૭૯ ચિત્તાનો શિકાર ૮૦ મકનિયો ૮૧ સમ્રાટ સિકંદર ૮૨ ફૂલઅજરી ૮૩ કાગળના કિમિયા ૮૪ મીરાબાઇ ૮૫ દગાબાજ દુશ્મન ૮૬ સુંદર સંવાદો ૮૭ ક્ષેમરાજ ૮૮ રાણા પ્રતાપ ૮૯ થી ૯૪ અમારી વાર્તાઓ–છ ખંડ ૯૫ મહુડિયા ૯૬ પત્રપેટી ૯૭ લેનિન ૯૮ ગીતકથાઓ ૯૯ : ૧૦૦ આપણી મહાસભા બે ખંડ ૧૦૧ : ૨ વડવાઇઓ બે ખંડ ૧૦૩ : ૪ છેતરાતી નજર બે ખંડ ૧૦૫ થી ૮ હાસ્યતરંગ ચાર ખંડ ૧૦૯ નાટૂની નોંધપોથી ૧૧૦ પ્રવાસકથાઓ ૧૧૧ : ૧૨ કોણ, કેમ શું ? બે ખંડ ૧૧૩ : ૧૪ નવી નવાઇઓ બે ખંડ ૧૧૫ ચિત્રરેખા ૧૧૬ થી ૧૮ ચોપગાંની દુનિયા ત્રણ ખંડ ૧૧૯ નરમેગો ૧૨૦ સાગરની રાણી ૧૨૧ નગીનાવાડી ૧૨૨ ત્રણ ઠગ ૧૨૩ લાલાનો ભેળ ૧૨૪ અબો માધી ૧૨૫ હીરકણી.

નં: ૧ ના બાર આના. નં: ૨૫, ૪૬, ૭૨, ૮૯ થી ૯૪, ૯૭, ૯૯, ૧૦૦, ૧૧૦, ૧૧૩, ૧૧૪, ૧૧૬ થી ૧૧૮, ૧૨૦, ૧૨૨, ૧૨૩ ને ૧૨૫ ના છ આના. નં: ૨ થી ૪, ૪૭, ૬૦, ૬૧, ૭૭ ને ૮૧ ના ચાર આના. ને બાકીનાં દરેકના ત્રણ આના.

**બાલવિનોદ કાર્યાલય : મલાડ [ મુંબાઈ ]**

# ૧૯૪૧-૪૨માં બહાર પડેલાં નવાં પુસ્તકો


બાલમિત્ર

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૭ મું જુન–૧૯૪૨ અંક ૬ ઠ્ઠો

## ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિ

—તંત્રીસ્થાનેથી

**ગુજરાત** વર્નાક્યુલર સોસાઈટિ લગભગ એક સૈકાથી ગુજરાતી સાહિત્યની સેવા બજાવતી એક અજોડ સંસ્થા તરીકે ગણાતી આવી છે. એના ધ્યેય તરીકે ગુજરાતી ભાષાસાહિત્યનો ઉત્કર્ષ, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર અને સામાન્ય રીતે કેળવણીના પ્રચારનો હેતુ રખાયેલ છે.

એની સ્થાપનાકાળે અને તે પછી કેટલાંય વર્ષો સુધી સોસાઈટિનું સંચાલન એના ધ્યેયને અનુરૂપ રહ્યું જણાયું છે. પરંતુ છેલ્લાં થોડાંક વર્ષોથી સોસાઈટિ દ્વારા પ્રસિદ્ધ થતાં પુસ્તકો સંબંધે અવારનવાર ફરિયાદો થતી રહે છે.

સોસાઈટિના સભ્યો મુખ્યત્વે બે પ્રકારના છેઃ (૧) વ્યક્તિગત અને (૨) રજિસ્ટર્ડ લાયબ્રેરીઓ–પુસ્તકાલયો.

સોસાઈટિના પાયારૂપ ગણી શકાય તેવા આ સભ્યો છે. એ સભ્યોમાં વિદ્વાનો અને શહેરી સાક્ષરોની જે સંખ્યા હશે તે કરતાં ગામડાંમાં વસતા વ્યક્તિગત સભ્યો અને પુસ્તકાલયો વધુ સંખ્યામાં છે, એ વાત એના સભ્યોની યાદી જોતાં સહજ જણાઈ આવે છે. તેમાં પણ વ્યક્તિ સભાસદોમાં બહેનોની સંખ્યા પણ ઠીક ઠીક છે.

આ દૃષ્ટિએ જોતાં સોસાઈટિના આજીવન સભ્યોને ભેટ અપાતાં પ્રકાશનોની પસંદગીમાં સોસાઈટિના વ્યવસ્થાપકોએ વધુ ઊંડા ઊતરવાની જરૂર છે. એ આજીવન સભ્યો જેઓની વધુમાં વધુ સંખ્યા ખાસ કરીને પુસ્તકાલયો અને કેટલાક વ્યક્તિ-સભ્યોની ગામડામાં વસે છે તેમને માટે તેમના ખરનું સાહિત્ય પ્રકટ કરવાની તકેદારી અને કાળજી રાખવી જોઇએ. પરભાષાના સાહિત્યકારોનાં જડબાતોડ ગણી શકાય તેવાં ભાષાંતરો અને અનુવાદનાં પુસ્તકો આ ગામડે વસતા સભાસદોને કેટલાંક ઉપયોગી અને વાચનપ્રિય નીવડયાં હશે તેનો એ સંસ્થાના સંચાલકોએ વિચાર કરવો આવશ્યક છે.

દાખલા તરીકે અગાઉ અપાઇ ગયેલાં પ્લેટોના આદર્શ નગર જેવાં પુસ્તકોમાં ગામડાની જનતા એ વાચનને કેટલું પચાવતી હશે તે વિચારવું અસ્થાને નહિ લેખાય. સોસાઇટિ વિવેચનના ગ્રંથો ભલે પ્રકટ કરે, પરંતુ પારિભાષિક પુસ્તકોથી ગ્રામજનતાના વાચનમાં કેટલો વધારો કે વિકાસ થશે તેનો પણ સંસ્થાના સંચાલકોએ જરૂર વિચાર કરવો ઘટે છે.

આજે જ્યારે સમસ્ત દેશ ગામડાંઓના પુનરુત્થાન તરફ પ્રયાણ માંડે છે ત્યારે આવી સદ્ધર અને જનતાની સાહિત્યિક અને શૈક્ષણિક સેવા અર્થે સ્થપાયેલી સંસ્થાનાં પોતાનાં જ સભ્યોને નિરુપયોગી એવાં પ્રકાશનો પ્રસિદ્ધ કરે તે અમને તો અવ્યવહારુ લાગે છે.

સોસાઇટિના વ્યવસ્થાપકોએ આજના દેશકાળના વાતાવરણને ઓળખી જનતા જનાર્દનની સેવા અર્થે અને પોતાની સ્વીકૃત ધ્યેયસિદ્ધિ માટે તેને અનુરૂપ ગ્રામજનતાની ઉન્નતિપ્રેરક પુસ્તકો પ્રકટ કરે એ જરૂરનું છે.

આ તબક્કે અમે તમામ પુસ્તકાલયો અને ગામડે વસતા વ્યકિતસભાસદો, એક પરિપત્ર પાઠવીને ગ્રામજનતાના ખરનું સાહિત્ય પ્રકટ કરવા સોસાઇટિના સંચાલકોને વિનંતિ કરે અને પોતાના આજીવન સભ્ય તરીકેના હક્ક તરીકેનાં પોતાના વાચકોને ઉપયોગી નીવડે તેવાં પુસ્તકોની માગણી સોસાઇટિના સંચાલકો સમક્ષ પેશ કરે. આજે તો અમે માત્ર એ સોસાઇટિના સંચાલકોને આટલી વિનંતિ કરીને જ વિરમીએ છીએ.

એ પરિપત્ર નીચે પ્રમાણે તૈયાર કરી મોકલી શકાયઃ—

શ્રી. મંત્રીજી,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ.

અમદાવાદ.

સવિનય નિવેદન જે હું / પુસ્તકાલય સોસાઇટિના આજીવન સભ્ય તરીકે નોંધાયેલાં છું / છે.

છેલ્લા કેટલાક વખતથી સોસાઇટિ તરફથી તેના આજીવન સભ્યોને અપાતાં ભેટ પુસ્તકોમાં વિદ્દદ્ભોગ્ય પુસ્તકો વધુ પ્રમાણમાં પ્રસિદ્ધ થાય છે. તેને બદલે, સોસાઇટિના વધુ પ્રમાણમાં સભ્ય એવા ગામડે વસતા વ્યક્તિસભાસદો અને એવા સ્થળનાં પુસ્તકાલયોમાં આવતા સભાસદોનો વાચનરસ વિકાસ પામી તેને ઉન્નતિપ્રેરક તેમજ તેમના જીવનવ્યવહારમાં ઉપયોગી નીવડે તેવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું ધોરણ સ્વીકારવું જરૂરી છે.

આશા છે આ નિવેદન પર પુસ્તકો પસંદ કરનાર સમિતિ યોગ્ય લક્ષ્ય આપી ઘટતું કરવા તત્પર થશે.

લિ.

# સાર્થકતા

આજે ગામમાં આબાલવૃદ્ધ સૌનો ઉત્સાહ અનેરો હતો. આખું ગામ જાણે હર્ષઘેલું થઇ ગયું હતું. કોઇ અનેરો ઉત્સવ ઉજવવાનો હોય તેમ સૌકોઇ આનંદમગ્ન જણાતું હતું. ગામનાં બાળકો, પોતે દિવસો થયાં તૈયાર કરેલા–મુખપાઠ કરેલા સંવાદો ભજવી તેના ઇનામ તરીકે કંઈક મેળવવાની આશા સેવતાં હતાં; કન્યાશાળાની નાની નાની બાળાઓ પોતે કેવો સુંદર ભાવવાહી ગરબો ગાઇ શકે છે તેનું તેમના માબાપો આગળ કદી કદી પ્રદર્શન કરતી હતી; મોટા આદમીઓ પુસ્તકાલયના મકાન ફરતાં તોરણો અને ધ્વજા–પતાકાઓ બાંધી તેને સુશોભિત બનાવવામાં લાગી ગયા હતા; જ્યારે ગામની સ્ત્રીઓ આ અનેરો ઉત્સવ જોવા–માણવાની ઉત્સુકતા સેવતી જણાતી હતી.

બપોર થતાં થતાંમાં તો મકાન અને તેની આસપાસનું કૉમ્પાઉન્ડ આસોપાલવનાં તોરણો અને ધ્વજા–પતાકાઓથી શણગારાઈ ગયું; પુસ્તકાલયમાં પેસવાના માર્ગ પર પાણીનો છંટકાવ થઇ ગયો; વિદ્યાર્થીઓ અને સ્કાઉટો પોતાની ફરજ પર હાજર થઇ ગયા; સભાજનો અને મહેમાનો માટેની બેઠકો બરાબર ગોઠવાઇ ગઇ. એ બેઠકોની ઉપરના ભાગમાં દીવાલ પર દેશનેતાઓ અને દેવ–દેવીઓની છબિઓ તેમ જ બેઠક પરનો આકાશને સંતાડી દેવા મથતો ચંદરવો આખા મંડપને શોભાયમાન કરતા હતા.

આ બધા સાજ–શણગાર આજે ગામમાં ખુલ્લા મુકાનાર પુસ્તકાલયના ઉદ્દ્ઘાટન–કાર્યક્રમ અંગે શાળાના મુખ્ય શિક્ષક અને ગામઆગેવાનોએ મળીને યોજ્યો હતો. ગામના સંભાવિત ગૃહસ્થ અને વ્યાપાર અર્થે મુંબઇમાં વસતા શેઠ મુકુન્દલાલના પાંચ હજાર રૂપિયાના દાનમાંથી પુસ્તકાલયનું આ મકાન તૈયાર કરવામાં આવ્યું હતું. દાનની યોગ્ય દિશાને પિછાણનાર શેઠ મુકુન્દલાલે પોતાની જન્મભૂમિરૂપ નાના ગામમાં આ જ્ઞાનમંદિર બંધાવવામાં પોતાના દાનને સાર્થક માન્યું હતું. એ દાનના ફળસ્વરૂપ બંધાયેલા પુસ્તકાલયના મકાનની ઉદ્દ્ઘાટન-વિધિ આજે થનાર હતી. બહારગામના મહેમાનો અને પુસ્તકાલય ખાતાના અમલદારો તેમ જ અન્ય મહેમાનો આ પ્રસંગે ખાસ હાજરી આપવા આવ્યા હતા.

બરાબર ચાર વાગ્યા. અને એક પછી એક મહેમાનોએ આવી રંગમંચ પર પોતાની બેઠકો લીધી. બહારથી આવેલા મહેમાનો, ગામના સંભાવિત ગૃહસ્થો અને શેઠ મુકુન્દલાલ સૌથી મોખરે બેઠક પર સૌ લોકોનું ધ્યાન ખેંચતા બેઠા હતા; જ્યારે તે મંચની સામેની બાજુ પર એક તરફ ગામના અન્ય પુરુષો અને બીજી તરફ સ્ત્રીસમુદાય બાળકો સહિત બેઠો હતો.

બરાબર આખું ગામ આવી આજે આ એક જ સ્થળે એકત્ર થયું હતું. ગામનાં ઘરોમાં અશક્ત વૃદ્ધો સિવાય સૌ આજે અહીં આવી ગયાં હતાં. એ અશક્તો અને વૃદ્ધોને બાદ કરીએ તો ગામનાં તમામ ઘરો જાણે કે ખાલી થઈ ગયાં હતાં.

ગામમાં કોઇ કોઇ વારજ–કદાચ વર્ષે દિવસે એકાદ વાર આવો પ્રસંગ આવતો અને ત્યારે એ ઉત્સવ માણવા તમામ ગ્રામજનતા સઘળું કામકાજ બાજુ પર મૂકી એક પગે તૈયાર રહેતી. અને એ ક્વચિત મળતો ઉત્સવ–આનંદ માણતી.



ચાર વાગ્યાને ટકોરે કામકાજનો પ્રારંભ થયો. આપણા શહેરી સંભાવિતો જાહેર થયેલા સમય પછી જ હરકોઇ સભામાં હાજરી આપવામાં માન સમજે છે તેવું અહીં નહોતું. અને એટલે કોઇના આવવાની રાહ જોવાની મુશ્કેલીમાંથી આ ઉત્સવના સંચાલકો ઉગરી ગયા હતા.

નિશાળના માસ્તરે લખી આપેલું સ્વાગતવ્યાખ્યાન વચ્ચે વચ્ચે ડચકાં ખાતાં ખાતાં ગામના મુખીએ વાંચી સંભળાવ્યું. તેમાં શેઠ મુકુન્દલાલે આપેલી ઉદાર દેણગીની પ્રશંસા હતી. ગામની પ્રાચીન-અર્વાચીન વિગતો હતી અને ગામના પુસ્તકાલયની સ્થાપનાથી માંડી આજના ઉત્સવ સુધીનો હેવાલ હતો. ગામના પટેલે આપેલા આ ભાષણ માટે સૌ સભાજનોએ વાહવાહ પોકારી તાળીઓના ગડગડાટથી તેને વધાવી લીધું. મંચ પર બેઠેલાએમાંના મહેમાનોમાંના કોઇકે બે હાથની તાળી પાડતાં Very Nice ના ઉદ્દગારો કાઢયા; જ્યારે દૂર બેઠેલા કેટલાક યુવાનોએ આ ભાષણ મુખીનું પોતાનું હોવા વિષે શંકા વ્યક્ત કરી. આમ સ્વાગતપ્રમુખના ભાષણને સભાજનોના જુદા જુદા વર્ગે વિવિધ પ્રકારે વધાવી લીધું.

ભાષણ કરીને પોતે કોઇ મહાન કાર્ય કર્યું હોય તેવું સ્વાભિમાન-ગૌરવ અનુભવતા મુખીએ પોતાની બેઠક લીધી અને આજના સમારંભના પ્રમુખને પુસ્તકાલયનું મકાન 'ખુલ્લું' મૂકવા વિનંતિ કરવામાં આવતાં તેમણે જ્ઞાનનો મહિમા, દાનના વહેણની દિશા, આજના યુગમાં પુસ્તકાલયોનું મહત્ત્વ અને ઉપયોગિતા એ બધા સંભારથી ભરેલું અને પોતાના મોભાને છાજે તેવું વર્તમાનપત્રો છાપવાને લલચાય તેવું ખાસું મજેનું ભાષાની ભભકભર્યું ભાષણ કર્યું.

આ ભાષણને સૌ સભાજનોએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધું. બાળકોએ પણ વગરસમજ્યે સૌની સાથે તાળીઓ પાડી અને આનંદની કીલકીલારી કરી. ભાષણને અંતે પ્રમુખે મકાનને વાસેલા ચાંદીના તાળાને 'ખુલ્લું' કરી મકાનનો વિધિપૂર્વક ઉદ્દઘાટનવિધિ કર્યો અને છેલ્લે ચા-પાણીને ન્યાય આપી, મહેમાનોએ સાંજે મિષ્ટાન્ન ભોજન જમી આજના અનેરા ઉત્સવનો મહાનંદ માણ્યો અને મોડી રાત્રે મહોત્સવ પૂરો થયો.

***

મુકુન્દલાલ શેઠે દાનની નવી પ્રથા પાડી બંધાવેલા પોતાના ગામના પુસ્તકાલયનું મકાન બંધાયાને લગભગ બે વર્ષ વીતી ગયાં છે. મકાનનું ઉદ્દઘાટન થયાના દિવસનો એ ઉત્સવ તો આજે નથી જ. ગામમાંના કેટલાક જુવાનીઆઓ પુસ્તકાલયનો લાભ લેવા ઉત્સુક જણાય છે, પરંતુ પુસ્તકાલયના મંત્રી તેમને નાના ગણી કાઢી પુસ્તકાલયમાં પેસવા દેતા નથી; પોતાના હાથમાં સત્તા રાખી રહેલા એ મંત્રી વર્તમાનપત્રો પોતાને ઘેર જ રાખે છે અને ઓળખીતા-મિત્રોને જ માત્ર તે વાંચવાનો લાભ આપે છે; વખત બે વખત મરજીમાં આવે તો પોતાને કે પોતાના મિત્રને જોઇતું પુસ્તક કાઢવા ક્વચિત પુસ્તકાલય ખોલે છે. ભાગ્યે જ ગામના કોઈ માણસને આ પુસ્તકાલયમાંથી પુસ્તકો મળતાં હશે. અને મકાન ! ! ખરેખર, મકાન તો એ મંત્રી પર લ્યાનત-શાપ વરસાવતું હશે. એની અંદરના ખૂણે ખૂણે બાઝેલાં જાળાં, વેરવિખેર પડેલાં વર્તમાનપત્રોનાં પાનાં, અસ્તવ્યસ્ત ટેબલ પર પડેલાં અને ચિંથરેહાલ જણાતાં પુસ્તકો, ભોંયતળિયા પર પથરાયેલા ઉચપૂર ધૂળના થર એ-બધું જોતાં પુસ્તકાલયમાં પ્રવેશવા ઇચ્છનાર હરકોઇને સુગ આવે તેવું હતું. અને બહાર કૅમ્પાઉન્ડમાં ? ગામનો કચરો જાણે અહીં જ એકઠો કરવાની કચરાપેટી ન હોય તેવો ભાસ એ કૅમ્પાઉન્ડ

જોનારને થઇ આવતો. સાચે જ, ઉદ્‌ઘાટનવિધિના દિવસે દેખાતા એ મંગળ ઉત્સવનું સ્થાન આજે કાગવાસ જેવું લાગતું હતું.

* * *

આજે અચાનક શેઠ મુકુન્દલાલ મુંબઇથી આવી પહોંચ્યા હતા. રાતના ઉજાગરાથી અને મુસાફરીના થાકથી કંટાળેલા શેઠ મુકુન્દલાલે આખો દિવસ પોતાને ઘેર આરામ કર્યો. સાંજે પાંચેક વાગતાં બહાર ફરવા નીકળ્યા. બજારમાંથી પસાર થતાં સૌ તેમને કુશળ સમાચાર પૂછતા અને નમ્રતાપૂર્વક સમાચાર કહેતા શેઠ મુકુન્દલાલ ચાલતા ચાલતા પુસ્તકાલયના મકાન સુધી ગયા. ત્યાં જઇ પુસ્તકાલયની સ્થિતિ જોતાં તો તેઓ આભા જ બની ગયાં–ઘડીભર તો તેઓ વિસ્મયસાગરમાં ડૂબી ગયા અને પછી વિચાર્યું: "ખરેખર, હરકોઇ દિશામાં દાન દ્યો, પરંતુ તેના સંચાલકો સારા નહિ હોય તો તે દાનની સાર્થકતા કદી જ નહિ થાય." અને તુરત જ તેઓ મંત્રીને ઘેર પહોંચી ગયા. પુસ્તકાલયની ચાવીઓ લઇ મકાન ખોલ્યું અને જોયું તો વળી વધુ ગ્લાનિ થઇ આવી. આમ છતાં મનના આવેગને રોકી દઇ મંત્રીને કંઇ જ ન કહેતાં બીજે દિવસે એક માણસ રોકી આખું મકાન અને કૉમ્પાઉન્ડ સાફ કરાવી નાખ્યું. પુસ્તકો બરાબર મથાસ્થળે ગોઠવી દીધાં; બાળકો અને જુવાનોને પુસ્તકો આપવા માંડયાં, અને એ રીતે તેમને આકર્ષ્યા. પોતે વધુ દિવસો સુધી રોકાઇ પુસ્તકાલયને સુવ્યવસ્થિત કરી દીધું અને નવી કાર્યવાહક સમિતિ નીમી, ગામના જુવાનો પૈકી એક ઉત્સાહી જુવાનને તેની વ્યવસ્થા સોંપી.

* * *

આજે પુસ્તકાલયનો સ્થાપનાદિન હતો. પુસ્તકાલય સ્થપાયાને આજે પાંચ વર્ષ પૂરાં થયાં હતાં. જુવાન મંત્રીએ ફરી એક વાર એને અંગેનો ઉત્સવ ઉજવવા કાર્યક્રમ ગોઠવ્યો. ગામનાં બાળકો જુવાનોને એકત્ર કરી ફરીવાર તેણે એ ઉદ્‌ઘાટન દિવસની યાદ ગામલોકોને તાજી કરાવી; મુકુન્દલાલ શેઠને આ પ્રસંગે ખાસ આમંત્રણ મોકલવામાં આવ્યું. તેમણે આવી જોયું તો તેમને પણ એ મકાન ઉદ્‌ઘાટનદિનની યાદ તાજી થઈ આવી. અને પોતે આપેલું દાન જે એક દિવસે નિષ્ફળ ગયેલું પોતે અનુભવ્યું હતું તે આજે સાર્થક થયેલું અનુભવ્યું.

સાચેજ, સંસ્થાના સંચાલકો સારા ન હોય તો દીધેલા દાનની **સાર્થતા** થતી નથી.

"અજ્ઞાત"

---

# ગુ. સાહિત્ય પરિષદના સભ્ય થાઓ.

થોડાક નવા સભ્યો મારા ચાલુ આગ્રહથી ગયા માસમાં પણ થયા છે, પણ એ તો સાગરમાં ગાગર ઠાલવ્યા જેવી વાત છે. ગુજરાતના સાહિત્યકારો પોતે જ આ પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેવા માગે નહિ, ત્યાં સુધી પરિષદની પ્રવૃત્તિને ખરો વેગ મળે તેમ નથી. પરિષદને સલાહ સૂચના આપનારા તથા તેનાં વિચિત્ર ચિત્રો દોરનારા પોતે જ પોતાનાં હૃદયને કેમ પૂછતા નથી કે તેમણે પોતે શું કર્યું છે? તેજીને ટુકારો બસ છે. ટીકા કરવા કરતાં કાર્ય કરી બતાવે અને ખરી સેવા આપે તેની જ મહત્તા છે. ગુજરાતના સાહિત્યકારો ને વર્તમાનપત્રકારો બોલ્યા જ કરશે કે પરિષદને માટે કંઇ કરી છૂટશે? તેના પર પરિષદના સક્રિય જીવનનો આધાર છે. (ગુજરાતી સાહિત્યમાં રસ લેનાર સૌ કોઇ સાહિત્ય પરિષદના સભ્ય બને.)

અરદેશર ફ. ખબરદાર

# યુદ્ધ અને પુસ્તકપ્રકાશન

છેલ્લા યુદ્ધ દરમિયાન પુસ્તક પ્રગટ કરનારાઓ પૈકી બહુ જ થોડા અત્યારે જીવતા છે અને પ્રકાશનનું કાર્ય કરે છે. ભાવિ પરિસ્થિતિ વિષે બીજા પ્રકાશકોને તેઓને એટલું થોડું કહેવાનું છે કે તે વિચિત્ર લાગે છે. ૧૯૧૪–૧૮ નાં વર્ષો દરમિયાન જે પરિસ્થિતિ ઉત્પન્ન થઇ હતી તેની તથા અત્યારની પરિસ્થિતિ વચ્ચે સામ્ય હોય તો થાળે પડવાની પ્રાથમિક સ્થિતિ પસાર થયા પછી પ્રકાશન સંસ્થાઓને તેજીની આશા રાખવાનું કારણ છે. વર્ષો થયાં તેજીનો અનુભવ થયો નથી.

યુદ્ધથી વાચનને ઉત્તેજન મળે છે. લડાઇને અંગે લડતી તથા બીજી વ્યક્તિઓને લાંબા સમય સુધી ચિંતા તથા કંટાળો ઉપજે છે. આમાંથી મુક્તિ મેળવવાનું એક જ સાધન પુસ્તકો છે. પુસ્તકોથી મનુષ્યો મનની પરિસ્થિતિને વધારે સમજતા થાય છે, વિચાર કરવાને તથા લાગણી અનુભવવાને વધારે રાજી થાય છે. સાથે સાથે પુસ્તકો તેમને રમૂજની વધારે જરૂર બતાવે છે. અત્યારે એમ ખુશીથી કહી શકાય કે ૧૯૧૪ કરતાં આ તત્ત્વો જરા પણ ઓછાં પ્રબળ નથી. ઊલટું, જાહેર રમતગમતનાં સાધનો પર તથા જાહેર હિલચાલ પર મૂકેલા પ્રતિબંધોથી તે વધારે મજબૂત બને છે.

પુસ્તકોની બનાવટ તથા વહેંચણીના પ્રશ્નો સાથે ઓછા તાત્કાલિક પ્રશ્નો ઉમેરવા જોઇએ. આમાંનો પહેલો પ્રશ્ન પ્રકાશનસંસ્થાઓને પૂરતો તથા પૂરતો અનુભવી સ્ટાફ મેળવવાની મુશ્કેલીનો છે. ઘણા લોકો ધારે છે તે કરતાં પ્રકાશનનું કાર્ય ઘણું વધારે ચોકસાઈ માગી લે છે.

બીજા ઓછા દેખાતા પ્રશ્નનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. જો પુસ્તકો ન લખાય તો કાગળ, છાપખાનું તથા પ્રકાશકો બધા નકામા છે. છેલ્લા વર્ષ દરમિયાન પુસ્તકજગતના નિરીક્ષકોને જણાયું છે કે સારાં ગણી શકાય તેવાં પુસ્તકોની સંખ્યા તથા ગુણવત્તા ધીમે ધીમે ઘટતાં જાય છે. કારણ સહેલાઇથી જણાય તેવું છે. મ્યુનિચના કરારો પછી યુરોપનું વાતાવરણ સર્જનાત્મક સાહિત્ય માટે વધારે ને વધારે પ્રતિકૂળ બનતું આવ્યું છે. વારંવાર આવતી કટોકટીની સ્થિતિ, વચ્ચે વચ્ચે થઈ આવતી અસહ્ય પરિસ્થિતિ, સંસ્કૃતિના વિનાશ માટે વધતો જતો ભય આવો સમય કલ્પનાત્મક વિચારશક્તિને સૂકવી નાખે છે. છેલ્લા મહિના દરમિયાન મેં એવી બૂમ વારંવાર સાંભળી છે કે 'જગતની આ સ્થિતિમાં હું કેવી રીતે લખી શકું ?'

યુરોપની નવી બર્બરતાનો અંત લાવવાનો રાષ્ટ્રે નિર્ણય કરી લીધો છે એટલે લેખકોના મન ઉપરથી આ બોજો દૂર થવો જોઇએ. પણ બીજા ભય તેનું સ્થાન લેશે. હવાઈ હુમલાની ચેતવણીની અસર સામાન્ય લોકોને હતાશ કરવાને પૂરતી છે. જો લેખકો દેશના વધારે સહીસલામત ભાગોમાં ન રહેતા હોય તો તે અસર તેમને ભયંકર નીવડવાની. અને આમાં આના કરતાં પણ ભયંકર બીજો ભય રહેલો છે. સાહિત્ય દ્વારા વ્યક્ત થતું મન, બનતા બનાવો તથા અભિપ્રાયોથી સારી રીતે જ્ઞાત હોય છે. સામાન્ય મનુષ્યની સામાન્ય નોકરી

[ અનુસંધાન સામા પૃષ્ઠને છેડે ]

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

યુનાઇટેડ કિંગ્ડમના પ્રકાશકોએ, યુદ્ધ ચાલે તે દરમિયાન મોટાં પુસ્તકોનાં કદ ઘટાડવાનું સ્વેચ્છાએ કબૂલ કર્યું છે. આને અંગે પ્રકરણની શરૂઆતમાં મુકાતી જગ્યા બંધ પડશે મોટાં માર્જીનો ઘટાડી નખાશે કે સદંતર નહિ રખાય, બહુ મોટાં બીબાંનો વપરાશ બંધ થશે, લીટીઓ તથા પ્રકરણો વચ્ચે છોડવામાં આવતી જગ્યા ઓછી કરાશે, અને ભારે કાગળ તથા બાંધણી વપરાતાં બંધ થશે. અલબત્ત, આ બધું કાગળની ખેંચને અંગે જ ઉપસ્થિત થયું છે.

બહુજ ટૂંક સમયમાં જે ચોપડી ખરીદશો તે તમને પાતળી લાગશે, પણ તેથી તેમાં વાચન ઓછું હોવાની ભૂલ કરતા નહિ.

આંકડાઓ બતાવે છે કે યુદ્ધ શરૂ થયા પછી વાચનની ભૂખ વધી છે. પરંતુ ક્ષુલ્લક કિંમતનાં થોડાં તથા ગંભીર ગણી શકાય તેવાં વધારે પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં છે.

× × ×

આખા જગતના ક્રિકેટશોખીનો જાણીને રાજી થશે કે, 'ક્રિકેટરોનું બાઇબલ' વિસ્ડનની ૧૯૪૧ ની આવૃત્તિ ૧૯૪૧ ના છેલ્લા અઠવાડિયામાં પ્રગટ થઇ છે. લંડન પર થયેલ બોંમ્બમારાને અંગે આ પ્રકાશનને ખૂબ સહન કરવું પડયું હતું. એક સમયે તો એવો ભય લાગ્યો હતો કે ૧૯૪૧ માં તે પ્રગટ થઇ શકશે જ નહિ અને આ રીતે માળામાં તૂટ પડશે. સામાન્યતઃ વિસ્ડનનું પુસ્તક દર વર્ષે વસંત ઋતુમાં બહાર પડે છે.

આ પુસ્તકનું પ્રકાશન મહાન ક્રિકેટ ખેલાડી જ્હૉન વિસ્ડને શરૂ કર્યું હતું. ગયા વિશ્વયુદ્ધ દરમિયાન તે પ્રગટ થયા કરતું હતું, જો કે તેનું કદ નાનું થતું જતું હતું. ૭૭ વર્ષ પહેલાં પહેલું પ્રકાશન થયું ત્યારથી તે દરવર્ષ પ્રગટ થયા કર્યું છે. વિસ્ડનનાં બધાં વર્ષનાં પ્રકાશનોનો સંગ્રહ મળવો મુશ્કેલ છે, છતાં ઘણા સંગ્રાહકો અત્યારનાં પુસ્તકોનો સંગ્રહ કરે છે. તેમના સંગ્રહમાં ખાંચો નહિ પડે તે જાણીને તેઓ રાજી થશે.

---

[ સાંધણ પૃ. ૨૧૮નું ]

માટેના તેના સ્વભાવ પ્રત્યે તેને કોઇ વાર તિરસ્કાર ઉત્પન્ન થાય છે. અત્યારની લંબાયેલી લડાઇમાં જ્યારે સમહલસ્ત માટે આખી પ્રજા વ્યવસ્થિત થઇ છે ત્યારે લેખકને અસાધારણ ઠરાવની જરૂર છે કે " સામાન્ય જનસમૂહની સામાન્ય બુદ્ધિથી તેનો ઉપયોગ થતો અટકાવવાને પુસ્તકનું લેખનકાર્ય પણ સેવાનું ઉત્તમોત્તમ સ્વરૂપ છે. "

કયા પ્રકારનાં નવાં પુસ્તકોની માગ થવાનો તથા તેને અંગે પ્રસિદ્ધ થવાનો સંભવ છે તે વિષે હું તો કંઇ મહત્ત્વના ફેરફારની આગાહી કરતો નથી. ગુન્હાની વાર્તાઓની માગણી ઘટે તો મને નવાઈ નહિ લાગે. ખરેખરી હિંસા પાસે કાલ્પનિક હિંસાનું આકર્ષણ ઓસરી જાય છે. લડાઇ સંબંધનાં પુસ્તકો વધારે ચાલવાનો સંભવ છે, કાવ્યને નવું પ્રોત્સાહન મળે. દરેક જાતની વાર્તા માટે સારા દિવસોની આશા રહે છે. પ્રમાણિક અને ગંભીર વિચારમાંથી ઉત્પન્ન થયેલ કોઇ પણ પુસ્તક, શાંતિના સમય કરતાં વધારે વંચાવવાની હું આશા રાખું છું. હાસ્યરસે જમાવી શકે તેવા કોઇ નવા લેખકની તો મોટો જનસમૂહ રાહ જોઇ રહેલ છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# ખુદાબક્ષ લાયબ્રેરી

**પટણાની** નામચીન ખુદાબક્ષ લાયબ્રેરી જોવાનો મનસૂબો હું ઘણાં વર્ષથી સેવી રહ્યો હતો. આર્ટ સ્કૂલની બાજુમાં જ તે આવેલી છે. ઘણા અભ્યાસીઓએ આ ગ્રંથાલયનું નામ ઇતિહાસ–પુસ્તકોની ગ્રંથસૂચિમાં વાંચ્યું હશે, પણ તેની સમૃદ્ધિનો ખ્યાલ તો જોનારને જ આવે. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સમયમાં સરદાર ખુદાબક્ષ પટણાના એક જાગીરદાર હતા ને મુઘલ સમયના ગ્રંથો એકઠા કરી રહ્યા હતા. ઇસ્ટ ઇન્ડિયા કંપનીમાં એક બીજા અમલદારે પણ એવો સંગ્રહ કરવા માંડયો હતો. એને ખબર પડી કે સરદાર ખુદાબક્ષ પાસે બાદશાહ જહાંગીરના કેટલાક સચિત્ર ગ્રંથો આવ્યા છે, એટલે તે જોવાના બહાને તેણે તે મંગાવ્યા અને પછી ઘણો વખત દાબી રાખ્યા. અંતે સરદાર ખુદાબક્ષ તરફથી ઉઘરાણી થઇ ત્યારે જણાવ્યું કે ' આવી ચીજો હાથમાં આવેલી કોઇ પાછી જવા દેતું હશે ? ' એ ઑફિસરની સત્તા આગળ કંઇ ઉપજે એવું નહોતું એટલે સરદારે મૌન રાખ્યું, પણ પોતાનો એક જાસુસ ખુબીથી તેમની નોકરીમાં દાખલ કરી દીધો. તેણે સાહેબનું મન એટલું તો વશ કરી લીધું કે સાહેબને ઈંગ્લૅન્ડ જવાનું થયું ત્યારે સામાનની બધી વ્યવસ્થા સાહેબે તેને જ સોંપી. અમુક સામાન હરરાજ કરી દેવો અને અમુક સામાન વહાણમાં ચડાવવો એમ ઠર્યું હતું. પેલાં પુસ્તકો, અલબત્ત, વહાણમાં જ ચડવાનાં હતાં. પણ પેલા જાસુસે સિફતથી એ પુસ્તકો હરરાજીના સામાનમાં ભેળવી દીધાં અને તરકીબથી સરદાર ખુદાબક્ષને ઘેર પહોંચતાં કરી દીધાં. સાહેબને તો ઇંગ્લૅન્ડ ગયા બાદ 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રુએ' જેવું થયું હશે; પણ આ પુસ્તકોનું આમ અપહરણ થતું બચાવીને તથા તેનું જતન અને સંરક્ષણ કરીને મર્હુમ સરદાર ખુદાબક્ષે હિંદની કળા અને સંસ્કૃતિની અમૂલી સેવા કરી નામ અમર કર્યું છે.

આર્ટ સ્કૂલના પ્રિન્સિપાલ રાધેબાબુની સહાયથી જ મારે આ લાયબ્રેરી જોવાની ચિઠ્ઠી હતી. આ અણમોલ ગ્રંથભંડાર એક ટ્રસ્ટીમંડળ સંભાળે છે. તેમાં સરકારી અફસર પણ હોય છે. સાહિત્ય અને તવારીખના ગ્રંથો ઉપરાંત જહાંગીરના સમયની મુઘલ ચિત્રકળાનાં અહીંનાં મોટાં પુસ્તકો તો લોખંડની તિજોરીમાં જ રાખવામાં આવે છે અને વગદાર માણસો કે પ્રવાસીઓ માટે જ તે ખોલવામાં આવે છે. ગ્રંથપાલને હજુર, જનાબ વગેરે વાતોથી રાધેબાબુએ રીઝવી એ કળા ખોલાવી, અને મુઘલ કલમની સર્વોચ્ચ કલાકૃતિઓ પાને પાને ઝળકી ઊઠેલી જોવા મળી. બે કલાકમાં અમે માત્ર ત્રણ ગ્રંથો જ જોયા. ખરું પૂછો તો એમાંનું કોઇ પણ એક જ ચિત્ર જોવાને બે કલાકની જરૂર હતી. હિંદી ચિત્રકળા વિષે કંઇ પણ સાચું ભાન નહિ પ્રસરવાથી જ આપણા સુશિક્ષિતોનો મોટો ભાગ તે પ્રતિ બેદરકાર છે. જેઓ આ ચિત્રો જોઇ શકયા હોય તેઓ પારીસ, જર્મની કે ઇટાલીની કળાની પ્રશંસા કરતાં જરૂર કાટલાં બદલે. મુઘલ કળાના ચિતારાઓમાં જનતાના સામાન્ય જીવનનું સૂક્ષ્મ જ્ઞાન, પદાર્થો અને દશ્યોની ઝીણવટ, વનસ્પતિઓનું સચોટ સાચું નિરૂપણ, વિવિધ રંગભેદો અને ક્રિયા તેમ જ ગતિની તાદશતા અવર્ણનીય છે. એમના ચિત્રનિર્માણના કાનુનો તથા રંગ અને રેખાની સ્વચ્છતા પ્રત્યેક પ્રતિકૃતિમાં સંપૂર્ણતાએ પહોંચ્યાં લાગે છે. ગ્રંથોમાંના અક્ષરાલેખન અને વેલબુટ્ટીઓની ભરણી તથા હાંસિયાની કળા તો આજના સુશોભનકારોને પાઠ આપે એવી છે. યુરોપ–અમેરિકા પોતાની શિષ્ટ કૃતિઓને જે ચીવટ અને ચોકસાઇથી પ્રસિદ્ધિમાં મૂકી રહ્યા છે એવું આ કૃતિઓ માટે થઇ શકે તો દુનિયાના કળાવિશારદો ઉપરાંત હિંદની જનતાને પણ નવીન રસપ્રવાહનો લાભ થાય. *

ર. મ. રાવળ

* મે ૧૯૪૨ ના " કુમાર "માંથી.

# સંસ્કૃત અને હિંદી ભાષાના મુસ્લીમ ભક્તો

સમ્રાટ અકબરની કેટલાક સૈકા પૂર્વે થઇ ગયેલા કાશ્મીરના રાજ્યકર્તા સુલતાન ઝૈનુલ આબેદીન સંસ્કૃત ભાષાના એક અચ્છા અભ્યાસી હતા. એમણે એ સમયની પ્રચલિત દેશી ભાષામાં, અરબી અને ફારસી ગ્રંથોના તેમ જ ફારસીમાં સંસ્કૃત તથા દેશી ભાષાના ગ્રંથોનાં ભાષાન્તરો કરવા માટેની પોતાના પ્રાંતમાં એક સાહિત્ય સંસદ્ સ્થાપી હતી. એમના રાજ્યકાળમાં ફારસી ભાષામાં પહેલી જ વાર મહાભારતનું ભાષાન્તર કરવામાં આવ્યું હતું. સમ્રાટ અકબરે પોતાના શાસનકાળમાં એ ભાષાન્તરનું સંશોધન કરાવી તેને પ્રસિદ્ધ કર્યું હતું. 'રાજતરંગિણી'ને નામે જાણીતો થયેલો કાશ્મીરના રાજ્યકર્તાઓનો ઇતિહાસ આ સુલતાન ઝૈનુલઆબેદીનના આશ્રય તળે જ લખાયો હતો.

સુલતાન ફિરોઝશાહ તુઘલક હિ. સ. ૭૫૫ માં રાજગાદીએ આવ્યા હતા. એમને સંસ્કૃત ભાષા પ્રત્યે ભારે પ્રેમ હતો. કાંગરાનાં આક્રમણ પછી, જ્વાળામુખીનું વાચનાલય એમના કબજામાં આવ્યું ત્યારે એમાંનાં કેટલાંક પુસ્તકોનું ફારસી ભાષામાં ભાષાંતર કરવાની એમણે આજ્ઞા આપી હતી. એ સમયના સંસ્કૃતના મુસ્લીમ અભ્યાસી મૌલાના અઝીઝુદ્દીને ખગોળ વિષયના એક સંસ્કૃત પુસ્તકનો ફારસીમાં અનુવાદ કર્યો હતો અને સુલતાનના નામ પરથી તેનું નામ 'ફિરોજશાહી' રાખવામાં આવ્યું હતું.

## ઉદારમતવાદી અમીર ખુશરૂનો સંસ્કૃતપ્રેમ

દખ્ખનના રાજવી ઇબ્રાહીમ આદિલશાહ હિ. સ. ૯૪૨માં ગાદીએ આવ્યા હતા. તેઓ પોતાના વિશુદ્ધ ચારિત્ર્ય અને ધાર્મિક વિચારના આગ્રહ માટે જાણીતા હતા. તેમણે ફારસી ભાષાના સ્થાને દરબારી ભાષા 'હિંદી' રાખી હતી.

વિખ્યાત મુસ્લીમ સંત અને ફારસી કવિ દિલ્હીવાસી અમીર ખુશરૂ સંસ્કૃત ભાષાના પ્રતિષ્ઠિત અભ્યાસી હતા. નુહસિપહર (નવ આકાશ) નામના પુસ્તકમાંનું પ્રાચીન હિંદનું ગૌરવ વર્ણવતું એક આખું પ્રકરણ એમાં લખ્યું છે. આ પ્રકરણમાં વિદ્યાજ્ઞાનમાં હિન્દુઓનું પ્રભુત્વ જ એમણે દેખાડયું નથી, બલ્કે ઇસ્લામના અપવાદ સિવાય જગતના બીજા ધર્મો ઉપર હિન્દુ ધર્મના પ્રભુત્વનું સમર્થન કર્યું છે.

## પુરાણી હિંદી ભાષા સાહિત્યના ઉત્તમ લેખકો

પુરાણી હિન્દી-ભાષા સાહિત્યના અમીર ખુશરૂ પ્રથમ કવિ હતા એમ સામાન્ય રીતે માનવામાં આવે છે. પરંતુ ઇતિહાસ પરથી આપણને જાણવા મળે છે કે, અમીર ખુશરૂના બે સૈકા પૂર્વે સુલતાન મહમ્મદ ગઝનવીના કીર્તિશાળી દરબારી કવિ મસઉદ સુલેમાને પોતાનું એક કાવ્યપુસ્તક પુરાણી હિન્દીમાં લખ્યું હતું.

અમીર ખુશરૂ પછી અવધ (અયોધ્યા)ના એક નાના શહેર જાઇસના નિવાસી મલિક મુહમ્મદ જાયસી શેરશાહના યુગમાં જન્મ્યા હતા. પુરાણી હિન્દીના અગ્રપદ ધરાવનારા એ એક કવિ હતા. પુરાણી હિંદીમાં લખેલું, એમનું જાણીતું કાવ્યપુસ્તક 'પદ્માવત' છે. આજ સુધી પોતાનાં ભાષા, સૌંદર્ય અને વિશદતાને અંગે તે પ્રસિદ્ધ છે. પદ્માવત ઉપરાંત એમણે પુરાણી હિંદીમાં બીજાં પણ કેટલાંક કાવ્યપુસ્તકો લખ્યાં હતાં.

# સાવલી મહાલ બીજી પુસ્તકાલય પરિષદ

**સાવલી** મહાલ પુસ્તકાલય પરિષદનું બીજું અધિવેશન તા ૧૭-૫-૪૨ ને રવિવારના રોજ વેમાર (તા. સાવલી) ગામે ગુજરાતના જાણીતા સાક્ષર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇના પ્રમુખપદે મળી હતી. વેમાર ગામની વસ્તી ટૂંક છતાં પણ તે પ્રમુખ સાહેબ અને બીજા ભાગીદારો વચ્ચેનું તેમનું વડીલોના વખતથી ઇનામમાં મળેલું ગામ હોવાથી તે જ ગામે પરિષદ ભરાતી હોવાથી પ્રમુખશ્રીને વધુ આનંદ થયો હતો. પરિષદસ્થળને સુંદર મંડપ બાંધી આસોપાલવ ને યુકેલીપ્ટસનાં તોરણોથી સુશોભિત કરવામાં આવ્યું હતું. પ્રમુખશ્રી સાથે તેમના પિતા શ્રી. વસંતલાલ સુંદરલાલ વયોવૃદ્ધ છતાં પણ પધાર્યા હતા. સાવલીથી વહીવટદાર રા. મહાલ શાળાધિકારી શ્રી. મોહનલાલ તેમ જ વકીલ શ્રી. રામચંદ્ર વગેરે સંભાવિત ગૃહસ્થો ઉપરાંત પુસ્તકાલયોના પ્રતિનિધિ તરીકે તાલુકાનાં ગામોના શિક્ષકોની પણ સારી હાજરી હતી. સેંટ્રલ લાયબ્રેરી ખાતેથી રા. એકનાથ પટેલ પણ આ પરિષદમાં આવ્યા હતા.

પ્રથમ બાળકોની પ્રાર્થના, ગીત વગેરે થઇને પ્રમુખપદ માટે દરખાસ્ત અનુમોદન થતાં પ્રમુખશ્રીએ સભાનું કામ આગળ ચલાવવા જણાવતાં સ્વાગતપ્રમુખ રા. ગોહેલ હિરાભાઇ મોતીભાઇએ આવકારનું ભાષણ વાંચ્યું હતું. તેમાં પુસ્તકાલય પરિષદનો હેતુ બતાવી ત્યાંના શિક્ષક રા છગનલાલ સોમેશ્વર જોષીની અને રા. ત્રિકમલાલ મથુરભાઇની પ્રેરણાથી આ તક સાંપડી હોઇ તેમના ઇનામદાર પૈકી એક વિદ્વાન અને પ્રખર સાહિત્યસર્જક તથા ગામડાની પ્રજામાં ઓતપ્રોત બની તેના નિષ્ણાત રાજ્યના ઉચ્ચ અમલદારનો જ હોદ્દો ભોગવતા પ્રમુખ સાહેબ મળવાથી વધુ આનંદ દર્શાવ્યો હતો. આ પરિષદ સફળ બનવા રા. વકીલ નૃસિંહરામભાઇ જે મહાલ મંડળના મંત્રી છે તેમના સંપૂર્ણ સહકારથી આ નવીન કાર્ય પરિપૂર્ણ કર્યું છે, એમ વિશેષમાં જણાવી, સર્વે પધારેલા મહેમાનોનું સ્વાગત કરી આભાર માન્યો હતો. સાથે સાથે શાળા માટે મકાન નથી તેમ ગામમાં ચોરો નથી, પુસ્તકાલય માટે મકાન નથી ને પાણીનું વિશેષ સાધન નથી તે માટે બનતું કરવા પ્રમુખ સાહેબને વિનંતિ કરી હતી.

તે પછી મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી રા. વકીલ નૃસિંહરામ શંકરલાલ પુરોહિતે નિવેદન વાંચ્યું હતું.

૧૭-૧-'૩૫ ના રોજ ખાખરિયા મુકામે પહેલી પરિષદ ભરાયા પછી આ બીજી પરિષદ હતી' માનદ પ્રચારકો રા. છગનલાલ તથા રા. સોમાભાઇ ગરબડભાઇ વેજપુર શિક્ષકના કાર્ય માટે પ્રશંસા કરી હતી. શાળાવાળાં ગામ છતાં ત્યાં પુસ્તકાલયો કે વાચનાલયો નથી તે ગામો જણાવી ફરતા પુસ્તકાલયોની પેટીઓનો લાભ ગામડામાં આપવામાં આવ્યો છે વગેરે ટૂંક નિવેદન કરી બધાઓએ પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો. તે પછી શ્રી. પ્રમુખ સાહેબે સુંદર અને પ્રેરક ભાષણ લોકભોગ્ય ભાષામાં કર્યું હતું.

## પ્રમુખશ્રીનું ભાષણ

મારો વેમાર ગામ સાથે એટલો જ સંબંધ છે કે આ ગામ ઇનામી હોઇ તેમાં કેટલાક ભાગદારો હોવા છતાં મારા પિતાશ્રીનો તેમાં હિસ્સો છે. મને આ ગામે પરિષદ ભરાતાં

પ્રમુખપદ સ્વીકારવા રા. મંત્રીએ ઇંતેજારી બતાવેલી તેની મેં હર્ષથી હા પાડી. આજે ઘણાં વર્ષે હું આ ગામે આવ્યો છું. સને ૧૯૦૮ ની સાલમાં મારા પિતાશ્રી સાથે આવેલો. આ ગામમાં ભારે જમીનદાર કોણ છે તેની મેં સહેજ તપાસ કરી તો એક જ ખાતાદાર ફક્ત ૮૦ વિઘાનો છે ને તેમાં વળી જમીન બે ભાઈ વચ્ચે વહેંચાયલી છે. બીજા તો તદ્દન નાના ખાતેદારો છે. ગામની આ પરિસ્થિતિ ગરીબાઈનો ખ્યાલ આપે છે.

ગામમાં વિશેષ કોઈ ભણેલા ન હોય, ગરિબાઈમાં દિવસો કાઢે એમાં દોષ ગામડાના ભાઈઓનો જ કાઢું. કારણ, ગામડામાં ખાસ કરીને કેળવણીમાં એટલે ભણવામાં રસ લેતા નથી, આળસુ રહે છે, અજ્ઞાની રહે છે તો બધી ગ્રામ પ્રજા કેળવણીમાં રસ લેતી થાય તેમાંથી કોઈ ગ્રેજ્યુએટ થાય, વકીલ થાય કે ડૉક્ટરની સારી ડીગ્રી ધરાવે તો તેણે તે ગામડામાં જ રહેવું જોઈએ; પોતાનું ગામ છોડી બીજે સ્થળે ન જવું જોઈએ. તો જ તે ગામને હિતાવહ છે. ધનિમાી ગામે ઇનામદાર ગામમાં કેમ ન રહે? તમારી ગામડાની જરૂરીઆતો માટે વહિવટદાર સાહેબના દરવાજા તોડો–અર્થાત્ એક નહિ પણ વધુ વખત મુશ્કિલતો કે જરૂરીઆતો માટે માગણીઓ મંજૂર થતા સુધી પાછી પાની ન કાઢો.

હું આજે પરિષદનો વિષય પુસ્તકાલયો સંબંધે છે તે સંબંધે વધારે નહિ કહું. પણ કેળવણી લેવા માટે ને ગ્રામ્ય પ્રજાની પ્રગતિ માટે તો કહીશ. તમો લોકો સાદી ને ગ્રામ્ય ભાષામાં સમજો એવી રીતે હું તમારી સાથે વાત કરું. અજ્ઞાન રહેવામાં બહુ બગડે છે. ભણેલાની સ્થિતિ તપાસો તો તમને જણાશે કે ભણી ગણીને જ્ઞાન લેવું જ જોઈએ. તમારે કંઈ અરજી માટે કે બીજા સરકારી કામે મહાલે જવું હોય તો એકલા જઈ શકતા નથી. સાથે ૨–૪ માણસો લો છો. ગાડું કે ડમણીઆમાં બેસી મહાલે જઈ ચહા માટે હોટલમાં જઈ પૈસા ખર્ચ કરો છો. તમો ભણેલા હો તો એકલા પણ જઈ શકો. તમારાથી સીધી રીતે વાત થઈ શકતી નથી; કોઈ ભણેલાને આગળ કરવો પડે છે. પટેલ, તલાટી, તજવીજદાર કે નોંધણી કામદાર પાસે જઈ અજ્ઞાનમાં કેટલો ખર્ચ કરો છો!! તમારા પૈસા વગર કારણે કેટલા જાય છે તે તમો સમજો છો? આ બધું પરિણામ તમારી અજ્ઞાનતા અને અભણપણાને લીધે થાય છે. તમારી અણઆવડતને લીધે સેંકડે ૨૫) ટકા જેટલો વધારે ખર્ચ કરવો પડે છે. એમાં જો કોઈ કહે કે ઓછા ટકા છે તો તે વાતની ખાતરી કરી કબૂલ કરું. આ તો મારા અનુભવની વાત છે.

તમારા હક્કો ને અધિકાર શું છે તે પણ તમારે જાણવાની ખાસ જરૂર છે. તે જ્યાં સુધી ન જાણો ત્યાં સુધી તમારી ગરીબાઈ જવાની નથી ને દુઃખી થશો. તમારી ખેતી સુધારો. અન્ય દેશો અમેરિકા, ઈંગ્લાંડ વગેરે સ્થળે ખેડૂત સુંદર ખેતી કરે છે ને એટલા નિષ્ણાત હોય છે કે તેઓ ખેતીમાંથી પુષ્કળ મેળવે છે, જેમને ત્યાં અમારા જેવા ભણેલાઓ નોકરી કરે છે. તેમનાં મકાનો ભારે ખર્ચથી કરેલાં હોય છે, મોટરો રાખે છે, તેમને ખેતીનું સારૂં જ્ઞાન હોય છે. તમો પણ ભણી ખેતીનું સારૂં જ્ઞાન ધરાવો તો તમારી બીક જતી રહેશે અને તમો ગરીબ નહિ રહો.

શ્રીમંત સરકારે આપણા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરી છે તેનો લાભ ઉઠાવો. બધાં બાળકો ભણેલાં હોવાં જોઈએ, કન્યાઓને ખાસ ભણાવવી ઘટે છે. વળી મોટાં

માણસોએ પ્રૌઢ શિક્ષણનો લાભ લેવો. એ પ્રમાણે આખું ગામડું ભણેલું થશે ને સમજતું થશે તો અજ્ઞાનનો અંધકાર દૂર થશે. પુસ્તકોમાં ખેતીનું જ્ઞાન મળે એવાં પણ હોય છે તે વાંચો, બહુ ઉપયોગી થશે. ભણેલા ને આગળ વધેલા દેશો બીજા અજ્ઞાન અને પછાત દેશો કરતાં ૧૦-૧૫ ગણું ઉપજાવે છે. આપણા રાજ્યમાં શાળાઓ ને પુસ્તકાલયો ઘણાં છે. હિન્દભરમાં કેળવણી માટે ઘણી સવડ છે. તેમાં આપણા રાજ્યમાં વધારે સવલતો શ્રીમંત સરકારે કરી છે. ગામડામાં નિદાન ચોથા ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ મળે છે તે દરેક બાળકે લેવું જોઇએ. પોતાના ગામમાં અંગ્રેજી ભણેલા હોય વિશેષ જ્ઞાન મેળવેલું હોય તેમના ઉપર ગામની પ્રજા આધાર રાખે એ સ્વાભાવિક છે. તેવા સખસોએ ગામની સેવા કરવી એ તેમની ફરજ છે.

રા. મંત્રીએ નિવેદન વાંચ્યું તેમાં ૩૬૦૦૦ પુસ્તકો છે ને વસ્તી ૬૨૦૦૦ બતાવી છે. તેમાં વળી ૧૯૦૦૦ પુસ્તકો વંચાયાં છે એટલે ગોલા હિસાબે ફૈ પુસ્તક એક ઇસમ માટે પડ્યું. આ માટે જવાબદાર કોને ગણવા ? ભણેલા વધુ છે, છતાં પુસ્તકાલયનો લાભ ઉઠાવી શકતા નથી. સાધનવાળા ભણેલા હુંશિયાર અને અક્કલવાળાઓની સંખ્યા વધુ હોવા છતાં પુસ્તકો વાંચવા વંચાવવાનું કાર્ય કરે તો તેમની જવાબદારી ઓછી ગણાય. આપણે સુખી થવું હોય તો જ્ઞાન મેળવવું એ જ સરળ ને ઉત્તમ માર્ગ છે.

ગુરુના પગલે ચાલવું એ સૂત્ર શીખવું.

શિક્ષક બંધુઓ પુસ્તકાલયોનું કાર્ય ઉપાડે છે તેમ હવે પછી પણ તે ઉપાડી લે. આ કાર્યને બોજારૂપ ન ગણે; જો કે શિક્ષકોની પરિસ્થિતિ પણ વિપરીત છે. તેમના શિરે શિક્ષણ ઉપરાંત વધુ બોજાઓ છે. જૂના કાળમાં બ્રાહ્મણો જ વિદ્યા આપતા અને લેતા. તે જ કાર્ય શિક્ષકોનું છે. જૂના વખતમાં બ્રાહ્મણો જે કાર્ય કરતા તે હવે રહ્યું નથી. ગામડામાં ભજન મંડળીઓ, કથાઓ થતી. જ્ઞાનની વૃદ્ધિ કરો તો ઇશ્વર મુક્તિ આપશે. હિંદભરમાં ગ્રામ્ય ઉદ્ધાર માટે શિક્ષક વર્ગ જ છે. શિક્ષકોનું સ્થાન ઊંચું છે ને તેમના કાર્યમાં સેવાભાવ રહેલો છે. જ્ઞાનની પરબો ખોલો, સૌને પાવ ને પીવો. શિક્ષકો ધર્મપ્રચારક તરીકે કાર્ય કરે અને જૂના બ્રાહ્મણોનું અનુકરણ કરે તો ઇશ્વર તેમને બદલો આપી રહેશે.

તે પછી રા. વકીલ રામચંદ્ર પાઠક, રા. મોહનલાલ શાળાધિકારી તથા રા. નૃસિંહરામ વકીલે પુસ્તકાલયને લગતા વિષયો તથા શિક્ષકો સંબંધે નિવેદન કર્યું હતું. બાદ નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સાહેબના દીર્ઘાયુનો પ્રમુખસ્થાનેથી રજૂ થઇ પસાર થયો હતો.

**ઠરાવ ૨**—સાવલી તાલુકાનાં કેટલાંક ગામોમાં શાળાઓ હોવા છતાં પુસ્તકાલયો નથી. આવાં ગામો પછાત વસ્તીનાં તથા ગરીબ સ્થિતિનાં હોવાથી લોકમદદ ઊભી થઇ શકે તેમ નથી તો આવાં ગામોમાં હીરકમહોત્સવ નિધિમાંથી પુસ્તકાલયો ખોલી આપવા આ પરિષદ ખાતાને આગ્રહસરી વિનંતિ કરે છે.

**દ. મૂ. : છગનલાલ સોમેશ્વર જોષી** — **અ. આ. : સોમાભાઇ ગરબડભાઇ**

ઠરાવ ૩—પુસ્તકાલયને ગામપંચાયત મદદ આપે છે. પણ તે ઘણી મોડી મળે છે. આ પંચાયત મદદ દરવર્ષે ડિસેમ્બર આખર સુધીમાં દરેક પંચાયત તરફથી જે તે પુસ્તકાલયને મળી જાય તેવી વ્યવસ્થા થવા આ પરિષદ મે. રા. રા. મહાલવહીવટદાર સાહેબને આગ્રહભરી વિનંતિ કરે છે.

દ. મૂ. : સોમાભાઇ ગરબડભાઇ અ. આ. : અંબાલાલ લલ્લુભાઇ

ઠરાવ ૪—જે જે ᵃ વર્ગની સદ્ધર સહકારી મંડળી ચાલતી હોય તેને ગામોનાં પુસ્તકાલયોને નફાના ૪૦% જેટલી મદદ કરવા આ પરિષદ સહકારી મંડળીઓના અધિકારી સાહેબને નમ્ર વિનંતિ કરે છે

દ. મૂ. : નારણભાઇ દામોદર ત્રિવેદી અ. આ. : ત્રિકમલાલ મથુરભાઇ

ઠરાવ ૫—કેટલાંક પુસ્તકાલયના મંત્રી પુસ્તકાલયનું ત્રિમાસિક નિવેદન મહાલ મંડળમાં મોકલતા નથી. આ મંત્રી ભાઇઓને વિનંતિ છે કે ત્રિમાસિક નિવેદન જૂથ મંડળમાં ઠરાવેલે વખતે મોકલી દેવું. જૂથ મંત્રીએ એકંદર કરી મહાલ મંડળના મંત્રીને મોકલવાં. આ વહીવટ એકસહ ચલાવવા દરેક મંત્રીભાઇને વિનંતિ છે.

દ. મૂ. : પ્રભુદાસ રાયજીભાઇ પટેલ અ. આ. : શિવાભાઇ છગનભાઇ

ઠરાવ ૬—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દરેક પુસ્તકાલયને પુસ્તકોનું પારસલ પૃથક્ પૃથક્ મોકલે છે. આમ કરવાથી નૂરના પૈસા ઘણા થઇ જાય છે. માટે જૂથ દ્વારા સામટાં પારસલો મોકલવાથી પુસ્તકાલયોને ફાયદો થાય એમ છે. તો જૂથ મારફત પારસલો સામટાં મોકલવા પુ. સ. સ. મંડળના મંત્રીને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. : રમણલાલ ગોરધનદાસ અ. આ. : જયંતીલાલ ભોગીલાલ મહેતા

ઠરાવ ૭—મહાલ મંડળની સભામાં જૂથના મંત્રીઓ આવતા નથી, જેથી આર્થિક રિપોર્ટ ને બજેટનાં કામો લંબાય છે. પુસ્તકાલયોનાં બજેટ એકસહ સામટાં મહાલેથી જાય તો કામમાં સરળતા થાય. તો દરેક જૂથ મંડળના મંત્રી ભાઇઓને મહાલ મંડળની સભામાં દર વખતે હાજર રહેવા આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. : વકીલ નૃસિંહરામ શં. પુરોહિત અ. આ. : રમણલાલ ચુનીલાલ પંડયા

ઠરાવ ૮—આ તાલુકામાં કુલ ગામો મોટાં પરાં સાથે ૧૬૨ આવેલાં છે. તે પૈકી શાળા વગરનાં જે ગામોમાં વાચકવર્ગની સારી સંખ્યા હોય ત્યાં જે તે ગામની માગણી આવ્યેથી વાચનાલય ઉઘાડવા આ પરિષદ ખાતાને આગ્રહભરી વિનંતિ કરે છે.

દ. મૂ. : મોહનલાલ નરોત્તમદાસ શાહ અ. આ. : રમણલાલ મોતીલાલ

ઠરાવ ૯—પ્રમુખશ્રીના આભારનો હતો.

છેવટે પ્રમુખશ્રીનો ઉપસંહાર થઇ ફૂલહાર થયા હતા અને રાજગીત ગવાયા બાદ પરિષદનું કાર્ય પૂરૂ થતાં સભા વિસર્જન થઇ હતી.

---

એક વાર વચન આપીને તેનો ભંગ કરનારનો કોઇ ફરીથી ઇતબાર રાખતું નથી, કારણ કે જૂઠાં વચન આપનારાઓની વાતો ' હાથીના દાંત ' જેવી હોય છે.

# હિંદ અને અમેરિકાની સાંસ્કારિક એકતા

૧૯૭૯ ના ઑક્ટોબરમાં અમેરિકાની કોંગ્રેસના પુસ્તકાલયના હિંદી અભ્યાસનિયામક ડૉ. પોલમેન હિંદ અને મધ્યપૂર્વના એક વર્ષના અભ્યાસ માટે નીકળ્યા હતા.

લગભગ ૮ મહિના હિંદમાં તેમણે ગાળ્યા, જ્યાં દેશના દરેક ભાગની મુલાકાત લીધી. હિંદનાં વિશ્વવિદ્યાલયો અને વિદ્યાલયો કદ, સંખ્યા અને સાહસવૃત્તિની દિશામાં વિકસિત થ રહ્યાં છે. પ્રકાશનકેંદ્રો તરીકે તે વધુ મહત્ત્વનાં બની રહ્યાં છે. અભ્યાસક્રમ મુખ્યત્વે પાશ્ચિ માત્ય ઢબનો હોય તેમાં વધારો કરવા અને હિંદી સંસ્કૃતિ તેમ જ સિદ્ધિઓનો વધુ ઉ અભ્યાસ કરવાનું તેઓ ખાસ વલણ દર્શાવે છે. એટલે દેખીતું જ છે કે આ સંસ્થાએ હિંદ અને અમેરિકન પુસ્તકાલય વચ્ચેના સંબંધનાં મહત્વનાં કેંદ્રો તરીકે ગણવી જોઇએ.

કેટલાંક વિશ્વવિદ્યાલયો સાથે એવો પ્રબંધ કરવામાં આવ્યો છે કે પોતપોતાનાં અરસપર પ્રકાશનો મોકલવાં તેમ જ બનતી બધી સહાય આપવી.

### સંગ્રહસ્થાનો અને સંસ્કારકેંદ્રો

હિંદનાં સંગ્રહસ્થાનો નાણાંકીય તંગી ભોગવી રહેલ છે. પણ હિંદની સરકારના પ્રાચીન વસ્તુસંશોધન ખાતા તરફથી ઉદારતાપૂર્વક સંગ્રહસ્થાનની વસ્તુઓ જુદે જુદે સ્થળે આપવામાં આવી છે. મર્યાદિત સગવડો છતાં ઘણા સંગ્રહપતિઓએ ઘણી વાર પોતાના અંગત પ્રયત્નથી નોંધપાત્ર સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે.

અમેરિકન પુસ્તકાલય અને ઘણાં સંગ્રહસ્થાનો વચ્ચેનો અત્યાર પહેલાંનો સંબંધ વધુ મજબૂત બન્યો છે. અને બીજી સંસ્થાઓએ આ પુસ્તકાલયના હિંદી અભ્યાસ માટે સહકાર આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી છે. તેમાં રાજકોટનું વૉટસન સંગ્રહસ્થાન, મુંબઇનું પ્રિન્સ ઑફ વેલ્સ સંગ્રહસ્થાન, કલકત્તાનું હિંદી સંગ્રહસ્થાન, વડોદરા રાજ્યનું સંગ્રહસ્થાન અને ગ્વાલીઅરનું પ્રાચીન વસ્તુસંશોધન સંગ્રહસ્થાન મુખ્ય છે. બંગાળ પુસ્તકાલય મંડળ, મદ્રાસ પુસ્તકાલય મંડળ અને હિંદી પુસ્તકાલય મંડળ પુસ્તકાલયપદ્ધતિ અને વિકાસમાં ઐક્ય સાધવાનું સુંદર કાર્ય કરે છે.

### પુસ્તકો અને પુસ્તકવિક્રેતાઓ

લગભગ બધી મોટી પુસ્તકપ્રકાશન પેઢીઓ અને પુસ્તકવિક્રેતાઓની મુલાકાત તેમણે લીધી હતી. તેમની નામાવલિઓ હવે નિયમિત રીતે અમેરિકન પુસ્તકાલયને મળશે. પુસ્તકાલયના સામાન્ય સંગ્રહ માટે તેમ જ કાયદાશાસ્ત્રનાં પુસ્તકાલય માટે સેંકડો ગ્રંથો મેળવવામાં આવ્યા છે. તેમાંના ઘણા અજોડ અને પ્રાચીન છે, પણ આધુનિક બાબતો પરનાં તાજેતરમાં પ્રગટ થએલાં પુસ્તકોનો પણ તેમાં સમાવેશ થયો છે.

સંસ્કૃત, પ્રાકૃત, હિંદી અને બીજી ભાષાઓના કેટલાક ગ્રંથોની મૂળ પ્રતો તેમણે મેળવી છે. તેમાં એક પંદરમી સદીની જૈન કલ્પસૂત્રની હસ્તપ્રત પણ છે. તેમાં કેટલીક પ્રતો તો એવી છે જે બીજી કોઇ નામાવલિમાં દાખલ થએલ નથી.

સંસ્કૃત અને બીજી ભાષાઓની દુર્લભ અને પુરાણી પ્રતોનાં ૧,૦૦૦ થી પણ વધુ

પાનાંઓનાં ચિત્રો લેવાયાં છે. તેને અમેરિકાના આ પુસ્તકાલયમાં રાખી તેની નામાવલિ બનાવવામાં આવશે. તેમાં મહત્ત્વની ધર્મપ્રથાઓની મૂળ પ્રતો, અલભ્ય જૈન ધર્મ અંગેની હસ્ત–પ્રતો, વેતાલપંચવિંશતિની અજોડ પ્રત અને પુરાણી તાંત્રિક મૂળ પ્રતોનો સમાવેશ થાય છે.

કેટલાંક મહત્ત્વનાં હિંદી રાજસ્થાનો અને પ્રાંતો તરફથી ભૂતકાળમાં કંઇ ન મળ્યું હોય, ત્યાંથી સત્તાવાર પ્રકાશનો મેળવવા માટે અમેરિકન પુસ્તકાલયની ઘણા સમયની ઇચ્છા હતી. સત્તાવાળાઓની મુલાકાત લઈ ડૉ. પોલ્મેને ઘણાખરા કિસ્સાઓમાં સહકાર મેળવવાની જોગવાઇ કરી છે. હિંદી રાજસ્થાનોએ ડૉ. પોલ્મેનની સહૃદયતાપૂર્વક સરભરા કરી હતી અને તેમના કાર્યમાં દરેક પ્રકારની સહાય આપી હતી. આશા છે કે નીચેનાં રાજ્યો તરફથી અમેરિકન પુસ્તકાલયોને વાર્ષિક અહેવાલો, જાહેરાતો, જનસંખ્યાગણતરીના અહેવાલો, પ્રાચીન વસ્તુસંશોધન નોંધો, કાયદાશાસ્ત્રની બાતમીઓ અને સંગ્રહસ્થાનોના અહેવાલો મળતા રહેશેઃ–

વડોદરા, ભાવનગર, ભોપાળ, કોચીન, ગ્વાલીઅર, હૈદ્રાબાદ, ઇંદોર, જમ્મુ અને કાશ્મીર, મૈસૂર અને ત્રાવણકોર, વાયવ્ય સરહદ પ્રાંતનાં કેટલાંક પ્રકાશનો પણ મળશે. આ નામાવલિમાં બીજા વધારા કરવામાં આવશે.

---

# નિકલ ધાતુમાંથી કાગળ

કાગળની તંગીથી અનેક દેશો મુંઝાઇ રહ્યા છે અને કાગળની બનાવટ માટે અનેક નવા નવા પદાર્થોનો ઉપયોગ કરવાના પ્રયોગો ચાલી રહ્યા છે. નિકલ જેવી ધાતુમાંથી પણ કાગળ બની શકે એ હકીકત વિચિત્ર લાગે છે છતાં જાપાનીઓએ એ સિદ્ધ કરી બતાવ્યું છે. આજે કાગળમાંથી બનતાં પુસ્તકોનું સ્થાન ભવિષ્યમાં ધાતુનાં પુસ્તકો લેશે, એવી એડીસને કરેલી આગાહીને જાપાનીઓ ચીવટથી વળગી રહ્યા જણાય છે. જાપાનીઓ અનેક પ્રયોગો પછી એવો દાવો કરવા સમર્થ થયા છે કે એક મિલિમિટરના બે હજારમા ભાગ જેટલી જાડાઇવાળા નિકલના કાગળો તેઓ બનાવી શકે છે, એટલું જ નહિ પરંતુ આ નવા પ્રકારનો કાગળ જૂના પ્રકારના કાગળની માફક ચેપવાહક પણ નથી. નિકલનાં પાનાં છાપવાની શાહીને, સામાન્ય કાગળ કરતાં ચઢિયાતી રીતે નહિ તો છેવટે એટલી જ સારી રીતે ચૂસી શકે છે. અને એક શેરથી ઓછા વજનવાળી અને બે સેન્ટીમીટરની જાડાઇવાળી ચોપડીમાં આવાં ૪૦,૦૦૦ ઉપરાંત પૃષ્ઠો સમાઇ શકે છે તથા સામાન્ય કાગળમાંથી બનાવેલી અને પૂંઠાવાળી ચોપડીની જે કિંમત પડે તેનાથી લગભગ પોણી કરતાંય ઓછી કિંમતે એ વેચી શકાય છે.

બટાટામાંથી કાગળ બનાવવાનો એક બીજો ખ્યાલ પણ જાપાનીઓનો હતો. બટાટાને અમુક રસાયણોમાં પલાળી એક ગુપ્ત ક્રિયા દ્વારા રેસા છૂટા પાડી નાખવામાં આવતા, તે પછી માવાને ધોઇને સૂકવવામાં આવતો અને ખુશીથી દૈનિક ઉપયોગમાં લઇ શકાય તેવો કાગળ બનાવવામાં આવતો. બટાટામાંથી બનેલા કાગળ પર જ જાપાની સરકાર ખેડૂતોજોગા સંદેશા છપાવી તેમને રદ્દી બટાટા બાળી નાખવાને બદલે સાધારણ કિંમતે સરકારને વેચવાનું અને એ રીતે દેશની તંગીને પહોંચી વળવામાં સહાય કરવાનું જણાવતી.

[ "પ્રનબંધુ"માંથી. ]



**૧. સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને સ્વામીશ્રી શિવાનંદજી**—અનુવાદક શ્રી. ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ; પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૬+૪૦૦, બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૬–૦.

બંગાળી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં (૧) સ્વામી બ્રહ્માનંદજી (૨) મહાપુરુષજીની કથા અને (૩) મહાપુરુષજીની પત્રાવલિ, એ ત્રણ પુસ્તકોનો એકત્ર કરાયલો આ એક અનુવાદ છે. એમાં ઉપર જણાવેલી વ્યક્તિઓનું ટૂંક ચરિત્ર અને કથાપ્રસંગો તથા બીજાઓની સાથે કરેલો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. આ વ્યક્તિઓ બંગાળના સુપ્રસિદ્ધ મહાત્મા શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના પટ્ટશિષ્યો તરીકે બંગાળમાં ખૂબ જાણીતી થઇ ગયેલ છે. સ્વામી બ્રહ્માનંદજીનું પૂર્વનામ રાખાલ અને સ્વામી શિવાનંદજીનું તારકનાથ ઘોષલ હતું. સ્વામી શ્રી. શિવાનંદજીને મહાપુરુષના નામથી પણ લોકો સંબોધતા. સ્વામીશ્રી બ્રહ્માનંદજીની પ્રશ્નોત્તરી અને સ્વામીશ્રી શિવાનંદજીના કથાપ્રસંગો, ધર્મ એ શું છે? ગુરુ શા માટે હોવા જોઇએ? પ્રભુપ્રાપ્તિ માટે શું કરવું જોઇએ? મનુષ્યજીવનનો અંતિમ ઉદ્દેશ શું છે? વગેરે રહસ્યો ઠીક ઠીક સમજાવે છે. બંનેનાં ચરિત્ર પણ બોધક અને પ્રેરક છે. ધર્મજ્ઞાનના પિપાસુઓએ અને ભક્તજનોએ આ પુસ્તક ખાસ વાંચવા જેવું છે.

**૨. ઇશ્કની ખુશ્બુ**—લેખક 'બકુલેશ'; પ્રકાશકઃ આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવબાગ, મુંબાઇ ૨; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૮+૨૫૨; રંગીન આચ્છાદન સહિત પાકું પૂઠું, કિંમત રૂ. ૨–૮–૦.

આ પુસ્તકમાં ઇશ્કની એટલે કે સાચા પ્રેમના દર્દની નાની મોટી દશ વાતો આપવામાં આવી છે. વાર્તાનાં પાત્રો અને વસ્તુ મોટે ભાગે મિસર, આરબ, આફ્રિકા અને અફઘાનિસ્તાન વગેરે પ્રદેશોના ઇસ્લામજીવનમાંથી લેવાઇ છે. બે-ત્રણ વાતો મોગલાઇ જીવનમાંથી પણ લેવાઇ છે. આ વાતોમાં કોઈ કોઇ ઠેકાણે રજપૂત પાત્રોનાં પણ દર્શન થાય છે વાતો બધી જ એકબીજાને ચાહતાં સ્ત્રી-પુરુષોના પ્રેમના દર્દની જ છે. પ્રેમની સામે આવતાં વિઘ્નો દૂર કરવા સારુ ગમે તેટલાં દુઃખો સહન કરવામાં આવે તો તે પણ સહન કરવા તૈયાર થાય છે. મોતને ભેટવાના પ્રસંગો આવે તો તેને પણ હર્ષથી ભેટે છે. ઇશ્કના આશકોને આ સાહિત્ય કદાચ વાંચવાનું ગમશે. બાકી બીજાઓને તે કેટલું ગમશે તે કહી ન શકાય.

**૩. કૃષ્ણલાલનું વીલ**—અનુવાદકઃ સ્વ. નારાયણ હેમચંદ્ર; પ્રકાશકઃ સસ્તુ પુસ્તકાલય, ઘોઘાગેટ, ભાવનગર; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૦૦, સચિત્ર કાચું પૂઠું, મૂ. ૦–૧૨–૦.

બંગાળના સુપ્રસિદ્ધ લેખક સ્વ. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે, બંગાળીમાં પ્રસિદ્ધ કરેલ

'કૃષ્ણકાંતેર વીલ'ના પુસ્તકનો આ એક વધુ અનુવાદ છે. અનુવાદક સ્વ. નારાયણ હેમચંદ્ર પણ ગુજરાતના એક જાણીતા લેખક હતા.

'કૃષ્ણલાલનું વીલ' એ એક સામાજિક વાર્તા છે. અને તે આ પહેલાં પણ પ્રસિદ્ધ થઈ ચૂકેલી છે. આ જ વાર્તા કૃષ્ણલાલને બદલે 'કૃષ્ણકાન્તનું વીલ' એ નામે આર. આર. શેઠની કું. તરફથી પણ ૧૯૪૦ માં પ્રસિદ્ધ થઈ છે.

કૃષ્ણલાલ એ એક કુટુંબની વડિલ વ્યક્તિ છે. એ વ્યક્તિ પોતાની મિલકતનું વીલ કરે છે; પણ તે પછી પોતાનાં સંતાનો ધર્મને છોડી અધર્મને રસ્તે જતાં, એ વીલમાં વખતોવખત ફેરફાર કરવાની જરૂર પડે છે. જગતમાં પૈસો અને અન્ય સ્ત્રી પ્રત્યેનો અંધપ્રેમ, મનુષ્યને અધર્મને રસ્તે કેટલીય વ્યક્તિઓનાં જીવનને દોરી છિન્ન-ભિન્ન કરી નાખે છે. અને પરિણામે તેમાંથી કેટલાય અનર્થો નીપજે છે. તેનું આ એક સુંદર ચિત્ર છે. વિધવાજીવન ગાળવા કરતાં વિધવાને પુનર્લગ્ન કરવાના રસ્તા મોકળા કરી આપવાનું આ ચિત્ર સૂચન કરે છે. સતી સ્ત્રી પોતાનો પતિ અધર્મને રસ્તે જવા છતાં તેના પ્રત્યે કેટલો પ્રેમ અને વિશ્વાસ ધરાવે છે તેનું પણ એક જ્વલંત ચિત્ર આમાં મૂકવામાં આવ્યું છે. વાર્તા બોધક અને પ્રેરક હોઈ સમાજમાં પ્રચાર કરવાપાત્ર છે.

'અ-દ્રષ્ટા'

૪. **કૃષ્ણપ્રતીક્ષા**—કવયિત્રી જામકુંવર. (સંગીત ભજનાવલી) પ્રાપ્તિસ્થાન એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

કવયિત્રી જામકુંવરે એમણે પોતે રચેલ પચ્ચીસ સુંદર ભજનોનો આ સંગ્રહ છે. આ ભજનો રાગરાગિણીમાં તાલસહિત આપેલાં છે. નવજીવન પ્રકાશન મંદિરની આશ્રમ ભજનાવલિ જેવો આ નાનકડો સંગ્રહ છે. કાગળો ઘણા ઉંચા અને છપાઈ સ્વચ્છ છે. ભજનરસિક આમ પ્રજા માટે અવશ્ય વસાવવા જેવું છે.

**સંગીતશાસ્ત્રી જગન્નાથજી પંડિત**

**જગતસાહિત્યનો કથાસમ્રાટ**

"કથા લખવાની કલામાં ડુમા મારો ગુરુ છે. નવો ચિતારો પોતાના ગુરુનાં અમર ચિત્રોની રેખા હૃદયમાં ઉતારી ચીતરતાં શીખે છે. નવો કવિ કોઈ કવિવરની રસિકતા અને શબ્દ-સિદ્ધિને સેવી કાવ્યો લખતો થાય છે. એ જ રીતે ડુમાની કલાના પરિચયથી મારામાં રહેલી કથાકારની કલાને સ્વરૂપ મળ્યું, તેજ મળ્યું, પ્રેરણા મળી. મેં ઇરાદાપૂર્વક એનો અનુવાદ કદી કર્યો નથી ને પાત્ર કે વસ્તુનું અનુકરણ જાણીને કર્યું નથી; પણ ડુમાની કલાની અસર મારી કૃતિઓમાંથી ગઇ નથી."

"આકરામાં આકરી કસોટી કરીએ. વસ્તુની રસિકતા, સુગ્રથિતતા કે વિવિધતાનું ધોરણ લઇએ. પાત્રોનાં વૈવિધ્ય ને જીવંતતાને કલાનું અંગ ગણીએ; વાર્તાલાપની છટા, સચોટતા ને નાટયારૂપતાને સાહિત્યનું મુખ્ય તત્ત્વ માનીએ; પ્રસંગોની ગૂંથણી ને અદ્ભુતતા નવલકથાનો પ્રાણ માનીએ; તો ડુમાની કલા કોઇ પણ સાહિત્ય સ્વામીની કલાથી ઊતરતી નથી. અસ્ખલિત રસ પેદા કરવાની શક્તિ,—જે કથાનો આત્મા છે,—તેનું ધોરણ લઇએ તો જગતસાહિત્યમાં કથાસમ્રાટનો તાજ એલેક્ઝાંડર ડુમાને જ પહેરાવવો પડે. અને આવા સાહિત્ય-સ્વામીની કલાની પરમ જ્યોતિમાંથી મેં મારો ધરદીવડો ચેતાવી, ગુજરાતના સાહિત્યમાં જરાક પણ પ્રકાશ પાડયો છે એમ કોઇ માને, તો હું મારું કહ્યું સાર્થક થયું માનીશ."

૫. **અડધે રસ્તે**—લેખકઃ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથ-

રત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨+૭૦૨, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩-૦-૦.

આપણા જાણીતા સાહિત્યકાર અને નવલકથાલેખક શ્રી. કનૈયાલાલ મુનશીએ આ પુસ્તકમાં તેમના પૂર્વપુરુષોથી લઇને તેમના કૉલેજજીવન સુધીનાં જીવનપ્રસંગો–આત્મકથારૂપે સરસ રમુજી અને માર્મિક શૈલીએ અને એકધારા વહેતા કથાપ્રવાહ માફક પુસ્તકમાં આલેખી છે.

ટેકરાના મુનશીઓના પ્રકરણમાં લેખકે એમના પૂર્વજોનું સમાજ અને રાજકારણમાં સ્થાન તેમ જ તેમનું ગૌરવ અને ટેક, તથા બાલ્યકાળ પ્રકરણમાં માતાપિતા અને બહેનોનાં હુલામણાં અને તે કાળે રૂખીબાની કુટુંબમાંની જમાદારી, પૈતૃક મિલકતની વહેંચણી, એમના કુટુંબના સરકાર, અધુભાઈ કાકા વગેરે વગેરેના જીવનપ્રસંગો શ્રી. મુનશીજીએ એવી હૂબહૂ શૈલીએ અને સ્થળે સ્થળે રમુજભરી અને માર્મિક રીતે આલેખ્યા છે કે જાણે એકાદ મર્માળી નવલકથા વાંચતા હોઇએ તેવો ખ્યાલ આવી જાય છે. ઉપરાંત પિતાના મૃત્યુ પછીના માતાના શિરે આવી પડેલા ઘરના બોજાનું વર્ણન એવું કરુણામયું લાગે છે કે કાચો પોચો વાચક જરૂર આંખમાંથી આંસુ સારવી દે. છેલ્લે કૉલેજજીવનમાંની મુનશીભાઇઓની કારકિર્દી પણ ખાસ વાંચવા જેવી છે. આખુંય પુસ્તક આપણા આ માનીતા સાહિત્યકારના પૂર્વજીવનનો સરસ પરિચય આપે છે.

આપણે ઇચ્છીએ, શ્રી. મુનશીજી તેમના પ્રવૃત્તિભરપૂર પ્રસંગોવાળું અત્યારપર્યંતનું જીવનકથન હવે જનતાને ચરણે ધરે.

પુસ્તકની કિંમત જરા વધારે પડતી લાગે છે આવાં જીવનકથાનકો જેમ બને તેમ ઓછી કિંમતે અપાય એ ઇચ્છનીય છે.

૬. છાયાનટ—લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૨૭૧, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૮-૦.

નિરાશાવાદનું તાદશ ચિત્ર આલેખતી સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈની આ નવલકથામાં એમણે આજના હિંદના વાતાવરણમાં સ્થળે સ્થળે ચર્ચાતા વાદોની ભીતરમાં ઠીક ડોકિયું કરાવ્યું છે. એ વાદોના પડદા પાછળ કેવાં દશ્યો છુપાયેલાં છે તે લેખકે પુસ્તકમાં ઉઘાડાં કરી આપ્યાં છે. આ બધું જોતા વાર્તાનાયક ગૌતમ આજો બને–નિરાશામાં ન ડૂબે તો બીજું શું થાય ? એવા અનેક ગૌતમો આપણે ત્યાં હશે, અને તેઓ નિરાશામાં ગળકાં ખાતા પોતે સ્વીકારેલા આદર્શને વેગળો પણ મૂકતા હશે. આમ છતાં કેટલાક છાયાનટે સૂચવેલા કિશન ગુંડાના દોસ્તદારો પણ બની જતા હશે અને આદર્શને વેગળો મૂકી દઈ જીવનમાં ઝુકાવતા હશે.

આખીય કથા એક આદર્શ રજૂ કરે છે અને તે ગુંડાગીરીનો. કોઇપણ ક્ષેત્રમાં ગુંડાગીરી અપનાવો અને તમારો બેડો પાર થશે. લેખક આ આદર્શ મૂકીને શું ગુંડાગીરી–સભ્ય ગુંડાગીરીનો આદર્શ વાચકને પ્રેરે છે? ના, એમણે પ્રસ્તાવનામાં જ કહી દીધું છે કે, ગાંધીજીની વિચારસૃષ્ટિ એનો ઉદ્દેશ છે.

આમ છતાં વખત પાકતાં લેખક ગૌતમને એ સાચા આદર્શ તરફ લઇ જવા ધારે છે. આપણે

આશા રાખીએ એ વખત વહેલો આવે અને લેખક આ વાર્તાને નિરાશાવાદનાં વાતાવરણમાંથી આશાવાદના એ આદર્શમાં પલટાવી આપે.

૭. **કટાક્ષકાવ્યો**—લેખક અને પ્રકાશકઃ શ્રી. દેવકૃષ્ણ પીતામ્બર જોષી, સિહોર (કાઠિયાવાડ) ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૩૬, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૨) ૧૯૪૨.

શ્રી. દેવકૃષ્ણ જોષીએ જુદા જુદા રાગોમાં લખેલાં ૧૦૧ કાવ્યોનો આ સંગ્રહ છે. બૃહદ્ગુજરાતમાં રહ્યે રહ્યે કરેલી કવિની આ સાધના ખાસ પ્રશંસા માગી લે છે. આમાંનાં કટાક્ષકાવ્યોમાં જુદાં જુદાં સૂચનો વાચકને આપોઆપ મળી આવે તેવાં છે. આ લખનારને યાદ છે કે આમાંનાં કેટલાંક કાવ્યો ગુજરાત સાહિત્ય સભા સમક્ષ ગાઇ બતાવવામાં આવ્યાં હતાં અને તેનો સારો સત્કાર થયો હતો. આવાં સૂચનાત્મક અને આંખો ઉઘાડનારાં કાવ્યો માત્ર સાક્ષરો સુધી જ સીમિત રહેવાં ન જોઇએ. આમજનતા પણ તે વાંચી સમજી તેમાંનાં સૂચનો ઝીલે. એની ભાષા પણ એવી સરસ અને ઘરગથ્થુ છે તેમ જ કાવ્યની મૌલિક્તા પણ એટલી જ ઉત્તમ પ્રકારની હોવાથી આમજનતાને પણ એ વાંચતાં આનંદ મળી કંઇક પ્રેરણા પણ મળશે.

પુસ્તકનું મૂલ્ય જરા વધારે પડતું કહેવાય. છતાં છપાયેલી પ્રતસંખ્યા અને સુઘડ છાપણી એ મૂલ્યનો બદલો વાળી આપે છે.

૮ **હાસ્યાંકુર**—લેખકઃ શ્રી. હરિપ્રસાદ વ્યાસ, પ્રકાશકઃ શ્રીસાહિત્ય મંદિર, કેળાંપીઠ સૂરત. ક્રાઉન કદનાં. પૃષ્ઠ ૪+૩૭, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦.

શ્રી. હરિપ્રસાદ વ્યાસ એક અચ્છા હાસ્યરસભરી વાર્તાઓના લેખક છે. એઓની ખાસ લખેલી અને "ગાંડીવ"માં છપાતી બકોર પટેલની વાતો પર તો ગુજરાતી બાળકો અરે આબાલવૃદ્ધ સૌ, મુગ્ધ છે. એમણે જ લખેલી હાસ્યપ્રસંગોથી ભરપૂર ટૂંકી વાર્તાઓ આ નાના પુસ્તકમાં સંગ્રહાઇ છે. દિલગીરીને વખતે અથવા હળવા હાસ્યની જ્યારે પણ ઇચ્છા થાય ત્યારે આ પુસ્તક લઇ વાંચવાથી ગમગીની દૂર થઇ જાય તેમ છે. પુસ્તકાલયો ખુશીથી વસાવે.

૯ **કથાહાસ્ય**—લેખક ઉપર પ્રમાણે. પ્રકાશકઃ કથાપરી કાર્યાલય, આમલીરાન, સૂરત. પૃષ્ઠ ૮+૩૨૬, પાકુ પૂઠું, મૂલ્ય રૂા. અઢી.

ઉપર જણાવ્યું તેમ શ્રી. હરિપ્રસાદ વ્યાસ હાસ્યરસના એક અચ્છા લેખક છે. એમના એક પ્રકાશક કહે છે, તેમ એમણે (ખરો બ્રાહ્મણ મોદક પર જ મુખ્યત્વે હાથ અજમાવે છે તેમ) માત્ર હાસ્યરસ પર હાથ અજમાવ્યો છે અને તેમાં તેઓ સફળ પણ થયા છે. આ અગાઉ એમનાં લખેલાં હાસ્યકલાપ, હાસ્યઝરણાં, હાસ્યફુવારો, રમુજી વાતો, વાતનું વતેસર વગેરે હાસ્યભંડાર પ્રકટ થઇ ગયો છે; તેમાં આ એક વધુ ઉમેરાય છે. અવારનવાર લેખકે વર્તમાનપત્રોમાં લખેલા ૨૧ હાસ્યપ્રસંગો-વાર્તાઓ આમાં સંગ્રહવામાં આવ્યા છે. પુસ્તકાલયોએ આ પુસ્તક પણ વસાવી લેવા જેવું છે.

૧૦. **સ્વામી દેવકૃષ્ણાનંદ ચરિતામૃત**—પ્રકાશકઃ સત્સંગ આશ્રમ-પાદરા (વડોદરા) ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦+૫૫૬, પાકુ પૂઠું, મૂલ્ય રૂા. ૧-૪-૦.

પાદરામાં સ્વામી દેવકૃષ્ણાનંદે સ્થાપેલો અને ચલાવેલો સત્સંગ આશ્રમ એમની હયાતીમાં અનેક જિજ્ઞાસુઓનું યાત્રાધામ હતો. એઓ કૈ. વાસી થયા બાદ આ પુસ્તકમાં તેમનું વિસ્તૃત જીવનચરિત્ર આલેખવામાં આવ્યું છે. ક્રમે ક્રમે વિદ્યા પ્રાપ્ત કરી તેઓ કેવા જ્ઞાની થઇ શક્યા અને તેમનાથી અનેક જિજ્ઞાસુ-મુમુક્ષુઓને જે જ્ઞાનલાભ મળતો વગેરે તેમના જીવનપ્રસંગો આ ચરિત્રકથામાં આપવામાં આવ્યા છે. અધ્યાત્મજીવનમાં રસ લેવા ઇચ્છનારાઓને આ પુસ્તક પ્રેરણાપ્રદ નીવડે તેવું છે.

મણિલાલ પ્ર. વ્યાસ

## સામયિકો

**સ્ત્રીજીવન** ' શ્રી. રમણલાલ દેસાઇ સુવર્ણ મહોત્સવ અભિનંદન અંક )–સંપાદકોઃ શ્રી. ધૂમકેતુ, પ્રો. અનંતરાય રાવળ, શ્રી. નવલરામ ત્રિવેદી, શ્રી. રતિલાલ ત્રિવેદી, કુ. ઇન્દુમતી મહેતા.

સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇના એકાવનમા વર્ષપ્રવેશકાળે સ્ત્રીઓના માસિક " સ્ત્રીજીવન "નો આ ખાસ અંક પ્રકટ કરવામાં આવ્યો છે. એમાં શ્રી. રમણલાલની લેખનશૈલિ, એમના જીવનપ્રસંગો અને પુસ્તકોનો પરિચય આપવામાં આવ્યો છે. જાણીતા એક કરતાં વધુ સમ્પાદકોના હાથે તૈયાર થયેલો આ ખાસ અંક શ્રી. રમણલાલના સાહિત્ય-જીવનનો ઠીક પરિચય આપે છે. એમનાં સર્જનોમાં રસ ધરાવનાર વાચકોને તેમ જ તેનો અભ્યાસ કરવા ઇચ્છનાર સૌને ઉપયોગી નીવડે તેવો આ અંક છે.

અંકમાં સ્થળે સ્થળે શ્રી. રમણલાલનાં રચેલાં પુસ્તકોનાં ચિત્રો મૂકી તેમ જ તેમનાં પોતાનાં તથા માતાપિતાનાં પણ જુદી જુદી અવસ્થા દર્શાવતાં ચિત્રો આપી અંકને સુશોભિત કર્યો છે.

સાક્ષર શ્રી. રમણભાઇએ આપણા સાહિત્યમાં મોખરે તરી આવે એવો વિશિષ્ટ ફાળો આપ્યો છે. એમના આ એકવનમા વર્ષ પ્રવેશકાળે આ માસિકે એમની સાચી સાહિત્યસેવાનો પરિચય આપવા બદલ એના સંચાલકને ધન્યવાદ ઘટે છે.

**રેખા**—જુન '૪૨ સંપાદકઃ જયન્તિ દલાલ, રેખા–ગતિ કાર્યાલય, કારંજ—અમદાવાદ.

સંપાદકે આ અંકને કોઈ ખાસ વિશિષ્ટ નામાભિધાન નહિ આપ્યા છતાં એ કોઇ ખાસ અંક-યુદ્ધઅંક તરીકે પ્રકટ કરવામાં આવ્યો હોય તેમ લાગે છે. કોઇ પણ જાતની જાહેરાત વગર આ અંક એકાદ ખાસ યુદ્ધઅંકની જ ઓળખ આપે તેવો છે.

આજે ચાલતા વિશ્વયુદ્ધકાળે આપણા જાણીતા કળાવિજ્ઞ શ્રી. રવિશંકર રાવળે યુદ્ધ અને કલા વિષે. જાણીતા કવિ–સાક્ષર શ્રી. ઉમાશંકર જોષીએ યુદ્ધ અને સાહિત્ય વિષે, શ્રી. જયંતિ દલાલે યુદ્ધ અને રંજન વિષે, તેમ જ સુરેન્દ્ર દેસાઇનો યુદ્ધ અને આપણું અર્થતંત્ર વિષયક લેખો જે તે વિષય પર ઠીક ઠીક પ્રકાશ પાડે છે. એ ઉપરાંત જાણીતા પત્રકાર અને " પ્રજાબંધુ "ના સંપાદક શ્રી. ચુનીલાલ શાહનો યુદ્ધ અને પત્રકારિત્વ તેમ જ પ્રો. દાંતવાળાનો યુદ્ધ અને મહાસભા--આ બધા લેખો જે તે વિષયોના જાણકાર લેખકોએ

લખ્યા છે. એ લેખો આ અંકને ખાસઅંક તરીકે ઓળખાવવા પ્રેરે તેવા છે. આ સિવાય એનાં હમેશનાં અંગો કથરોટમાં ગંગા, રાજકીય નોંધ વગેરે તો છે જ. અને એની ખાસ વિશિષ્ટતા–કટાક્ષચિત્રો એ તો એનું હમેશનું આકર્ષણ અપાયું જ છે.

**ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા–મે–૧૯૪૨**—તંત્રી અને પ્રકાશક: શ્રી. ચિમનલાલ ચકુભાઇ શાહ. ભારતીય વિદ્યાભવન, નવગુજરાત, અંધેરી ( મુંબઇ ).

ગુજરાતી સાહિત્ય પરિષદ સંબંધે અનેક વાર સાક્ષરોમાં ઉહાપોહ થયા પછી અને તે પછી કવિશ્રી ખબરદારના પ્રમુખપદે મુંબઇમાં એનું ચૌદમું અધિવેશન મળ્યા પછી પરિષદે કંઇક સક્રિય કામગીરી ઉપાડી છે. એના એક દાખલારૂપ આ પત્રિકાનું પ્રકાશન છે. એમાં પરિષદપ્રવૃત્તિની નોંધ–સમાચારો તેમ જ ઇતર સાહિત્યપ્રવૃત્તિઓની વિગતો અપાય છે. પરિષદના પ્રચાર માટે આ પત્રિકા ઠીક ઉપયોગી થઇ પડશે. પરિષદના સભ્યો વધારવાની પ્રમુખશ્રીની માગણીનો માન આપી, ગુજરાતી સાહિત્યમાં રસ ધરાવનાર સૌએ એના સભ્ય થઈ જઈ એને મજબૂત અને વેગવંત કાર્ય કરતી કરવા પ્રયત્ન કરવો જોઇએ.

**મણિલાલ પ્ર. વ્યાસ**

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી, તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; અને પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

૧ **મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકરે**—**માહે એપ્રિલ માસમાં મહેસાણા મહાલનાં** (૧) ખારા (૨) લાખવડ (૩) ખદલપુર વા. (૪) સીડોસણા વા. (૫) મુદરડા વા. (૬) આપાપુરા, (૭) ભાસરિયા વા. (૮) ડુંડાલી વા. (૯) પાલાવાસણા (૧૦) ગોઢવા (તા. વિસનગર) **માહે મે માસમાં** (૧૧) પલિયડ ( તા. કલોલ ) **અમરેલી પ્રાંત ખાતે તા. ૧૩ મીએ ધારી મહાલનાં** (૧) ભાડેર (૨) ભલગામ (૩) દેવળા, (૪) ગોવિંદપુર, (૫) દલખાણીઆ, (૬) કુબડા, (૭) ઝર, (૮) આંબરડી.

૨ **વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મ. પટેલે માહે મે માસમાં વ્યારા મહાલનાં** (૧) વાંસકુઇ, (૨) કાનપુરા, (૩) ડોસવાડા તા. સોનગઢ, (૪) પાટી, (૫) કાકડવા વા. (૬) અંધારવાડી (૭) વાંકલા વા. (૮) મહુવા; પલસાણા મહાલનાં (૯) બલેશ્વર, (૧૦) કરણ, (૧૧) તળોદરા, (૧૨) તાંતીથૈયા, (૧૩) સાંકી, (૧૪) કડોદરા, (૧૫) ચલથાણ.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તેને વેળાસર સુધારી લેવા તથા જે સૂચના–સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

**વ. મૂ. પટેલ**



### ભારતી સાહિત્ય સંઘ તરફનાં પ્રકાશનો

१ ગોદ—મૂળલેખકઃ શ્રી. સિયારામશરણ ગુપ્ત; મૂલ્ય ૧–૮–૦.
૨ **સ્ત્રીઓનું આરોગ્ય**—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, મૂલ્ય રૂા. ૧–૦–૦.
૩ **પુરુષાર્થની પ્રતિમાઓ**—લેખકઃ શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ; મૂલ્ય ૧–૧૨–૦.
૪ **વૈજ્ઞાનિક સમાજવાદ**—લેખકઃ શ્રી. ધનવંત ઓઝા; મૂલ્ય ૨–૦–૦.
૫ **એનું નામ નરેન્દ્રકુમાર**—લેખિકાઃ શ્રી. લાભુબહેન મહેતા; મૂલ્ય ૦–૪–૦.
૬ **પંચગનીના પત્રો**—લેખકઃ સ્વ. શ્રી. ચમનલાલ વૈષ્ણવ; મૂલ્ય ૦–૪–૦.
૭ **લગ્નની બેડી**—મૂળલેખકઃ આચાર્ય અત્રે, પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨. મૂલ્ય રૂા. બે.
૮ **કૃષ્ણપ્રતીક્ષા**—લેખકઃ શ્રી. જામકુંવર, પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે; મૂલ્ય ૦–૯–૦.
૯ **અરધે રસ્તે**—લેખકઃ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; મૂલ્ય રૂા. ૩–૦–૦.
૧૦ **કથાહાસ્ય**—લેખકઃ શ્રી. હરિપ્રસાદ વ્યાસ, પ્રકાશકઃ કથાપરી કાર્યાલય, આમલીરાન, સૂરત; મૂલ્ય ૨–૮–૦.
૧૧ **આપણું રાજ્ય**—લેખકઃ શ્રી. ડાહ્યાભાઈ મ. પટેલ, પ્રકાશકઃ ગ્રામસર્જન સાહિત્ય કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય ૦–૫–૦.
૧૨ **મંજૂષા**—લેખકઃ શ્રી. મોહિનીચંદ્ર; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ મૂલ્ય રૂા. ૨–૦–૦

---

## વિશ્વસાહિત્ય ગ્રંથમાળા

ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી આ ગ્રંથમાળા માટે નીમવામાં આવેલી સમિતિ તરફથી હાલ તુરત નીચેનાં પુસ્તકો તૈયાર કરાવવાનું કામ શરૂ થયું છે. આ ગ્રંથમાળાનો દરેક મણકો ક્રાઉન સાઇઝમાં લગભગ ૧૦૦ પાનાંની પુસ્તિકારૂપે પ્રગટ થશે. દરેક પુસ્તિકાનું મૂલ્ય આઠ આના રહેશે અને પરિષદના સભ્યોને તે અર્ધી કિંમતે મળશે.

૧. વૈદિક સાહિત્ય, ૨. મીસર એસીરિયા ને બેબીલોનિયાનું સાહિત્ય, ૩. ઇરાની પ્રાચીન સાહિત્ય, ૪. ગ્રીક સાહિત્ય, ૫. લૅટિન સાહિત્ય, ૬. અરબી સાહિત્ય, ૭. ચીની જાપાની સાહિત્ય, ૮. ઓડિસી, ૯. શાહનામું, ૧૦. ગ્યૉએટનું રસસાહિત્ય, ૧૧. બાયાશાસ્ત્ર, ૧૨. ડેવિડ કૉપરફિલ્ડ.

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

ગઇ તા. ૧૯–૨૦ મેના રોજ દિલ્હી મુકામે મળેલા **અખિલ હિંદ લેખક સંમેલને** હિંદ પર હાલ તોળાઇ રહેલા ભય અને તેના પ્રતીકારની ચર્ચા કરી અત્યારના સંજોગોમાં જનતાને પ્રેરણારૂપ થઇ પડે તેવું સાહિત્ય-સર્જન કરવાને લગતો ઠરાવ કર્યો છે.

*

**સાક્ષરશ્રી રમણલાલ વ. દેસાઇના એકાવનમા વર્ષપ્રવેશનો ઉત્સવ** તેમના મિત્રોએ વડોદરામાં એક સહભોજન યોજી અને એક સુવર્ણમહોત્સવ ગ્રંથ પ્રકટ કરીને તા. ૧૬–૫–૪૨ ના રોજ ઉજવ્યો હતો.

*

**વડોદરા સાહિત્ય સભાએ** પણ ઉપર્યુક્ત વર્ષપ્રવેશ ઉત્સવ ઉજવવાનો ઠરાવ કરી સભાના શિલક ભંડોળમાંથી રૂ. ૨૦૦) ખર્ચ કરવાનો ઠરાવ કર્યો છે.

*

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના મદદનીશ મંત્રીના મદદનીશ** તરીકે ગૂજરાત વિદ્યાપીઠના એક અધ્યાપક શ્રી. જેઠાલાલ ગાંધીની નિમણુંક થઇ છે.

*

**જાણીતા ગુજરાતી માસિક "નવચેતન"નું કાર્યાલય** હાલના યુદ્ધસમય માટે વડોદરા લાવવામાં આવ્યું છે. અને હવેથી તે વડોદરાથી પ્રકટ થશે. વડોદરાને વડલે વનપ્રવેશ કરી ચૂકેલા ત્રણ સાહિત્યકારોની ત્રિવેણીનો આ શુભ સંગમ વડોદરાની જનતા સારો સાહિત્યલાભ આપશે.

*

**દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીનો મણિમહોત્સવ** ઉજવવાની હિલચાલ મુંબઇમાં શરૂ થઇ છે અને ગુજરાતમાં એનો નાદ ગાજતો કર્યો છે. એમના માટે વપરાતા માનભર્યા શબ્દોમાં કહીએ તો કૃષ્ણલાલ કાકા માટે જનતાએ અન્ય સાહિત્યકારોની જેમ એમનો પણ મણિમહોત્સવ ઉજવવાની તૈયારી કરવી જોઇએ. તેઓશ્રીએ સાહિત્ય તેમ જ સમાજની અને કેળવણીની નિઃસ્વાર્થભાવી વિવિધ રીતે જે સેવા કરી છે તે જોતાં આ પ્રવૃત્તિ આવકારદાયક લેખી શકાય.

*

**મૂળરાજ સહસ્રાબ્દિ મહોત્સવ** ૧૯૪૮ ની સાલમાં ઉજવવા ગુજરાતી સાહિત્ય પરિષદે ઠરાવ કર્યો છે, પરંતુ હજી એ ઉજવવાની કોઇ પ્રવૃત્તિ હાથ ધરાઈ જણાતી નથી. એ માટેની પ્રેરણાનું સૂચન કરતું એક વ્યાખ્યાન શ્રી. કનૈયાલાલ મુનશીએ ગઇ તા. ૮ જુનના રોજ વડોદરા સાહિત્ય સભાના આશ્રય હેઠળ યોજાયેલા વાર્તાલાપ દરમિયાન કર્યું હતું.

*

**એક રમકડાંની દુકાન** ઇરાકના સંશોધન ખાતા તરફથી ઇરાકના દક્ષિણ છેડા પર આવેલા વાસીટ ખાતે ખોદકામ કરવામાં આવતાં ત્યાંથી ૬૦૦ વરસની જૂની રમકડાંની એક દુકાન મળી આવી છે. જેમાંથી માણસો, જાનવરો, પક્ષીઓ અને ઘોડેસ્વારોની આકૃતિનાં સેંકડો રમકડાંઓ મળી આવ્યાં હતાં.

*

**જાણીતા ગુ. કવિઓના સહકારથી એક મુશાયરો** ગઇ તા. ૭ મી જુનના રોજ મુંબઇ રેડીઓ મથકે યોજવામાં આવ્યો હતો.

*

**શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઇ "ગુજરાતી" પત્રના માજીતંત્રી** અને અગ્રગણ્ય વિદ્વાન સાહિત્યકારોમાં જેમનું સ્થાન હતું તેમનું ગઇ તા. ૧૧ મી જુને મુંબઇ ખાતે અવસાન થયું છે.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| કિશોર | ૭ | ૧–૨ | જાન્યુ.–ફેબ્રુ. | ૮–૫–૪૨ |
| કુમાર | ૧૯ | ૫ | મે | ૧૭–૫–૪૨ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૩૦ | ૭ | જુન | ૨–૬–૪૨ |
| ગુણસુન્દરી | ૩૮ | ૪ | જુન | ૧–૬–૪૨ |
| ગ્રામજીવન | ૧૨ | ૮ | જુન | ૧–૬–૪૨ |
| ઘરશાળા | ૨ | ૮ | જુન | ૧૨–૬–૪૨ |
| ચરોતર | ૧૨ | ૫ | મે | ૧૬–૫–૪૨ |
| ચિત્રમય જગત | ૨૮ | ૪ | જુન | ૩–૬–૪૨ |
| નવચેતન | ૩૮ | ૩ | જુન | ૩–૬–૪૨ |
| નવરચના અને ઊર્મિ | ૭ | ૨ | મે | ૨૭–૫–૪૨ |
| પાટીદાર | ૧૯ | ૭ | જ્યેષ્ઠ | ૨૬–૫–૪૨ |
| પ્રસ્થાન | ૧૭ | ૬ | ચૈત્ર | ૧૦–૫–૪૨ |
| બાલજગત | ૪ | ૬ | જુન | ૧–૬ ૪૨ |
| બાલજીવન | ૨૨ | ૬ | જુન | ૭–૬–૪૨ |
| બાલમિત્ર | ૨૧ | ૧૧ | જુન | ૩–૬–૪૨ |
| બાલસખા | ૬ | ૧ | જુન | ૧–૬–૪૨ |
| બાળક | ૨૦ | ૫ | મે | ૧–૫–૪૨ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૪ | જાન્યુ.–માર્ચ | ૩૦–૩–૪૨ |
| યુવક | ૧૨ | ૫ | જુન | ૬–૬–૪૨ |
| રેખા | ૩ | ૧૧ | જુન | ૩૦–૫–૪૨ |
| વૈદ્યકલ્પતરુ | ૪૭ | ૬ | જુન | ૬–૬–૪૨ |
| વ્યાયામ | ૨૭ | ૫ | મે | ૧૫–૫–૪૨ |
| શારદા | ૩૭ | ૨ | મે | ૧૫–૫–૪૨ |
| શિક્ષણ અને સાહિત્ય | ૩ | ૯ | જુન | ૧–૬–૪૨ |
| સુવાસ | ૫ | ૧ | મે | ૧૨–૫–૪૨ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૫ | ૨ | નવે. ડિસે. જાન્યુ. | ૧૦–૧–૪૨ |
| સ્ત્રીજીવન | ૩ | ૮ | જુન | ૧૬–૫–૪૨ |
| સ્ત્રીબોધ | ૮૬ | ૭ | જુન | ૬–૬–૪૨ |
| સ્કાઉટવીર | ૧૧ | ૧ | એપ્રિલ | ૧૫–૪–૪૨ |



**‘ કુમાર ’ : મે-૧૯૪૨**

**વેકેશનમાં શું કરશો ?** વિદ્યાર્થીઓને શાળા–કોલેજોમાં રજાઓ પડતાં તેઓ પોતપોતાને ગામ જઇ કંઇ પુસ્તકો વાંચવામાં અથવા ઇતર કામમાં અને રમતગમતોમાં લાગી જાય છે. આજના વાતાવરણ અને સ્થિતિસંજોગ સમયે વિદ્યાર્થીઓ રજાઓનો કેવો સદુપયોગ કરી શકે તે આ લેખમાં છે. તેઓ ગામના ચોકી–પહેરામાં જોડાઇ શકે, પ્રજામાં ગભરાટ ફેલાવનારી પ્રચલિત અફવાઓ અટકાવવાના પ્રયાસો કરે–છાપામાં આવતા સાચા સમાચારોનો પ્રચાર કરે; ખેડૂતોને અનાજ વાવવા સમજાવી શકે, ગૃહઉદ્યોગોને સજીવન કરી શકે વગેરે વગેરે કાર્યોની રૂપરેખા આ લેખમાં છે.

**ગવર્નર :** ગામમાં તોફાની ગણાતો છતાં ઉપયોગી જુવાનનાં સાહસકર્મો દર્શાવતી આ એક ટૂંકી વાર્તા છે.

**જ્યાં હારી ફાબ્ર :** ફ્રાન્સના એક કીટકવિજ્ઞાનવિશારદની આ જીવનકથા છે. એણે ચાલીસ વર્ષ પર્યંતના એકધારા અભ્યાસ અને અવલોકન દ્વારા કીટકસૃષ્ટિનાં પડો ઉકેલવા ભગીરથ પ્રયત્ન કર્યો હતો. એની સૂક્ષ્મ અવલોકનશક્તિવડે એણે કીટકવિજ્ઞાનમાં આપેલો ફાળો અજોડ છે.

**ગુણસુન્દરી : જુન '૪૨**

**સ્ત્રીની મનોરચના, કાર્યક્ષેત્ર અને શિક્ષણ :** સ્ત્રી એ માનવવંશની માતા છે, માતા છે. એનું લૈંગિક જીવન પુરુષની પેઠે આનંદની એક ક્ષણ માત્ર નથી, તેનું : છે. એટલે એની મનોરચનાના અનુરોધ પ્રમાણે જ એનું શિક્ષણ અને કાર્યક્ષેત્ર જોઇએ, અને એક સમાજશાસ્ત્રીના કહેવા મુજબ એ કાર્યક્ષેત્રમાં આ છયે અંગોનો પ[ા] થવો જોઇએ: ૧ આર્થિક, ૨ આધ્યાત્મિક, ૩ શૈક્ષણિક, ૪ સંરક્ષક, ૫ ઉત્પાદક, ૬ પ્રેમસં[બંધી]

" સ્ત્રીની આજની અધોગતિ શિક્ષણ દ્વારા થઇ રહેલા તેના પુરૂષીકરણ ( Ma linezation ) ને આભારી છે, અને પુરુષની ગુલામગીરીને બદલે પૈસાની ગુલામગીરી વધુ ને વધુ વિનિપાત કરી રહેલ છે. "

**વિવિધ વિષયો :** આ લેખમાં સાબુના ઇતર ઉપયોગો, તેમ જ દરિયા સંબંધી કે જાણવાજોગ હકીકતો આપી છે.

**શારીરિક સ્વાસ્થ્ય :** બાળક એક વર્ષનું થતાં સુધીમાં તેની કેવી માવજત કાળજી કરવાની હોય છે તેને લગતી વ્યવહારૂ સૂચનાઓ આ લેખમાં આપી છે.

**ઘરશાળા : જુન '૪૨**

**સળંગસૂત્રતાનો અભાવ :** જ્યારે શિક્ષણના ક્ષેત્રમાં સંસ્થાઓ અને પ્રયોગોનો વધ[ારો] થઇ રહ્યો છે ત્યારે ચાલી રહેલા કામની સળંગસૂત્રતા જળવાઈ ન રહે તો ઘણા પ્ર[યત્ને] ઓછું પ્રાપ્ત કરી શકાય. લેખકના મત પ્રમાણે, ખાસ કરીને ત્રણ બાબતમાં સળંગ સૂત્ર[તા]નો અભાવ છે: (૧) શિક્ષણસંસ્થાઓનાં અંગઉપાંગનો, (૨) જુદી જુદી શિક્ષણસંસ્થાઓ[ના] શિક્ષકોના આવશ્યક સહકારનો, અને (૩) વિષયોની સળંગસૂત્રતાનો.

**હું જો શિક્ષક થાઉં તો :** એક ડૉક્ટરે એમની નજરે–આરોગ્યશાસ્ત્રની દષ્ટિએ પો[તે] શિક્ષક હોય તો તે ક્ષેત્રમાં શું કરે તેને લગતા ઉપયોગી એવા ૧૫ મુદ્દા આ લેખમાં આપ્યા [છે]

**હુંશિયાર કરજો :** બાળમંદિરમાં પોતાનાં બાળકોને મોકલતાં માબાપો, શિક્ષ[કોને] " બાળકને હુંશિયાર કરજો "ની ભલામણ કરે છે. પણ એ 'હુંશિયાર કરજો'નો અર્થ [શો?] તે આ લેખમાં લેખક પૂછે છે.

**ચિત્રમય જગત : જુન '૪૨**

**વૈદકશાસ્ત્રના ઇતિહાસની રૂપરેખા :** ફિલ્ડિંગ એચ. ગેરીસન નામના એક અમે[-] રિકન ડૉક્ટરે વૈદકશાસ્ત્રનો ઇતિહાસ નામનું પુસ્તક લખ્યું છે. મૂળ પુસ્તક બહુ મોટું હોઇને સામાન્ય વાચકોને રસ પડે તેવું નથી; પરંતુ આ લેખના લેખકે સામાન્ય વાચક અને ખાસ કરીને વૈદકના વિદ્યાર્થીને ઉપયોગી થઇ પડે તેવો કેટલોક ઉપયોગી સાર આ લેખમાં આપ્યો છે. એમાં દેશદેશના વૈદકની માહિતી ભરેલી છે.

**માડાગાસ્કર :** તાજેતરના જાપાન સાથેના યુદ્ધમાં આ પ્રદેશનું મહત્ત્વ વધી ગયું છે. ભૂમધ્ય સમુદ્રનો માર્ગ લગભગ બંધ થઇ ગયા પછી મિત્રરાજ્યો હિંદ અને પેસિફિક વિસ્તાર

માં પૂરવઠા સામગ્રી આ પ્રદેશમાં થઈને મોકલે છે. એ દૃષ્ટિએ આ ટાપુનું લશ્કરી તેમ જ ભૌગોલિક મહત્ત્વ કેટલું છે તે આ લેખમાં છે.

**ગુજરાતનાં હવાપાણી :** આ લેખમાં, ગુજરાતનું હવામાન બદલાતું જાય છે એવા ગમેર ગુજરાતમાં ઊઠેલા પોકાર અંગે કરવામાં આવેલા સંશોધનનું પરિણામ જણાવવામાં આવ્યું છે. ગુજરાતના હવામાન વિષે જાણવા ઇચ્છનારને આમાંથી ઘણું જાણવાનું મળે તેમ છે.

**નવચેતન : જુન : '૪૨**

આખો અંક વાર્તા અંક હોઇને વાર્તારસિકોને મનોરમ અને પ્રેરણાપ્રદ વાર્તા વાચન આપે છે.

**યુવક : જુન : ૧૯૪૨**

**વિચારરત્નો અને જ્યોતિઝાંખીઓ :** શ્રી. અરવિંદનાં મનનીય વચનોની વિચાર-કણિકાઓ આ લેખમાં છે.

**લંકા ઉપર જાપાની આક્રમણનો ભય :** આ લેખમાં લંકા (સિલોન)ની ભૂગોળ, એનું ક્ષેત્રફળ, ત્યાંના પર્વતો, સાગરકિનારો અને નદીઓ, ત્યાં વસતા દેશદેશના લોકો, ત્યાંની આબોહવા, ત્યાંની લિપિ, ભાષા, સાહિત્ય અને રાજતંત્ર તેમ જ એની રાજદ્વારી મહત્તાને લગતી માહિતી આ લેખમાં છે.

**ચીન ! ચીન ! :** આ લેખમાં ચીનની જાગૃતિના દિવસથી માંડી આજસુધીનાં ઇતિહાસપૃષ્ઠો ઉત્તેજક વાણીમાં સંગ્રહાયાં છે.

**યુવાવસ્થા અને સાધના :** ' સાધના ' એટલે જીવનના અંતિમ ધ્યેયની એકનિષ્ઠ ઉપાસના. એ ધ્યેય ભલે બદલાતું રહે, પરંતુ છેવટે તે ભગવત્પ્રાપ્તિ અને ચૈતન્યની માનસાતીત સાક્ષાત્કાર પ્રત્યે ધપવાનું છે. એ પ્રમાણે થાય ત્યારે માણસો સાધના શબ્દ વાપરે. સમાધિ લગાવી બેસી રહે તો જ સાધના થાય, એ વિચાર ખરો નથી. આવી સાધનાને લગતો યુવાનો પ્રત્યેનો ઉપદેશ આમાં છે.

**રેખા : જુન '૪૨**

**કલીનર :** મોટર કલીનરના રોજીંદા જીવનનો આ એક ભાવનાવાહી ફકરો છે. એમાં–મોટરમાં મુસાફરી કરતા માનવોની ભાવનાઓ આ કલીનરને પણ હોય છે. એ એના જીવનને યાદ કરે છે, એના વતનને યાદ કરે છે.

**કાંઇ ન કરવા વિષે :** હળવો મગજને પ્રફુલ્લિત કરે તેવો " આળસુ બેસી રહો "નું સૂત્ર દર્શાવતો આ લેખ વાંચવા જેવો હોઇને માર્મિક તેમજ રમુજી છે.

**નવી વ્યાખ્યાઓ :** આમાં કેટલાક શબ્દોની અર્થવાહક મનોરમ કટાક્ષભરી વ્યાખ્યાઓ આપી છે. આ ઉપરાંત યુદ્ધવિષયને લગતા બધા જ લેખો વાંચી જવા જેવા છે.

**શારદા : મેઃ ૧૯૪૨**

**પત્ની ઉવાચ**—આ કાવ્યમાં એક કવિપત્ની પોતાના હૈયાની પેટવરાળ–ભૂખમરાની આપવીતિ પોતાના પતિને કહી સંભળાવે છે.

**મારા ગુરુઓ**—લેખકના ઘરના કામ કરનાર રામજી નામના મર્યાદાશીલ, નીતિપરાયણ અને નિઃસ્વાર્થી એવા પ્રમાણિક માણસનું દૃષ્ટાંત આપ્યું છે.

**સંહ્યાદ્રિની સાથે સાથે**—લેખકે પંચગનીના કરેલા પ્રવાસનું આમાં ટૂંક વર્ણન છે. લેખક કહે છે: " પૂના અને સિંહગઢ વચ્ચેનો પ્રદેશ અતિશય ફળદ્રૂપ, લીલો અને રળિયામણો છે. મૂળામુઠા વગેરે નદીઓ અને નહેરોએ આ સ્થળને કુદરતના બગીચા જેવું બનાવી દીધું છે. "

**પાંડુરંગ સખારામ સાને ગુરુજી**— અર્વાચીન મહારાષ્ટ્રીય સાહિત્યસેવકોનાં, શારદામાં અપાતાં જીવનકથાનકોના ચોથા હપ્તા તરીકે સાને ગુરુજીનું જીવન આપ્યું છે. સંકટ વેઠીને તેમણે કરેલો વિદ્યાભ્યાસ, તેમનું શિક્ષણકાર્ય અને સાહિત્યસેવા આ લેખમાં છે.

## શિક્ષણ અને સાહિત્ય : જુન : '૪૨

**પ્રત્યક્ષ સેવાનો આનંદ** : " પુસ્તકાલય "ના ચાલુ અંકમાં સામયિક દોહન વિભાગમાં આ સક્રિય કામગીરીનો આનંદ સૂચવતો પ્રેરક લેખક સૌ કોઇએ વાંચી જવો જોઇએ.

**ભણેલાના વહેમો** : ગામડાની અજ્ઞાન પ્રજાના વહેમો વિષે તો ઘણું લખાયું છે, પણ આધુનિક શિક્ષિતો પણ કેવા વહેમો ધરાવે છે તેનાં ૧૭ દૃષ્ટાંતો આ લેખમાં લેખકે આપ્યાં છે.

**યુવકોની ગ્રીષ્મ પ્રવૃત્તિ** : ખેડા જિલ્લા લોકશિક્ષણ તાલીમ વર્ગનું ઉદ્ઘાટન કરતી વખતે શ્રી. મગનભાઇ દેસાઇએ આપેલું આ ભાષણ હરેક લોકસેવકે ખાસ વાંચી જવા જેવું છે.

**ખુદાનો પેગામ** : ગયા અંકના સામયિક દોહનમાં આપેલો "ભગવાનની ભાષા"ના અનુસંધાનરૂપ આ સંવાદ ભગવાનના સંદેશા સરખો છે.

## સ્ત્રીબોધ : જુન : '૪૨

**સ્વાધીન ચીનની સ્વાધીન સ્ત્રીઓ** : મેદામ ચાંગ કાઇ-શેકના શબ્દોમાં કહીએ તો " ચીનની પુનર્રચનાનો કોઇ પણ અહેવાલ, જાપાની આક્રમણ સામે રક્ષણ-પ્રવૃત્તિમાં ચીનની સ્ત્રીઓએ ભજવેલા ભાગના ઉલ્લેખ વિના સંપૂર્ણ ન જ કહેવાય. કારણ કે, પ્રથમ તો નૂતન, વિચારો પશ્ચિમ કરતાં ચીનમાં વધુ ક્રાંતિકારક લાગે છે કે તે ઝડપથી સ્વીકારી લેવામાં આવે છે કે તે ઝડપ જેટલી ચોંકાવનારી છે તેટલીજ અસરકારક છે. બીજું, પોતાની મર્યાદામાં રહીને પણ ચીની સ્ત્રીઓએ શીખી લીધું છે કે પોતાની નૈસર્ગિક વલણ અને જરૂરિયાતોથી, સદાય બદલાતા રહેતા સંજોગોને અનુકૂળ કરવા માટે પોતાની કુદરતી શક્તિઓને શી રીતે કેળવવી!"

**વિવિધ વાનીઓ** : આ લેખમાં ચોકલેટ, ફરસીપુરી, બદામનો મગજ વગેરે વાનીઓ કેવી રીત તૈયાર કરવી તેની રીતો આપી છે.

**ગુજરાતની નારી** : આ લેખમાં લેખકે શહેરી જીવન ગાળતી મધ્યમ વર્ગની નારી, તેમજ તેથી ઊતરતા વર્ગની સ્ત્રીઓની પરિસ્થિતિનું વર્ણન છે. ઉપરાંત ગામડે વસતા સ્ત્રીસમાજને લગતી પરિસ્થિતિનું પણ વર્ણન કર્યું છે.

**લગ્ન અને સ્નેહ** : આ લેખમાં લેખિકા બહેને આજનાં લગ્નોમાં સ્નેહનું સ્થાન અને આજની લગ્ન પરિસ્થિતિ પર ઠીક પ્રકાશ પાડ્યો છે.

---



**ગુજરાતે ગુમાવેલો એક પીઢ પત્રકાર :**

ગુજરાતી પત્રકારત્વનો જ્યારે પાયો નંખાતો હતો ત્યારે News and Views આપતાં આંગળાને વેઢે ગણાય તેટલાં જ પત્રો આપણે ત્યાં અસ્તિત્વમાં હતાં. એમાં મુંબઇનું "ગુજરાતી" પત્ર અગ્રસ્થાને હતું. એના સ્થાપક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ તે વખતના પ્રતિષ્ઠિત પત્રકાર લેખાતા અને તેમની પાછળ તેમનો એ વારસો એમના જ્યેષ્ઠ પુત્ર શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઇએ જાળવી રાખેલો. તેમની પત્રકારત્વની દરેલ કાર્યનીતિથી આકર્ષાઇ ગુજરાત પત્રકાર પરિષદે તેમને અમદાવાદ મુકામે મળેલી બેઠકના પ્રમુખપદે ચૂંટ્યા હતા. એ જ પ્રતિષ્ઠા અને મોભો શ્રી. મણિભાઇએ ઠેઠ સુધી જાળવી રાખેલાં. એમનું ગઇ તા. ૧૧ મી જુનના રોજ મુંબાઇ ખાતે અવસાન થયું છે.

સ્વ. મણિલાલ દેસાઇ એક મોભાદાર પત્રકાર હોવા સાથે સાથે પુસ્તકપ્રકાશક પણ હતા. અને આજે સસ્તુ સાહિત્ય કાર્યાલય ન હોત તો, ગુજરાતી જનતા એમણે જ પ્રસિદ્ધ કરેલાં ભાગવત, મહાભારત તેમ જ ઇતર ધાર્મિક ગ્રંથો મેળવતી હોત. જેમ આ "ગુજરાતી" પ્રેસ પત્રકારત્વના ધંધામાં મોખરે હતું તેમ પ્રકાશક પેઢી તરીકે પણ તેનું અગ્રસ્થાન હતું. અને એ વખતે ગુજરાતી પ્રેસનાં પુસ્તકો માટે–તેના પ્રમાણભૂત અને શુદ્ધિ માટે–ખાસ જાણીતું હતું. એની પાછળ સ્વ. મણિભાઇ દેસાઇનો આત્મા કાર્યરત હતો.

પાછળથી કેટલાંક કારણોએ "ગુજરાતી" પ્રેસ સાથેનો તેમનો સંબંધ છૂટતાં તેમણે અઠવાડીક "વીસમી સદી" અને "નવી રોશની" પ્રકટ કરવા માંડેલાં.

આમ સતત સાહિત્યસેવા પાછળ જીવન ખર્ચનાર શ્રી. મણિલાલ દેસાઇનું અવસાન સાહિત્યજગતમાં એક ખોટરૂપ લેખાશે.

પ્રભુ સદ્‌ગતના આત્માને શાંતિ આપો.

---

**સ્વ. મોતીભાઇ અમીનઃ જીવન અને કાર્યની** પુસ્તક જે સ્વર્ગસ્થના પાછળ નિમાયેલી સ્મારક સમિતિ તરફથી પ્રસિદ્ધ થયું છે, તેને વડોદરા રાજ્યની પ્રાથમિક શાળાઓના શાળા પુસ્તકાલય તથા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે મંજૂર કરવામાં આવ્યું છે.

**વ૦ રા૦ પુસ્તકાલય મંડળ**

**વડોદરા પ્રાંત પુસ્તકાલય શિક્ષણવર્ગઃ**—શિનોર મહાલના બરકાલ ગામે તા. ૨૭, ૨૮, ૨૯ એપ્રિલના રોજ ભરાયો હતો. આશરે પચાસ ઉપરાંત ઉમેદવારોએ આ વર્ગનો લાભ લીધો હતો. તાલીમ પામેલા ગ્રંથપાલ બંધુઓ પોતપોતાનાં પુસ્તકાલયોને વ્યવસ્થિત બનાવવા તજવીજ કરી દે.

**શિષ્ટવાચનની ૨૨ મી પરીક્ષા—**' સ્વર્ગોનું દોહન 'ની રખાઇ છે. એ પરીક્ષા તા. ૨૬ જુલાઇ ૧૯૪૨ ના રોજ લેવાશે. જેઓને એ પરીક્ષામાં બેસવાની ઇચ્છા હોય તેઓએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ વગેરે તા. ૧૦ જુલાઇ સુધીમાં રા. પુ. મંડળ તરફ મોકલી આપવાં. ( વિશેષ માટે જુઓ મે માસના "પુસ્તકાલય" અંકમાં જાહેરાત નં. ૫ ).

## પુસ્તકાલયોને મળેલી મદદ

**સા. પુ. ઉંડેરા** ( તા. વડોદરા ) ને ૧૧) દહેવાણના ઠક્કર ફૂલચંદભાઇ લક્ષ્મીદાસ, ૧૧) શેરખીના ઠક્કર રામજીભાઇ ગોરધનદાસ તથા ૧૧) ડભાસાના પા. વિઠ્ઠલભાઇ કિલાભાઇ તરફથી.

**સા. પુ. પડુસ્મા** ( તા. વિજાપુર )ને ૧૦) પા. ભગવાનદાસ નથુદાસ, ૭) પા. કેશવલાલ કાળિદાસ, ૪) પા. રામદાસ માધવદાસ, ૪) પા. કચરાદાસ પ્રાણદાસ, ૪) પા. ગોપાળદાસ દ્વારકાદાસ, ૩) પા. મથુરદાસ ધનદાસ, ૨) પા. સાંકલચંદ રેવીદાસ, ૫) પા. વરવાભાઇ વાલદાસ, ૨) પા. બાજીદાસ કાળીદાસ, ૪) રીદ્રોલના પા. હરગોવનદાસ પ્રભુદાસ ૫) માણસાના પા. મોહનદાસ તરફથી.

**સા. પુ. ધનતેજ** ( તા. સાવલી )ને ૧૧) કરમસદના પટેલ મગ્નાભાઇ બાબાભાઇ તરફથી.

**સા. પુ. વીરજાઈ** ( તા. કરજણ )ને ૪) ઝણોરના પટેલ છીતાભાઇ નાથાભાઈ, ૪) પટેલ નાનાભાઈ બાપુભાઇ તરફથી.

**સા. પુ. પઢારીઆ** ( તા. મહેસાણા )ને ૧૧) કોલવડાના શાસ્ત્રી ભાઇશંકર વૈકુંઠરામ, ૫) મૂલસણના પંચોલી બાળાશંકર દલસુખરામ, ૫) લાંઘણજના ત્રિવેદી ચિમનલાલ હિંમતલાલ તરફથી.

**સા. પુ. મેરવાડા** ( તા. ચાણસ્મા )ને ૪) પા. શંકરદાસ છગનદાસ, ૫) પા. મંગારામ પ્રભુદાસ, ૫) રંગપુરના પા. પુરુષોત્તમ બાજીદાસ, ૬) ખાતરપુરના પા. મંછીદાસ ભાવસંગદાસ, ૩) મીઠા ધરવાના પા. શંકરદાસ જીવીદાસ તરફથી.

**સા. પુ. ઉમતા** ( તા. ખેરાળુ )ને ૫) રાવલ ડાહ્યાલાલ મહાસુખ, ૫) પટેલ રામદાસ હરગોવનદાસ, ૫) પંચાલ ગિરધરલાલ હરિશંકર, ૫) પટેલ ગણેશલાલ જેશિંગદાસ, ૩) શાહ લહેરચંદ જેઠીરામ, ૩) પટેલ જીવણલાલ લલ્લુભાઇ, ૩) પટેલ માનદાસ જોઇતારામ, ૩) પટેલ વીરચંદદાસ નરેરદાસ, ૩) પટેલ શંકરદાસ જીવીદાસ ૩) શાહ જગજીવનદાસ સરૂપચંદ, ૩) શાહ અમથાલાલ કાળીદાસ, ૩) પટેલ હરિભાઈ કેવળદાસ, ૨) શેખ કાસમભાઇ નુરભાઇ, ૨) પ્રભુદાસ ચેલારામ, ૨) હરગોવનદાસ પ્રભુદાસ, ૨) પટેલ રણછોડ પ્રભુદાસ, ૨) નાયક ગુલાબચંદ જેઠીરામ, ૨) શાહ કચરાલાલ ગુલાબચંદ, ૨) પટેલ બબલદાસ ધરમદાસ, ૨) પટેલ હીરદાસ અંબારામ, ૨) સિપાઇ દાઉદખાં લાલખાં, ૨) પટેલ નાગરદાસ ઉમેદદાસ ૨) જોશી મોહનલાલ, ૨) ઠાકર વિઠ્ઠલ દામોદર, ૫) પંડ્યા મોહનલાલ પ્રહ્લાદજી, ૫) વંણકર હીરાલાલ બહેચરરામ, ૩) પટેલ શંકરલાલ કાળીદાસ તરફથી.

**સા. પુ. સઈજ** ( તા. કલોલ )ને ૨) પટેલ રામદાસ આતમારામ, ૨) પટેલ શંકરદાસ શિવદાસ તરફથી.

**સા. પુ. સુંઢિયાં** ( તા. ખેરાળુ )ને ૩) જોષી ગિરધરલાલ હિંમતલાલ, ૫) રાવળ પ્રલ્હાદજી આત્મારામ, ૭) શાહ પરશોતમ ભાઇચંદ, ૭) શાહ મોહનલાલ ચુનીલાલ, ૨) પા. નાથુ વીરમ, ૫) વિઠ્ઠલદાસ રણછોડ પટેલ, ૩) પા. રતનદાસ દયારામ, ૫૧) પરીખ અંબાલાલ કાળીદાસ, ૪) પંડ્યા ગિરધરલાલ હરગોવિંદ, ૪) ઠાકર દલસુખ દયારામ માસ્તર, ૪) પટેલ અમથા રાયચંદ, ૧૦) પટેલ બબલદાસ કાનજીદાસ, ૨) પા. શિવીદાસ હરિદાસ, ૨) સુથાર વિઠ્ઠલ રઘુનાથ, ૩૪) અત્રેના વતની અમદાવાદ રહેતા પાટીદાર યુવક મંડળ તરફથી ભેટ મળ્યા. ખેરવાવાળા સોની બાબુલાલ પાનાચંદે પોતાના લગ્નની ખુશાલીમાં મોટું ઘડિઆળ ભેટ આપ્યું છે.

**સા. પુ. વાલમ** ( તા. વીસનગર )ને ૨) મુંબઇના કેશવલાલ કહાનદાસ, ૨) પી. એસ. કંપની, ૨૦) નાગરભાઇ નરસિંહભાઇ પટેલ, ૧૦) મગલદાસ ઘેલાભાઇ શાહ, ૫) જીવરામ ધરમચંદ પટેલ, ૫) જીવાચંદ વજેચંદ સાંડેસરા, ૪) દેવચંદ ગુલાબચંદ ભાવસાર, ૩) પ્રેમચંદ કરસનદાસ ભાવસાર, ૩) નીલકંઠ જે. રાવળ, ૩) મુગટરામ ધનેશ્વર રાવલ, ૨) પા. અંબાઇદાસ દ્વારકાદાસ, ૨) પીતાંબર વીરચંદ, ૨) પા. નાનચંદ કાળીદાસ સુથાર, ૨) રામદત્ત રઘુનાથ કલાલ, ૩) તરભેરામ કાશીરામ દવે, ૨) નાથાલાલ છગનલાલ સથવારા.

**સા. પુ. ઉમજ** ( તા. કરજણ )ને શાણપુરના સુથાર નરોત્તમદાસ બેચરભાઇએ ૪), સાધીના પા. ખોડાભાઈ લલ્લુભાઇએ ૧૦), સાધીના પા. છોટાલાલ શંકરભાઇએ ૧૦).

**સા. પુ. માંજરોળ** ( તા. શિનોર )ને ૧૫) કરજણના રાજ શિવસિંહજી તરફથી.

**સા. પુ. તરવા** ( તા. શિનોર )ને ૧૫) ખીથળીના પા. શંભુભાઈ લીમજીભાઇ, ૧૧) છાણભોઈના વકીલ નરોત્તમદાસ મોરારજી તરફથી.

**સા. પુ. શાખપુર** ( તા. દામનગર )ને ૧૧) મોટા લીલીઆના વોરા જગજીવન ત્રિભુવન, ૧૧) મોટા સમઢીઆળાના દેસાઇ નરભેરામ પુરુષોત્તમ તરફથી.

**સા. પુ. દેવડા** ( તા. વિજાપુર )ને ૨) રાત મગન પરસોતમ, ૩) પટેલ મોહન રઘનાથ, ૩) બારોટ વ્રજલાલ પૃથ્વીરાજ, ૩) બારોટ રૂગનાથ પૂંજાભાઇ, ૩) બારોટ મગનલાલ પ્રલ્હાદજી, ૪) બારોટ અમૃતલાલ મોહનજી, ૪) સીતારામ જેસંગજી બારોટ, ૪) બારોટ મદનલાલ હરિલાલ, ૪) બારોટ હિંમતલાલ આહાદજી.

**સા. પુ. પલાસર** ( તા ચાણસ્મા )ને પા. વિઠ્ઠલદાસ ત્રિકમદાસ ૨૦), પા. અંબાલાલ જીવીદાસ ૧૦), પા. હરગોવિંદ માધવદાસ ૫), પા. ભગવાન જેસંગદાસ ૫), પા. મણિલાલ સાંકળદાસ ૨), પા. હીરદાસ ભાયચંદદાસ ૨) પા. મોતી કચરા ૨), પા. કાશીદાસ વીરચંદ ૩), પા. શંકરદાસ ભાયચંદ ૨).

**સા. પું. કમાલપુર** ( તા. ખેરાળુ )ને ૪) પા. પ્રભુદાસ હિરદાસ, ૨) પા. ઇશ્વરભાઇ દેવરાજ, ૨) પા. લીલાભાઇ લવજીદાસ, ૨ા પા. માધાભાઈ સાંકળચંદ, ૨) પા. ગોબરદાસ હરિભાઇ, ૨) પરસોતમ કાળીદાસ, ૩) પા. માધવદાસ ગણેશ.

**સા. પુ. બચાર** ( તા. કરજણ )ને ૩૧) દૂધવાડાના શા. હરિલાલ જીવણદાસ તરફથી.

**સા. પુ. કરોદ્રા** ( તા. ચાણસ્મા )ને ૨) મોહનલાલ કાળુરામ આચાર્ય, ૫) પ્રેમશંકર શામળભાઇ દવે, ૭) છગનદાસ અમેરાજ પટેલ, ૨) શંભુલાલ શિવલાલ, ૨) જેઠાલાલ જાની, ૨) જેઇતાભાઇ ભગવાનદાસ પટેલ, ૩) જેઇતાભાઈ બાજીદાસ પટેલ, ૩) શિવાભાઈ

બેચરદાસ પટેલ, ૨) પ્રભુદાસ માનદાસ પટેલ, ૨) ભુદરદાસ પિતાંબરદાસ જોષી, ૨) ગિરધરલાલ રામશંકર વ્યાસ, ૩) રણછોડલાલ ગુલાબચંદ પટેલ, ૩) કરસનદાસ પ્રભુદાસ પટેલ, ૩) જેઠીદાસ માધવદાસ પટેલ, ૪) રા. પરસોત્તમદાસ સાંકળચંદ પટેલ, ૧) હીરાચંદ પંચાલ, ૨) હરિભાઇ ગણેશભાઇ પટેલ, ૫) સોમનાથ ધનેશ્વર ઠાકર, ૨) મોતીદાસ માધવદાસ પટેલ, ૨) પ્રભુદાસ ભૂપતદાસ પટેલ, ૩) ખોડાજી અંબારામજી બ્રહ્મભટ, ૩) અમૃતલાલ મોરલીધર બ્રહ્મભટ, ૩) હરજીવન છગનલાલ પંચાલ, ૩) કેશવલાલ છગનલાલ પંચાલ, ૨) મોહનભાઇ મોરારદાસ પટેલ, ૨) કાળીદાસ પરસોત્તમદાસ પટેલ.

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી

## માહે મે '૪૨ ની યાદી નં. ૩૫૬+૧૭૨ : કુલ પ૨૮

**પાદરા**—પારોદ. **કડી**—ખાવડ. **કલોલ**—વડસર, કોલવડા, રત્નપુર.

**વિજાપુર**—નવા સંઘપુર, ઇબરામપુરા, અંબોડ, મહાદેવપુરા, બોર, દગાવાડીઆ, રણસીપુર, તાતોસણ, કેલીસણા, પેઢામલી, ડાભલા, ખણુસા, નવા રામપુર, બીલિયા મહિલા પુ.

**વિસનગર**—દદીઆળ, ભાલક, બાકરપુર, સેવાલીઆ, ગોઠવા, ખરવડા, વડુ, થલોટા, દવાડા, તરભ, ખદલપુર, કુવાસણા, ઉદલપુર, પુદગામ, ખરણા, રાજગઢ.

**મહેસાણા**—પાલોદર, મીઠા, તાવડીઆ સામડી, સામેત્રા, ઝુલાસણ લીંચ, પોલીસ હેડ કવાર્ટર, લાંઘણુજ, પીલુદરા, માકણુજ.

**સિદ્ધપુર**—ચંડાળજ. કુંવારા, વણાગલા, નાગવાસણા, ડીંડરોલ, સમોડા, કરલી, મૂડાણા, કલ્યાણા, સુણક, બીલિયા.

**ખેરાળુ**—વિઠોડા, હસનપુર, બહાદરપુર, મંડાલી, હીરવાણી મોટી, બાબીપુર, કેંસીપા, મછાવા, ચાડા, કરસનપુર, ઉણાદ, મહિલા-બાળ વડનગર.

**પાટણ**—કિંબુવા, કમલીવાડા, વીસલવાસણા, ચારૂપ, રૂની, પળી, મેસર, એંદલા, ખીમીઆણા, બોરસણ, ચંદુમણા, ચાંડોત્રી, ડાભડી, કુણઘેર.

**ચાણસ્મા**—બરિયફ, રૂપપુર, ફારોડા, ધાણોધરડા, ટાકોદી, અંબાલા. ઇસ્લામપુર, વસાઇ, સુણસર, સેલાવી, કનોડા, મોટપ, અંબાસણા, સદુથળા, જીતોડા, ગોરાદ, વડાવળી, ધરમોડા, ફીંચાલ.

**અમરેલી**—ખીજડીઆ ખારી, પીપળબાગ, મોટા આંકડીઆ, વિઠ્ઠલપુર, લાલાવદર, રંગપુર.

**ધારી**—ગરમલી, દીતલા, પાણીયા, ઝર. ભાડેર, વીરપુર, સરસિયા, ધારંગણી. જીરા, દલખાણીઆ, કમી. આંબરડી ચલાલા, બા. પુ. ચલાલા. **દામનગર** શાખપુર.

**કોડીનાર**—દેવલપુર, માલસરમ, અરણેજ, આલીદર, છારા, પીપળી, મીતીઆજ, ડોલાસા, હરમડીઆ, છાછર, વેલણ, ઘાંટવડ, કાજ, દેવળી, અડવી, સીંધાજ, કડોદરા.

**રતનપુર**—મેવાસા, ઇશ્વરીઆ, નવાગામ, રતનપુર, શાહપુર, મોણપુર.

**ખાંભા**—વાંકીઆ ભાડ, તાંતણીઆ, મોટા સમઢીઆળા, ખાંભા.

**ઓખામંડળ**—ખતુંબા, ધ્રાંસણવેલ, ગોપીરાજપુર, મહિલા બેટ, બાલવારમ, આરંભડા.

**નવસારી**—ઉભરાટ, આમડપુર, કોલીસણા, ભાઠા, વેજલપોર, સાગરા, નરોદ, નીમળાઇ, ઓરસી.

**દહેગામ**—આલમપુર. **આતરસુંબા**—ઉકરડીના કુવાડા.

# સામયિક દોહન

## ખોરાક વધારવાનો કીમિયો

**આજે દેશભરમાં " અનાજ વાવો "ની જેહાદ શરૂ થઈ છે. એનો જોરશોરથી પ્રચાર થઈ રહ્યો છે. સાથે સાથે " અનાજ બચાવો "ની જેહાદ પણ દેશભરમાં પ્રચલિત કરી દેવાની જરૂર છે. એને જ લગતી પ્રેરણા આપતો એક પ્રેરક લેખ " હરિજનબંધુ "માં છપાયેલો તે આ નીચે આપ્યો છે.**

મારવાડી રિલીફ સોસાયટીના સમાજસેવા વિભાગના મંત્રીના એક કાગળમાંથી નીચેનો ભાગ ઉતાર્યો છેઃ

" ખોરાકની તીવ્ર તાણ પેદા થાય એવી પરિસ્થિતિમાં આજે આપણે આવી પડયા છીએ. 'વધારે ધાન્ય ઉગાડો 'ની ચળવળ થતી ઠેર ઠેર સંભળાય છે. બેશક, એ સાચી દિશાનો પ્રયત્ન છે. પણ મારા નમ્ર મત પ્રમાણે, આપણા દેશમાં ખોરાક વધારવાના એક મહત્ત્વના સાધનનો જોઈએ તેટલો વિચાર કર્યો નથી. જો તે પર બરાબર ધ્યાન આપવામાં આવે તો ઓછામાં ઓછા પચાસ લાખ ભૂખે પીડાતા દેશબંધુઓને અન્ન મળે. મારો ઇશારો આપણે દરેક જણ સવાર-સાંજ જમતાં તેમ જ જમણોને પ્રસંગે ખોરાકનો જે ભયંકર બગાડ કરીએ છીએ, તેને વિષે છે. ઉકરડામાં ફેંકાતા એ અન્નનું કુલ પ્રમાણ રોજ ભૂખે મરતા ૫૦ લાખ દેશબંધુઓને સહેજે નિભાવી શકે. કલકત્તાની શેરીઓમાંથી પસાર થતાં ઉકરડામાંથી ગંધાતા અને સડતા ખોરાકને ભેગો કરી ખાતાં મારાં ભાઇ-બહેનોને જોઇને મારો જીવ કપાઇ જાય છે. એ કંપારી છૂટે એવું અને શરમભર્યું દૃશ્ય રાતદહાડો મારી આંખ આગળ ખડું થઇ જાય છે, અને તેને પરિણામે ઘરમાં પાટલે બેસી જમવા બેસતાં મને શરમ લાગે છે. "

તે બાદ પોતે સૂચવેલી એક યોજનાને લોકપ્રિય કરવા માટે આંદોલન ગોઠવવાના માર્ગો વિષે મંત્રી સલાહ પૂછે છે. એ યોજનાની હું ખુશીથી ભલામણ કરું છું. લડાઇમાં ઊતરેલા દરેક દેશમાં પ્રત્યેક દિશામાં ખોરાકના પ્રમાણ પર કાપ મૂકવાની ફરજ પડી છે. આથી તે દેશોમાં ખોરાકનો બગાડ કરવાને ઝાઝો અવકાશ રહેતો નથી. બાહ્ય દૃષ્ટિએ એવું લાગે છે કે જે પરિસ્થિતિમાં બીજા દેશો આવી પડયા છે તેવી વસમી સ્થિતિ આપણા દેશમાં હજુ આવી નથી. પણ. ખરું જોતાં, આ રાક્ષસી બગાડ, શહેરોમાં રહેતા થોડા લોકોમાં જ પ્રવર્તે છે. કરોડો તો કાયમનો ભૂખમરો જ વેઠે છે. એમને માટે તો જાણે કાયમની લડાઇની પરિસ્થિતિમાં જીવવાની દશા છે. પેટભર ખાવાનું શું તે તો તેઓ જાણતા જ નથી. થોડા દહાડા ભૂખ સામે ટકાવ થાય એટલી જેમના શરીરમાં ચરબી જ નથી, તેમને હાલની લડાઇને લીધે જે મુસીબત નડતી હશે એ સ્થિતિનું વર્ણન આપવા કરતાં કલ્પના જ કરી લેવી જોઇએ.

મંત્રીએ સૂચવેલી યોજના વિચાર કરવા જેવી છે. બગાડ સામે ચળવળ કરવાની પ્રવૃત્તિ શહેરોમાં સહેલાઇથી ગોઠવી શકાય. કોઇ પણ ગૃહસ્થ કે ગૃહિણી બગાડ કેમ અટકાવી

જમીન છે, એ વાત પણ તમે તેના મગજમાં નહિ ઠસાવી શકો. આકાશમાં ચમકનાર તારાઓ મોટા મોટા સૂર્ય છે, તેમનું અંતર પ્રકાશવર્ષોથી માપવામાં આવે છે, બ્રહ્માંડની અંદર જેટલી ચમત્કૃતિઓ અને વિગતો ભરી છે તે બધી એક ઝીણામાં ઝીણા પરમાણુમાં પણ ભરી છે; એનો કંઈક ખ્યાલ તમને તો છે, પરંતુ એ દૂબળી બહેનોને ક્યાં છે ? વિશ્વ વિષેની એમની કલ્પના બહુ જ અલ્પ, અપૂર્ણ અને ખોટી છે. તો પછી વિશ્વકર્તા વિષેની એમની કલ્પના એવી જ કેમ ન હોય ? એ લોકો તો ઈશ્વરને દંડો ફેરવનારો અને એકાદ મરઘી કે બકરીના બલિદાનથી તુષ્યમાન થનારો સિપાઈ જ સમજે છે. સત્ય વગેરે ગુણોની એમની કલ્પના એ જ કારણથી અપૂર્ણ અને વિકૃત રહી જાય છે. એમની ધર્મની કલ્પના પણ બિલકુલ અધર્મ જેવી જ છે.

ગરીબ અભણ માણસને પણ જીવનની એક ફિલસૂફી હોય છે. જાન જાય તો પણ સત્ય પર અડી રહેવું એવી જીવનફિલસૂફી આ દૂબળી બહેનની કેમ કરીને બની શકે ? એની ફિલસૂફી તો એ જ હોય કે, પેલા સિપાઈ ઈશ્વરને કંઈક લાંચરુશ્વત ચઢાવીને ખુશ રાખ્યા કરવો. ગરીબાઈમાં પણ માણસ આનંદથી રહીને ઉન્નતિ સાધી શકે છે. પરંતુ એના વિચારો આવા અપૂર્ણ અને જૂઠા હોય ત્યાં એને માટે તરણોપાય ક્યાંથી હોય ? હિંદના વતનીઓ માત્ર ગરીબાઈથી દુઃખી નથી; તેઓ તો વિચારોથી પણ આવી રીતે પતિત થયેલાં છે.

તમે તો જ્ઞાન-વિજ્ઞાનનો કંઈક સ્વાદ ચાખ્યો છે, એટલે મારું કહેવું સમજવામાં તમને મુશ્કેલી નહિ પડે. ઘણા લોકો એવું માને છે કે બિચારા ઝુંપડાવાસીઓને વળી આ બધી મગજમારીમાં શું કામ નાખવા ? એમની નજરમાં લોકોને ભણાવવાનો એટલો જ હેતુ છે કે, એમને પોતાની રોજીનો હિસાબ ગણતાં આવડે અને શેઠ-શાહુકારોની સાથે દસ્તાવેજ વગેરે કરવા પડે તે સારી રીતે વાંચી શકે તથા તેના ઉપર પોતાની સહી ચીતરી શકે. આવા ખ્યાલથી દેશનેતાઓ અને સેવકો પ્રૌઢશિક્ષણનો વિચાર કરતી વખતે, માત્ર અક્ષર-શિક્ષણ પર જ ભાર આપતા જોવામાં આવે છે.

પણ તમે જો વિચાર કરી જોશો તો તમારે કબૂલ કરવું પડશે કે, આપણા ગ્રામવાસીઓની આજની દુઃખી અવસ્થા તેઓ સહી અને ગણતરી કરી જાણતાં નથી એ કારણથી જ સૂર્ય તથા વરસાદ, તેલ અને શીળીના જુદી જુદી જાતના સંસ્કારો એમની આંખને કોઈ ભૂતપિશાચ જેવા દેખાય છે. એનો ભૂવો ટોપીવાળો છે, અને એ જ કારણથી એનાથી ડરતા રહેવામાં જ પોતાની સલામતી છે એવો ખ્યાલ ગ્રામવાસીઓના મગજમાં ઠસી ગયો છે. ટોપીવાળાની પાસે શસ્ત્રસરંજામ વગેરે ભરપૂર છે, અને આપણી પાસે બુઠ્ઠી છરી પણ નથી, એ કારણથી તેમનો ભય માનવામાં આવે, તો એટલાથી કદાચ ખાસ નુકસાન ન થાય. જ્યારે લોકો જાગત થશે અને જોશે કે, એમની પાસે જેટલી આપણે માની હતી એટલી બધી શસ્ત્રસામગ્રી નથી, જ્યારે તેઓ સમજશે કે, માણસની અંદર આત્મબળ જેવી કંઈક ચીજ છે, જે હજારો શસ્ત્રોની સામે પણ પોતાનું માથું ઊંચું રાખી શકે છે, તે દિવસે તેમનો એ ભય આપોઆપ ઊડી જશે. આવો ભય તો આપણે લોકોના મનમાંથી પ્રયત્ન કરી કાઢી શકીએ. પરંતુ જ્યાં સુધી તેઓ ટોપીવાળાને કોઈ મોટો ભૂત યા જાદુગર યા કોઈ દૈવતાઈ તત્ત્વ માને છે ત્યાં સુધી તેમને ભયથી મુક્ત કરવા એ કેવળ અશક્ય છે.

શું આ જૂઠા ભયથી લોકોને આપણે આજે ને આજે મુક્ત નહિ કરી શકીએ ? જ્યારે રાજ્ય અનુકૂળ થાય અને મોટા પાયા પર આખા મુલકમાં શિક્ષણ ફેલાઇ જાય અને લોકો આપણાં પુસ્તકો અને પત્રિકાઓ વાંચવા લાગી જાય, ત્યાં સુધી શું આપણે આ મની રાહ જોવી ? અને લોકોને એક કૃત્રિમ ભયજાળની અંદર સબડયાં કરવા દેવા ?

કેટલાક સેવકો લોકોનું અનેક વિષયોનું જ્ઞાન વધારવું જોઇએ એમ તો માને છે. રંતુ તેઓ જ્યારે કોઈ સેવામાર્ગ ગ્રહણ કરે છે ત્યારે ભારે લાંબો અને નીરસ માર્ગ ગ્રહણ રે છેઃ તેઓ કોઈ કિલષ્ટ શાસ્ત્રપુસ્તક લોકો સામે વાંચવું શરૂ કરે છે, કાં તો લોકોને ન મજાય એવું ભાષણ ઝૂડવા મંડે છે. પરિણામે લોકો ધ્યાન આપી શકતા નથી અને ઝોકાં ાવા લાગે છે, અને નિરાશ પણ થાય છે. પણ કોઈ પંડિતને એમ સૂઝતું નથી કે, ગામના ાકમાં કોઈ સાદું અને સરળ પ્રયોગસાહિત્ય લઈ જઇ લોકોને વરાળ વગેરેના ગુણો મજાવવા... આમજનતા પ્રતિવર્ષ મૅલેરિયાથી લાખોની સંખ્યામાં હેરાન થાય છે, પરંતુ કોઇ ભણેલાગણેલા સજ્જનને એમ નથી થતું કે, સામાન્ય સૂક્ષ્મદર્શક યંત્ર લઇને ગામમાં જાઉં અને મચ્છરની ઉત્પત્તિથી અંત સુધીની જિંદગી લોકોને પ્રત્યક્ષ દેખાડું. ગામડાંઓમાં લોકોને એક નાનો સરખો ઉઝરડો થાય છે તો તેને બે–ચાર દિવસમાં જ તેઓ પકવીને મોટું ચાંદું બનાવી દે છે, અને પછી કોઈ જે કંઇ પાલો બતાવે તે બાંધી દે છે. બે જ દિવસ પર હું એક રાનીપરજ ડોસાનો કેસ જોઇને આવ્યો છું. એની આંગળી પર જરા જેટલું વાગ્યું હતું. આજે ચાર મહિનામાં એનો હાથ સૂજીને રાવણના માથા જેવો થઇ ગયો છે અને સડો હાડકા સુધી પહોંચી ગયો છે, અને એની આખી ઝૂંપડી ગંધાઇ ઊઠી છે. તેને દવાખાને જવાની સલાહ તો આપી, પરંતુ આવું તો ગામડાંઓમાં ઘેરેઘેર ચાલી રહ્યું છે. ચાંદું જેનાથી પાકી ઊઠે છે તે સૂક્ષ્મજન્તુ શું છે, તેનું જીવન કેવું છે, એનાથી બચવા માટે શા ઇલાજ લેવા જોઇએ, એ નથી બતાવતો કોઇ ડૉક્ટર કે નથી શીખવતી કોઇ સેવિકા. કેટલીક વાર કેટલીક સંસ્થાઓએ આવા વિષયની પત્રિકાઓ કાઢયાનું સાંભળવામાં આવ્યું છે, પરંતુ પ્રયોગ દ્વારા પ્રત્યક્ષ કરાવ્યા વગર લોકો એને એક મોટું ગપ્પું જ માની લે છે. અને એમાં એમનો દોષ પણ શો !

હિન્દુસ્તાનના ગ્રામવાસીઓની દૃષ્ટિ પોતાના ગામની સીમાની બહાર જતી જ નથી. ક્ષિતિજની પેલી પાર કોઈની હયાતી છે કે નહિ એનો વિચાર જ તેમને કદી આવતો નથી. જે બાહ્ય કારણોથી એમનું લોહી ચુસાઈ રહ્યું છે એનું પણ એમને ભાન નથી. તમે તો રાજકારણ, સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હશે. તમે ગામડાંઓમાં જઈ બધાં દુઃખોનો દોષ પરરાજ્ય અથવા મૂડીવાદ અથવા સામ્રાજ્યવાદ ઉપર અસરકારક વાણીમાં ચઢાવો છો, પણ લોકો તો તમને જ મગજ ખસેલા, અન્યાયી અને અતાર્કિક માની લે છે. તેઓની માન્યતા આવી છેઃ ' રાજ્ય રહ્યું એટલે મહેસૂલ લેવાનો એનો હક્ક હોય જ ને ! અને રાજ્ય થયું એટલે મોટી ફોજ તો તેણે રાખવી જ જોઇએ ને ! જુઓ, તે ચોરને કેવા પકડે છે ! આપણને કોઇ લૂંટવા આવતું નથી તેમ જ સતાવવા પણ આવતું નથી. આવું રાજ્ય તો न भूतो न भविष्यति। આપણી ઝૂંપડીઓ પર જમાનાઓથી નળિયાં ચડયાં નથી, આપણા ભરડકામાં જમાનાઓથી લોટનું પ્રમાણ વધતું નથી, આપણાં બચ્ચાંઓ

ફેલાય. તમે તમારા સિદ્ધાંતોની પાછળ ફકીરી ગ્રહણ કરો, જેથી લોકો પણ સિદ્ધાંતની રક્ષા માટે શું કરવું જોઈએ તે તમારા દૃષ્ટાંતથી શીખે. પોતાના સિદ્ધાંતોને ખાતર સત્યાગ્રહના અવસર આવી મળે તો હંમેશાં તે માટે તૈયાર રહો, અને લોકોને દૃષ્ટાંતોથી બતાવી આપો કે ધર્મ કોઈ અજારુ વસ્તુ નથી, પણ શિર સાટે સાચવવાની ચીજ છે. તમારામાંથી ઘણી બહેનો એવી ધર્મપ્રચારિકાઓ ન બને તો મને કંઈ દુઃખ નથી, પરંતુ તમારામાંથી સુસંસ્કાર અને કલાઓની પ્રચારિકાઓ તો અવશ્ય ઘણી બહેનોએ થવું જ જોઈએ. તમારામાંથી ઘણી બહેનોએ સંગીતનો અભ્યાસ કર્યો હશે, કેટલીક બહેનોએ ચિત્રકળાનો અભ્યાસ પણ કર્યો હશે. તેમ તમારી એકાંત ઓરડીમાં ગીત ગાઈને અથવા તે ઓરડીને ચિત્રોથી શણગારીને ખુશ થશો ? તમે ગ્રામોફોનની થાળી સાંભળીને અથવા એ યંત્રમાં તમારું ગીત ફૂંકીને ખુશ થશો ? તમારે તો ગ્રામ્ય બહેનો પાસે જઈને એમને સંગીત શીખવવું જોઈએ, એમના ઘરની ભીંતો અને માટલાં અને પેટીઓ ચિત્રોથી સુશોભિત કરી દેવાં જોઈએ અને એમને આ કળા શીખવવી પણ જોઈએ. ગ્રામ્ય બહેનોના તંદુરસ્ત અવાજથી તમારા ગીતમાં પણ કંઈક તાજગી આવી જશે. તમારી પીંછીમાં પણ કોઈ અદ્‌ભુત કલા આવશે—તમને એમના સંગથી લાભ થશે અને એમને તમારા સંગથી લાભ થશે.

પ્રત્યક્ષ સેવાનો આવો શોખ તમારા દિલમાં જાગ્રત થઈ જશે તો તમારી સેવાના પ્રકારો પોતાની મેળે બદલાઈ જશે અને એ શોખ તમને નવાં અને અણખેડાયેલાં ક્ષેત્રોમાં ખેંચી જશે. હિન્દુસ્તાનની દીન, દરિદ્ર, કચડાયેલી ગ્રામજનતા જ તમારું કાર્યક્ષેત્ર બનશે. શહેરોમાં સભાઓ ભરીને ઠરાવો પસાર કરવામાં, કોઈ નાનું સરખું પુસ્તકાલય ખોલવામાં, કોઈ 'બેબી શો 'નો તમાશો કરવામાં, ભરત ગૂંથણકામની હરીફાઈઓ કરાવવામાં, એવાં નરમ મુલાયમ કામોમાં તમને કદી પણ સંતોષ નહિ મળે.

મને આશા છે કે, આ ગ્રામવાસમાં રહીને તમે આવા નવા ક્ષેત્રમાં કામ કરવાની ઠીક તૈયારી કરી જશો. ગ્રામજનતામાં રહેવું અને તેમની સેવા કરવી એ રસપ્રદ વસ્તુ છે એમાં શક નથી; પરંતુ આપણાં શરીર, આપણી આદતો, આપણા શોખ, આપણું બોલવું ચાલવું, આપણું ખાવુંપીવું—આ બધું બદલીએ તો જ આપણે એ આનંદ ભોગવવાનાં અધિકારી થઈ શકીએ. જરા તડકો લાગવાથી શરીર સુકાવા માંડે, થોડી ધૂળ નાકમાં જવાથી શરદી થઈ જાય, ભૂખતરસ, ચા વગેરેની તલપના વેગને જે શરીર સહન કરી શકતું નથી, જેને બહેનપણીઓના સહવાસ વગર, સાહિત્યચર્ચા વગર, રાજકીય ચર્ચા વગર, સમાચાર વગર, એક જાતની ગૂંગળામણ લાગે છે, જેને ગ્રામીણોની સાદી સીધી જાડી વાતો પ્યારી નથી, એમના સાદા વિનોદથી જે પેટ પકડીને હસી શકતાં નથી; એમના સહવાસમાં, એમની સાથે ઘરમાં યા ખેતરોમાં કામ કરવામાં જેમને નવલકથા વાંચતાં હોય તેવો આનંદ આવતો નથી, તે પ્રત્યક્ષ સેવાનો સાચો આનંદ કેવી રીતે ભોગવી શકે !

હું પ્રભુને પ્રાર્થના કરું છું કે, તે તમ બહેનોને તેમ જ ભારત માતાનાં સર્વ પુત્રો તથા પુત્રીઓને પ્રત્યક્ષ સેવા કરવાની શક્તિ આપે.*

જુગતરામ દવે

---

* જૂન ૧૯૪૨ ના "શિક્ષણ અને સાહિત્ય"માંથી.

# પ્રાથમિક શાળાઓના શિક્ષકોને આદેશ

**ગઇ તા. ૧૧ મી મેએ અમદાવાદ જીલ્લા પ્રાથમિક શિક્ષક સમાજનું આઠમું અધિવેશન અમદાવાદમાં મળ્યું હતું. તેના પ્રમુખપદેથી શ્રી. મગનલાલ ગોપીલાલ મુવે વ્યાખ્યાનના ઉત્તરાર્ધમાં "શિક્ષકોની પાસે કેવા ગુણની, કેવા મનોબળની, કેવા નૈતિક ધોરણની આશા" પોતે રાખે છે તે દર્શાવ્યું હતું. એ ભાગ અત્રે ઉતાર્યો છે.**

## નીડરતા કેમ બતાવતા નથી ?

આપણે જે જમાનામાં રહીએ છીએ અને અત્યારનાં બાળકોને જે જમાનામાં રહેવાનું છે તેમાં નીડરતાની આવશ્યકતા સૌથી વધારે છે. શરીર, જાનમાલ, પૈસોટકો, સગાંસંબંધી વગેરેનું આંચ ન આવે એ જ દૃષ્ટિએ આપણે અત્યાર સુધી કામ કર્યા કર્યું છે, અને એને આપણે વ્યવહારકુશળતા ગણી છે. ઊગતાને પૂજીને આપણું કામ કાઢી લેવું, આપણને ઉપયોગ લાગે અગર વિઘ્ન નાખનારા હોય તેવા હલકામાં હલકા મનુષ્યોની હલકી ખુશામત કરીને આપણું ગાડું ચલાવવું, એને આપણે મુત્સદ્દીગીરી ગણી છે. આપણી રોટી સલામત રીતે મળ્યા કરે, એ જ દૃષ્ટિ રાખીને આપણા પ્રાથમિક અને વાજબી હક્કો માટે પણ સંગઠન કરવાની તથા વિરોધ કરી તેનાં પરિણામ સહન કરવાની અથવા વિરોધ કરનારને ઠેઠ સુધી સક્રિય સાથ આપવાની આપણે કદી હિમ્મત બતાવી નથી. આવી મનોદશાવાળા આપણા શિક્ષકો ભવિષ્યની પ્રજાને નીડરતાના સંસ્કાર કેવી રીતે આપી શકશે ? મને પોતાને તો લાગે છે કે અત્યારસુધી જેને આપણે ડાહ્યાડમરા, સીધી લાઇનના, નિરુપદ્રવી સરળ સ્ત્રીપુરુષો તરીકે ઓળખતા આવ્યા છીએ તેમાંનો મોટો ભાગ નિર્માલ્ય, ડરપોક, ઉત્સાહહીન, સુંવાળા, સંકટ સમયે હિમ્મત હારી જનાર, ગાડરીઆ પ્રવાહને અનુસરનારા, સર્જનશક્તિવિહીન, અને સમાજને એકંદરે નિરુપયોગી માણસોનો જ હોય છે. સાહસ કરનાર, ભૂલોનાં પરિણામ વિના સંકોચે સહન કરવાની તત્પરતા બતાવનાર, સત્યને માટે ઝૂઝનાર, પોતાના અંતરના અવાજને અનુસરીને વર્તન રાખ્યા પછી જગતની સાર્વભૌમ સત્તાનો પણ ડર ન રાખનાર, વીરનરો અને નારીઓની આપણા સમાજને જરૂર છે અને હવેના જમાનામાં વિશેષ જરૂર પડશે. શિક્ષકો જો બાળકોમાં આટલો એક ગુણ કેળવવાનો પ્રયત્ન કરે તો પણ તેમના શિક્ષણના કાર્યની સાર્થકતા હું ગણું.

## મત શા માટે આપો છો ?

આપ સૌ લો. બો. ના અન્યાયોની અને આપની પ્રત્યેની અવગણનાની વારે વારે ફરીઆદ કરો છો. મહાસભા પક્ષની એકહથ્થુ સત્તાની અને જોહુકમીની સામે પોકાર કરો છો. આપની ફરિયાદ અને પોકારો ખોટા છે અગર ગેરવાજબી છે એમ હું કહેવા માગતો નથી. પરન્તુ આપની આવી ફરિયાદો છતાં એ જ લોકલ બોર્ડના એ જ સભ્યોને ચૂંટણીમાં આપ મત શા માટે આપો છો ? મહાસભાની એકહથ્થુ સત્તા આપને સાલે છે તો લોકલ બોર્ડની અને પ્રાન્તિક સમિતિની તથા ધારાસભાની ચૂંટણીઓમાં આપ શા માટે એ સભ્યોને મદદ કરો

છો ? શા માટે એમના હથીઆર બનો છો ? શા માટે એમના રાગદ્વેષના સહભાગી બનો છો ? આપનો ઉપયોગ એ સભ્યો ચૂંટણી પૂરતો કરી લે છે, આપની ઉપયોગિતા એમની માન્યતા પ્રમાણે એ ચૂંટણીઓ પૂરતી જ છે ચૂંટણી પછી આપનાં સુખદુઃખની કોઇ દાદ ફરિયાદ સાંભળતું નથી એમ જો આપને સાચે જ લાગતું હોય તો એ ચૂંટણીઓમાં જરા પણ સક્રિય ભાગ ન લેવાની નીડરતા આપ કેમ બતાવતા નથી ! એટલી પણ નીડરતા ન બતાવનારને નિર્માલ્ય ગણવામાં આવે તો દોષ કોનો છે ?

## લોકાપવાદનો ડર લાગે છે ?

આપના ગામની કન્યાશાળાઓમાં ગામલોકો તરફથી અગર ગામના કોઇ ગુંડા તરફથી કન્યાશાળાઓનાં કોઇ શિક્ષિકાને કનડગત થતી હોય, તેમને ગામમાં સુખે રહેવું મુશ્કેલ થઈ પડતું હોય ત્યારે આપ શિક્ષકોમાંના કેટલા તે બહેનની વહારે ધાઇ તેમના રક્ષણનો બોજો ઉઠાવવાની હિમ્મત બતાવો છો ? આપને એમ કરવામાં લોકાપવાદનો ડર લાગે છે ? એવો ડર રાખનાર શિક્ષક પોતાના વિદ્યાર્થીમાં ગામની બહેનોના રક્ષણ માટે પ્રાણાર્પણ કરવાની નીડરતા કેવી રીતે કેળવી શકશે ?

## ક્ષુલ્લક સ્વાર્થવૃત્તિ

આપની શાળામાં હરિજન બાળકો દાખલ કરવાનો પ્રશ્ન વિચારો. ખાતાના હુકમ મુજબ આપથી કોઇ હરિજન બાળકને દાખલ કરવાની ના પડાય નહિ. પરન્તુ આપમાંના કેટલાકને આભડછેટની વહેમી માન્યતા હોય છે, કેટલાકને ગામલોકોની તેવી માન્યતાને માન આપવું જોઇએ એવો મત હોય છે. કેટલાકને ગામલોકોમાં પોતાની કહેવાતી પ્રતિષ્ઠા ખોવાનો ડર હોય છે. આ સર્વને પરિણામે કેટલી બધી શાળાઓમાં ધાકથી ત્રાસથી સમજૂતીથી વગેરે અનેક ઉપાયોથી હરિજન બાળકો શાળામાં આવે જ નહિ એવી વ્યવસ્થા કરવામાં આવે છે ? અને આવી વ્યવસ્થા કરનારા, પોતાના ક્ષુલ્લક સ્વાર્થની ખાતર એક અજ્ઞાન અભણ અને દબાયલી તિરસ્કૃત કોમનાં નિર્દોષ બાળકોને તેમના જન્મસિદ્ધ હક્કથી વંચિત કરવામાં મુત્સદ્દી-ગીરી માનો છો ? આ જાતની ક્ષુલ્લક મનોવૃત્તિવાળા શિક્ષકો ભવિષ્યના નાગરિકોમાં કોમી ઐક્યના પાયા કેવી રીતે રોપી શકશે ?

## ધર્મભ્રષ્ટતાનો દંભી પોકાર

ટ્રેનિંગ કોલેજના રસોડાના ઝગડાનો પ્રશ્ન વિચારીએ. આપણામાં જે પોતાની જ્ઞાતિ કે પેટાજ્ઞાતિના સ્ત્રીપુરુષો સિવાય બીજી કોઈ હિન્દુ જ્ઞાતિના માણસ સાથે એક પંગતે જમવા કદી બેસતા જ ન હો અગર બેસવામાં આપને ખરેખરો સદ્ હોય કે "ધર્મભ્રષ્ટતા" જેવું લાગતું હોય તેવાંની મનોવૃત્તિની આ બાબતમાં વિરોધની પણ કદર કરું છું. પરન્તુ ખાનગી તેમ જ જાહેરમાં અથવા માત્ર ખાનગીમાં જેઓ હિન્દુઓની બધી જ્ઞાતિના માણસો સાથે એક પંગતે ભોજન કરતા હોય, હોટલો અને વીશીઓમાં જમતા હોય તેઓએ આ બાબતમાં જે વિરોધ બતાવ્યો છે તેને હું કોઇ રીતે સમર્થન આપી શકું તેમ નથી. આપના સંઘે સંઘ તરીકે આ બાબતમાં અત્યારસુધી કોઇ સક્રિય સહાયતા નથી કરી એ હું યોગ્ય ગણું છું. આ આખા પ્રશ્નમાં 'ધર્મભ્રષ્ટતા', 'બળાત્કારે હિન્દુધર્મનો ધ્વંસ કરવાનો પ્રયત્ન', 'મહાસભાવાદીઓનો જુલમ' વગેરે પોકાર કરી જૂના મતવાદી સનાતની હિન્દુઓ

જેઓએ તમારા કોઇપણ કાર્યમાં કદી રસ લીધો નથી કે સહાનુભૂતિ બતાવી નથી તેમનો આશરો લેવાનો જે પ્રયત્ન કરવામાં આવ્યો છે તે શિક્ષકોના હિતમાં તો નુકસાનકારક છેજ, પણ દેશના ઐકયની ભાવનામાં પણ અવરોધકર્તા છે એવું મારૂં માનવું છે. સાથે ખાવાથી ભાઇચારો વધે છે એ મત સર્વથા હું સ્વીકારતો નથી પણ એ મતનો વિરોધ કરનારા માણસો જ્ઞાતિઓના જમણનો બચાવ એ જ દલીલથી કરે છે એ વાત હું રજૂ કરવા માગું છું. સરકારી અધિકારીઓના એ પગલાને હું બધી રીતે ટેકો આપી શકતો નથી, પરન્તુ એ આખા પ્રશ્નમાં ' ધર્મ ' અને ' ધર્મભ્રષ્ટતા 'નો મિથ્યા પુકાર કરી જે ઢોંગનું વાતાવરણ જમાવવામાં આવ્યું હતું એ પ્રત્યે હું મારી સ્પષ્ટ અસંમતિ આપની સમક્ષ અત્રે જણાવવાની રજા લઉં છું. આપણે બહુ મોટા પ્રશ્નોના હજુ ઉકેલ કરવાના છે તેવે પ્રસંગે આવા ક્ષુલ્લક પ્રશ્નોના નિવેડા પાછળ આપણી શક્તિનો વ્યય કરવાનું આપણને પાલવવાનું નથી.

## સ્વાર્થત્યાગ કરવા તૈયાર છો ?

અત્યારે આપ શિક્ષકોનું સંગઠન કરવા પ્રયત્નો કરો છો તે યોગ્ય છે. શિક્ષકોનું સંગઠન કર્યા સિવાય, કોઇ પણ કાર્ય માટે સંગઠન કર્યા સિવાય અત્યારના જમાનામાં કાંઇ પણ કાર્ય સિદ્ધ થવાનો સંભવ નથી. પરન્તુ પગારો માટે અને એલાવન્સ માટે, ગ્રેડ માટે અને ડયૂટી પે માટે અરજીઓ કરવા પૂરતો જ આ સંગઠનનો ઉપયોગ ન રહે એ આપ ખાસ ધ્યાનમાં રાખશો. મજૂરોના સંગઠનમાં મજૂરો જ્યારે છેક નિરૂપાય થાય છે ત્યારે કામકાજ છોડી દેવા સુધીની તૈયારી બતાવે છે. એમના સંગઠન પાછળ ઘણું મોટું પીઠબળ છે એ સાચું છે. તમારી પાછળ બિલકુલ પીઠબળ નથી એ પણ સાચું છે. પરન્તુ જેની સામે તમારી ફરિયાદ હોય તે, તેમજ જનસમાજ, તમારી માગણીની વાસ્તવિકતા અને વાજબીપણાનું ધોરણ સ્વાર્થત્યાગની તમારી તત્પરતા ઉપર બાંધે છે. તમારી ફરિયાદ મંજૂર ન થાય તો તમે તેના ઉપાય તરીકે કેટલી હદ સુધી સ્વાર્થત્યાગ કરવા તૈયાર છો ? એ જ તમારી કસોટી છે. ફરિયાદ નામંજૂર થવાને પરિણામે ભૂખમરાની હડતાલ પર જનાર પ્રત્યે મારી લેશ પણ સહાનુભૂતિ નથી. તમારા જે શિક્ષકોને અન્યાય થયો હોય તેની ખાતર રાજીનામાં આપવાની કે કામ પર ન ચઢવાની હિમ્મત બતાવવા તમે તૈયાર છો ? તેટલી તમારી તૈયારી નથી એવી પાકી ખાતરી હોવાથી જ તમે જેની સામે ફરિયાદ કરો છો તે અધિકારીઓ અને સત્તા જમાવી બેઠેલા સભ્યો તમારું સાંભળવાની દરકાર કરતા નથી. શિક્ષકોનો શરૂઆતનો પગાર પંદર રૂપીઆ એ અતિશય હલકો છે એ સાચી વાત છે, એમ હું માનું છું. આપ જો એ ખરેખર રીતે માનતા જ હો તો પંદર રૂપીઆ માટે શિક્ષકની નોકરીમાં દાખલ ન થવાનો સ્પષ્ટ અને ખુલ્લી રીતે આપ ઉપદેશ ગામડાના લોકોને આપો છો ? વળી એવા માણસો માટે આપના સંઘ તરફથી બીજા કોઇ નિર્વાહના સાધનની યોજના કરવાનો પ્રયત્ન થયો છે ? પંદર રૂપીઆમાં નોકરી મેળવવા માટે પણ પડાપડી થાય છે એટલે જ પગારનું ધોરણ વધારવાની કોઇને જરૂર લાગતી નથી. જે લોકો ગરજવાન, સાધનહીન માણસોની નિરાધારીનો આ પ્રમાણે દુરુપયોગ કરે છે તેમનો હું કોઇ રીતે બચાવ કરવા માગતો નથી, પરન્તુ તમારા સંગઠનનો આ પ્રશ્ન હાથમાં લઈ પંદર રૂપીઆના પગારે ખાતાને કોઇ શિક્ષક મળી જ ન શકે એવું વાતાવરણ જમાવવાની જરૂર છે.

## શિક્ષિકાઓનું વર્તન

કન્યાશાળાઓમાં શિક્ષિકાઓ બાળાઓને ધીમે બોલવાનો, ધીમે ચાલવાનો મોટેથી હસવાનો, લૂગડાનો છેડો માથેથી ખસી ન જાય તેની સંભાળ રાખવાનો, સ્ત્રીઓ મ "મર્યાદા"નાં જે ધોરણ પુરુષોએ નક્કી કરેલ છે તે પળાવવાનો વગેરે ઉપદેશ વારંવાર ક કરે છે. ગામડામાં માતપિતા આથી સંતુષ્ટ પણ થાય છે. પણ એ જ કન્યાશાળાઓમાં મુખ્ય શિક્ષિકા અને મદદનીશ શિક્ષિકા વચ્ચેના વેરઝેરમાં બાળાઓને સાધન બનાવાય છે બાળાઓ સમક્ષ એકબીજા માટે શિક્ષિકાઓ હલકા શબ્દો વાપરે છે, કેટલેક ઠેકાણે તો શિક્ષિકાઓ ચારિત્ર્ય ઉપર આક્ષેપ કરનારા નનામા પત્રો હેડ મિસ્ટ્રેસ ઉપલા ધોરણની બાળાઓ પાસે લખાવે છે, પોતાની માનીતી અને પોતાના ઘરનું કામકાજ કરનારી કે પોતાનાં બાળકોને રાખનારી, અગર આસિસ્ટન્ટ શિક્ષિકાઓની ચાડીચુગલી કરનારી બાળાઓને માટે પરીક્ષાઓમાં પક્ષપાત રખાય છે. કેટલીક બાળાઓની પ્રત્યે અગર તેનાં માતપિતા કે વાલી પ્રત્યેના વૈર અને દ્વેષને લીધે તેને નાપાસ કરવામાં આવે છે વગેરે અનેક અતિનિંદ્ય હલકું વર્તન શિક્ષિકાઓ બતાવે છે તે બાળાઓ ઉપર શું નૈતિક સંસ્કાર પાડી શકવાની છે? તમારી બાળાઓ મોટેથી બોલે કે હસે, માથે ઓઢેલું રાખે કે ન રાખે પરન્તુ ઉપર જણાવેલી હલકી નિંદ્ય મનોવૃત્તિઓ ન દાખવે એ જ અતિ મહત્ત્વનું છે. નાગરિક તરીકે એમના એ બધા નૈતિક ગુણોની આવશ્યકતા છે એ વાત પ્રત્યે હું આપનું લક્ષ ખેંચું છું. આ બધી બાબત હું કલ્પિત રીતે રજૂ કરતો નથી. કેળવણી ખાતામાં મારા લાંબા અનુભવમાં મેં જે જોયેલું છે તેનું જ આછું વર્ણન કરવાનો આ પ્રયત્ન છે.

## નીતિનું ધોરણ અને પગારનું ધોરણ

બીજાં ખાતાંઓમાં આવાં માણસો નથી હોતાં અગર આવાં કામો નથી થતાં, એમ મારા કહેવાનું તાત્પર્ય નથી, તેમ જ સમાજમાં પણ આવા દુર્ગુણોથી ભરેલા અસંખ્ય માણસો હોય છે. પરન્તુ તેમના હાથમાં કુમળાં નિર્દોષ બાળકોનું ભવિષ્ય સોંપવામાં આવેલું નથી હોતું. શિક્ષક તથા શિક્ષિકાની નીતિનું ધોરણ સામાન્ય બીજા માણસો કરતાં ઊંચું હોવાની આવશ્યકતા એટલા માટે માનવામાં આવેલી છે કે તેમને માથે બાળકોના ઘડતરની જવાબદારી રહેલી છે. બેન્કનો ક્લાર્ક કે વેપારી શિથિલ વર્તનનો હોય તેમાં સમાજને નુકસાન છે તેના કરતાં હજારગણું નુકસાન શિથિલ વર્તનના શિક્ષક કે શિક્ષિકાથી સમાજને થાય છે એ સ્પષ્ટ છે. આપની સૌની પાસે સમાજ નીતિના ઉન્નત વર્તનની આશા આટલા જ માટે રાખે છે. સમાજનાં અનેક દુરાચારી સ્ત્રીપુરુષો પણ–પોતાનાં બાળકોને શિક્ષણ આપનાર પાસે નીતિના બહુ ઉંચા ધોરણની આશા રાખે છે. આમાં મને કંઈ ગેરવ્યાજબી લાગતું નથી, ઊલટું મને તો આમાં માનવહૃદયમાં રહેલી ઊંડી ઊંડી નીતિભાવનાની મહત્તાની સાબિતી દેખાય છે. આ જાતના ઊંચી નીતિના ધોરણ અને પગારના ધોરણને સંબંધ હોય એમ હું માનતો નથી. પંદર રૂપીઆવાળા શિક્ષક કરતાં પચાસ રૂપીઆવાળા શિક્ષક વધારે ઉંચા નૈતિક વર્તનના હોય અગર એ પંદર રૂપીઆવાળાને પચાસ રૂપીઆ આપવાથી તે વિશેષ નીતિમાન થાય એમ પણ હું માનતો નથી. મનુષ્યના નૈતિક આદર્શને અને તેની આર્થિક સ્થિતિને કાંઇ સંબંધ નથી. એટલે જેઓ એવી દલીલ કરતા હોય કે સમાજને ઉંચા નૈતિક આદર્શવાળા શિક્ષકો જોઇતા હોય તો તેની કિંમત આપવાને તેણે તૈયાર રહેવું જોઇએ, તેઓના મત સાથે હું સંમત થઈ શકતો નથી.

[ તા. ૧૭–૫–'૪૨ ના "પ્રજાબંધુ"માંથી ]

# સિંધનો પીર પગારો

**ચોરી, ખૂન, લૂટફાટ, ધાડ અને મારામારીથી સિંધનું નાગરિક જીવન ભયગ્રસ્ત બન્યું છે. નિંદમાં પડેલાં શહેરી નરનાર સ્વપ્નમાં પણ જેમનું નામ સાંભળી બેબાકળાં બની કમકમી ઉઠે છે તે જાતુની હૂરોના ગુરુ પીર પગારોની જીવનકથા કોઇ ભયંકર જાસુસીકથાના ખલનાયકની કારકીર્દીને ઝાંખી પાડે તેવી છે. પોતાના મોં પરની અમુક નિશાનીઓને લીધે, પોતે સિંધનો બાદશાહ બનવાનો છે એ જાતની માન્યતાઓ એની લોલુપતાને પ્રજ્વલિત કરી છે; અને પોતાની લોલુપતાને તૃપ્ત કરવા માટે, એણે એના અનુયાયીઓને ખૂન અને ખંજરના અમાનુષી રાહે ચડાવી દીધા છે.**

સિંધ અને એની આજુબાજુનાં રાજ્યોમાં રહેતી હૂર લોકોની ગુન્હેગાર કોમે ખૂન અને લૂંટફાટનાં કૃત્યોથી આપણને ચોંકાવી મૂક્યા છે. એનો જ આગેવાન પીર પગારો આજે જેલમાં છે; પણ જેલમાં જતા પૂર્વે પીર પગારોનું જીવન કેવું હતું એની હકીકતો જાણવા જેવી છે.

### જન્મ

પીર પગારોના નામથી ઓળખાતો સીબધાતુલ્લા શાહ ૧૯૦૮ માં સિંધમાં જન્મ્યો હતો. એનો પિતા હુર નામની લૂંટારુ અને ધર્મભ્રષ્ટ ટોળીનો સરદાર હતો. આ ટોળીનું સંગઠન એટલું મજબૂત હતું કે ગમે તેવા ગુન્હાઓ બને છતાં કોઇ બાતમી પ્રગટ ન કરતું. પ્રજા એ ટોળીથી થરથરતી. હુર લોકો દુરાચારી, ક્રૂર અને જંગલી જીવન ગાળતા. પણ આગેવાનોને ખુદા તરીકે જ પૂજતા.

સીબધાતુલ્લા નાનપણમાં એના પિતાની ઇચ્છા મુજબ પીરની ગાદી ઉપર ૧૯૨૨ માં આવ્યો. એનું જીવન ઘણું જ સ્વચ્છંદી બનતું ચાલ્યું. એની દોરવણીથી એના અનુયાયીઓએ કેટલાંક ખૂનો કર્યાં. છતાં પીર પગારો સામે જુબાની મેળવવાનું કામ મુશ્કેલ હતું.

પીર પગારો ખૈરપુર રાજ્યની બ્રિટિશ હદમાં એક ટાપુ હતો ત્યાં પોતાના ગઢમાં રહેતો હતો. આ ગઢવાળું ગામ 'પીર જો ગોઠ' નામથી ઓળખાય છે. એની વસ્તી આશરે ૩ હજારની છે. પગારો સામે ઘણી જ ગંભીર ફરિયાદો આવવા માંડી. એટલે ૧૯૩૦માં સક્કરના પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટે એના રહેઠાણ ઉપર છાપો માર્યો. એ વખતે પોલિસ ટુકડીએ પરવાના વગરનાં કેટલાંક હથિયારો, દારુગોળો અને બીજાં સાધનો અહીંથી કબજે કર્યાં. ઉપરાંત પોલિસને ખબર પડી કે પગારો અહીં રહીને ઘણું ખરાબ અને દુરાચારી જીવન ગાળે છે; અમુક માણસો સાથે ઘાતકી વર્તણૂક ચલાવે છે અને એક યુવાન મુસ્લીમ છોકરાને એણે પેટીમાં પૂરી રાખ્યો છે.

પગારોની સામે કેસ થયો ત્યારે પેટીમાં પૂરેલા આ છોકરાની અને પીરના જુલ્મનો ભોગ બનેલા બીજા માણસોની કથાઓ બહાર આવી.

### ખૂનથી ખરડાયેલી કારકિર્દી

પીર પગારોએ મરીઅમ નામની સ્ત્રીનું ખૂન કરેલું એ બદલ એને સજા થયેલી, પણ એ વહેલો મુક્ત થયો હતો. મુક્ત થયા પછી પગારોએ મરીઅમના નાના દીકરા ઇબ્રાહીમ ઉપર વેર લેવાનું નક્કી કર્યું. ઇબ્રાહીમ ખૂબ રૂપાળો હતો. ૧૪-૧૫ વર્ષની એની

ઉમર હતી. ૧૯૨૬ ની સાલમાં તે પીરના રહેઠાણમાં મજૂરી માટે ગયેલો. એક દિવસ સાંજે પીરની એના ઉપર નજર પડી અને એને રાખી લેવાનું પીરને મન થયું. બીજે દિવસે ઇબ્રાહીમને એણે કહેવરાવ્યું કે મારી નોકરીમાં તને જગ્યા મળશે. ઇબ્રાહીમ આવ્યો. પીરનું કામકાજ કરવાનું અને પીરે કિલ્લામાં એક એન્જીન રાખેલું હતું તે સાફ કરવાનું ઇબ્રાહીમને માથે આવ્યું.

ત્રણેક અઠવાડિયા પછી એક બનાવ બન્યો. ઇબ્રાહીમના હાથમાંથી કાચનો એક કપ પડીને તૂટી ગયો. આ નાની ભૂલથી પીર એટલો બધો રોષે ભરાયો કે એણે ઇબ્રાહીમના હાથ વાંસા પાછળ બાંધી એને નેતરના કોરડાથી માર્યો. આટલું છતાં પીરની ઘાતકી વૃત્તિ તૃપ્ત થઇ નહિ. ઇબ્રાહીમની આંખના નેણ તેણે મુંડાવી નાખ્યા. એની પાંપણો ખેંચાવી કાઢી. કાજળ અને તેલથી એનો આખો ચહેરો કાળો કરવામાં આવ્યો. છેવટે નોકરોને હુકમ કર્યો કે આની સાથે ખરાબમાં ખરાબ વર્તન કરી એને કેદ રાખો. આ વર્તન એટલું ગંદું, ઘાતકી અને અમાનુષી હતું કે જેનો જોટો કદાચ નાઝીઓની નજરબંદી છાવણીઓમાં જ મળી શકે. ત્રણ દિવસ સુધી ઇબ્રાહીમ ઉપર સખ્તાઇ થઇ. ચોથે દિવસે પોતાની વહુની અને નવા જન્મેલા બાળકની ખબર કાઢવાનું બહાનું બતાવી ઇબ્રાહીમે પોતાને ગામડે જવાની રજા માગી અને તે લારખાના નાસી ગયો. પરંતુ પીરે પોતાના ત્રણ શિકારી અનુયાયીઓને ઇબ્રાહીમની પાછળ જ વળાવ્યા હતા એટલે તેઓ તરત જ એને પકડી આવ્યા.

## દોઝખમાં પડેલો ઇબ્રાહીમ

પછી ઇબ્રાહીમનું દોઝખનું જીવન શરૂ થયું. એની કામ કરવાની નોકરી શરૂ થઇ ગઇ; પણ એને કોટના દરવાજાની બહાર પગ મૂકવાની મનાઈ થઇ. રાત ને દિવસ એના ઉપર ચોકી ગોઠવવામાં આવી. આ રીતે ૪ મહિના પસાર થયા.

આ અરસામાં પીરને સક્કરના કલેક્ટર તરફથી પત્ર મળ્યો કે ઇબ્રાહીમને અને તમારા બીજા ત્રણે નોકરોને રજા આપી દો. ત્રણ નોકરોને પીરે છૂટા કર્યા, પણ ઇબ્રાહીમને ન છોડયો. બાર મહિના સુધી ઇબ્રાહીમ પીરના કિલ્લામાં ગોંધાઈ રહ્યો. એ પછી પીરને પ્રવાસે જવાનું થયું. ઇબ્રાહીમને હુકમ મળ્યો કે એણે બુરખો ઓઢીને સ્ત્રીની માફક ઊંટ ઉપર બેસવાનું છે. ઘણી ગારોની પાછળ ઊંટ ઉપર સ્ત્રીના વેશમાં ઇબ્રાહીમ બેઠો. જ્યાં જ્યાં તંબુ નખાતા ત્યાં ગારોના તંબુમાં કડક ચોકી વચ્ચે ઇબ્રાહીમને રાખવામાં આવતો. આ રીતે પ્રવાસના ૭ મહિના વીત્યા.

તેઓ પીર-જો-ગોઠ (રહેઠાણ) પાછા ફર્યા અને પંદર જ દિવસ પછી પીરે ફરીને સક્કર, કવેટા, લાહોર, દિલ્હી, સીમલા, મુંબઇ અને કરાંચીનો પ્રવાસ ગોઠવ્યો. ઇબ્રાહીમથી પળવાર પણ તે અળગો રહી શકતો ન હતો, રહેવા માગતો ન હતો. ૨૨ દિવસની મુસાફરી કરીને તેઓ ઘેર આવ્યા.

આ વખતે ઇબ્રાહીમને ખબર પડી કે સક્કરના પોલિસ સુપ્રી. એ અને કલેક્ટરે તેમ જ સિંધના કમિશ્નરે પીરને કહેલું કે તમે ઇબ્રાહીમને તમારી સાથે પ્રવાસે લઇ ગયા હતા. અને તમારે એને જલ્દી મુક્ત કરી દેવો જોઇએ. પણ પીરે કહ્યું કે ઇબ્રાહીમ મારી પાસે છે જ નહિ.

## અમલદારોની આંખ આંજવા

આ પછી ઇબ્રાહીમ ઉપર વધુ સખ્તાઇ ચાલી. એને સાંકળે બાંધી રાખવામાં આવતો. દરમ્યાન ઇબ્રાહીમ પોતાના પુત્ર અને સ્ત્રીને મળવા નાસી છૂટશે એવી ગંધ આવી. અને

કલેક્ટર તરફથી પૂછપરછ ચાલુ જ હતી એટલે પીરે ઇબ્રાહીમને છૂપા ખંડમાં અને દૂરના બગીચામાં જુદે જુદે વખતે પૂરી રાખવાનું શરૂ કર્યું. એના ઉપર ચોકીદારો ગોઠવાયા. કોઈ અમલદારનો નજીકમાં મુકામ થતો ત્યારે ઇબ્રાહીમને સંતાડી દેવાતો. છેવટે એના હાથની સાંકળ કાઢી નાખી. એના માટે એક પેટી બનાવવામાં આવી. આ પેટીમાં હવા માટે કાણાં હતાં. ખોરાક પાણી મૂકવા નાની બારી હતી અને કુદરતી હાજત માટે એક કૂંડું હતું. એમાં ઇબ્રાહીમ જીવવા લાગ્યો.

પીર ક્યાંય બહાર જતો તો નોકરોને કડક સૂચનાઓ આપી જતો. દિવસે કામ કરવા ઇબ્રાહીમને એંજીન પાસે લઇ જતા, રાત્રે પેટીમાં પૂરી દેતા. બહાર કાઢતી વખતે એના હાથે સાંકળ બંધાતી.

પોલિસ અમલદારોએ ત્રણ ચાર વખત પીર પગારોના ઘરની મુલાકાત લીધેલી. પણ ઇબ્રાહીમને એવી ચાલાકીથી ગૂમ કરી દેવાતો કે તેનો પત્તો ન લાગતો. છેવટે એક દિવસ પોલિસે ઇબ્રાહીમનો પત્તો મેળવ્યો, એને છોડાવ્યો. જ્યારે તે પેટીની બહાર નીકળ્યો ત્યારે ભૂત જેવો દેખાતો હતો. એના દેહમાંથી બદબૂ છૂટતી હતી.

## જેલ મળી

ઇબ્રાહીમને હાથ કર્યા પછી પોલિસે પીર પગારો ઉપર કેસ માંડ્યો, એના ઉપર જુદા જુદા આરોપ મુકાયા એના કબજામાં ગેરકાયદેસર બંદુકો, રાઇફલો, રિવોલ્વરો અને ૨૫ હજાર ગોળીઓ અને ગોળીઓ બનાવવાનું મશિન હતું. આ આરોપોથી પીર પગારોને આઠ વર્ષની સખ્ત જેલ અને બે હજાર રૂપિયાના દંડની સજા થઇ.

ઇબ્રાહીમ ઉપરના આ જુલ્મો દરમ્યાન પીર પગારોના તાબામાં ઇમાં, ગુલાં અને નૂરાં નામની ત્રણ સ્ત્રીઓ હતી. તેઓ નાસી છૂટેલી. આ ત્રણે સ્ત્રીઓ પોતાના બાળપણથી જ કોટમાં અંતેવાસી બનેલી અને તે પીર પગારોના બાપની તેમ જ પાછળથી પીર પગારોની દેહવાસના સંતોષતી. જ્યારથી તેમનું યૌવન ઓસરવા લાગ્યું ત્યારથી તે સ્ત્રીઓને દાસી તરીકેનું કામ કરવું પડતું. પીર પગારો આ સ્ત્રીઓને અવર્ણનીય ત્રાસ આપવામાં અને ન સખી શકાય એવા જુલ્મ ગુજારવામાં અનહદ આનંદ લેતો.

ન્યાયાધીશ સમક્ષ ત્રણે સ્ત્રીઓએ પોતાનું જીવન ખુલ્લું કરી દીધું, એટલું જ નહિ પણ પીરની સામેના બીજા ચાર કેસો દરમ્યાન તેમણે સાક્ષીઓ પણ આપી. આ સ્ત્રીઓ જંગલી રિવાજને કારણે અને એના માબાપોની અમુક રૂઢ માન્યતાઓને લીધે પીરના પંજામાં સપડાયેલી હતી.

## નાસી છૂટેલી ત્રણ સ્ત્રીઓ

પીર પગારો પોતાના ભાઇના કુટુંબને બારે ત્રાસ આપતો હતો. એ કુટુંબ ગઢ કૂદીને નાસી ગયેલું. એમને પગલે નાસવાની ત્રણે સ્ત્રીઓએ એક દિવસ હિંમત કરી. ચોકીદારોની નજર ચૂકવી તેઓ ૧૯૩૦ ના ફેબ્રુઆરીની ૫ મી તારીખે વહેલી સવારે નાસી છૂટેલી. એ વખતે પીર બહાર હતો. ઇમાં અને ગુલાં સલામત કૂદેલી, પણ નૂરાં વખતે દોરડું સરકી જતાં તેને ઇજા થયેલી.

દિવસ ઊગતાં સ્ત્રીઓ ગભરાઇ ગઇ. આગળ વધવાને બદલે તેઓ પીર પગારોની સાવકી માને ઘેર ગઇ. આ સાવકી મા ભલી હતી. ચાર દિવસ તેણે આશ્રય આપ્યો. એ પછી પોલિસ સુપ્રિ. સાથે સ્ત્રીઓ સલામતીપૂર્વક સક્કર પહોંચી ગયેલી.

હવે ૧૯૩૬ માં છ વર્ષની સજા ભોગવી પીર પગારો છૂટયો. હૂર લોકો સમક્ષ પોતાની પ્રતિષ્ઠા ફરી સ્થાપવા તેણે પ્રવાસ અને પ્રચાર શરૂ કર્યો. મક્કાની હજ કરવા તે નીકળ્યો એ મક્કા જાય કે ન જાય, તે ખરેખર ધર્મગુરુ છે કે માજી કેદી છે એની લોકોને ઓછી ગતાગમ હતી. હૂર લોકોનો મોટો ભાગ એને ખુદાના અંશ તરીકે ગણતો. એથી એના અનુયાયીઓ વધતા ગયા.

૧૯૩૭ માં નવું પ્રાંતિક બંધારણ આવ્યું. એ વખતે પીર પગારોને રાજકીય મહત્ત્વ મળ્યું. સિંધમાં બીજા કોઇ પણ પીર કરતાં પગારોને ઘણું મોટું પીઠબળ છે. ૮ હજાર હૂર લોકોમાંથી ઘણા એનો પડયો બોલ ઝીલનાર અને કેટલાક એના વચન માટે માથાં મૂકનાર છે.

પીરના છૂટકારા પછી ચોરી લૂંટફાટ અને ખૂનના બનાવો બનતા જતા હતા. પીરની માન્યતા એવી છે કે જૂની ભવિષ્યવાણી પ્રમાણે માણસના ચહેરા ઉપર અમુક પ્રકારનાં શીળીનાં ચાઠાં હોય તો એક વખત તે સિંધનો બાદશાહ બનવાનો. પીર પોતે આ ભવિષ્યવાણીને ખરી કરવાની નેમ રાખે છે. એથી તેણે હૂર લોકો વચ્ચે જઇને અનુયાયીઓની ભરતી કરવાનું કામ આદર્યું. એ લોકો પાસે તે મરણ પર્યંત વફાદારીની પ્રતિજ્ઞા લેવરાવતો. આ રીતે તેણે ૬ હજાર સભ્યો નોંધ્યા, જેને 'ગાઝી'નું નામ આપ્યું છે. કહેવાય છે કે ૧૯૪૦ માં પીર પગારો ખઈરપુર રાજ્યની હદમાં જંગલમાં છાવણીઓ નાખી રહેતો અને હૂર લોકોને લશ્કરી તાલીમ આપતો.

### યુદ્ધફાળામાં પૈસા ભર્યા.

પીર પગારોને લાગ્યું કે સરકારને આ પ્રવૃત્તિની ખબર પડી ગઈ છે એથી તેણે જાહેર કર્યું કે હું સરકારને મદદ કરવા નાગરિક દળ તૈયાર કરું છું. આ જાહેરાતની સાથે જ સિંધ સરકારના યુદ્ધવિમાન ફાળામાં તેણે ૧૦ હજાર રૂપિયા ભર્યા. પરંતુ ગાઝીઓની ભરતી કરવાનું અને તેમને લશ્કરી તાલીમ આપવાનું કાર્ય ચાલુ રાખ્યું. તેમ જ જેસલમીર રાજ્યમાં એ ગયેલો ત્યારે તેણે ખાકસાર દળો માફક કવાયત કરેલી. વળી એના વિષે એવા અહેવાલો મળ્યા કે જેલમાં સાથે રહેલા કેટલાક બંગાળી ક્રાન્તિકારીઓ સાથે તે સંપર્ક સાધી રહ્યો છે.

સરકારે એને રજા વગર કરાંચી ન છોડવાનું ફરમાવ્યું. પરંતુ એ હુકમ તેણે માન્યો નહિ અને પ્રવાસ શરૂ કર્યો. આ વખતે પીર ફતેહઅલી સાથે એને વેર હતું. ફતેહઅલીએ સરકાર પાસેથી રક્ષણ માગેલું અને કહેલું કે 'મારો જાન પીર પગારોથી જોખમમાં છે.' સરકારે ફતેહઅલીને બે સશસ્ત્ર પોલિસ રક્ષણ માટે આપેલા. પરંતુ પીર પગારોના માણસોએ ૧૯૪૧ ના ઑક્ટોબરમાં ફતેહઅલીનું, એના એક નોકરનું અને એક પોલિસનું ખૂન કર્યું.

### અનુયાયીઓના ગુન્હા

આથી પીર પગારો કરાંચી પાછો ફર્યો ત્યારે એના ઉપર નોટિસ બજાવાઈ. એ પછી ટેલિફોન અને તાર વગેરે તૂટયા; એથી સરકારે એને પકડી સિંધ બહાર મોકલ્યો. પરંતુ પીરના માણસો બીજા ગુન્હાઓ કરતા રહ્યા.

અચાઉણી હદપારી પછી પીર પગારોએ પોતાના અનુયાયીઓને ઠપકો આપેલો કે 'તમે બધા નમાલા છો, તમે હાથ જોડી કેમ બેઠા રહ્યા? તમારે તાર, રેલવે તોડી અને બીજા તોફાનો કરી સરકારને મૂંઝવવી જોઇતી હતી. તમે કશું કર્યું નહિ એથી મને દિલગીરી થઇ છે. હવે જો મને સિંધ બહાર સરકાર લઈ જાય તો એને બરાબર મૂંઝવજો.'

એથી પીર પગારોની ધરપકડ બાદ એની સૂચના મુજબનાં તોફાનો શરૂ થયાં. ખૂનો અને ધાડોની પરંપરા ચાલી.

[ તા. ૭-૬-'૪૨ ના "જન્મભૂમિ" માંથી. ]

# જગતની નવરચના

જગત માટે હાલનો સમય અધઃપતનનો છે. જગતના પોણા ભાગની પ્રજા એક-બીજાના સંહારમાં લિપ્ત છે. એકબીજાનાં ઘર ખેદાનમેદાન કરવામાં અને લાખો માનવોનો સંહાર કરવામાં આપણે બહાદૂરી સમજીએ છીએ.

અનેક પ્રયત્નો દ્વારા તૈયાર કરેલી સામગ્રીનો નાશ કરવા માટે તથા એ નાશને વધુ સબળ બનાવવાના કામમાં આપણી શક્તિ ખરચાઇ રહી છે.

આ જગદ્વ્યાપી યુદ્ધ માત્ર રાજકારણને લીધે ઉત્પન્ન થયું નથી. એનાં અનેક ઊંડાં સામાજિક અને નૈતિક કારણો છે.

## યુદ્ધનાં કારણો

વિદ્વાનોએ તારવેલાં કારણોમાં નીચેનાં મુખ્ય છેઃ—

(૧) માનવી અને તેના હક્કોની અવગણના.

(૨) સાચું ખોટું સમજ્યા વગર સમુદાયની સાથે ચાલ્યા કરવું.

(૩) દર્શનશાસ્ત્ર તથા ભૌતિક વિજ્ઞાનની પ્રગતિમાં ભેદ.

(૪) સાચા તત્ત્વજ્ઞાનનો અભાવ.

(૫) ધર્મમાં અવિશ્વાસ.

(૬) પડોશીઓને દબાવવાની વૃત્તિ.

આ હકીકતોને કારણે આજે આપણે આપત્તિ દશામાં આવી પડયા છીએ અને આપણા વિનાશમાં ગરકાવ બની ગયા છીએ. પરંતુ આ બધામાં રહેલી એક હકીકત ૩ જા નંબરમાં આવી જાય છે.

## વિજ્ઞાનની શક્તિનો ઉપયોગ

ભૌતિક વિજ્ઞાન દ્વારા માનવીના હાથમાં એવી શક્તિ આવી છે કે, તે ચાહે તેમ કરી શકે છે. વિજ્ઞાન લોકો માટે અલાઉદ્દીનના જાદુઇ ફાનસ જેવું છે, અને તેની પાસે તે ચાહે તેટલું માગી શકે છે. એન્જીનો, વીજળી, વરાળ તથા પેટ્રોલથી ચાલનારાં એંજીનો વડે માનવીઓએ એટલાં કામો કર્યાં છે કે જે મોટા રાક્ષસો પણ ન કરી શકે.

શક્તિનો મુખ્ય વિકાસ વિજ્ઞાનને આભારી છે. શક્તિનો ઉપયોગ જ્યાં જ્યાં માનવી માટે થયો છે, ત્યાં ત્યાં મુખ્યત્વે તેના શોષણ માટે કરવામાં આવ્યો છે.

અને વિજ્ઞાનની આ પ્રગતિ સાથે સામાજિક વ્યવસ્થાએ જોઇએ તેવી પ્રગતિ કરી નથી. પરિણામે મનુષ્યનો નૈતિક તેમ જ સામાજિક વિકાસ ગુફાવાસી એક મધ્યકાલીન માનવી જેવો છે અને તેની શક્તિ દૈત્ય જેવી બની ગઇ છે.

આ શક્તિ પર સામાજિક ભાવનાઓનો અંકુશ રહ્યો નથી. પરિસ્થિતિ બદલાઇ ગઇ, પરંતુ સમાજવ્યવસ્થા એની એ જ જરીપુરાણી રહી છે. માણસ પહેલાં પશુઓને ગુલામ બનાવતો; હવે, આજે વિજ્ઞાનની સહાયતાથી તેણે એન્જીન બનાવ્યાં છે; એટલે તેની ગુલામ બનાવવાની વૃત્તિ ગઇ નથી.

## ખામીભરેલી સામાજિક વ્યવસ્થા

આથી પતનના મૂળમાં આપણી સામાજિક વ્યવસ્થા રહેલી છે. આમાં નીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો મેળ કરેલો છે.

જો માનવી સમજી જાય કે તેને બીજાને ગુલામ બનાવવાની આવશ્યકતા નથી રહી, તો આપણી ઘણી મુશ્કેલીઓનો અંત આવી જાય.

આ બધાં કાર્યની લગામો શ્રીમંતોના હાથમાં છે. રાજકારણી પુરુષો તેમને લાકડાની પૂતળીની જેમ ગણે છે.

આજે જગતની નવી વ્યવસ્થા વિષે જે વાતો થાય છે, તેમાં આર્થિક પરિવર્તનની વાતો મુખ્ય છે.

## ત્રણ મહત્ત્વના મુદ્દાઓ

સર મહમદ ઝફરૂલ્લાખાંએ એક વાર રેડિયો પર ભાષણ કરતાં જગતની નવરચનાની વાતો કરી હતી. આમાં મુખ્ય વાતો આર્થિક વહેંચણીની હતી.

તેમણે પહેલી વાત રજૂ કરી હતી તે વ્યાજ લેવાદેવાની પદ્ધતિ દૂર કરવા માટેની હતી. વ્યાજની વ્યવસ્થાને લીધે શ્રીમંતો બેંકમાં પૈસા રાખીને તેના વ્યાજમાંથી મોટરોમાં લહેરથી ફરે છે. આમ તેઓને વગર મહેનતે રૂપિયા મળી જાય છે.

મૂડીવાદી વ્યવસ્થાનું મૂળ આ છે. તેમણે રજૂ કરેલી બીજી વાત જરૂર કરતાં વધારે ધનસંગ્રહ ન કરવાને લગતી છે. ધનસંગ્રહથી માનવી બીજાઓનું શોષણ કરે છે, અને નફો મેળવે છે.

વળી તેમણે રજૂ કરેલી ત્રીજી મહત્ત્વની હકીકત એ છે કે દરેકને પૂરતાં અન્ન અને વસ્ત્ર મળે તથા તેઓને રહેવાનું સ્થાન મળે, એવી વ્યવસ્થા કરવાનું કર્તવ્ય રાજ્યનું છે.

આ હકીકત કેટલે અંશે વ્યાવહારિક છે, એ મુદ્દો અત્રે ચર્ચવાનો નથી. પરંતુ એક હકીકત સ્પષ્ટ થાય છે કે, જગતનો મુખ્ય પ્રશ્ન આર્થિક અને સામાજિક છે.

## નવી વ્યવસ્થામાં શું શું કરવું ઘટે ?

આ જ રીતે આંતરરાષ્ટ્રીય કામદાર સંઘ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલા એક કાર્યક્રમમાં યુદ્ધ પછીની વિશ્વવ્યવસ્થા માટે રૂપરેખા યોજવામાં આવી છે. તેમાં જણાવેલું છે કેઃ—

(૧) જગતની નવરચના માટે આંતરરાષ્ટ્રીય કાર્યક્રમ યોજવો.

(૨) જ્યાં કામની સગવડ હોય ત્યાં લોકોને રહેવા માટે સગવડ આપવી.

(૩) કામદારો અને શ્રીમંતોનું એક મંડળ સ્થાપવું. આ મંડળે આર્થિક તેમ જ સામાજિક વિષય સંબંધેની નીતિ નક્કી કરવી.

(૪) બેકારી દૂર કરવાની વ્યવસ્થા કરવી.

(૫) કામદારોને વેપારી શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી.

(૬) મજૂરોની રોજી એવી રાખવી કે જેથી તેને નફામાંથી કેટલોક ભાગ મળે.

(૭) મજૂરીનો ઓછામાં ઓછો દર દરેકને મળવો જોઇએ.

(૮) શિક્ષણ, ઉત્તમ ભોજન તથા મકાનની વ્યવસ્થા દરેક માટે હોવી જોઇએ.

(૯) દરેકને મનપસંદ કામ કરવાની સગવડ મળવી જોઇએ.

(૧૦) કારખાનું તથા બીજાં કામોનાં સ્થાનોમાં દરેક જાતની સગવડ હોવી જોઇએ.

### યુદ્ધનું મૂળ કાપી નાખો.

આ કાર્યક્રમની ભૂમિકા વિષે ત્યાંના એક વહીવટદાર જણાવે છે કે, વર્તમાન યુદ્ધનું મૂળ કારણ આર્થિક અને સામાજિક છે. જો આપણે યુદ્ધને ન ઇચ્છતા હોઇએ તો આ કારણો દૂર કરીને નવી વ્યવસ્થામાં ઉપલા કાર્યક્રમને સ્થાન આપવું જોઇએ.

યુદ્ધને અંતે જગતની આર્થિક તેમ જ સામાજિક વ્યવસ્થામાં ધરમૂળથી ફેરફાર કરવો રહેશે અને આર્થિક દૃષ્ટિએ માનવીનું સંરક્ષણ કરવું પડશે.

જ્યાં લગી આ સંરક્ષણ નહિ થાય ત્યાં સુધી આપણે યુદ્ધને રોકી શકીશું નહિ.

( "ગુજરાતી"ના એક અંકમાંથી )

---

## પાંદડું અને ઢેફું

એક હતું ઢેફું અને એક હતું પાંદડું. બેઉ પડોશમાં રહેતાં હતાં. ઢેફાએ પાંદડાને કહ્યું: "દોસ્ત ! તારા ઉપર મને બહુજ પ્રેમ આવે છે. ગમે તેમ તોય આપણે પડોશી છીએ, આપણે એકબીજાને મદદ કરવી જોઇએ."

પાંદડું હસ્યું અને તેનો દેહ કંપવા લાગ્યો. તેણે પૂછ્યું: "આપણે પરસ્પર કેવી રીતે મદદ કરીશું ?"

ઢેફું બોલ્યું: "પવન આવશે ત્યારે હું તને ઊડવા દઇશ નહિ; વરસાદ આવે ત્યારે તું મારો બચાવ કરજે."

પાંદડું મનમાં બોલ્યું: "આ મૈત્રી સરસ ! જ્યારે ઊંચે જવાની તક મને મળે ત્યારે તે મારા માથા પર ચડી બેસે અને જ્યારે વરસાદ પડે ત્યારે તે સુરક્ષિત રહે; વરસાદનો મારો મારે માત્ર સહન કરવો પડે.

*

પછી પવન વાવા લાગ્યો. પાંદડું ઉડવાનો પ્રયત્ન કરતું હતું ત્યાંજ ઢેફાએ તેની પીઠ પર ચડી બેસીને કહ્યું: 'ગભરાઇશ નહિ, હું તને બચાવું છું." ઢેફાના ભારથી પાંદડાનો જીવ ગભરાવા લાગ્યો. ઢેફું બોલ્યું: "દોસ્ત ! હવે તું સુરક્ષિત છે ને ?"

પાંદડું બોલ્યું: "હજી મારો પ્રાણ ગયો નથી."

ઢેફું મનમાં બોલ્યું: "ઠીક થયું; આવતી કાલના સંરક્ષણ માટેની ચિંતા ટળી."

*

પવન ચાલુ જ હતો, એટલામાં વરસાદ પડવા લાગ્યો. ઢેફાએ ગભરાઇને કહ્યું: "દોસ્ત ! આ વળી નવું સંકટ આવ્યું, હવે મને મદદ કર !"

પાંદડું બોલ્યું: "હવે હું શી મદદ કરું, તે તું જ કહે. તારા ભારથી મારા આખા શરીરે કળતર થાય છે. જરા બાજુએ ખસ તો મને કળ વળે."

ઢેફું બોલ્યું: "દોસ્ત ! મેં તારૂં રક્ષણ કર્યું અને તું મને અડાવે છે ? તું ઊડી ન જાય તે માટે તો હું તારા પર ભાર દઇને બેઠું છું."

પાંદડાએ પૂછ્યું: "તો પછી હું તને કેવી મદદ કરું તે બોલ."

ઢેફું બોલ્યું: "તું મિત્રદ્રોહી છે. મારા સંકટકાળે તું મને ગૂંગળી નાખે છે."

વરસાદ જોરથી પડવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. શું કરવું તે ઢેફાને સુઝ્યું નહિ. પાંદડા પરથી ઊતરી જાય તો પાંદડું ઊડી જવાની બીતિ લાગતી હતી. બીજી બાજુએ પાંદડું તરફડતું હતું.* ( આ રૂપકને આજના રાજકારણ સાથે વાચકો ઘટાવી લે. )

---

* તા. ૬-૬-'૪૨ ના "પ્રજાબંધુ"માંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ તમારાં પુસ્તકાલયોના ગ્રંથપાલોએ, જુલાઈ માસમાં પોતાનાં પુસ્તકોની મેળવણી કરી, પુસ્તકાલયના સરક્યૂલર નં. ૩૬ પ્રમાણે જનરલ રજિસ્ટરે શેરો કરવો.

૨ જે શિક્ષકોએ પુસ્તકાલય શિક્ષણવર્ગોની તાલીમ લીધી છે તેમણે પુસ્તકાલયના દફતરની વ્યવસ્થા અચૂક વ્યવસ્થિત બનાવી દેવી.

૩ કમી થવા પાત્ર પુસ્તકોની યાદીઓ વ્યવસ્થાપક મંડળના અભિપ્રાય સહ મોકલવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૯–૬–'૪૨

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૨૪ સને '૪૧–૪૨

## વિષય

### વર્તમાનપત્રોના લવાજમમાં વધારો થવા બાબત

કેટલાંક પુસ્તકાલયો દૈનિક પત્રોની છૂટક નકલો ખરીદે છે અને એથી કરીને અંદાજમાં માગણી કરેલી રકમ કરતાં ખર્ચ વધવાનો પ્રસંગ ઊભો થયો છે.

આ સંબંધે તમામ પ્રકારનાં પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોની વ્યવસ્થાપક સમિતિઓને વિનતિ કરવામાં આવે છે કે અંદાજમાં મંજૂર થયેલી રકમથી વિશેષ રકમનો ખર્ચ તેઓ કરી શકશે નહિ, પણ નીચેની કોઇ પણ યોજના સ્વીકારી શકશેઃ—

(૧) છૂટક નકલો જે દૈનિકની લેવાતી હોય–તે એક કરતાં વધુ પ્રતો ખરીદાતી હોય–તો તેની સંખ્યા ઓછી કરવી;

(૨) સસ્તા દરનું દૈનિક પત્ર વસાવવું;

(૩) વધારાના ખર્ચ માટે આ બાબતના ઉપયોગ સારૂ વધારાની લોકમદદ મેળવવી;

(૪) લવાજમ આપનારા દૈનિક પેપરો વાંચનારા સભ્યો પાસે લવાજમના દરો વધારવા તજવીજ કરવી.

સ્થાનિક સમિતિઓને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે ઉપરની સૂચના ઝાતે ધ્યાનમાં લઇ વ્યવસ્થા કરી ખર્ચમાં વધારો ન થાય તે જોવા ખાસ વિનતિ છે.

વડોદરા,
તા. ૯–૬–'૪૨

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૫ સને '૪૧-૪૨

# વિષય

### કસ્બા પુસ્તકાલયોએ વર્તમાનપત્રો સંબંધે હકીકત મોકલવા બાબત

આથી વડોદરા રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોને વિનંતિ કરવામાં આવે છે કે વર્તમાનપત્રો પાછળ થતો ખર્ચ વાસ્તવિક છે કે કેમ તે જાણવાની જરૂર હોવાથી દર વર્ષે કેટલાં દૈનિક પત્રો ખરીદાય છે અને તે કયા કયા વર્ગના સભાસદોમાં કેવી રીતે પહોંચાડી કેટલું ઉત્પન્ન મેળવવામાં આવે છે તે બાબતનું નીચે જણાવ્યા પ્રમાણે સાલવાર પત્રક બનાવી દિન ૧૦ માં અમારા તરફ મોકલવા મે. થી તજવીજ થશે.

સને ૧૯૩૯-૪૦

| અનુ. નં. | દૈનિક પત્રનું નામ | પ્રત કેટલી ખરીદવામાં આવે છે | કેટલો ખર્ચ થાય છે | પહેલા વર્ગના કેટલા સભાસદો છે | બીજા વર્ગના કેટલા સભાસદો છે | કેટલું ઉત્પન્ન વર્ગણીથી આ વર્તમાનપત્રને લઇ આવ્યું | શેરો |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | |

ઉપર પ્રમાણે ૧૯૩૯-૪૦, ૧૯૪૦-૪૧, અને ૧૯૪૧-૪૨ એ ત્રણ સાલનાં ત્રણ જુદાં જુદાં પત્રકો ભરી મોકલવાનાં છે. આ હકીકત માત્ર કસ્બા પુસ્તકાલયોએ જ ભરી મોકલવાની છે; માટે વેળાસર આવે તેવી તજવીજ થવા લાગતા વળગતાને વિનંતિ કરવામાં આવે છે.

વડોદરા,
૯-૬-૪૨

ઉ. ગો. પટેલ
અ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૬ સને '૪૧-૪૨

# વિષય

### દફતર તપાસણી બાબત

**દફતર તપાસણી કરવા બાબત**

આથી વડોદરા રાજ્યની મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયોનાં દફતરની તપાસણી રાજ્યના મુખ્ય શિક્ષક તથા રા. મહાલ શાળાધિકારી સાહેબે કરવા ઠરેલું છે. તો સને ૧૯૪૧-૪૨ સાલ આખર રા. મહાલ શાળાધિકારી સા. તમામ સેન્ટરની શાળાઓ તથા સેન્ટરની શાળાના મુખ્ય શિક્ષકોએ તાબાની શાળાઓવાળાં ગામે આવેલાં

પુસ્તકાલયોની તપાસણી તા. ૩૧ ૭-૪૨ સુધીમાં પૂરી કરવાની છે. આશા છે કે રા. મહાલ શાળાધિકારી સાહેબો તથા સેન્ટરના મુ. શિક્ષકો તેમને સોંપેલું કાર્ય મુદત અંદર પૂરું કરશે.

આ તપાસણી થાય છે કે નહિ તે જાણવા અત્રે સાધન હોતું નથી. રા. મહાલ શાળાધિકારી સાહેબો પુસ્તકાલયની મુલાકાત લીધાનાં પત્રો મોકલે છે પણ દફતર તપાસણી સંબંધી હકીકત આવતી નથી. તો આથી વિનંતિ કરવામાં આવે છે કે જેમને દફતર તપાસણીનું કામ સોંપેલું છે તેઓ પોતાની દફતર તપાસણી બદલનું નિવેદન જુલાઈ આખરે પુસ્તકાલય ખાતા તરફ નીચેના નમૂનામાં લખી મોકલે.

**તપાસણીની હકીકતનું નિવેદન કરવા**

| અ.નં. | તપાસણી કરેલા પુસ્તકાલયનું નામ | ક્યારે તપાસણી કરી | વાંધાઓનો નિકાલ થયો છે કેમ ! | પુસ્તકાલય ખાતાએ કંઈ કરવા જેવું છે ? |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | | | | |

વડોદરા,
૯-૬-૪૨

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

## જાહેરાત નં. ૮ સને '૪૧-૪૨

મોજે ચાણસ્મા તા. ચાણસ્માના રહીશ પટેલ હરગોવિંદ માધવદાસ નામનો ઇસમ મહેસાણા પ્રાંતના ચાણસ્મા, કલોલ વિસનગર વગેરે મહાલોનાં પુસ્તકાલયોમાંથી બાંધવા ને દુરસ્તી નિમિત્તે પુસ્તકો પોતે પુસ્તકાલયોના મંત્રીઓ પાસેથી મેળવે છે અને લીધેલાં પુસ્તકો પાછાં આપતો નથી એવી ફરિયાદ અમારા તરફ આવેલી છે.

તેથી મહેસાણા પ્રાંતનાં તેમ જ રાજ્યનાં તમામ પુસ્તકાલયોને આથી સૂચવવામાં આવે છે કે ઇસમ મજકુરને આવી રીતનું કામ કદી ન સોંપવું ને સોંપવું જ હોય તો ગામના કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થની બાંહેધરી અથવા જરૂર જોગી ડિપોઝિટ લઇને જ સોંપવું. પુસ્તકો બાંધવા જેને આપવામાં આવે તેની પાસેથી અમુક શરતોની લેખી કબૂલત લેવી. વ્યવસ્થાપક મંડળની સંમતિથી જ તેને કામ સોંપવું.

આથી વિરુદ્ધ વર્તન કરવાથી હવે પછી ઊભી થતી પરિસ્થિતિ માટે જોખમદારી જે સંસ્થાના મંત્રી ના ગ્રંથપાલની વ્યક્તિગત ગણાશે.

વડોદરા,
તા. ૨૫ ૫-૪૨

ઉ મો. પટેલ
અ. વ્યવસ્થાપક

# અમારી સોલ એજન્સીનાં પુસ્તકો

| પુસ્તક | કિંમત |
|---|---|
| રાજ્ય અને રાજકારણ — શ્રી. હરકાન્ત શુકલ | ૬–૮–૦ |
| જીવન અને વિજ્ઞાન (ડૉ. ત્રિવેદી અને કોઠારી) | ૧–૩–૦ |
| પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી | ૧–૦–૦ |
| ગુજરાતણ ટાઇપીસ્ટઃગંગાબેન પટેલ | ૧-૪-૦ |
| જાપાનની કેળવણી | ૦–૮–૦ |
| પટેલપોથી | ૦–૩–૦ |
| જાતકકથાઓ ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| રામસિંહ રાઠોડ ,, | ૦–૬–૦ |
| ક્રિસ્ટોફર કોલમ્બસ ,, | ૦–૬–૦ |
| પચાસ પ્રેરક પ્રસંગો ,, | ૦–૬–૦ |
| કુમાર વીરસેન ભા. ૩ ,, | ૦–૬–૦ |
| વિજ્ઞાનસૃષ્ટિ રે. ઓ. સોમપુરા | ૧–૦–૦ |
| યૌગિક સાધન અરવિંદ ઘોષ | ૦–૮–૦ |
| Mother America S. Bose | 5-0-0 |
| કબીર સાહેબનું બીજક ભા ૧-૨ | ૩–૦–૦ |
| બળવાખોર પિતાની તસ્વીર | ૨–૮–૦ |
| હાલચિવડાની દશ વાર્તાઓ (આવૃત્તિ ૨ જી) | ૧–૮–૦ |
| કુળદીપક શ્રી. રાયચુરા | ૧–૮–૦ |
| કૂચગીતો ,, | ૦-૧૨-૦ |
| દુહાની રમઝટ ,, | ૧–૮–૦ |
| કાઠિયાવાડની લોકવાર્તા ભા ૨જો | ૧–૦–૦ |
| હાલચિવડાનું હાસ્યદફતર ,, | ૧–૮–૦ |
| રાસમંદિર ,, | ૧–૦–૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ ,, | ૨–૦–૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ ,, | ૧–૮–૦ |
| રસિયાના રાસ ,, | ૧–૦–૦ |
| પ્રેમલીલા–ભાગ ૧ લો ,, | ૧–૪–૦ |
| ગાંધીયુગની વાર્તાઓ ,, | ૦-૧૨-૦ |
| મહીપાળદેવ ,, | ૨–૮–૦ |
| હાલચીવડાનો દાયરો ,, | ૧–૮–૦ |
| રાયચુરાની રસકથા ,, | ૧–૮–૦ |
| સોરઠી લોકવાર્તાઓ ,, | ૧-૧૨-૦ |
| ,, ,, ભાગ બીજો ,, | ૧–૮–૦ |
| સોરઠપતિ ,, | ૧–૮–૦ |
| સોરઠરાણી ,, | ૧–૮–૦ |
| સોમનાથની સખાતે ,, | ૧–૮–૦ |
| નગાધિરાજ ,, | ૧–૮–૦ |
| જીવનસંભારણાં (શારદા મહેતા) | ૨–૮–૦ |
| નવલખ સોરઠ શ્રી. રાયચુરા | ૧–૮–૦ |
| લખેશરી ,, | ૨–૮–૦ |

લખોઃ—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. બો. નં. ૧૦, રાવપુરા—**વડોદરા.**

Reg. No. B. 2916

# અનુક્રમણિકા



આ અંકના પૃષ્ઠ ૨૧૭ પર છપાયેલ બ્લૉક "પ્રજાબંધુ" કાર્યાલય તરફથી મળ્યો છે તેનો અહીં ઋણ સ્વીકાર કરીએ છીએ. —તંત્રી


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૫-૪૨

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય-ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યા છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોના વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યા છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાનાં પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગ માટે ભુજ-માં ભરાએલ 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર (Certificate of Merit) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.



## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ-એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ... 'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...ઘરગથ્થુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે ગમે તેવી જાહેરાતોનાં ચોકઠાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાવાળું બનાવવામાં આવ્યું છે તે છે... 'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જો કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે...કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...

'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ).

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પુરતું મેળવી શકે-એવા પ્રકારના નુસ્ખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહાર અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહીં.

'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

... આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઉભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.

'ગ્રામજીવન' માસિક (વડોદરા)

વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.




૩૨૮ પાનાં : આંખને ઉડી
વળગે એવાં રૂપરંગ
અઢી રૂપિયા

# પ્રેમનું સૌન્દર્ય

અને

# સૌન્દર્યના પ્રેમ

ની

અનોખી અને અપૂર્વ દૃષ્ટિભરી
શ્રી. કિશનસિંહ ચાવડાની
સોળ વાર્તાઓ

# કુમકુમ

માં સંઘરાઇ છે અને પ્રગટ થઇ છે.

શ્રી. કિશનસિંહ ચાવડાની જેવી રચનાઓ વાંચવામાં આવે છે ત્યારે એમ થાય છે કે આ એના વર્ણને, આ એની તાઝગીએ, આ એની ચોટે, આ એની માનસશાસ્ત્રીની સાચદિલીએ અને આ એના ફૂલાણ્ણા પોતની કુમાશે જીતી જાય છે. —પ્રા. બ. ક. ઠાકોર.

બહારનું રૂપરંગ જેમ આંખે ઊડીને વળગે તેવું છે, તેવી જ અંદરની ગુણવત્તા હૈયામાં વસી જાય તેવી છે. પ્રા. વિજયરાય વૈદ્ય

જેમણે જીવન જીવ્યું છે, માણ્યું છે, જિંદગીમાં તેજછાયાની સંતાકૂકડી ખેલી છે, નૃત્ય, સંગીત, સૌન્દર્યનો મદિરા કરતાં પણ બળવત્તર નશો અનુભવ્યો છે એવા નવલિકાકારોના વર્ગમાં શ્રી. કિશનસિંહજીનું સ્થાન છે. 'કુમકુમ' એ જુવાળે ચઢેલી જીંદગીમાં થતી વેદનાનું ફળ છે.
—શ્રી. ધનસુખલાલ મહેતા

આપણા સાહિત્યમાં કદાચ 'ધૂમકેતુ'ના અપવાદ સિવાય પાત્ર, સ્થળ અને પ્રસંગોનું આટલું વૈવિધ્ય બીજા કોઇપણ વાર્તાકારના એક પુસ્તકમાં ન મળે, આ વૈવિધ્ય એ શ્રી. કિશનસિંહ ચાવડાની વિશિષ્ટતા છે એ તો ચોક્કસ. —શ્રી. ગુલાબદાસ બ્રોકર.

મનુષ્યમસ્તી અને માનવતાનો ત્રિવેણીસંગમ 'કુમકુમ' લગ્નભેટ આપવા
જેવી મનોરમ અને હૃદયંગમ ચીજ બની છે.

અમારૂં આખું સૂચિપત્ર મંગાવો.

## એન. એમ. ત્રિપાઠી એન્ડ કમ્પની

બુકસેલર્સ : પબ્લીશર્સ :: પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૭ મું | મે-૧૯૪૨ | . અંક ૫ મો

# પુસ્તકાલયોની આજની ફરજ

—તંત્રીસ્થાનેથી

આજે જ્યારે યુદ્ધ હિંદ નજીક આવતું જાય છે ત્યારે અનેક નવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે. એ પ્રશ્નોના ઉકેલમાં, જેમ અન્ય સામાજિક તેમ જ રાજદ્વારી મંડળો અને આગેવાનો પોતપોતાનો યથાશકય ફાળો આપી પ્રજાને શાંતિના પાઠ શીખવે છે, તેમ પુસ્તકાલયો પણ એને અંગેનો બનતો ફાળો આપી શકે. કારણ કે આજે તો ગામડાંઓમાં પુસ્તકાલયો એ વર્તમાન પરિસ્થિતિથી વાકેફ થવાનું મુખ્ય સ્થળ મનાય છે. અને વર્તમાનપત્રો આવવાના વખતે, લોકો નવીન અને છેવટના સમાચારો જાણવા ઉત્સુકતા સેવતા ત્યાં એકત્ર થતા હોય છે.

આવે વખતે પુસ્તકાલયો અતિ અગત્યની પ્રજાની સેવા બજાવી શકે.

પુસ્તકાલય દ્વારા, એ પુસ્તકાલયનો ગ્રંથપાલ રોજના રોજ વર્તમાનપત્રોમાંથી મેળવીને વા સ્થાનિક સત્તાવાળાઓ પાસેથી સત્તાવાર સમાચાર પ્રાપ્ત કરીને પુસ્તકાલય મકાનવાળું હોય તો તેમાં એક બ્લેકબૉર્ડ બનાવી તેના પર એ સમાચારો જાહેર જનતાની જાણ માટે મૂકી દે. મકાન ન હોય તેવા પુસ્તકાલયનો ગ્રંથપાલ ગામમાં જાહેર ગણાતા સ્થળે એક ભીંતપત્ર પર આવા સમાચારો ઉપરાંત ગામમાં બનતા રોજ રોજના બનાવો—ગામમાં ચૉકીદળ ઊભું થયું હોય તો તેની નિત્ય પ્રવૃત્તિના તેમ જ લોકોને ધીરજ અને શાંતિ મળે તેવા પ્રેરક અને ઉદ્બોધક આદેશો વડે ખોટા ભયના માર્યા ન ગભરાવાની વખતોવખત સૂચના પણ આપતા રહે. વળી કદાચિત્ ભયનો સંભવ હોય ત્યારે હરકોઈ પ્રકારના ભયને વખતે કેમ વર્તવું અને કેવી સમયસૂચકતા વાપરવી તેને લગતી ગામના આગેવાનો પાસે નક્કી કરાવેલી વ્યવહારુ માહિતી પણ એ બોર્ડ પર પ્રસિદ્ધિ માટે મૂકે.

યુદ્ધનો ભય હિંદુસ્તાનમાં મુખ્યત્વે ઔદ્યોગિક શહેરો પર હોવાનું કહેવાય છે,

### પુસ્તકપ્રકાશન તો ચાલુ રહેવું જ જોઇએ.

કાગળની ખેંચ હોવા છતાં ઇંગ્લાંડની પુસ્તકપ્રકાશન પ્રવૃત્તિ ચાલુ જ છે. ગમે તેવા ધાંધાટની વચ્ચે પણ લેખકોની કલમ ચાલે છે અને પ્રકાશકો નવાં પ્રકાશનો માટે મથ્યા કરે છે. તેઓ પોતાનાં પુસ્તકોનો જથ્થો ગામડાંમાં રાખવા લાગ્યા છે અને છાપખાનાંઓએ પણ પોતાનાં થાણાં ગામડાંમાં નાખ્યાં છે. પુસ્તકો પરના કર સામે લડત ચલાવીને પ્રકાશકોએ એ કર નાબુદ કરાવ્યો છે. કાગળની મૂંઝવણ કરતાં તો વિશેષ મૂંઝવણ પ્રકાશકો જાડાં પૂઠાં માટે બોર્ડની વેઠી રહ્યા છે, અને તેથી તેમણે પુસ્તકોનાં પૂઠાં કાચાં-જાડા કાગળનાં જ બનાવીને ચલાવવા માંડ્યું છે. ઝીણાં બીબાં વાપરીને પણ કાગળમાં કરકસર કરવામાં આવે છે. આ બધી મહેનત અને મુશ્કેલી છતાં 'પેંગ્વીન સીરીઝ'નાં પ્રકાશકોએ પોતાનાં પુસ્તકોના મૂલ્યમાં એક પેનીનો પણ વધારો કર્યો નથી અને જોઇતાં પુસ્તકોની નવી આવૃત્તિઓ ચાલુ રાખી છે. એક પ્રકાશક સંસ્થાના મોવડી શ્રી. ફેબર કહે છે: " Books reflect every aspect of cultural life" અને તેથી ગમે તેવા મુશ્કેલ સમયમાં પણ પુસ્તકપ્રકાશન તો ચાલુ રહેવું જ જોઇએ.

પરંતુ ગામડાં પર તેવા ભયને ભાગ્યે જ અવકાશ હશે, એને લગતી સમજૂત પણ તેઓ આ બોર્ડ દ્વારા આપી શકે. વળી ચાલુ મોંઘવારી, અને તેના નિવારણના ઉપાયો–ગૃહઉદ્યોગો ચલાવવાનું તેમ જ ગામડાના ખેડૂતો અનાજના વાવેતર તરફ વળે એવી જાતનાં લોકસેવકોનાં તેમ જ સરકાર તરફથી વખતોવખત પ્રસિદ્ધ થતાં નિવેદનો અને પરિપત્રો જનતાની જાણ માટે ઉપર્યુક્ત બોર્ડ પર મૂકે.

આ તો બોર્ડના નિત્યક્રમની વાત થઈ; પરંતુ આવા વખતે જે અફવાઓનો વંટોળ પ્રસરે છે તેને પણ અટકાવવામાં ગ્રંથપાલ ધારે તો સારો ફાળો આપી શકે. શક્ય હોય ત્યાં–જ્યાં પુસ્તકાલયનું મકાન ન હોય ત્યાં–ચોરા જેવા અથવા જાહેર મંદિરની જગામાં–જાહેર સ્થળે દરરોજ સાંજે એકાદ જાહેર સભા અથવા મિલનસ્થાન જેવી યોજના કરીને દિવસભરના દેશ–પરદેશના તેમ જ ગામના **ખરા સમાચારો** એ શ્રોતાઓને સમજાવી શકે. વળી વાર્તાલાપ દ્વારા ગામના અન્ય પ્રશ્નોની ચર્ચા પણ કરી શકે.

આ રીતે જોતાં, પુસ્તકાલય એ આજના જનતાના ખોટા ગભરાટના વખતે અતિ અગત્યની અને ઉપયોગી સેવા બજાવનાર શ્રેયસ્કર સાધન થઈ પડે. શાંતિના દિવસોમાં એ જેમ પુસ્તકો વંચાવવાનું કામ કરે છે–નીતિપ્રેરક પુસ્તકો ઘરઘર વંચાય તેવી યોજના કરે છે, તેમ આજના જેવા વખતે પુસ્તકાલયો ઉપર બતાવી તેવી અને અન્ય સ્થાનિક સ્થળ–સંજોગોને અનુરૂપ સેવા બજાવી શકે.

પુસ્તકાલયોના ઉત્સાહી ગ્રંથપાલો આમ જનતાને અફવાઓના વંટોળમાંથી ઉગારવાને અને દેશને ઉપયોગી કામોમાં દોરવાને આટલું વા તેથી વધતું ઓછું કંઇક તો જરૂર કરે જ.

આટલી આશા શું વધારે પડતી લેખાશે ?

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

દૂર પૂર્વના યુદ્ધની હિંદની સાહિત્યવિષયક પ્રવૃત્તિ ઉપર માઠી અસર થઇ છે. ખાસ કરીને બંગાળના પ્રકાશનકેન્દ્ર કલકત્તા ઉપર કાગળની અછત તથા સમાજજીવનમાં આવેલી અવ્યવસ્થાને અંગે નવાં પુસ્તકોનું પ્રકાશન દેખીતી રીતે જ ઓછું થયું છે. એમ છતાં બંગાળી સાહિત્યમાં નવી કલ્પનાઓ તથા સાહસનો અભાવ નથી,—એમ કવિતાભવને શરુ કરેલી નવી કાવ્યમાળાથી જણાઇ આવે છે. આ માળાનું નામ ' એક પૈશા એકતી ' ( પૈસે કવિતા ) રાખવામાં આવ્યું છે. પહેલા પુસ્તકમાં શ્રી. બુદ્ધદેવ બોઝની સોળ કવિતા આપવામાં આવી છે અને તેની કિંમત ચાર આના રાખવામાં આવેલ છે. ઉપરનું પૂઠું પણ સરસ છે. કવિતા ગંભીર તથા હાસ્યરસની છે. છેલ્લી ' હવાઇ હુમલા ' વિષેની કવિતાઓ તો લોકોને સત્વર ગમી જાય તેવી છે.

× × ×

જેમ ગુજરાતી ભાષામાં તેમ બંગાળી ભાષામાં પણ કવિતાનાં પુસ્તકોનું વેચાણ ઓછું જ થાય છે. એટલે બધાને પોષાઇ શકે તેવી રીતે આ પુસ્તકો પ્રગટ કરવાથી તે લોકપ્રિય થવાનો પૂરતો સંભવ છે. ડૉ. અમિયા ચક્રવર્તીનું બીજું પુસ્તક છપાઇ રહ્યું છે.

× × ×

પ્રખ્યાત બંગાળી લેખક બાબુ કેદારનાથ બેનરજીનો એંશીમો જન્મદિવસ ફેબ્રુઆરીમાં ઉજવાઇ ગયો. કેદારનાથ બાબુ છેલ્લાં સાઠ વર્ષોથી બંગાળી સાહિત્યની સેવા બજાવી રહ્યા છે. તેમની ટૂંકી વાતો તો બહુ જાણીતી છે. તેમણે બંકિમચંદ્ર ચેટરજીના આશીર્વાદ સાથે લેખનપ્રવૃત્તિ શરુ કરી હતી.

× × ×

અલ્લાહાબાદના હિંદી માસિક ' વિશ્વવાણી 'એ જાન્યુઆરી અંક ' સંસ્કૃતિ અંક ' તરીકે પ્રગટ કર્યો છે. ફેબ્રુઆરી અંક પણ તે જ રીતે પ્રગટ થશે. જાન્યુઆરી અંકમાં ઘણા પ્રસિદ્ધ લેખકોના લેખો છે.

× × ×

સ્વ. કવિવર ટાગોરના સ્મરણાર્થે ત્રિવેન્દ્રમ્‌માં ' કેરાલા ટાગોર ઍકેડેમી 'ની સ્થાપના કરવામાં આવી છે. આ ઍકેડેમીની ઉદ્‌ઘાટનક્રિયા રાવસાહેબ સુ. એસ. પરમેશ્વર આયરે કરી હતી. બીજી ભાષાનાં શ્રેષ્ઠ પુસ્તકોનું મલાયલમમાં ભાષાંતર કરવાને આ સંસ્થા ઉત્તેજન આપશે તેવી આશા રાખવામાં આવે છે.

× × ×

તાજેતરમાં પંજાબી ભાષામાં પ્રગટ થયેલ પુસ્તકોમાં કવિતાનો સારો ફાલ જોવામાં આવે છે. પ્રીતમસિંગ સફીરનું ' કત્તિકકૂજન ', અવતારસિંગ આઝાદનું ' સવનપિંગન ', ગ્યાની ગુરુમુખસિંગ ' મુસાફીર 'નું ' જીવનપંથ ' વગેરે પુસ્તકો ખૂબ જાણીતાં થઇ પડ્યાં છે.

× × ×

ગોંડળની રસશાળા ઔષધાશ્રમ તરફથી અલભ્ય સંસ્કૃત પુસ્તકો વારંવાર પ્રગટ કર-

## આપણું સાંપ્રત સાહિત્ય

આપણા સાહિત્યકારોની જૂની પેઢી કદાચ અદૂરદર્શી હશે, પણ છીછરી તો નહોતી જ. એમની મર્યાદિત દૃષ્ટિને શક્ય એટલો વિષય કે વસ્તુનો તાગ લેવાની એમની શક્તિનો આપણે અનાદર કરી શકીએ તેમ નથી. જેમ એ વાંચતા તે જાણવા માટે નહિ પણ જીવનની ઉણપ પૂરવા, તેમ લખતા તે પણ વંચાવવા નહિ પણ દર્શાવવા. પરંતુ આજે તો કોઇ વાર્તાઓની ટંકશાળ બની બેસે છે, તો કોઇ નવલકથાઓની અને પોતાના જેટલી જ પાત્રોની અપૂર્ણતા દર્શાવવા અથવા જીવનના કશા આધેય પરિબળને અભાવે પોતાની જેમ પોતાના વાચકને પણ સુખસ્વપ્નભર્યા કોઇક ચંદન મિનારમાં હડસેલી દેવા સિવાય જીવનનો પર્યાપ્ત સ્પર્શ, તેના થરોનું મર્મદર્શન કે વાચનનો આનંદ પણ જ્યાં ભાગ્યે જ આપી શકે છે ત્યાં નવી દૃષ્ટિની ક્યાં વાત કરવી ? સ્વાભાવિકતઃ આજના આપણા સાહિત્યકાળને આપણે 'પ્રશ્નયુગ' (Age of interogation) કહી શકીએ.

**જગત ભડકે બળે છે ત્યારે ગુજરાતી સાહિત્યનાં પાત્રો હજુ પ્રેમની આગથી બળ્યાં કરે છે.** એ માનવહૃદયનો સ્થાયી ભાવ છે પણ એ ચે દૃષ્ટિહીન નથી એવું ભાન રાખનારા બહુ ઓછા હોય છે. જીવનના સંસ્પર્શથી દૂર રહેતુ સાહિત્ય ક્ષણજીવી વિનોદ સિવાય ભાગ્યે કશાં ચિરંજીવ તત્ત્વો ધરાવી શકે.

**આજનું ગુજરાતી સાહિત્ય ઓજસહીન બનતું જાય છે તેનું કારણ આપણી અંતવૃત્તિથી એ જન્મતું નથી. અનુલંઘ્ય સીમાઓને ઓળંગીને ક્રાન્તિના પુકાર આપણું સાહિત્ય કરી શકે છે, પણ એ સીમાઓ ઓળંગવાનો કોઇ વિશિષ્ટ હેતુ કે નવું દર્શન ભાગ્યે જ નજરે પડે છે.**

( 'પ્રજાબંધુ' ૨૬-૪ '૪૨ )

વામાં આવે છે. તેના સંચાલક રાજવૈદ્ય જીવરામ કાળીદાસની સારા સંસ્કૃતજ્ઞ વિદ્વાન તરીકે ગણતરી થઇ શકે તેમ છે. તેમણે પ્રસિદ્ધ કરેલ ભગવદ્ગીતા સંબંધી પરદેશી વિદ્વાનોએ પણ ઉચ્ચ અભિપ્રાય દર્શાવેલ છે. તેમણે થોડા સમય પહેલાં મહાકવિ ભાસનું રચેલ ' યજ્ઞફલ નાટકમ્ ' પ્રગટ કર્યું છે. આ પુસ્તકના કર્તૃત્વ વિષેનો નિર્ણય હજી સુધી થયો નથી.

× × ×

મદ્રાસની એલાયન્સ કંપનીએ જુદા જુદા તામિલ લેખકો તથા લેખિકાઓની ટૂંકી વાતોના સંગ્રહો પ્રગટ કરવા શરુ કર્યા છે. પહેલો સંગ્રહ ૧૯૪૧ ના એપ્રિલમાં પ્રગટ થયો હતો. તેમાં પ્રસિદ્ધ લેખકોની ચાળીસ નવલિકાઓ હતી. બીજો સંગ્રહ ચાલુ વર્ષમાં પ્રગટ થયો છે, તેમાં પહેલા સંગ્રહમાં નહિ આવેલ લેખકોની પચાસ નવલિકાઓ છે.

× × ×

કવિવર ટાગોરનાં પુસ્તકોથી તામિલ પ્રદેશ વીસ વર્ષોથી પરિચિત છે. તે વખતે ટાગોરની ટૂંકી વાતોનું ભાષાંતર શ્રી.આચાર્ય, વી. વી. એસ. આયર તથા સી. સુબ્રહ્મણ્યમ્ ભારતીઆરે કર્યું હતું. ટાગોરના અવસાન પછી ' કલૈમગળ ' દર મહિને તેમની એકાદ કૃતિનું ભાષાંતર પ્રગટ કરે છે.

× × ×

હિંદમાં તામિલ છાપખાનાની શરુઆત જેસ્યુઇટ પાદરીઓએ ૧૫૭૭ માં કરી હતી તેમ બનારસ હિંદુ યુનિવર્સિટીના રજતમહોત્સવ અંકના એક લેખ પરથી જણાય છે. બંગાળી ભાષામાં છપાયેલ પહેલું પુસ્તક નાથિયલ હેલ્હેડનું 'બંગાળી ભાષાનું વ્યાકરણ' તો બસો વર્ષ પછી ૧૭૭૮માં છપાયું હતું.

× × ×

આરબ વહાણવટાના ઇતિહાસ વિષે વિદ્વત્તાપૂર્ણ લેખો મૌલાના સૈયદ સુલેમાન નદવીએ હૈદ્રાબાદના ' ઇસ્લામિક કલ્ચર 'માં લખવા શરુ કર્યા છે.

**છોટાલાલ માનસિંગ કામદાર**

# સંસ્કારી વાચન

**આ**પણે સૌ રાષ્ટ્રીય-પુનરુત્થાનના કાળમાં જીવીએ છીએ. સર્વદેશીય જાગૃતિના પૂરની છોળ આપણાં હૃદયને ઉત્સાહને હિલોળે ઝુલાવી જાય છે. પણ પૂર એ તો એક ગાંડો પ્રવાહ છે. એમાં અતુલ શક્તિ રહેલી છે એ કબૂલ; પણ એને દિશાનું ભાન હોતું નથી. એને યોગ્ય દિશાએ વાળીને, એની શક્તિને નિયંત્રિત કરીને, એનો શ્રેષ્ઠ ઉપયોગ કરવાનું કાર્ય તો અનંત કાળ સુધી મનુષ્યની વિવેકબુદ્ધિના હાથમાં જ રહેવાનું છે. પણ સામાન્યતઃ બને છે એવું કે પ્રવાહમાં વહેનારાઓ ગતિના ખ્યાલમાં એટલા તો મસ્ત હોય છે કે તેઓ તટસ્થ બુદ્ધિથી, સ્વસ્થચિત્તે યોગ્ય દશાનો નિર્ણય કરી શકતા નથી. એનો વિચાર તો કાંઠે ઊભેલો માણસ જ કરી શકે એમ મનાય છે. પણ દરેક દેશના પુનરુત્થાનકાળમાં કાંઠે ઊભા રહીને, પ્રવાહની યોગ્ય દિશા વિષે સ્વસ્થ ને તટસ્થ બુદ્ધિથી વિચારનારા ચિન્તકોની જરૂર પડી છે. એવા સ્વસ્થ ચિન્તનની સહાય વિના પ્રગતિમૂલક પૂર પ્રગતિનાશક સંહારશક્તિમાં જ પરિણમે છે.

ગ્રીષ્મના તાપથી વ્યાકુળ બનેલી પૃથ્વી જ્યારે વર્ષાની જલધારામાં છબછબિયાં કરતી હોય છે ત્યારે એના ઉલ્લાસને અટકાવવાની કોણ હિંમત કરે ? છતાં પણ ઉલ્લાસ એ ઉન્માદ નથી પણ ચિત્તની એક સાત્વિક સંતોષપૂર્ણ શુભ અવસ્થા છે, એ ભુલાઇ જવું ન જોઇએ. પણ આ બધું પૃથ્વીને કોણ કહે ? કદી ન જોયેલી એવી વિવિધ પ્રકારની વનસ્પતિથી પૃથ્વીનું આખું અંગ ઉન્માદના રોમાંચથી પુલકિત થઇ જાય છે. એને એ વખતે ના કહી શકાતી નથી. છતાં પણ પ્રકૃતિના નિયત ક્રમમાં આ ઉન્માદને કદી અંતરના ઉમળકાથી સ્વાગત મળતું નથી. વસન્તના આગમન પહેલાં શિશિર આવી જાય છે. શિશિર બધી નકામી વસ્તુને ઉપાડી લઇ જાય છે ને પછી જ એને સ્થાને વસન્તનો મંગલ ઉલ્લાસ પ્રવર્તી રહે છે.

રાષ્ટ્રને વિષે પણ આવું જ બને છે. દરેક દિશામાં, દરેક ક્ષેત્રમાં વિવિધ પ્રકારની ખંડનાત્મક ને મંડનાત્મક પ્રવૃત્તિઓના પ્રવાહો પ્રબળ વેગે વહેતા જોવામાં આવે છે. પણ એનું નિયમન ને સંચાલન જો યોગ્ય રીતે ન કરવામાં આવે તો એક મોટા અનિષ્ટને જન્મ આપવાનું દુષ્કર્મ કરવા જેવું થાય છે. આપણા જીવનના અન્ય ક્ષેત્રની પ્રવૃત્તિ વિષેની આ પ્રકારની આલોચના અહીં અપ્રસ્તુત હોવાથી સાહિત્ય અથવા તો વધુ યથાર્થ રીતે કહીએ તો વાઙ્મય અને તેના વાચનથી મનુષ્યની સંસ્કારિતાને સમૃદ્ધ કરી શકાઇ છે કે એમાં વિકૃતિના દોષે પ્રવેશ કર્યો છે, એ વિષે જ અહીં સામાન્ય વિચારણા કરીશું.

## સાહિત્ય એટલે ?

સામાન્યતઃ મનુષ્ય એ સમાજમાં રહેનારૂં પ્રાણી છે. સમષ્ટિથી બિલકુલ નિરપેક્ષ રહીને જીવન ગાળવું એ વ્યક્તિને માટે સહજસુલભ વાત નથી. એટલે સમાજમાં રહીને મનુષ્યો એકબીજા સાથે સમ્પર્ક સાધી, વિવિધ પ્રકારના સંબંધોથી જોડાઇ જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે ને જીવન જીવે છે. આ પ્રકારના સંબંધો ને પ્રવૃત્તિઓ માટે વ્યક્તિઓ વચ્ચેનો અરસપરસ વિચારવિનિમયની અગત્ય વિષે તો મતભેદ હોવો શક્ય નથી. મનુષ્યનું મનુષ્ય તરીકેનું ઘડતર એના આનુવંશિક સંસ્કાર, આજુબાજુની પરિસ્થિતિ

અને ઉત્તેજક બળોની અસરને ગ્રહણ કરવાની શક્તિના પર નિર્ભર રહે છે. જીવનના અનેકવિધ ક્ષેત્રોના સમસ્ત પ્રશ્નો વિષે એક વ્યક્તિ વિચારી શકે એ લગભગ અસંભવિત વાત છે, એટલે દરેક મનુષ્ય પોતાની બુદ્ધિશક્તિ અને રુચિતન્ના અનુસાર પોતે જે પરિવેષ્ટનમાં મુકાયો હોય છે તેને અંગેના તાત્કાલિક ઉકેલ માગનારા પ્રશ્નોનો વિચાર કરે છે. એના આ પ્રકારના વિચારો કોયડાઓનો ઉકેલ એ ભાષા દ્વારા વ્યક્ત કરે છે ને એ આખા સમાજને ઉપયોગી થઇ પડે છે. જરા વધુ વ્યાપક દૃષ્ટિએ વિચારીએ તો કેવળ સામાજિક કે અંગત પ્રશ્નોની વિચારણા જ નહિ પણ પોતે જે જગતમાં જીવે છે ને તેને પરિણામે પોતાનું હૃદય જે કાંઇ હર્ષ–શોકની લાગણી અનુભવે છે તેનું યથોચિત ને ધારી અસર પાડે એ પ્રકારનું પ્રકટીકરણ તે સાહિત્ય. સાહિત્ય કોને કહી શકાય એની તાત્ત્વિક વિચારણા અહીં અપ્રસ્તુત છે. આજના વિષયને અંગે સાહિત્ય એટલે ઉપર વર્ણવ્યા તે પ્રકારના ભાવ, સંવેદન ને વિચારોનો વિનિમય, એવું લક્ષણ બાંધવું જ પૂરતું છે.

## આ ક્ષેત્રનો અગત્યનો પ્રશ્ન

પણ વિનિમય એ એકપક્ષીય વ્યવહાર નથી. એમાં આપનાર પણ છે અને લેનાર પણ છે. એટલે અહીં સુરુચિની ને નીતિની દૃષ્ટિએ આ પ્રશ્નની વિચારણા કરતી વેળાએ, એ બન્ને વર્ગોની મર્યાદા અને શક્તિને ધ્યાનમાં રાખવી જરૂરી છે. અહીં જે આપે છે તે સાહિત્યકાર છે ને જે સ્વીકારે છે તેનો ઉપભોગ કરી આનંદ માણે છે તે વાચક, ભાવક છે. મનુષ્યની અને એ રીતે સમાજની નૈતિક ને સાંસ્કારિક ઉન્નતિની દૃષ્ટિએ સાહિત્યકાર અને વાચક એ બન્નેની શક્તિનો યોગ્ય વિકાસ અને સુરુચિને અનુલક્ષીને દોરવામાં આવતી વિષયમર્યાદા એ આ ક્ષેત્રનો એક અગત્યનો પ્રશ્ન છે.

## સાહિત્યકાર અને સામાન્ય માનવી

સાહિત્યકાર પણ આપણા પૈકીનો જ એક માનવી છે. એ માનવી હોઇ મનુષ્યસ્વભાવમાં રહેલા મૂળભૂત વિકારોથીએ મુક્ત હોતો નથી. એને પણ કોઇક પ્રત્યે દ્વેષ હોય છે; એ પણ કોઇક પ્રત્યે આકર્ષાય છે અને કોઇ અણગમો દર્શાવે છે. અહીં આદર્શ સાહિત્યકારની આપણે વાત કરતા નથી. સર્જક અને શીલનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે; પણ આપણી આજની પરિસ્થિતિને ધ્યાનમાં લઇને વિચાર કરીએ તો સાહિત્યકારની અને આપણી વચ્ચેનો ફેર એટલો જ કે એનું હૃદય સૂક્ષ્મ સંવેદનોને તરત જ ઝડપી લેનારં ગ્રહણધારણપટુ હોય છે. એનું ઉચ્ચારણ પ્રાકૃત કે ગ્રામ્ય નથી હોતું, પણ સુસંસ્કૃત હોય છે; અને એની કેળવાયેલી વિચારશક્તિ ને ભાવનાશક્તિને કારણે એ પ્રસંગો અને પરિસ્થિતિનો મર્મ જલદી ગ્રહણ કરી શકે છે. સાહિત્યકાર વિશ્વચેતનાના ધબકારને આપણા કરતાં કાંઇક વધુ સ્પષ્ટ રીતે સાંભળી શકે છે, અને એ જ કારણે સમાજની કે રાષ્ટ્રની સાંસ્કારિક ઉન્નતિમાં સૌ કોઇ એની પાસેથી મોટી આશા રાખે છે. માનવહૃદયનાં સૂક્ષ્મતમ સંચલનો આપણે એની મદદથી પારખી શકીએ છીએ, અનન્તની રહસ્યમયી લીલાનો ભેદ એની દૃષ્ટિથી આપણે પામી શકીએ છીએ, માનવતાના દર્દને એ વાચા આપે છે, આપણી જડતા દૂર કરવાને માટે એ આપણામાં વિશ્વચૈતન્યનો તણખો પ્રગટાવે છે. ટૂંકમાં કહીએ તો પ્રાકૃત મનુષ્યની પરિમિત જીવનદૃષ્ટિને–એ વિરાટને નિહાળવાનું સામર્થ્ય આપે છે ને જીવનને એ રીતે સમૃદ્ધ ને સાર્થ બનાવે છે.

## આપણા સાહિત્યનાં કેટલાંક અનિષ્ટ અંગો

પણ ઉપર જણાવી ગયા તેમ સાહિત્યકાર પણ આપણા પૈકીનો જ માનવી હોઇ એને પણ કેટલીક વૈયક્તિક મર્યાદાઓ હોય છે. કેટલીક વાર એ જે દષ્ટિકોણથી અમુક પરિસ્થિતિને કે પ્રસંગને જોઇ વર્ણવતો હોય છે તે પૂર્વગ્રહથી દૂષિત હોઈ વાચકના મન પર ખોટી જ અસર પાડે છે. કેટલીક વાર એ અતિશયોક્તિના લોભમાં ફસાઇ જાય છે; અને આમ એ સમાજની નીતિ કે સુરુચિનો ભંગ કરે છે. આ પ્રકારના દોષને માટે એ જવાબદાર છે. આપણા જ સાહિત્યમાંથી આપણને આ પ્રકારની કૃતિઓ મળી રહેશે. શ્રી. સુન્દરમ્‌ની **'ખોલકી અને નાગરિકા'** નામની વાર્તા પુસ્તિકામાં આ પ્રકારનો દૃષ્ટિદોષ જોવામાં આવે છે. મનુષ્યસ્વભાવના વિકૃત અંશોને સંપૂર્ણ નગ્ન સ્વરૂપમાં રજૂ કરવાની પ્રગલ્ભતા જરૂર પ્રશંસનીય તો છે, પરંતુ સાથે સાથે એણે માનવસમાજને ઊર્ધ્વ સ્થિતિએ પહોંચવાને માટેનું સૂચન કે પ્રેરણા પણ આપવી જોઇએ; નહિ તો એ સાચી કળા ન કહેવાય. **કેવળ જુગુપ્સાની લાગણી જન્માવે કે આપણામાં રહેલા પ્રાકૃત વિકારોને ગલીપચી કરી જગાડે ને ત્યાંથી જ અટકી જાય એ કલા ઇષ્ટ નથી.** એમાં સુરુચિની સીમાનો લોપ થાય છે. **'બહુરૂપી' વર્ગનું સાહિત્ય પણ સંસ્કારિતાની દૃષ્ટિએ નિરર્થક લાગે છે.** આપણામાં રહેલી બાલીશ કુતૂહલ વૃત્તિને ઉત્તેજીને એ થંભી જાય છે, એની પાછળ કોઇ ખાસ ધ્યેય હોતું નથી કે જીવન પ્રત્યેનું કોઇ અભિનવ દૃષ્ટિબિન્દુ પણ હોતું નથી; હોય છે કેવળ ધંધાદારી દૃષ્ટિ ! આ પ્રકારનું સાહિત્ય સમાજની સેવા કરવાને બદલે સમાજને અયોગ્ય રીતે લૂંટવાનું જ કામ કરે છે. આજે ગૂજરાતમાં ..............જેવાં કેટલાંયે નિરર્થક પ્રકાશનો બહાર પડી રહ્યાં છે ને એ પૈકીનાં ઘણાં સારાં પુસ્તકાલયોમાં પણ જોવામાં આવે છે. આની પાછળ સેવાવૃત્તિને બદલે ધંધાદારી દૃષ્ટિ જ પ્રાયઃ જોવામાં આવે છે. ગજરા મારૂની વાર્તાઓનો જમાનો પણ હજુ ગયો લાગતો નથી. ગામડાંની શેરીઓમાં ને શહેરોની પોળોમાં આ પ્રકારનું સાહિત્ય હજુ પ્રસરી રહ્યું છે. પણ આમાં વાંચનારો વર્ગ પણ અમુક અંશે જવાબદાર છે, જે કેટલેક અંશે આજની આપણી સામાન્ય પરિસ્થિતિ પણ જવાબદાર છે, નવા વિચારો ને ઉચ્ચ ભાવનાઓને ઝીલવાને આજનું પ્રજામાનસ કેટલે અંશે તૈયાર રહે છે એ પણ આ સાથે વિચારવું રહે છે.

પ્રજામાનસ ઘણે અંશે અપરિવર્તનશીલ અને રૂઢિચુસ્ત જ જોવામાં આવે છે. કોઇપણ દિશામાં નવી દૃષ્ટિ સ્વીકારતાં એ અસહ્ય ઢીલ કરે છે. નવા વિચારોને અપનાવતી વેળાએ સારાસારની દૃષ્ટિએ એની પરીક્ષા કરવી જોઇએ એ વાત તો સર્વમાન્ય છે, પણ આ દૃષ્ટિથી પરીક્ષા કરવાની વાત તો બાજુએ જ રહે છે ને તેને સ્થાને અનેક પૂર્વગ્રહોને કારણે જડ બની ગયેલી ગ્રહણધારણાશક્તિ નવી વસ્તુને સમજવાનો જ સ્પષ્ટ ઇનકાર કરે છે. સૌથી પ્રથમ તો આ વિઘાતક મનોવૃત્તિને દૂર કરવી જરૂરી છે. આને અંગે પ્રજામાનસનું, એને દૂષિત કરનારા વિકારોનું, એને જકડી રાખનારા પૂર્વગ્રહોનું ને એની નિર્બળતાઓનું સ્પષ્ટ જ્ઞાન હોવું આવશ્યક છે, એને સુધારનારાઓમાં ઉપદેશવૃત્તિ ને નરી પ્રચારદૃષ્ટિને સ્થાને સહાનુભૂતિ ને નમ્રતાની જરૂર છે. ગૂજરાતનો શિક્ષિત યુવાનવર્ગ આ દિશામાં કંઇક સક્રિય પ્રગતિ કરે એવી આશા રાખવી અસ્થાને તો નહિ જ ગણાય.

## સસ્તી કિંમતે પુસ્તકો પ્રકટ કરનાર પ્રકાશકોની જરૂર છે

આજના સામાન્ય જનસમૂહની આર્થિક સ્થિતિનો ખ્યાલ કરતાં આજે બહાર પડતાં પુસ્તકોની કિંમત કાંઇક અંશે વધારે પડતી છે એમ લાગ્યા વિના રહેશે નહિ. જો સાહિત્યને આમજનતામાં પહોંચતું કરવું હશે તો એનાં મૂલ્યમાં ઘટાડો કરવો પડશે ને એની વિદ્વત્તાના આડમ્બરમાંથી મુક્ત કરીને સરલ અને અર્થવાહી બનાવવી પડશે. **શ્રી. મુનશી કે શ્રી. રમણલાલનાં પુસ્તકો માટે અઢી કે ત્રણ રૂપિયા આમજનતા શી રીતે ખરચી શકે ?** અંગ્રેજી સાહિત્યમાં પેંગ્વિન ને પેલિકન ગ્રન્થમાળાઓ ઓછાં મૂલ્યે સારા લેખકોનું ચિન્તનપ્રધાન સાહિત્ય આમજનતાને પહોંચાડે છે. આ પ્રકારની કોઇ પુસ્તકવિક્રેતા સંસ્થાની આજે ગુજરાતને ખાસ જરૂર છે. **આ ક્ષેત્રમાં નવજીવન પ્રકાશન સંસ્થાનું કાર્ય અભિનન્દનીય છે**, એમ આ સ્થળે કહેવું જોઇએ.

## જનતાને શું જોઇએ છે ?

બીજું, આજે ગૂજરાતમાં લલિતેતર ને ચિન્તનાત્મક સાહિત્ય બહુ જ ઓછું જોવામાં આવે છે. નવલકથા નવલિકા ને કવિતાના પ્રમાણમાં એ પ્રકારનું સાહિત્ય તો નહિ જેવું જ કહેવાય. આજે ગુજરાતની પાસે એકે સારો પ્રમાણભૂત ઇતિહાસગ્રન્થ નથી; સારું નીતિથી તાત્ત્વિક ને વ્યાવહારિક દૃષ્ટિથી આલોચના કરતું પ્રેરણાત્મક પુસ્તક નથી; સાહિત્યજીવનનું પ્રતિબિમ્બ છે, એવો સામાન્ય સ્વીકૃત મત છે. ગુજરાતીઓ વેપારધંધામાં કુશળ છે; નીતિ વિચારણાની કે તત્ત્વચર્ચાની તેમને બહુ પડી નથી. વેપારરોજગારમાંથી કંટાળેલા મનને પ્રફુલ્લિત કરવા હળવું, મોજ ને લિજ્જત આપનારું કાંઇક વાંચવાનું જોઇએ છે. એ કારણે આજે નવલકથા ને નવલિકાઓ આપણા સાહિત્યમાં વધારે બહાર પડતી જોવામાં આવે છે. ચિન્તનના કે કવિતાના ગ્રંથને પ્રસિદ્ધ કરવો એ પણ મુશ્કેલીભર્યું છે. ખપતની દૃષ્ટિએ પુસ્તક–વિક્રેતાઓ વિચાર કરે છે ને એને અંગેનું જોખમ ઉઠાવવા હામ ભીડતા નથી. આ પ્રકારનું ચિન્તનાત્મક સાહિત્ય આપણે ત્યાં જે કાંઇ છે તેમાંનું ઘણુંખરું ગાંધીજીના અનુયાયીઓને હાથે લખાયેલું છે. એને માટે ગૂજરાત ગાંધીજીનું ઋણી છે. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે શરૂ કરેલી શ્રી સયાજી જ્ઞાનમંજૂષા ગ્રન્થમાળાનાં પુસ્તકોનો પણ અહીં ઉલ્લેખ કરવો જોઇએ. જનસમૂહની સાંસ્કારિક ને નૈતિક ઉન્નતિને અંગે ચિન્તનપ્રધાન મૌલિક સાહિત્યની ગૂજરાતને આજે ખાસ જરૂર છે. ગૂજરાતના વિચારકો ને પુસ્તકવિક્રેતાઓ આ હકીકતને ધ્યાનમાં લઇને ધંધાની દૃષ્ટિને ઘડીભર ભૂલી સેવાવૃત્તિથી કાંઇક કરે એવી આશા રાખીએ છીએ. કાંઈ પણ હેતુ વિના નિરર્થક બહાર પડતાં ધંધાદારી સાહિત્યની પાછળ વેડફાતા પૈસાનો ઉપયોગ જો આ પ્રકારના સાહિત્યના પ્રકાશનને માટે કરવામાં આવે તો એ એક મહત્ત્વની સેવા ગણાશે.

## સ્ત્રીઓપયોગી અને બાલસાહિત્યનો વધતો વિકાસ

સંસ્કારની દૃષ્ટિએ વિચારતાં અહીં સ્ત્રીસાહિત્યનો તેમ જ બાળસાહિત્યનો પણ વિચાર કરવો જરૂરી લાગે છે. હવે પુરુષો સ્ત્રી પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ રાખે એ વધુ વખત ચાલી શકવાનું નથી. એવા અમાનુષી વર્તનનો વિરોધ કરવાનું સામર્થ્ય હવે સ્ત્રીઓમાં આવ્યું છે, એ પ્રશંસનીય છે. પુરુષોથી જુદું સ્ત્રીઓનું સાહિત્ય હોવું જોઇએ, એવી માન્યતા બહુ આવશ્યક નથી લાગતી; છતાં પણ સ્ત્રીજીવનની અમુક વિશિષ્ટ બાજુઓને સ્પર્શતું સાહિત્ય

તો સમાજની એક અનિવાર્ય જરૂરિયાત છે, એમ સ્વીકારવું જ પડશે. સંતાનઉછેરને અંગેની શાસ્ત્રીય સમજ આપનારા સાહિત્યની પણ આજે ખાસ જરૂર છે. બાલસાહિત્ય હમણાં હમણાં સ્વ. ગિજુભાઇની ધગશને કારણે ઠીક ઠીક બહાર પડયું છે, એ એક સારી નિશાની છે. પણ આજનાં બાળકોને ફક્ત પરીકથાઓથી જ નથી ચાલવાનું. સાત સમુદ્ર ઓળંગીને રાજકુમારીને પરણી લાવનાર રાજપુત્ર એ સમુદ્રો શી રીતે ઓળંગી ગયો, એ પ્રશ્ન પણ આજની દુનિયાના બાળકના મગજમાં ઉદ્ભવે છે. કુતૂહલવૃત્તિની સાથે વ્યાવહારિક જ્ઞાન માટેની પણ જિજ્ઞાસા જાગ્રત કરીને એ વિષેની રુચિર માહિતી આપવી એ આવશ્યક છે. આજની પ્રાથમિક શાળાઓમાં ચાલતાં પાઠ્ય પુસ્તકોને વિષે પણ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે. બાલમાનસનાં વિશિષ્ટ લક્ષણોના અભ્યાસીને હાથે જ એવાં પાઠ્ય પુસ્તકો રચાવવાં જોઇએ. પ્રાચીન સંસ્કૃતિના ગૌરવશાળી પ્રસંગોના જ્ઞાનથી બાળકોને વંચિત રાખવાં એ સાંસ્કારિક દૃષ્ટિબિન્દુથી જોતાં હાનિકારક લાગ્યા વિના રહેશે નહિ. જોન ઑવ આર્કને કે મિસ નાઇટિંગેલને યાદ કરતી વેળાએ આપણે ત્યાંની મૈત્રેયી, લીલાવતી કે સાવિત્રી ભુલાઇ જવી ન જોઇએ. ન્યૂટન ને એડિસનની વાત કરતી વેળાએ આપણા ગૌતમ, યાજ્ઞવલ્ક્ય કે વરાહમિહિર ભુલાઈ જવા ન જોઇએ. આમાં સંકુચિત દૃષ્ટિ નથી, પણ સ્વદેશના ઇતિહાસને નિરર્થક ગણી તેની ઉપેક્ષા કરવામાં આવે છે તેનો વિરોધ છે.

## પરદેશથી આયાત થયેલી વિચારસરણી

આજકાલ પરદેશમાંથી એક નવો મત આપણે અહીં આયાત થયેલો જોવામાં આવે છે. એ મતને અનુસરનારાઓ આજ સુધી સમાજમાં જાહેર રીતે નહિ ચર્ચવા જેવા ગણાતા વિષયોને છૂટથી ચર્ચવામાં એક પ્રકારની સેવાદૃષ્ટિ રહેલી છે એમ માને છે. એમની દલીલ એવી છે કે જો એ પ્રકારનું સાહિત્ય પ્રજાની આગળ નહિ મૂકવામાં આવે તો ઘણું અનિષ્ટ થવાનો સંભવ છે. એમ ન કરવામાં આવે તો જનસમૂહની વિવેકદૃષ્ટિને કેળવી શકાશે નહિ. જાતીય મનોવિજ્ઞાનનાં પુસ્તકો હમણાં હમણાં ગૂજરાતમાં બહાર પડતાં દેખાય છે. એ વિષેનું જ્ઞાન આવશ્યક નથી એમ કહેવાનો આશય નથી, પણ એ જ્ઞાન આ પ્રકારનાં પુસ્તકોથી જ મેળવવું યોગ્ય છે એ માન્યતાનો વિરોધ કરવો જરૂરી લાગે છે. ' **પરણેલાઓ માટે** ' જે પુસ્તક લખવામાં આવે છે તે નહિ પરણેલાઓ ન જ વાંચે એમ ખાતરીપૂર્વક કહી શકાતું નથી. આ પ્રકારના વિષયો કુમારોની ને કુમારિકાઓની જાતીયવૃત્તિને ઉશ્કેરે છે. એમની પાસે આપણે વિવેકની આશા શી રીતે રાખી શકીએ ? સુજ્ઞ લેખકો જ પોતાની વિવેકબુદ્ધિને અનુસરે એ વધુ ઇચ્છનીય છે.

મનુષ્યમાં અંકુરરૂપે કે સુપ્ત રહેલી શક્તિને જાગ્રત કરીને વિકસાવનારું, જીવન પ્રત્યેની સાચી દૃષ્ટિ આપનારું, તટસ્થ વૃત્તિથી કર્તવ્યમાં પ્રેરનારું, ઉન્નત ભાવનાઓથી જીવનને સમૃદ્ધ કરનારું પ્રેરણાદાયી સાહિત્ય આજે ગૂજરાતને જોઇએ છે. વાચકોએ રસદૃષ્ટિ ને વિવેકબુદ્ધિ કેળવવાની રહે છે. લેખકોએ જનસમૂહના માનસથી સારી રીતે પરિચિત થવાની જરૂર છે. સમયની મર્યાદાને ધ્યાનમાં લઈ એ વિષેના કેટલાક વિચારો અહીં રજૂ કર્યા છે. આ ક્ષેત્રમાં ગૂજરાતની સાંસ્કારિક ને નૈતિક ઉન્નતિને માટે કાળજી રાખનારા સુજ્ઞ ગૂજરાતીઓ પોતાનાથી બનતું કાંઇક સક્રિય કરશે તો એટલે અંશે ગૂજરાતનું ઋણ અદા કર્યું કહેવાશે.

—સુરેશ હ. જોષી

# શું કરો છો ?

પાછા તમે આવ્યા કે ?

હું એ આવ્યો ! હું તો મઝામાં છું; તમે કેમ છો ?

હું તો ચોપડીઓ લઇને આવ્યો છું; તમે ચોપડીઓથી કંટાળતા તો નથી ને ?

હું તો ચોપડીઓ વાંચીને મઝા મેળવું છું; તમે કોઇની કુથલી કરીને તો મઝા મેળવતા નથી ને ?

હું તો સારી સારી ચોપડીઓ વાંચીને વિચારું છું; તમે નઠારી ચોપડીઓ વાંચીને નીચા ઊતરતા તો નથી ને ?

હું તો પુસ્તકાલયમાં સારી ચોપડીઓ ભેટ આપીને ખુશ થાઉં છું; તમે પુસ્તકાલયમાંથી ચોપડીઓ ચોરી જઇને ખુશ થતા તો નથી ને ?

હું તો ચોપડીઓમાંથી સારાં સારાં ચિત્રોનો અભ્યાસ કરું છું; તમે સારાં સારાં ચિત્રો તફડાવી જવામાં તો અભિમાન લેતા નથી ને ?

હું તો પુસ્તકાલયના ફાળામાં પાઇ પૈસો આપીને ખુશ થાઉં છું; તમે પુસ્તકાલયના ફાળા માટે નકાર ભણી માસ્તરને નાખુશ કરતા તો નથી ને ?

હું તો બીજાને પુસ્તકાલયમાં તેડી જઇ તેને ખુશ કરું છું; તમે બીજાને ગામગપાટામાં ગોંધી રાખીને તો મઝા મેળવતા નથી ને ?

હું તો પુસ્તકાલયને સ્વચ્છ સુંદર અતિ મનોહર બનાવીને પ્રફુલ્લ થાઉં છું; તમે ગમે ત્યાં ગંદકી કરીને ગંધાતું કરી મૂકતા નથી ને ?

હું તો પુસ્તકાલયને વ્યવસ્થિત કરવાની મહેનત કરી કૃતકૃત્ય થાઉં છું; તમે પુસ્તકાલયની વસ્તુને રઝળતી મૂકીને તો મઝા મેળવતા નથી ને ?

હું તો પુસ્તકાલયમાંથી બોધ પામીને જ્ઞાન મેળવું છું; તમે કોઇને કાળાં ધોળાં કરવાનું શીખવીને ઊંડી અંધારગર્તામાં ગબડાવતા તો નથી ને ?

બીજું તો કંઇએ નથી, પણ જાણો છો ને કે કરીએ તેવું પામીએ ! લ્યો ત્યારે, હું જાઉં છું ને તમેય જજો; હું આવીશ ને તમેય આવજો.*

---

પૈસાનો લોભ જતો કરનાર મહાપુરુષો જગતમાં હોય છે. સત્તાનો લોભ જતો કરનાર વિરલ પુરુષો પણ વસુંધરામાં જન્મે છે; પરંતુ કીર્તિલોભ છોડનાર તો સાધુઓ અને મહર્ષિઓમાં પણ શોધતાં જડવા મુશ્કેલ છે.

*

ચારિત્ર્ય વિના બીજી કોઇપણ વસ્તુ શક્તિને ચિરંજીવ તત્ત્વ આપી શકે જ નહિ. ચારિત્ર્ય વિના શક્તિ સંભવે નહિ; દેખાય ખરી. દેખાવ એ વસ્તુ નથી; વસ્તુનો અભાવ છે.

*

વાણી અને વર્તનમાં વિરુદ્ધતા દાખવનાર કોઇનોય વિશ્વાસપાત્ર નથી બની શકતો, એકેય જલબિંદુ પાડયા સિવાય ગર્જતા મેઘની જેમ !

---

* વડોદરા મહાલ ત્રીજી પુસ્તકાલય પરિષદ્ વખતે ભજવાએલા સંવાદ ઉપરથી

# રદ્દી કાગળ

આજે રદ્દી કાગળ પણ બ્રિટન માટે કીમતી થઇ પડ્યો છે. કશા ઉપયોગને ન હોય એવા કાગળનો એકેએક ઔંસ સરકારને સોંપી દેવો એ ત્યાં એક રાષ્ટ્રીય ફરજ ગણાય છે. શસ્ત્રાસ્ત્રોના ઉત્પાદનમાં એ રદ્દી કાગળનો ફાળો હવે સવિશેષ નોંધાવા લાગ્યો છે. જમીન પરની અને ટેંકવિરોધી સુરંગોના તથા જુદા જુદા ફ્યૂઝોના કેટલાક ભાગો, બોંબનાં ખોખાં, વિમાનોનાં એંજિનોનાં કવર વગેરે અનેક વસ્તુઓ તેમાંથી નીપજાવવામાં આવે છે. આ એના મહત્ત્વને લઇને બ્રિટને રદ્દી કાગળ માટેની ટહેલ નાખી ત્યારથી છાપાંની પસ્તીનો જ નહિ, પણ જૂનાં ચોપાનિયાં, ચોપાનિયાંની ફાઇલો, જૂની કે વાંચવામાં કામ ન લેવાતી ચોપડીઓ, બિલો, રસીદો, પત્રવ્યવહારનાં જૂનાં રેકોર્ડો, હિસાબના ચોપડા અને સિગારેટનાં ખોખાં વગેરેનો પણ ટનબંધ ઢગલો રાષ્ટ્રને ચરણે રજૂ થતો રહ્યો છે.

***

રદ્દી કાગળ માટેની શરૂ થએલી આ રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિને લગતા કેટલાક અજબ દાખલા પણ બહાર આવ્યા છે. સ્ટેપની ગલીની એક શેરીમાં આવેલા બે મજલાના મકાનમાં એકલી રહેતી એક બાઇએ પચાસ વર્ષ સુધી કશોજ કચરો ઘરની બહાર ન ફેંકેલો ! છેવટે ઘરજ ઊભરાઈ જઇને કાગળિયાં રસ્તા પર દોડવા લાગ્યાં અને અધિકારીઓનું ધ્યાન ખેંચાયું ત્યારે ઝડતી લેવામાં આવી. ઝડતીમાં એકાદ હંડ્રવેટ જેટલો કાચનો ફૂટેલો સામાન, પાંચ ખોખાં જૂનાં બૂટ, ૩૦૦ ખાલી ડબલાં તથા ૨૦ પેટી કપડાંની મળી આવી, જેમાંનાં કેટલાંક તો



ઇંગ્લાંડમાં વ્યવસ્થિત રીતે એકઠો કરવામાં આવતો રદ્દી કાગળનો જથ્થો

ત્રીસેક વરસથી પહેરાયાં જ નહોતાં ! અને ત્યાર પછી રદ્દી કાગળના તપાસનીશોને આનંદ આપે એવો છાપાં ને બ્રાઉન પેપરનો જબરો જથ્થો ગરમ કપડાં સાથે મળી આવ્યો. એમાંનાં કેટલાંક છાપાં તો ઠેઠ બોઅર યુદ્ધ વખતનાં હતાં !

***

હેમ્પશાયરમાં એક સ્ત્રીના ઘરની સ્થાનિક સત્તાવાળાઓએ ઝડતી લેતાં તે ઘૂંટણભર ખડકેલાં ચોપાનિયાંની વચ્ચે જ રહેતી હોય એમ લાગ્યું. કેન્સિંગ્ટનના એક વેપારીએ આખાં બે ગોદામો પાર્સલ માટેના કાગળોથી ઠાંસી રાખેલા. મિસ પોલીન પોપીસ નામની સ્ત્રી વીસ વરસથી ' કર્લ પેપર ' સંઘરતી રહેલી. એ પૂરું ખાતી પણ ભાગ્યે જ. પરંતુ એ મરી ગયા પછી એના કબાટમાંના એક કવરમાંથી ૨૯૦૦૦ પૌંડના બેન્ક ડૉક્યુમેન્ટ્સ મળેલા ! માંચેસ્ટરમાં એક ઘરમાં ચોપડીઓના ભારથી જ એક મજલો તૂટી પડેલો ને એક સ્ત્રીને ઇજા થએલી. એ માટે પૂછતાં માલિકે જવાબ આપેલો કે, ' મને એ જૂની ચોપડીઓની સુગંધ ગમતી હતી. '

***

રદ્દી કાગળ મેળવવાની બ્રિટનની પ્રવૃત્તિમાં સૌથી વિચિત્ર દાખલો તો મિ. ઇ. જી. ગ્રિગનો છે. પચાસ વરસ સુધી એ હાથ લાગે તે બધાં જ પુસ્તકો સંઘરતો રહેલો અને એ મરણ પામતાં સુધીમાં તો ભોંયતળિયાથી માંડીને છત સુધી પુસ્તકો પહોંચી ગએલાં. એના ટ્રસ્ટીઓએ લીલામથી એ પુસ્તકો કાઢી નાખવાનું કર્યું પરંતુ એટલી તો નજીવી કિંમત આવવા માંડી કે છેવટે રદ્દી કાગળ તરીકે જ આખો સંઘરો કાઢી નાખવો પડ્યો. એનું કારણ એ હતું કે મિ. ગ્રિગે કોઇ કિંમતી પુસ્તક ખરીદ્યું જ ન હતું; માત્ર પોતાની અભરાઇઓ ભરવાનો જ એને શોખ હતો !

***

જો કે બ્રિટનમાં હજુય કાગળ કે કાગળનો માવો આયાત થતાં રહ્યાં છે, પરંતુ પોતાની પ્રજાને તેનો આદેશ એ છે કે રદ્દી કાગળનું એકે એક ચીથરું દેશની સેવામાં મૂકીને વહાણવટા પરનો આ બોજો ઘટાડો, જેથી સૈનિકો અને શસ્ત્રસરંજામ માટે વહાણવટાને વધુ કાર્યસાધક બનાવી શકાય.

( તા. ૨૬-૪-૪૨ ના " પ્રજાબંધુ "માંથી )

## યુદ્ધ અને કાગળ

છેલ્લી શોધોએ સાબિત કર્યું છે કે બૉમ્બ અને દારૂગોળાની બનાવટમાં સૂતરાઉ ચીથરાં કરતાં કાગળનો માવો વધુ વિનાશકારક નીવડે છે. અમેરિકામાં હવે દર મહિને દસ-હજાર ટન કાગળનો માવો દારૂગોળાની બનાવટ માટે વપરાશે.

ઇ. ૧૯૪૧ ના છેલ્લા છ માસમાં અમેરિકાએ ૮૬,૦૦૦ ટન કાગળનો માવો બ્રિટનને દારૂગોળાની બનાવટ માટે મોકલ્યો.

એક ' યુદ્ધ જહાજ 'ની બનાવટના માત્ર નકશા જ ( તેના નાના મોટા અનેકવિધ વિભાગોના ) દોરવા માટે ત્રીસ ટન ' બ્લુ-પ્રિન્ટ ' કાગળ જોઇએ છે; યુદ્ધવિમાનના નકશા માટે ૫૦,૦૦૦ બ્લુ૦પ્રિન્ટ પેપર, ટૅંક (બખ્તરિયા ગાડી) માટે ૨,૫૦૦, રાઇફલ બંદૂક માટે ૨૫૦ અને બૉમ્બશેલ માટે ૪૦ નંગ જોઇએ છે.

સ્વીડને હમણાં કાગળના કબ્જા બનાવ્યા છે અને ગયા વરસમાં એવા ૧ લાખ કબ્જા બનાવ્યા છે અને ગયા વરસમાં એવા ૧ લાખ કબ્જા ફ્રાન્સ અને બેલ્જિયમમાં ખપ્યા છે. ઠંડી હવા સામે એ બહુ સારૂં રક્ષણ આપે છે.

કૅનેડામાં બ્રેડ (ડબલરોટી) ઉપર વીંટવામાં આવતા કાગળનો બધો માવો યુદ્ધપ્રયાસ માટે લઈ જવામાં આવ્યો છે અને તેને બદલે માત્ર ૨૦ રતલ વજનનો પાતળો ચાલુ બ્રાઉન પેપર વાપરવાનું ફરમાન કરવામાં આવ્યું છે. ખોરાકની સલામતી ખાતર એ બ્રાઉન (ક્રાફ્ટ) પેપરમાં ક્લોરીન કે ટિટૅનિયમ બ્લીચિંગ નહિ વપરાય; તેમજ, તેના ઉપર છાપકામ કરવાની બાબતમાં પણ એવો પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે કે માત્ર બીબાંનું જ (ચિત્રો નહિ) છાપકામ કરી શકાશે, અને તે પણ એકજ શાહીમાં (રંગબેરંગી નહિ) અને ફક્ત કાગળનો ચોથો ભાગ રોકાય એટલું જ.

અમેરિકાએ ગણતરી કાઢી છે કે કાગળ અને તેના માવાની પોતાની (હાલની બચાવ સાધનો સાથેની) વાર્ષિક જરૂરત બે કરોડ અને સાઠ લાખ ટનની છે, પણ દેશનાં સાધન-શક્તિ જોતાં તેમાં પચાસલાખ ટન માલની ખોટ પડે એમ છે. આથી તે દેશ 'કાગળની કરકસર'ની ઝુંબેશ શરૂ કરનાર છે. (ઇન્ફૉર્મન્ટ)

---

# પુસ્તકોની કિંમત

## " જન્મભૂમિના " કલમકિતાબકાર શું કહે છે?

થોડા સમય પહેલાં વડોદરાથી પ્રસિદ્ધ થતા 'પુસ્તકાલય'માં તંત્રીસ્થાનેથી એક લેખ લખવામાં આવ્યો હતો. એમાં અમુક પ્રકાશકોએ જૂનાં એટલે કે લડાઇ પહેલાં છપાઈ ગયેલાં પુસ્તકોની કિંમતમાં ઉમેરો કરેલો તે સામે સખત ફરિયાદ હતી. સાહિત્યના પવિત્ર વ્યવસાયમાં આવી નફાખોરી ન હોવી જોઇએ એમ એમનું કહેવું હતું.

આ સામે પ્રશ્ન એટલો જ ઊઠે છે કે પ્રકાશકો અત્યારે મોંઘી કિંમત અને પડતરમાં જે પુસ્તકો પ્રગટ કરી રહ્યા છે તે માટે લડાઇ પછી એમને જે નુકસાની ખમવી પડશે તેનું શું? અને આજે પણ જે પુસ્તકો અમુક વખત સુધી ખપતાં નથી તેની કિંમત ઘટાડવી પડે છે તે નુકસાન કયાંથી મેળવવું? પુસ્તકોની કિંમત સામે આપણે ત્યાં જ્યારે ફરિયાદ થાય છે ત્યારે ત્યારે મોટે ભાગે એની બધી બાજુઓનો વિચાર કરવામાં નથી આવતો. **'પુસ્તકાલય'ના તંત્રીશ્રીએ પુસ્તકાલયોને જૂનાં પુસ્તકો બંધાવીને ચલાવવાનું જે સૂચન કર્યું છે તે વ્યાજબી છે.** × × × ખરી વાત એ છે કે આ પણ એક ધંધો જ છે. અલબત્ત, એ ધંધો પવિત્ર અને કલ્યાણકારી રાખી શકાય એવા સંયોગો પણ બીજા ધંધાઓ કરતાં આમાં વિશેષ છે. પરંતુ એ તો દરેક પ્રકાશકની પોતાની મનોવૃત્તિ ઉપર આધાર રાખે છે. **પ્રજાનો ધર્મ છે કે દરેક પ્રકાશન-પ્રવૃત્તિની પરીક્ષા કરે અને જે શુભ હોય તેને આ આપત્તિકાળમાં મદદ કરે અને જે કેવળ ધંધો જ હોય તેની સાથે ધંધાદારી દૃષ્ટિએ જ સંબંધ રાખે.** આજે પ્રજા આવો ભેદ કરતી નથી એટલે ઘણી શુભ પ્રવૃત્તિઓને ફટકો લાગે છે. પ્રજાની આ વિચારણામાં **પુસ્તક પાછળની દૃષ્ટિ અને સાથે તેની કિંમત પણ ધ્યાનમાં આવી જવી જોઇએ.**

[ " જન્મભૂમિ " તા ૭-૫-૪૨ ]

# ભારતીય ગ્રંથો ( Book in India )

ભારતીય ગ્રંથો ( Book in India ) પ્રદર્શનનું ઉદ્ઘાટન કરવાનું મને નિમંત્રણ આપવા માટે હું અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના વ્યવસ્થાપકોનો ઋણી છું. આજે જગત ઉન્મત્ત બન્યું છે. જ્યાં ત્યાંથી કતલો અને શરણાગતિઓની વાતો આવ્યા કરે છે; ધીકતી ધરાની અને દૂષિત સ્વર્ગની વાતો સંભળાય છે. ભલેને થોડો સમય પણ, મને આ કોયડાઓમાંથી છૂટો પાડી સાહિત્ય અને કળાની સિદ્ધિઓનો આનંદ લેવાની તક આપવા માટે હું તેમનો આ રીતે આભારી બન્યો છું.

### શબ્દબ્રહ્મ

' શબ્દ 'ના મંદિરનો હું સદાનો ભક્ત છું. ' શબ્દ ' ગતિમાન છે અને સર્જન કરે છે. માનવજીવનની દૃષ્ટિએ સંત જોનના અભિપ્રાય સાથે હું સંમત છું કે " પ્રારંભમાં ' શબ્દ ' હતો અને ' શબ્દ ' પ્રભુ પાસે હતો અને ' શબ્દ ' પ્રભુ હતો. "

' શબ્દ 'ની અદ્દ્ભુત કથા સૌથી વધારે રોમાંચક છે. અત્યંત પ્રાચીન યુગમાં આપણા કોઇ પૂર્વપુરુષના કંઠમાંથી એનો ઉદ્દ્ભવ થયો. ભયના કે જાતીય આવેગના અસંસ્કૃત પ્રાકટ્યમાંથી અને તે દર્શાવતા દુઃખની વેદનાનું એ પરિણામ હતો. તે પછી અનંત સમય વીત્યા બાદ કોઇ સાહસિક ગુફાવાસીએ કોઇ સ્મરણીય શિકારનું ચિત્ર દોરતાં દોરતાં એક વસ્તુનું એવું આબેહૂબ ચિત્ર દોર્યું કે તે વસ્તુની સાથે તેને લગતા વિચારને પણ મૂર્ત કરી શકાયો. આનાથી માનવજાતિનું ભવિષ્ય પલટાયું.

### લેખનકળાનો ઉદ્દ્ભવ

આ રીતે પ્રાગૈતિહાસિક યુગમાં ચિત્ર–આલેખન એ માનવીની મહાન સિદ્ધિ ગણાય. આવાં ચિત્રોમાંથી યુગો પછી લેખનકળા વિકાસ પામી. જે વસ્તુનું ચિત્ર દોર્યું હોય તેના સંબંધનો જ વિચાર દર્શાવવા નહિ, પણ ધ્વનિ સૂચવવા ચિત્રનો ઉપયોગ થવા લાગ્યો. તે પછી મિસરમાં શબ્દ ચિત્રલિપિનો ( Hieroglyphics ) વિકાસ થયો, અને નામના દરેક અક્ષરનો ધ્વનિ સૂચવવા ચિત્રનો ઉપયોગ થવા માંડયો.

ઇતિહાસના આરંભકાળમાં આપણને મિસરવાસીઓનો અને બેબિલોનવાસીઓનો ભેટો થાય છે. એમણે અક્ષરશાસ્ત્રનો વિકાસ સાધ્યો હતો. શબ્દચિત્રલિપિનો વિકાસ સાધનાર મિસરવાસીઓને ફાળે ' પેપિરસ ' જાતના કાગળ ઉપર પુસ્તકો લખવાનો યશ જાય છે.

' શબ્દ 'ના મહાપ્રયાસમાં સુમેરિયન લોકોનો ફાળો નોંધવા જેવો છે. આ લોકોએ પોતાની સૈકાંજૂની સંસ્કૃતિ લઇ યુફ્રેટિસ નદીની ખીણના પ્રદેશમાં પ્રવેશ કર્યો. મિસરને બાદ કરીએ તો તત્કાલીન સંસ્કૃતિઓમાં એમની સંસ્કૃતિ ચઢિયાતી હતી. આ લોકોનું ઉદ્દ્ભવસ્થાન લાંબા સમય સુધી ગૂઢ રહ્યું હતું. પણ હવે જણાયું છે કે તે સિંધુ નદીના ખીણનો પ્રદેશ હતો, અને ત્યાં ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષના સમયમાં ઉચ્ચ સંસ્કૃતિવાળા લોકોનો નિવાસ હતો.

લેખનકળા હિંદમાંથી ઉદ્દભવ પામી એવું સાબિત કરવા માટે લેખી પુરાવા મળી આવ્યા નથી. પરંતુ હરાપ્પા અને મોહન જો દારોમાં મળી આવેલ સંખ્યાબંધ મુદ્રાઓ અને ઉચ્ચ કળા દાખવતી વસ્તુઓથી સાબિત થાય છે કે ત્યાં ચિત્રલિપિ હોવી જોઇએ, જો કે આ લિપિ હજુ વાંચવાની બાકી છે.

## પ્રાચીન અવશેષોના ઐતિહાસિક આધારો

બેબિલોન અને એસિરિયાના લોકોએ પુસ્તકો બનાવવાની કળામાં દર્શાવેલી સિદ્ધિઓ વિષે વાત કરવા હું રોકાતો નથી. આપ જાણો છો કે એમણે પેપિરસ એકલા ઉપર નહિ પણ પકાવેલી માટી ઉપર અને પથ્થરો કોતરીને પણ લખાણો કર્યાં છે. અત્યારનાં સાધનો ઉપરથી એમ જણાય છે કે એ જ જાતિના લોકોએ મોટા પાયા ઉપર પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં.

પ્રાચીન આર્યોને અમર ' શબ્દ ' નાશવંત વસ્તુઓ પર કોતરવો ગમ્યો નહિ. તેમણે માણસની યાદશક્તિ ઉપર આધાર રાખવાનું પસંદ કર્યું. તેમણે સંસ્કૃતિ ફેલાવવાનું જીવંત સાધન એને જ માન્યું. પરંતુ વેદો લેખિત કર્યાં નહોતા એટલા ઉપરથી એમ ન માનવું જોઇએ કે વેદના સમયમાં લેખનકળા કોઇ જાણતું નહોતું. આપણા સમયમાં એનો પુરાવો મળી આવતો નથી માટે ખોટા તર્કથી એનું અસ્તિત્વ બિલકુલ નકારી શકાય નહિ. સિંધુ નદીના પ્રદેશમાંની ચિત્રલિપિઓ અને બ્રાહ્મી તથા ખરોષ્ઠી લિપિની પૂર્વગામી લિપિ સાથેનો ચોકકસ સંબંધ સ્થાપવાનો હજુ બાકી છે. પરંતુ ઇ. સ. પૂર્વે પાંચમા સૈકા પહેલાં હિંદી લિપિઓએ આશ્ચર્યકારક પાકટતા પ્રાપ્ત કરી હતી. ' લલિત વિસ્તાર 'ના દશમા અધ્યાયમાં ઓછામાં ઓછી ६४ લિપિઓનો ઉલ્લેખ છે તે ઉપરથી સાબિત થાય છે કે તે ઘણા પ્રચારમાં હશે.

જે એકંદરે બ્રાહ્મી લિપિથી ઓળખાય છે અને જે રૂપમાં એ દેખા દે છે તે ઉપરથી જણાય છે કે એ લિપિ ઘણી વિકાસ પામેલી છે. મૂળાક્ષરોની યોજના પૂર્ણ વૈજ્ઞાનિક છે. ધ્વનિશાસ્ત્રના સિદ્ધાંતોનું યોગ્ય પાલન થયું છે. આ પૂર્ણતા એ હિંદની લેખનકળાના એક-સરખા લાંબા સમયના વિકાસનું જ પરિણામ હોઇ શકે.

ઇ. સ. પૂર્વે ચોથા સૈકાથી અને તે પછી, આપણી પાસે પરદેશી મુસાફરોનો પુરાવો છે કે ભારતવાસીઓ લખવા માટે ભૂર્જપત્ર, કાપડ કે ઝાડની અંદરની કૂણી છાલનો ઉપયોગ કરતા હતા. પરંતુ હિંદની આબોહવાએ મિસરથી વિરુદ્ધ રીતે તે સમયના હિંદીઓએ લખેલ સાહિત્યિક લખાણો ખેરવી લીધાં છે.

પાછલા સૈકાઓમાં વપરાતાં લખાણનાં સાધનો ઘણાં અને વિવિધ હતાં, અને તેમાં ઘણે ભાગે સૈકાંઓ સુધી કંઇ ફેરફાર થયા નથી. જેનો કાળનિર્ણય થઇ શકે એવાં જૂનામાં જૂનાં તાડપત્રો ગોડફ્રે-સંગ્રહમાં છે, અને તે ચોથા સૈકાનાં હોવાનું મનાય છે. બીજાં હોરુઇઝી ( Horuizi ) હસ્તલિખિતો છઠ્ઠા સૈકાનાં છે. ચિની ઇતિહાસકાર હુએન સંગનો પુરાવો છે કે લખવામાં તાડપત્રોનો ઘણો ઉપયોગ થતો હતો. તેના પર સહીથી લખાણ થતું અથવા તો કોતરણીથી કોતરી તેના પર કોલસો કે મેશ લગાવવામાં આવતાં.

આ કામ માટે ભૂર્જપત્રો પણ ઘણાં વપરાતાં. સૌથી જૂનું ભૂર્જપત્ર પરનું લખાણ ઇસ્વીસનની પહેલી સદીનું છે અને તે ખરોષ્ઠી લિપિમાં લખેલ ' ધમ્મપદ ' છે. વિખ્યાત બોવર હસ્તલિખિત અને બક્ષાલી હસ્તલિખિતો પણ આ જ પદાર્થ પર લખાયલાં છે,

બીજી વસ્તુ, જેનો વપરાશ કદાચ પાછળથી થયો હશે, તે સુતરાઉ કે રેશમી કાપ છે. સહીથી લખેલો રેશમી પટો બૂલ્હરે શોધી કાઢયો હતો. અણુહીલવાડ પાટણમાંથી વિ સં. ૧૪૧૮ (ઇ. સ. ૧૩૫૧-૫૨)નું કાપડ પર લખેલું લખાણ પિટરસનને મળી આવ્યું હતુ

કદીક કદીક લેખનસામગ્રી તરીકે લાકડાનો, ચામડાનો અને પથ્થરનો પણ ઉપયોગ થતો. લાકડાના પાટિયા પર લખેલ એક હિંદી હસ્તલિખિત ચોક્કસ કૃતિ બોડલીઅન પુસ્તકાલયના કબજામાં છે. સુબંધુના વાસવદત્તા ઉપરથી લેખનકાર્ય માટે ચામડાનો ઉપયોગ થતો હતો એવું અનુમાન થઇ શકે છે. ચિની તુર્કસ્તાનમાંથી સ્ટીનને ખરોષ્ઠી લિપિમાં ચામડા ઉપર લખેલ લગભગ બે ડઝન લેખો મળી આવ્યા હતા. ચાહમાન રાજા ચોથા વિગ્રહે અને તેના દરબાર-કવિ સોમદેવે રચેલાં નાટકો અજમેરમાં પથ્થર પર કોતરેલ મળી આવે છે.

## લેખનકાર્યમાં કાગળના ઉપયોગની શરૂઆત

ઘણા જૂના વખતથી કાગળનો ઉપયોગ ખરેખર થતો આવ્યો છે. જો કે જે હસ્તલિખિતો પ્રાપ્ય છે તેમાંનો એક પણ ઇ. સ. ૧૩ મી સદીથી આગળનો નથી. પરંતુ ઇ. સ પૂર્વે ત્રીજી સદીથી ભારતવાસીઓ રૂમાંથી કાગળ બનાવતા આવ્યા છે તે જોતાં અહીં કાગળ ઉપર ગ્રંથો લખાતા હતા એવું અનુમાન કરવાની છૂટ રહે છે. અને જેમકે અને બીજાઓની કલ્પના પ્રમાણે મોહન જો દારોમાંથી એક ખડિયાનો નમૂનો મળી આવ્યો છે તે સત્ય હોય તો હિંદમાં પ્રાગૈતિહાસિક કાળથી સાહીનો ઉપયોગ જાણીતો હતો, એમ માની શકાય. પ્રાચીન સમયથી હિંદી જીવનમાં ધંધાદારી લહિયાનું સ્થાન સ્વીકારાયેલું છે. ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં લિપિકાર કે લિબિકારથી, ઇ. સ. સાતમા સૈકામાં દિવિરપતિ નામથી અને ૧૧ મી સદીથી કાયસ્થ તરીકે તે જાણીતો છે.

ભારતી ભાંડાગારો કે સરસ્વતી ભાંડાગારો એ નામથી ઓળખાતાં પુસ્તકાલયોમાં હસ્તલિખિતો ભેગાં કરવામાં આવતાં અને સંરક્ષાતાં. આવાં પુસ્તકાલયો, મંદિરો, મઠો, રાજમહેલો અને ધનાઢયોનાં ખાનગી ઘરોમાં રખાતાં. કવિ બાણ (ઇ. સ. ૬૨૦ના અરસામાં) પોતાનો પાઠક રાખતો. તેની પાસે સારૂં એવું ખાનગી પુસ્તકાલય હતું. એમ કહેવામાં આવે છે કે હ્યુએનસંગ વીસ ઘોડા ઉપર લાદેલા ૬૫૭ હસ્તલિખિત ગ્રંથો ચિન લઇ ગયો હતો. ઇ. સ. ૬૪૦ ના અરસામાં જ્યારે તેણે વલ્લભીપુરની મુલાકાત લીધી, ત્યારે એ શહેર સત્તા, સમૃદ્ધિ અને સંસ્કૃતિનું ધામ હતું. અને ત્યાં પવિત્ર ગ્રંથોનું મોટું પુસ્તકાલય હતું. ત્યાંના વિદ્યાપીઠની કીર્તિ ચીન સુધી ફેલાઇ હતી. બૌદ્ધ સાધુ સ્થિરમતિને છઠ્ઠી સદીની શરૂઆતમાં અને બીજા સાધુ ગુણમતિને એ સદીને અંતે ચીનમાંથી નિમંત્રણ મળ્યું હતું. શ્રવણ પુણ્યોપાય ઇ. સ. ૬૫૫ માં હિંદુસ્થાનથી ૧૫૦૦ ગ્રંથો ચીન લઇ ગયા હતા. રાજા ભોજે (ઇ. સ. ૧૧ મી સદી) શાહી પુસ્તકાલય વસાવ્યું હતું. એ પુસ્તકાલય ચાલુક્ય રાજાધિરાજ જયસિંહદેવ સિદ્ધરાજે ઇ. સ. ૧૧૪૦ ના અરસામાં માળવા જીતી લઇ અણુહીલવાડ પાટણમાં ખસેડયું હતું. ગૂજરાતમાં ચાલુક્ય રાજાઓના સમયમાં ઘણાં પુસ્તકાલયો સ્થપાયાં હતાં. એ રાજાઓ વિદ્વાને પોષનારા હતા. હેમચંદ્રાચાર્યે પુસ્તકો લખ્યાં, ગ્રંથો ભેગા કર્યા અને પોતાના શિષ્યો પાસે પણ પુસ્તકો લખાવ્યાં, અને જૈન મંદિરોએ તે પોતાના ભંડારોમાં સાચવ્યા. મુદ્રારાક્ષસના કર્તા વિશાખદત્તના ખોવાઇ ગયેલા દેવીચંદ્રગુપ્તમ નામના નાટકની એક માત્ર પ્રત હેમચંદ્રાચાર્યના શિષ્ય રામચંદ્રને આ પુસ્તકાલયોમાંથી પ્રાપ્ત થઇ હતી. ચાલુક્ય વિશ-

...ળદેવના પુસ્તકાલયમાં નૈષધીયની પ્રત હતી જેના ઉપર સૌથી પ્રથમ ટીકા વિદ્યાધરે લખી હતી. એ જ પુસ્તકાલયમાં કામસૂત્રની હસ્તલિખિત પ્રત હતી કે જેના આધારે યશોધરે જયમંગલતિકા રચી હતી. આ વિશળદેવના સંગ્રહમાં રામાયણની એક પ્રત હતી કે જે હાલ બૉન ( જર્મની ) વિદ્યાપીઠના પુસ્તકાલયમાં પડી છે. વાઘેલા વંશના રાજાઓનો મહાઅમાત્ય વસ્તુપાલ પોતે કવિ હતો અને સાહિત્યનો આશ્રયદાતા હતો. એણે અઢાર કરોડ રૂપિયાના ખર્ચે ત્રણ પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં. સાહિત્યના મહાન ગ્રંથો કવિઓ માટે તેણે મેળવ્યા હતા અને તેમની કૃતિઓ સાચવવામાં મદદ કરી હતી.

## પ્રાચીન પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ

ઈ. સ. ૧૨૦૦ પહેલાં પુસ્તકો લખવાની કળા ખીલી હતી અને તે પછી સચવાઈ રહી હતી. રાજ્યાશ્રય બંધ પડયાને સૈકાંઓ વીત્યા બાદ અને મુસ્લિમ ચડાઈ કરનારાઓની અધાર્મિક ભાંગફોડ કરવાની હોંસ હોવા છતાં બૂહલરને ખંભાતનાં બે જૈન પુસ્તકાલયોમાંથી ૩૦,૦૦૦ થી વધારે અને તંજાવારના રાજમહેલના પુસ્તકાલયમાંથી ૧૨,૦૦૦ થી વધારે હસ્તલિખિત ગ્રંથો મળી આવ્યા હતા. હિંદમાં ઈ. સ. ૧૧૮૬ થી ૧૪૦૦ વચ્ચે કરુણ ઘટના બની ગઈ અને ભાંગફોડ ને નાશનો એવો જુવાળ આવ્યો કે જેમાં હજારો પુસ્તકાલયો અને લાખો હસ્તલિખિતો સાફ થઈ ગયાં.

## શબ્દને સાચવવાની કળા

પણ ' શબ્દ 'ને સગવડભરેલી રીતે અને લોકભોગ્ય રૂપમાં પહોંચાડવાની કળા શોધી કાઢવાનો મહાન યશ ચીનને ભાગે જવો જોઈએ. ચિનાઓએ ઈ. સ. પૂર્વે ૨૦૨ ના અરસામાં છાપવાની કળા શોધી કાઢી. જોન ગટનબર્ગને એ યશ આપવામાં આવે છે તે તો એક યુરોપની જોડી કાઢેલી વાત છે. ગટનબર્ગ બાઈબલની લગભગ છ સદીઓ પહેલાં ઈ સ. ૮૬૮ માં ચીનમાં ભૂંગળાના આકારે પહેલું પુસ્તક છપાયું હતું.

પરંતુ હિંદુસ્તાનમાં ફિરંગી પાદરીઓએ રાશોલમાં સેંટ પોલની કૉલેજમાં પહેલવહેલું છાપખાનું ઈ. સ. ૧૫૫૬ના સપ્ટેંબરમાં કાઢ્યું. એ મહિનામાં એમણે 'કનકલુઝોઝ પબ્લિકાઝ' નામનું ધાર્મિક પુસ્તક છાપ્યું. આ કામ જે ફાધરના હવાલામાં હતું તેને એક હિંદી મદદનીશ હતો. આ ફાધર કહે છે કે આ હિંદીએ ગેલીનું કામ ઘણી સારી રીતે કર્યું છે અને તેને છાપવાની કળાની સમજ છે.

## હિંદમાં છાપખાનાનો ઉગમકાળ

ગોઆમાં શરૂઆતમાં છપાયેલી ચોપડીઓ પૈકી એકનો ઉલ્લેખ કરવો યોગ્ય ધારું છું. એ પુસ્તકનું નામ Cologogios dos Simples drogas છે. એનો લેખક ડૉ. ગાર્શિયા દ ઓર્સાસ અહમદનગરના બરાન નિઝામશાહનો અંગત મિત્ર હતો. આ પુસ્તક એના વૈદ્યકીય અને વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનની દષ્ટિએ રસપ્રદ છે જ. પરંતુ એ સિવાય તે સોળમી સદીમાં મુસ્લિમ અમલમાં દક્ષિણમાં સામાજિક અને આર્થિક પરિસ્થિતિ કેવી હતી તેના ઇતિહાસ ઉપર પણ પ્રકાશ પાડે છે.

શિવાજી મહારાજે છાપખાનું કાઢ્યું હતું. પરંતુ એનું કામ ચાલુ થઈ શક્યું નહિ એટલે ઈ. સ. ૧૬૭૪ માં એમણે તે ગૂજરાતી કપોળ વાણિયા ભીમજી પારખને વેચી દીધું. ભીમજીએ છાપખાનું ગોઠવી ઈંગ્લંડથી એક નિષ્ણાત છાપનારને બોલાવ્યો હતો.

ઇ. સ. ૧૭૧૨ માં ડેન્માર્કવાસી પાદરીઓએ યુરોપથી છાપખાનું લાવી ટ્રાંકીબારમાં ગોઠવ્યું. અને ફિરંગી ભાષામાં સંખ્યાબંધ ચોપડીઓ છાપી, એટલું જ નહિ પણ તેમણે આખું તામિલ ભાષામાં 'એપોસ્ટલ્સ ક્રીડ' નામનું પુસ્તક છાપ્યું. કોઇ પણ હિંદની ભાષામાં છપાયેલું આ પહેલું પુસ્તક છે. આ જ પ્રેસમાં ૧૭૧૫ માં ન્યૂ ટેસ્ટામેન્ટ છપાયો. સર ચાર્લ્સ વિલ્કિન્સે બંગાળી લિપિ સૌથી પહેલી ૧૭૭૮ માં છાપી. એમણે બંગાળી ટાઇપો પાડવા પોતાના હાથે બીબાં તૈયાર કર્યાં હતાં. હોલ્હેડનું બંગાળી ભાષાનું વ્યાકરણ એમનું પહેલું છાપકામ હતું.

મુંબઈના બજારના ( કદાચ બજારગેટ સ્ટ્રીટ ) સાહસિક રુસ્તમ કેરશાજી " આપણા પ્રભુના વર્ષ ૧૭૮૦ (?) નું પહેલું તારીખિયું છાપ્યું. તેમ છતાં ઇ. સ. ૧૭૯૩ માં નીચેના સરસ નામવાળું પહેલું પુસ્તક મુંબઈમાં છપાયું હતું:

" મિ. હેનરી બેયરના પ્રસંગો અને ટીકાઓ-ટિપુ સુલતાનના રાજ્યમાં અઢી વર્ષની જેલના કે જ્યાંથી તે નાસી છૂટયો હતો-કર્તાએ કરેલાં સુધારાવધારા સાથે ૧૭૯૩ માં મુંબઇમાં છાપ્યું.

" પ્રસ્તાવનામાં સાત પાનાં સાથે પુસ્તકમાં ૧૬૪ પાનાં છે. એનું કદ ૬$\frac{1}{2}$"×૪" છે. પ્રસ્તાવનામાંથી નીચે એક ફકરો આપ્યો છે:

" જાહેર પ્રજાને ભલામણ કરે એવી આશા નહિ રાખવાથી લેખકે આ બાલકૃતિ કોઇ મોટા માણસને કે મિત્રને અર્પણ કરી નથી. આ ચોપડી મુંબઇમાં સૌથી પહેલી છપાઇ છે. લેખક આશા રાખે છે કે વાચક તેની અપૂર્ણતાઓ અને દોષો ખુલ્લા દિલથી દરગુજર કરે અને તેના વાચનથી પોતાનો સમય નિરર્થક ગયેલો ન માને. "

આ પુસ્તકની એકમાત્ર પ્રત દેશમાં મુંબઇની સેંટ ઝેવિયર કૉલેજના ઇન્ડિયન હિસ્ટોરિકલ રિસર્ચ ઇન્સ્ટિટયુટમાં છે. કાલબાદેવી આગળ જૂની ચોપડીઓ વેચનાર પાસેથી ફાધર હેરાસે તે આઠ આનામાં મેળવી હતી. તેના મુખપૃષ્ઠ ઉપર સ્પષ્ટ વંચાય છે તે મુજબ આ ચોપડી એક વખત કોઈ સદોબા પાંડુરંગની માલકીની હતી.

ધી બૉમ્બે કોરિયરમાં કામ કરતા બેરામજી જીજીભાઇ છાપગરે સૌથી પહેલાં ૧૭૯૭ માં ગૂજરાતી ટાઇપ પાડયા. એ પત્રમાં અવારનવાર આવતી ગૂજરાતી જાહેર ખબરોને લીધે એ કામ થયું હતું. મરાઠી ભાષામાં પહેલું પુસ્તક ' બાલબોધ મુક્તાવલિ ' નામનું ઇસપની કથાઓનું ભાષાંતર ૧૮૦૫ માં પ્રકટ થયું.

સાહસિક ફરદુનજી મર્ઝબાન મોબેદે સૌથી પહેલું મુંબઇમાં ગૂજરાતી છાપખાનું કાઢયું. તેમણે પોતાનું મુંબઇ સમાચાર દૈનિક કાઢી પત્રકારિત્વને આબાદીને રસ્તે ચડાવ્યું. એ છાપું હજુ પણ બલવાન થતું જાય છે. સં. વર્ષ ૧૮૭૧ નું ( ઇ. સ. ૧૮૧૪-૧૫ ) પહેલું, ગૂજરાતી પંચાંગ તેના છાપખાનામાં છપાયું હતું અને ૧૮૧૪ ની ૧૧ મી નવેંબરે પ્રકટ થયું હતું.

૧૮૧૭ માં સૂરતમાં એક મિશન પ્રેસ કાઢવામાં આવ્યું. ગૂજરાતના સમાજસુધારકોમાં આદ્ય મહેતાજી દુર્ગારામે ' પુસ્તક પ્રસારક મંડળી ' નામનું પુસ્તક પ્રસિદ્ધ કરનારું મંડળ સૌથી પહેલું કાઢયું. પરંતુ તેઓ સૂરતમાં લિથો પ્રેસ છાપવા માગતા હતા તેને

વિચિત્ર સ્વાગત મળ્યું. સૂરતનો અંગ્રેજ કલેક્ટર રાજ્ય કરતી કોમનો તુમાખીદાર પ્રતિનિધિ હતો. જ્યારે સૂરતની અંગ્રેજી શાળાના મુખ્ય શિક્ષકે તેને વિદ્યાર્થીઓની ભૂગોળ અને વ્યાકરણના વિષયની પરીક્ષા લેવા વિનંતિ કરી, ત્યારે તે એકદમ બોલ્યોઃ " શું ? કાળિયાઓને ભૂગોળ અને વ્યાકરણ ! " આ માણસે મહેતાજીને શહેરની હદમાં છાપખાનું કાઢવા ના દીધું; બેશક, ૧૮૧૭ થી શહેરમાં મિશન પ્રેસ ચાલતું હતું. પણ કાળા માણસના હાથમાં પ્રેસ આવે તે તેના વિચાર મુજબ અમલદારો પર હુમલો કરવાનું સાધન બને તેમ હતું. પરંતુ મહેતાજીએ બેધડક રહી શહેરની બહાર તે ગોઠવ્યું.

આ રીતે છાપેલાં પુસ્તકોનો યુગ હિંદમાં બેઠો.

## આજની ગ્રંથસમૃદ્ધિ

છેલ્લાં ૫૦ વર્ષમાં ગ્રંથસામર્થ્ય હિંદમાં વધ્યું છે. હિંદની દરેક ભાષામાં પુસ્તકો થયાં છે; પછી તે મૌલિક હોય કે ભાષાંતરો. એક દેશના નહિ પરંતુ ભૂમંડળના સર્વ પ્રદેશોના વિચારો ભેગા કરવામાં આવ્યા છે. આપણે ત્યાં પ્રશંસનીય પુસ્તકપ્રસિદ્ધિ કરનારી મંડળીઓ છે. બે દૃષ્ટાંતો આપું તો-ગોરખપુરનું કલ્યાણ પ્રેસ અને દિલ્હીનું સસ્તા સાહિત્ય મંડળ જનતા માટે અખિલ હિંદ વિદ્યાપીઠોની ગરજ સારે છે.

છાપખાનું એ લોકશાસનનું બુદ્ધિવિષયક સામેનું પડખું છે. જેમ દરેક ઇસમને–પછી તે ઠોઠ કે ગોટાળિયા મગજવાળો હોય તોપણ પ્રતિભાશાળી કે સંત પુરુષના સમાન મતાધિકાર હોય છે, તેમ છાપખાનું તે શબ્દ જે તેની મારફત પસાર થાય છે તેને અશાશ્વત સ્થાયિત્વ ( જો આવો શબ્દસમૂહ વાપરું તો ) અર્પી શકે છે. પણ જેમ લોકશાસન દરજ્જા કે દોલતની ગણના કર્યા વિના શક્તિશાળી અને પ્રામાણિક મનુષ્યને ઊંચે લાવે છે, તેમ છાપખાનું સર્જક કળાના એકહથ્થુપણાનો નાશ કરે છે અને ગમે તેના પ્રત્યેક મહાન પ્રયત્નને અમરત્વનાં દ્વાર ખોલી આપે છે.

જો કે માઇલોના માઇલો સુધીનું દુનિયામાં દરરોજ સર્જાતું છાપકામ જલદી ભુલાઇ જવાનું છે, તે છતાં મુદ્રિત ગ્રંથ સાચા 'શબ્દ'ને દુનિયાના તમામ ખૂણે સત્વર પહોંચાડી શકે એમ છે. તેથી દરેક પુસ્તક 'શબ્દ'નું મંદિર છે. તેના પ્રતિ માનથી જવું જોઇએ, કારણ કે તેનામાં દિવ્યતાનું બીજક છે. આ દૃષ્ટિએ ગ્રંથો જીવનથી પણ વધુ મહત્ત્વના છે. કારણ કે તેઓ જીવનને ઘડે છે અને તેને જીવવા લાયક બનાવે છે. કારણ કે હૃદયને ધડકાવનાર, ગાલ ઉપર લાલી લાવનાર ને શેરડા પાડનાર તથા સ્ત્રીપુરુષોની આંખો ચમકાવનાર ફક્ત ગ્રંથો જ છે. ભગવદ્‌ગીતા ને બાઇબલ, મહાભારત, રામાયણ અને શેક્સપિયરના રૂપે તેઓ ( ઇમર્સનના શબ્દોમાં ) વિશ્વાત્માનો ભવ્ય આવિષ્કાર છે; એટલું જ નહિ પણ તેઓ જીવનની અધમતા અને કુદરત ને માણસોની અસંયમિત ક્રૂરતા સામેની લડતમાં એવી સર્જકતા વ્યક્ત કરે છે, જે એકમાત્ર માનવ પ્રયત્નોને ઉદાત્ત ને ઉચ્ચ પથ તરફ પ્રેરે છે અને પ્રેરણાદાયી બનાવે છે.

જ્યારે માનવજાત સમજદારી અને શાંતિ તરફ વળશે ત્યારે હાલમાં જે શક્તિ પરસ્પર વિનાશ કરવામાં વેડફાય છે તેનો ઉપયોગ દરેક દેશમાં ગરીબો અને વિનીતોને આંતરરાષ્ટ્રીય સાહિત્યસમૃદ્ધિ અર્પવામાં થશે. ત્યારે જ 'શબ્દ'સામર્થ્ય ખરેખરું ગ્રાહ્ય થશે.

આ પ્રદર્શન હું ખુલ્લું મુકાયેલું જાહેર કરું છું.*

કનૈયાલાલ માણેકલાલ મુનશી

* અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના મુંબઇ ખાતે મળેલા પાંચમા અધિવેશન અંગે યોજાયેલા પ્રદર્શન પ્રસંગે આપેલા અંગ્રેજી વ્યાખ્યાન પરથી અનુવાદકઃ શ્રી. વિષ્ણુપ્રસાદ છ. મજમુંદાર

# વિસનગર મહાલ દ્ઠ્ઠી પુસ્તકાલય પરિષદ

**વિ**સનગર મહાલ દ્ઠ્ઠી પુસ્તકાલય પરિષદ ગોઠવા મુકામે તા. ૨–૫–૪૨ ના રોજ રાજરત્ન શેઠ મહાસુખભાઇના પ્રમુખપદે મળી હતી. પરિષદમંડપને આસોપાલવનાં તોરણો તથા ધ્વજપતાકા અને કહેવતોનાં સૂત્રો વડે શણગારવામાં આવ્યો હતો. આ પ્રસંગે મહાલ વહીવટદાર, મહાલ શાળાધિકારી તથા મુંબઇનિવાસી શેઠશ્રી મૂળચંદભાઇ તેમ જ અમદાવાદથી આવેલા કેટલાક મહેમાનો ખાસ હાજર હતા.

શરૂઆતમાં બાળકોની ઈશ્વિરસ્તુતિ અને બાળાઓના ગરબા થયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી. નથુભાઇએ સ્વાગતવ્યાખ્યાન કર્યું હતું. તેમાં પરિષદમાં પધારેલાઓનો સત્કાર કરી ગામનો ઐતિહાસિક પરિચય આપી પુસ્તકાલયની ખંતપૂર્વક સેવા બજાવનાર સ્વ. મણિભાઇ દ્વા. પટેલને અંજલિ આપી પુસ્તકાલયને મકાન અર્પણ કરનાર શ્રી. છગનલાલ અમુલખદાસની સ્મૃતિ તાજી કરી હતી.

બાદ વિદ્યાર્થીઓના પુસ્તકાલયના લાભો દર્શાવતા સંવાદો ભજવાયા હતા. બાદ પરિષદ બીજા દિવસ પર મુલતવી રહી હતી.

બીજે દિવસે ઈશ્વિરસ્તુતિ થઇ બાળાઓએ " રૂડાં પુસ્તકો વંચાય મારી લાયબ્રેરીમાં " એ ગરબો ગાયો હતો. બાદ પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા. જેમાં વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. ચોકસી, રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇ અને રા. ભીમજીભાઇ વગેરેના મુખ્ય હતા.

બાદ મહાલ મંડળના મંત્રી શ્રી. ઉમિયાશંકર દવેએ મહાલ મંડળનું વાર્ષિક નિવેદન રજૂ કર્યું હતું. મંત્રીનું નિવેદન વંચાઇ રહેતાં પુસ્તકાલયની ખંતપૂર્વક સેવા બજાવનાર શ્રી. મણિભાઇ પટેલના ફોટાનો અનાવરણવિધિ મુંબઇનિવાસી શેઠ શ્રી. મૂળચંદભાઈના હસ્તે કરવામાં આવી હતી.

બાદ પ્રમુખશ્રીએ પોતાનું વિદ્વત્તાભર્યું ભાષણ શરૂ કરતાં વડોદરા રાજ્યની વસ્તી સાથે ભણેલાં માણસોની ટકાવારીના આંકડા રજૂ કરી બધા પ્રાંતમાં વસ્તીવાળો આપણો પ્રાંત છતાં કેળવણીમાં તેમ જ ભણવાનાં અને જ્ઞાન લેવાનાં સાધનોમાં બહુ પછાત છે એમ કહી દાખલાદલીલોથી સિદ્ધ કરી બતાવ્યું હતું.

મહેસાણા પ્રાંતને બહુ ઓછું મળે છે, તેની દલીલમાં પૂજ્યશ્રી સ્વ. મો. ન. અમીન સાહેબ કહેતા કે તમારા પ્રાંતના લોકોની માગણીઓ જ આવતી નથી. આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે, બારમાં, જલસા વગેરે મોટા મોટા ખર્ચા કરી હજારો રૂપિયાની બરબાદી કરીએ છીએ પણ બસો પાંચસો રૂપિયા ખર્ચી કોઇ ગૃહસ્થ વિદ્યામંદિર બંધાવી આપવા કંઇ મદદ કરતો નથી; આ આપણી અધોગતિ છે. દરરોજ ચા પાછળ પુષ્કળ પૈસા બરબાદ કરીએ છીએ. પણ ચાનો એક કપ ઓછો કરી તેના બે કે ત્રણ પૈસા બચાવી વર્ષે દહાડે બચેલી રકમ આ સરસ્વતીમંદિરમાં આપો.

બાદ ઠરાવોનું કામ હાથ પર લેતાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ--

**પસાર થયેલા ઠરાવો**

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સાહેબનું દીર્ઘાયુ ઇચ્છતો પ્રમુખસ્થાનેથી થઇને **બીજો ઠરાવ** સ્વામી શ્રી. અખંડાનંદજી તેમ જ સાક્ષરશ્રી આનંદશંકર ધ્રુવના અવસાન બદલ શોક દર્શાવતા હતા.

**ઠરાવ ૩**—મકાનોવાળાં ગ્રામ પુસ્તકાલયોમાં જે ઠેકાણે સ્વતંત્ર વહીવટ ચાલે છે ત્યાં ગ્રંથપાલ તથા કામાઠીને આપવાનું મહેનતાણું ખાતાના હાલના ધોરણે ૧૫ ટકા સુધી જ અપાય છે. તે કામના પ્રમાણમાં ઘણું નજીવું હોવાથી ઠરેલા ટકામાં વધારો કરવા આ પરિષદ ખાતાને વિનંતિ કરે છે.

**દ. મૂ. ઉમીઆશંકર લ. દવે, વાલમ** અ. આ **ભોગીલાલ મણિલાલ પટેલ, ગોઠવા.**

**ઠરાવ ૪**—આપણા મહાલમાં નવીન ઊઘડેલાં મહિલા પુસ્તકાલયોનો વહિવટ જે તે ગામની શિક્ષિત બહેનો ચલાવે છે, પણ તેથી જોઇએ તેવો પ્રચાર થતો જણાતો નથી. તો આ કામ શિક્ષિકા બહેનોને સોંપવામાં આવે તો સારૂં કામ થઈ શકે તેમ છે. તેથી આ પરિષદ ખાતાને વિનંતિ કરે છે કે આ કામ શિક્ષિકા બહેનોથી ફરજીઆત લેવા પ્રબંધ કરે.

**દ. મૂ. હિંમતલાલ સાંકળચંદ શાહ, વિસનગર** અ. આ. **પૂંજાભાઇ વિ. પટેલ, મગરોડા.**

**ઠરાવ ૫**—મહાલમંડળ તરફથી દરસાલ લેવામાં આવતી શિઘ્રવાચનની પરીક્ષામાં ઘણી ખરી શાળાના બાળકો ભાગ લેતા નથી, જેથી તમામ શાળાઓના વર્ગ ૫-૬-૭ ના વિદ્યાર્થીઓ આ પ્રવૃત્તિમાં વધારે ભાગ લે તેવી તજવીજ જે તે શાળાના મુખ્ય શિક્ષકો કરે તેવી આ પરિષદ તેમને વિનંતિ કરે છે.

**દ. મૂ. લાલજીભાઈ ચતુરભાઇ પટેલ, દવાડા** અ. આ. **હિરાલાલ-કમાણા.**

**ઠરાવ ૬**—જે ગામે પુસ્તકાલયનું કાયમ ફંડ એક હજાર રૂપિયા છે અને લોકમદદના એક હજાર રૂપિયા મકાન બાંધવા માટે આપવા લોકો તૈયાર છે, છતાં ખાતું આ દેણગી સ્વીકારી શકતું નથી. મકાનના અભાવે શ્રીમંત સરકારનો સ્તુત્ય હેતુ સરતો નથી. તો નવીન મકાનો બાંધવા બાબત ખાતા તરફથી થયેલી સૂચના નંબર ૧૫ / સને ૪૧-૪૨ રદ કરી મકાન બાંધવા બાબતની દેણગી સ્વીકારી સ્વતંત્ર મકાનની વ્યવસ્થા કરી આપવા આ પરિષદ ખાતાને વિનંતિ કરે છે.

**ઠરાવ ૭**—ભાડાના મકાનમાં રાખવામાં આવતાં પુસ્તકાલયો માટે ભાડું તથા નોકરખર્ચ ખાતા તરફથી મંજૂર થતું નથી, જેથી પુસ્તકાલયનો બહોળો પ્રચાર થઇ શકતો નથી તેથી બજેટના પ્રમાણમાં ભાડું તથા નોકરખર્ચ મંજૂર કરવા આ પરિષદ ખાતાને વિનંતિ કરે છે.

**દ. મૂ. જેશંગભાઇ પટેલ, દેણપ** અ. આ. **ભગવાનદાસ વિ. પટેલ**

**ઠરાવ ૮ તથા ૯**—આભારદર્શનના પસાર થયા હતા.

ઠરાવોનું કામ પૂરૂં થઇ રહેતાં ગરબી ગાનાર બાળાઓને પ્રમુખશ્રી તરફથી એક એક પુસ્તક તથા પટેલ નથુભાઇના પુત્ર છનાભાઇ -રફથી પિત્તળનાં પ્યાલાંની લહાણી કરતાં તેમનો ટૂંક પરિચય વકીલ ચિમનલાલભાઇએ આપી ઉપરની વસ્તુઓ વહેંચવામાં આવી હતી.

ત્યારબાદ પ્રાસંગિક વિવેચનોમાં રા. રા. સાંકળચંદભાઇ વિસનગર એ. વી. સ્કૂલના શિક્ષક ભાઇ શાહ તથા રા. રા. લાલજીભાઇ અને રા. રા. વકીલ ગિરધરલાલે કહેતાં પોતાની જાત આ જ્ઞાનયજ્ઞમાં ભાગ લઇ શકી નથી તે બદલ દિલગીરી જાહેર કરી, ઉપસંહારનું ભાષણ મે. પ્રમુખ સાહેબે કર્યા બાદ ફૂલહાર વગેરે થઇ, રાજગીત બોલાઇ શ્રીમંત મહારાજા સા. નો જયનાદ અને ગાંધીજીના જયકાર વચ્ચે સભા વિસર્જન થતાં સૌ ભાઇઓ ભોજન લેવા વળ્યા હતા. છેલ્લે સ્કાઉટવીર ઊગરચંદના પ્રયાસથી "બહાદૂર બહારવટીઆ"નો ખેલ સારો ભજવાયો હતો.

---




**૧. સ્વ. મણિભાઇ દવે**—સંપાદકઃ નટુભાઇ રાવલ; પ્રકાશકઃ પાટણ વિદ્યાર્થી મંડળ, ડૉ. પંડયા અભ્યાસગૃહ, પાટણ; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૨+૧૬૬; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦

મહેસાણા પ્રાંત ( ઉત્તર ગુજરાત )માં આવેલું પાટણ એક ઐતિહાસિક શહેર છે. આ શહેરને આંગણે આજ સુધીમાં કેટલાક પ્રકારની પરિષદો અને સંમેલનો ભરાઈ ગયાં છે. આવા પ્રસંગોએ ગુજરાત અને ઉત્તર ગુજરાતના કેટલાય ભાઇઓએ પાટણની મુલાકાત લીધી હશે. અને એ મુલાકાતમાં ડૉ. પંડયા વિદ્યાર્થી અભ્યાસગૃહની સાથે રાતદિવસ સંકળાઈ રહેલા સ્વ. મણિભાઈ દવેનું નામ પણ સૌ કોઇએ સારી રીતે સાંભળ્યું હશે; અને સ્વ. મણિભાઇ પાટણનો એક સાચા અને મૂંગો સમાજ સેવક છે, એવી છાપ પણ પાટણથી છૂટા પડયા પછી હરકોઇ પ્રવાસીના હૃદયમાં પડી જ હશે.

ભાઈ મણિભાઇ પાટણ હાઇસ્કૂલમાં શિક્ષક અને ડૉ. પંડયા વિદ્યાર્થી અભ્યાસગૃહના સંચાલક હતા. તેઓનો પરિચય મને, પાટણમાં ભરાયલી વડોદરા રાજ્યની પાંચમી પુસ્તકાલય પરિષદ પ્રસંગે થયેલો. અને તે પ્રસંગે તેઓનામાં મેં જે સાદાઇ, નમ્રતા, બોલવા કરતાં કરી બતાવવાની ભાવના તથા અભિમાન અને મોટાઇની ત્યાગવૃત્તિ જોયેલી તે સૌને ખરેખર સમાજસેવક થવા ઇચ્છનારને અનુકરણીય અને પ્રેરણારૂપ હતાં અને છે. શિક્ષક શું ન કરી શકે ? એ સ્વ. મોતીભાઇ અમીન સાહેબ અને સ્વ. મણિભાઇ દવેનું જીવન, શિક્ષકઆલમને સુંદર બોધપાઠ આપે છે.

સ્વ. મણિભાઈ, પાટણ વિદ્યાર્થી મંડળના આદ્ય સ્થાપક હતા. આ મંડળે, તેઓનાં સંસ્મરણો જળવાઇ રહે અને તેમાંથી પાટણ તથા મહાગુજરાતની જનતાને કંઇક પ્રેરણા અને બોધ મળે એ હેતુથી, આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આ પુસ્તકમાં સ્વર્ગસ્થના જીવનપ્રસંગોને લગતા નાનામોટા ૮૦ લેખો અને કાવ્યો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે અને તે સ્વ. ના શિક્ષકો, સ્નેહીઓ તથા તેઓના પરિચયમાં આવેલી વ્યક્તિઓએ લખી મોકલ્યા છે. કેટલાંક ચિત્રો પણ મૂકવામાં આવ્યાં છે. પુસ્તક દરેકે અને સમાજસેવકોએ તો ખાસ વાંચવા જેવું અને વસાવવા જેવું છે. પુસ્તકાલય આ પુસ્તક જરૂર ખરીદે.

**૨. હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ**—સંપાદકઃ શ્રી. ઇન્દ્ર વસાવડા; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાઇટી, અમદાવાદ; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૨૯; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

**हंस, सरस्वती, विश्वामित्र, माधुरी**, વગેરે હિંદી પત્રોમાં પ્રસિદ્ધ થતી વાર્તા-

ઓમાંથી, ચુંટાયલી વાર્તાઓનો આ અનુવાદ છે. નાની મોટી કુલ ૨૦ વાર્તાઓ અપાઇ છે, એમાં ૨ વાર્તાઓ હિંદી સાહિત્યમાં પંકાઇ ગયેલા સ્વ. પ્રેમચંદજીની અને બીજી ૧૮ જુદા જુદા લેખકોની છે. સ્વ. પ્રેમચંદજીની ' ફક્ત ' વાર્તા સમાજજીવનનું એક કરુણ દશ્ય રજૂ કરે છે, ત્યારે બીજી ' આમરણ ઉપવાસ ' સ્વરાજ્યની ચળવળમાં સત્યાગ્રહ આદરનારા સત્યાગ્રહીઓનો ઢોંગ દર્શાવે છે. શ્રી. સિયારામચરણ ગુપ્તની ' ચાતક પંખી ' વાર્તા સમાજને પ્રામાણિકતાનો સુંદર બોધપાઠ આપે છે. શ્રી. પરેશની ' લોરીમાં ', શ્રીઃ અજ્ઞેયની ' ચીડિયાખાતું ', અને શ્રી. ભગવતીચરણ વર્માની ' પ્રાયશ્ચિત્ત ' એ વાર્તાઓ હાસ્યરસની દૃષ્ટિએ સુંદર છે. ટૂંકામાં બધી જ વાર્તાઓ વાંચવામાં ખૂબ રસ અને આનંદ ઉપજાવે તેવી છે. તેમ જ તે દરેક સમાજને કંઇક ને કંઇક બોધ અને પ્રેરણા પણ આપે છે. વાર્તાઓ ખરેખર વાંચવા અને વંચાવવા લાયક છે. પુસ્તકાલયો તે જરૂર ખરીદે.

૩. **સનમની શોધમાં**—લેખકઃ ' એકાર ', પ્રકાશકઃ શ્રી. હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૪૪; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦

હાસ્યરસની છોળો ઉછાળતી ૧૪ જુદી જુદી વાર્તાઓ આ પુસ્તકમાં અપાઇ છે. સુખી કોણ, અને દીવાળી કે હોળી એ વાર્તાઓ, પત્ની, પતિ પાસે કેવા સુખની કે કેવી દીવાળીની આશા રાખે છે, તથા તેમનું અત્યારનું જીવન કેવું છે તેનો ચિતાર હાસ્ય સાથે સુંદર રીતે રજૂ કરે છે. ' સ્વર્ગમાં સુધારો 'ની વાર્તા સ્વર્ગમાં સીધાવેલા મૃત્યુલોકના લોકો, અત્યારના મૃત્યુલોકનો જે સુધારો થઈ રહ્યો છે તેવો સુધારો સ્વર્ગમાં કેમ ન થઇ શકે તેની ચર્ચાઓ કરી ઠરાવો ઘડે છે. અને એ રીતે અત્યારના મૃત્યુલોકનું જીવન સુધારા કે કુધારા તરફ જઇ રહ્યું છે તેનો ખ્યાલ આપે છે. ' સંતતિનો સંતાપ ' એ વાર્તા પણ સંતતિ વાંચ્છનારાઓએ ખાસ વાંચવા જેવી છે.

છેલ્લી વાર્તા ' સનમની શોધમાં ' એ સહશિક્ષણે કેટલે અંશે સફળતા કે નિષ્ફળતા મેળવી છે તે તરફ સમાજનું ધ્યાન ખેંચે છે. પુસ્તકનું નામ આ છેલ્લી વાર્તા ઉપરથી રખાયું છે.

આ પુસ્તકમાંની બધી જ વાર્તાઓ, કંટાળેલા મગજને હસાવીને આરામ આપે તેવી છે. હાસ્યરસયુક્ત આ વાર્તાઓ હાસ્યરસ ઉપજાવવામાં ખરેખર સફળતા મેળવે તેવી છે.

' અ-દ્રષ્ટા '

૪. **સુદામાચરિત્ર**—( કવિ. પ્રેમાનંદ અને નરસિંહકૃત ) સંપાદકઃ શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૧૨૦; સાદુ પૂઠું, મૂલ્ય ૧-૧૦-૦, ૧૯૪૨

ગુજરાતી પ્રાચીન કાવ્ય સાહિત્યના અભ્યાસીઓ માટે, પ્રાચીન કાવ્યમાળા એ સંશોધનાત્મક અને તુલનાત્મક અભ્યાસ કરનારાઓ માટે અતિ મનનીય ગ્રંથો હતા, પરંતુ આજે તો તે લગભગ અપ્રાપ્ય જેવા છે. વળી પ્રેમાનંદનાં નાટકોના કર્તૃત્વનો ઝઘડો પણ આપણે ત્યાં ખૂબ ચાલી ગયો. આમ છતાં પ્રેમાનંદની અન્ય કાવ્યકૃતિઓ તો આજે પણ

આપણાં ગામડાંમાં અગાઉના જેટલો જ લોકાદર પામે છે. આ વાત બાજુએ રાખીએ તો પણ, આપણી વિદ્યાપીઠોમાં હવે જ્યારે પ્રાચીન કવિઓની કૃતિઓનો અભ્યાસ કરાવવામાં આવે છે ત્યારે આવી સંશોધનયુક્ત અને તુલનાત્મક સંશોધિત આવૃત્તિઓ અતિ મૂલ્યવાન થઇ પડે છે.

મૂળે આ દિશામાં શોધખોળ કરનારા આપણે ત્યાં ગણ્યા ગાંઠયા જ છે. તેમાં ગૂજરાત વિદ્યાપીઠે આ દિશામાં કરેલા પ્રયત્નો શાળાશિક્ષણ માટે ખાસ ઉપયોગી નીવડયા છે.

અગાઉ " પ્રેમાનંદનું મામેરું " પ્રસિદ્ધ કર્યા પછી, સંપાદકે જણાવ્યા મુજબ આ પ્રેમાનંદકૃત સુદામાચરિત ટીકા ટિપ્પણ અને અન્ય જૂની હસ્તપ્રતોના આધારો આપી આ વિષયના અભ્યાસીઓને સારી સરળતા કરી આપી છે. શરૂભાગનાં પૃષ્ઠોમાં સંપાદકે આપેલો પ્રસ્તાવનાનો પ્રવેશક લેખ, આ કાવ્યકૃતિનો અભ્યાસ કરવા ઇચ્છનારે ખાસ વાંચી જવા જેવો છે.

મૂળ પાઠ આપ્યા પછી, પુસ્તકના છેવટના ભાગમાં ટિપ્પણો આપવામાં આવ્યાં છે. તેથી વિદ્યાર્થીને આ કાવ્ય સમજવામાં વધુ સુગમતા થાય છે.

પ્રેમાનંદકૃત સુદામા ચરિત આપ્યા પછી, નરસિંહ મહેતાકૃત સુદામા ચરિત પણ આપ્યું છે. આ બન્ને કૃતિઓ વચ્ચે કયા પ્રકારના ભેદો છે, તે ઉપર્યુક્ત પ્રસ્તાવનામાં સંપાદકે સરસ રીતે સમજાવ્યું છે. એકંદરે પ્રેમાનંદની આ કૃતિઓનો અભ્યાસ કરવા ઇચ્છનારને અતિ ઉપયોગી નીવડે તેવું છે.

**૫. બે ખુદાઇ ખીદમતગાર**—(સચિત્ર બીજી આવૃત્તિ) લેખકઃ શ્રી. મહાદેવ હરિભાઇ દેસાઇ; પ્રકાશક–કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૧૬, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦.

ભારતવર્ષમાં રાષ્ટ્રીય જાગૃતિનો જુવાળ આવ્યો ત્યારે, દેશની જનતા જેને હાઉરૂપ લેખતી તેવા સરહદ પ્રાંતને તેના સાચા સ્વરૂપમાં ઓળખ્યો. અને ત્યારે, એ પ્રાંતમાં લોકજાગૃતિનાં પૂર રેલાવનાર બે મહાપુરુષોનો જનતાને પરિચય મળ્યો. એ બે મહાનુભાવો તે સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન અને ડૉ. ખાનસાહેબ. એ બન્ને ભાઇઓનો જીવન-પરિચય શ્રી. મહાદેવભાઇ સરખા સિદ્ધહસ્ત લેખકે આપ્યો છે. આ વિભૂતિમાન લોકનાયકોનાં જીવન જાણવા માગનારને તેમનો ઠીક ઠીક પરિચય આ પુસ્તકમાંથી મળશે.

**૬. વડોદરા રાજ્ય પ્રજામંડળ રજત મહોત્સવ સ્મારકગ્રંથ**—પ્રકાશકઃ પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી, મહામંત્રી–વડોદરા રાજ્ય પ્રજામંડળ, વડોદરા. ડેમી કદનાં પૃષ્ઠ ૮+૧૬૦+ ૨, સાદું પૂઠું. મૂલ્ય ૦–૧૩–૦.

વડોદરા રાજ્યની પ્રજાસેવા અર્થે સ્થપાયેલા વડોદરા રાજ્ય પ્રજામંડળને સ્થપાયે પચીસ વર્ષ પૂરાં થતાં રાજ્યભરમાં તેનો રજત મહોત્સવ ઉજવવાનું જાહેર થયું અને તે ટાંકણે એક સ્મારક ગ્રંથ પ્રકટ કરવાનું પણ જાહેર થયું હતું. એજ આ સ્મારક ગ્રંથ.

આ સ્મારક ગ્રંથમાં પ્રજામંડળની સ્થાપનાથી માંડીને આજદિન સુધીમાં તેણે પ્રજાની જુદાં જુદાં ક્ષેત્રોમાં બજાવેલી સેવાનું વિહંગાવલોકન કરાવતા પ્રવૃત્તિવાર લેખો આપવામાં આવ્યા છે. આ છૂટા છૂટા લેખોમાં જે તે લેખના લેખકોએ જે તે પ્રવૃત્તિઓનું જે વિહંગાવલોકન કરાવ્યું છે તે પરથી પ્રજામંડળે બજાવેલી પ્રજાસેવાની પારાશીશીનું માપ તો મળી જ આવે છે.

પ્રજામંડળે આ બધી પ્રવૃત્તિઓ કેવા સમય-સંજોગો વચ્ચે રહીને ચલાવી છે તેનો ખ્યાલ આ લેખોથી મળી રહે છે.

આ સિવાય આ સ્મારકગ્રંથમાં જુદા જુદા તબક્કે કાર્યપ્રવૃત્ત આગેવાનોની તસ્વીરો પણ આપવામાં આવી છે. માત્ર ૦-૧૨-૦ ની કિંમતે અપાતો આ ગ્રંથ તદ્દન સસ્તો જ લેખાય. પ્રકાશક સંસ્થાએ પુસ્તકાલયોને માત્ર ટપાલખર્ચ લઇ ભેટ આપવાની જે યોજના કરી છે તેને અમે આવકારીએ છીએ. રાજ્યનાં તમામ પુસ્તકાલયો રાજ્ય પ્રજામંડળના કાર્યદર્શનની આરસી સરખું આ પુસ્તક અવશ્ય મંગાવી લે-પુસ્તકાલયો જરૂર એ યોજનાનો લાભ લે.

૭. **શ્રી દત્તલીલાસાર**—( પ્રથમ ખંડ ) લેખકો: જયંતીલાલ શંકરલાલ આચાર્ય અને શ્રી. જગજીવનદાસ અમથાભાઈ ગાંધી; પ્રકાશક: અમૃતલાલ નાથાભાઇ મોદી, મોદી સાંથ, નડીઆદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૬+૧૮૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂ. એક.

જાણીતા બ્રહ્મનિષ્ઠાપરાયણ સાધુ મહાત્મા શ્રી રંગ અવધૂતે ગુરુલીલામૃત નામનો એક બૃહદ્ ગ્રંથ લખ્યો છે. તે કાવ્યમય હોઇને સર્વસામાન્ય જનતાને સમજવો તદ્દન સુલભ ન જણાતાં તેને આમજનતા પણ સમજી શકે તેવા રૂપમાં લેખકોએ તૈયાર કર્યો છે. પુસ્તકમાં હિંદુ ધર્મની આખ્યાયિકાઓરૂપ ૨૦ આખ્યાનો સરળ ભાષામાં આપેલાં હોઇને છેવટે ભજનોનું પરિશિષ્ટ આપ્યું છે.

શ્રીરંગ અવધૂત મહારાજની કૃતિઓ પરત્વે માન-મમતા ધરાવનાર તેમ જ આવાં બોધપૂર્ણ પૌરાણિક આખ્યાનો વાંચવા માગનારને એ અવશ્ય ગમી જશે.

૮. **પાસિફિક**—લેખક: શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ; પ્રકાશક: ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૩૫, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૧૨-૦

આજે જ્યારે યુરોપીય યુદ્ધ વિશ્વયુદ્ધના રૂપમાં પરિણમ્યું છે અને ગયા ડિસેમ્બરમાં જાપાને આક્રમણાત્મક પ્રવૃત્તિ શરૂ કરી ત્યારથી પાસિફિક મહાસાગરનો પ્રશ્ન જનતા વધુ વિચારતી થઇ છે. પૂર્વીય દેશો અંગે પાસિફિકનું શું મહત્ત્વ છે અને જાપાને ત્યાં પગદંડો જમાવવા માટે કેવા કેવા પ્રયત્નો કરેલા તે તેમ જ યુરોપીય રાજ્યસત્તાઓનાં એ પ્રદેશ માટેનાં સંઘર્ષણો ઇત્યાદિને લગતી અભ્યાસપૂર્ણ માહિતી લેખકે આ પુસ્તકમાં આપી છે. વખતોવખત બ્રિટિશ, અમેરિકન તેમ જ જાપાનીસ રાજદ્વારીઓએ આ પ્રદેશનું કેવું મૂલ્યાંકન કરેલું તે પણ તેમના જ જે તે વખતના શબ્દો ટાંકી લેખકે રજૂ કર્યું છે.

યુદ્ધવિષયમાં-ખાસ કરીને પાસિફિકના યુદ્ધમાં-રસ ધરાવનારાઓને આ પુસ્તક યુદ્ધની ચાલ સમજવામાં ઠીક ઉપયોગી થાય તેવું છે.

૯. **ગીતાંજલિ અને બીજાં કાવ્યો**—અનુવાદક: શ્રી. નગીનદાસ પારેખ, પ્રકાશક અને કદ ઉપર મુજબ. પૃષ્ઠ ૨૦+૧૫૦, સાદુ પૂઠું, મૂલ્ય સવા રૂપિયો.

કવિવર ટાગોરની પ્રાસાદિક વાણી ગીતાંજલિનાં આ અગાઉ આપણે ત્યાં ગદ્યમાં અને કંઇક પદ્યાત્મક અનુવાદો પ્રકટ થયા છે.

આ પુસ્તકથી એક વધુ ઉમેરો થાય છે. એમાં અનુવાદકે કવિવરે અંગ્રેજી તેમ જ બંગાળી ગીતાંજલિમાંનાં વીણેલાં ગીતો આપ્યાં હોઇને "બીજાં કાવ્યો "ના વિભાગમાં કવિવરનાં જુદી જુદી શૈલીનાં જાણીતાં અને મહત્ત્વનાં સાત કાવ્યોનો અનુવાદ આપ્યો છે.

અનુવાદને પદ્યમય બનાવવા જતાં અને તેને લોકભોગ્ય બનાવવા જતાં જોઇએ તેવી સફળતા અનુવાદકને મળી હોય તેમ અમને લાગતું નથી. એમાં કેટલેક સ્થળે કૃત્રિમતા નજરે પડે છે. આથી કવિવરનાં કાવ્યોની પ્રાસાદિકતા એમાંથી અદશ્ય થતી ભાસે છે. એટલે આમજનતાનો એ કેટલો આદર પામશે તે તો લોકમાગણી પરથી જ જાણી શકાય.

**૧૦. દક્ષિણાયન**—લેખક અને પ્રકાશકઃ શ્રી. ત્રિભુવનદાસ પુ. લુહાર ( સુન્દરમ્ ); સ્વસ્તિક સોસાઇટિ, નવરંગપુરા, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૬૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૧૩–૦

૧૯૩૫ માં કવિ સુન્દરમે દક્ષિણહિંદનો પ્રવાસ કરેલો અને તે યાત્રા દરમિયાન તેમણે ત્યાંનું જે પ્રકૃતિસૌંદર્ય, સ્થાપત્ય કલા તેમ જ ત્યાંની લોકચર્યા વગેરે જોયાં તેનું સુંદર મનોરમ કવિત્વયુક્ત ગદ્યમાં વર્ણન આપ્યું છે.

આપણે ત્યાં મૂળે પ્રવાસવર્ણનો લખવાના પ્રયત્નો માત્ર ગણ્યા ગાંઠયા જ થાય છે. તેમાં પણ આવી નિરીક્ષક દષ્ટિએ પ્રસિદ્ધ થયેલાં પ્રવાસવર્ણનો તો ઘણાં જ થોડાં છે. લેખકે એમની પ્રસ્તાવનામાં આવાં પ્રવાસવર્ણનો લખનારાઓને યાદ કર્યા છે. તેમાં પણ આંગળીને વેઢે ગણાય તેટલાં જ આવાં રસયુક્ત શૈલિએ લખાયેલાં છે. લખનશૈલિ એકધારી હોઇને વાંચવામાં સળંગ રસ જળવાઇ રહે છે. દક્ષિણ હિંદનાં જોવા જેવાં સ્થળોની મનોરમ માહિતી આ પુસ્તકમાંથી મળે તેમ છે. દરેક પુસ્તકાલયે પોતાને ત્યાં આ પુસ્તક જરૂર વસાવવા જેવું છે.

**૧૧. જેલ ઑફિસની બારી**—( બીજી આવૃત્તિ) લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦+૧૭૪, પાકું છીંટનું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

શ્રી. મેઘાણીની કવિત્વભરી કલમે આ પુસ્તકમાં જેલ ઑફિસની મુલાકાતબારીને બોલતી કરી છે. એ મુલાકાત બારી આગળ કેદીઓનાં આપ્ત સંબંધીઓની મુલાકાતો કેમ જાણે એ જેલબારીએ સજીવ બની ટપકાવી લઇ અહીં રસનીતરતી રીતે વહાવી છે.

જેલજીવનને લગતાં પુસ્તકો–ત્યાંની યાતનાઓ અને પીડાઓનાં વર્ણનાત્મક શૈલીએ લખાયેલાં પુસ્તકો–આપણે ત્યાં છે. પરંતુ એ બધા કરતાં આ પુસ્તક જુદી જ ભાત પાડવું છે.

ગઇ સત્યાગ્રહની લડત વખતે લેખકને મળેલા કારાવાસ દરમિયાનના કારકુની કામ વેળાએ એમણે કેદીઓનું માનસ વાંચ્યું અને એ વાચનના પરિણામે એમણે આ પુસ્તકમાં કેદીનાં સંવેદનો સચોટ રીતે રજૂ કર્યાં છે. હરકોઇ વાચક એ વાંચીને કરુણાર્દ્ર બનશે અને એની સુપ્ત લાગણીઓને એ કેદીઓ પ્રત્યે સમભાવ વ્યક્ત કરવા પ્રેરશે. પુસ્તકને સાચે જ સંવેદનસંહિતા કહીએ તો ખોટું નથી.

**૧૨. સોરઠી સંતો** ભા. ૧ લો ( આવૃત્તિ ચોથી )—લેખક, પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૨+૧૨૪, પાકું પૂઠું, મૂલ્ય એક રૂપિયો.

ગુજરાતી સાહિત્યમાં લોકજીવનના ઊંડાણમાં ઊતરી, એના નીચામાં નીચા થર સુધી પહોંચી જઇ શ્રી. મેઘાણીએ જેટલું લોકસાહિત્ય બહાર લાવી આપણને આપ્યું છે તેટલું ભાગ્યે જ બીજા કોઇ લોકસાહિત્યના સંશોધક તરફથી આપણને મળ્યું હશે. એના પુરાવા-

૩૫ સૌરાષ્ટ્રની રસધારના પાંચ ભાગો, સોરઠી બહારવટિયા, રઢિયાળી રાત અને લોકસાહિત્ય વગેરે મૂકી શકાય. એ પૈકીનું જ આ પુસ્તક " સોરઠી સંતો " નો પહેલો ભાગ છે.

આ પુસ્તકમાં સંપાદકે સોરઠમાં–ગિરના ખોળે–થઇ ગયેલા અસાંપ્રદાયિક અને નીચલા થરના સંતોનાં જીનાલેખનો રજૂ કર્યાં છે. આવા સંતોની આસપાસ પથરાયેલા ચમત્કારો અને પરચાઓ સંબંધે પુસ્તકના શરૂભાગમાં ઠીક વિવેચન આપ્યું છે; છતાં તેઓ આ સંતોનાં ચરિત્રાલેખનમાં આવતા એવા પરચાઓને–લોકમુખે મળી આવતા એ ઐતિહાસિક પરચાઓને–જતા નથી કરી શકયા અને આવા સંશોધનાત્મક ચરિત્રોમાં એ અપાય તે ઇચ્છવાજોગ છે. એનો કેટલો સ્વીકાર કરવો તે વાચકની તુલના પરજ છોડી દેવાવું જોઇએ.

પુસ્તકમાં આપેલાં બધાં ચરિત્રોમાં સંપાદકની કલમની પ્રતિભા ખાસ તરી આવે છે.

શ્રી. મેઘાણીએ સૌરાષ્ટ્રના લોકસાહિત્ય પર પથરાઈ ગયેલા થરો ઠીકઠીક ઉપાડી ઉકેલ્યા છે; પરંતુ સૌરાષ્ટ્ર સિવાય ગુજરાતના અન્ય પ્રાંતોમાંથી પણ આવું પુષ્કળ લોકસાહિત્ય મળી આવે તેમ છે. આ પ્રદેશના આવા સંશોધનપ્રિય કોઇ સંપાદક એ પ્રવૃત્તિ ઉપાડે એ ખાસ ઇચ્છવાજોગ છે. તેમાં પણ ઉત્તર અને દક્ષિણ ગુજરાતમાંથી તો આવું ઘણું મળી આવે તેમ છે. કોઇ કોઇ લોકસાહિત્યકારો આવા પ્રયત્નો કરતા હોવાની જાહેરાતો કદી કદી વર્તમાનપત્રોમાં વાંચવા મળે છે, પરંતુ તે દિશામાં થયેલા પ્રયત્નો હજી ભાગ્યે જ બહાર આવ્યા જણાયા છે. ગુજરાતના અન્ય જીલ્લાઓમાંથી પણ કો' મેઘાણીના સંશોધનપ્રયત્નોની અનિવાર્ય જરૂર છે.

**૧૩. સૌરાષ્ટ્રની રસધાર**—ભા. ૫ મો (આવૃત્તિ ત્રીજી) સંપાદક અને પ્રકાશક તથા કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮+૨૨૪, પાકું પૂઠું, મૂલ્ય રૂા. બે.

સૌરાષ્ટ્રની રસધારના આગલા ચાર ભાગોની જેમ આ પાંચમા ભાગમાં પણ ૧૪ સોરઠી લોકકથાઓ સંગ્રહવામાં આવી છે. આ અગાઉ બે આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ ગઇ હોઇને આ ત્રીજી આવૃત્તિ છે. લોકસાહિત્યના રસિયાઓને એ જરૂર વાંચવી ગમે તેવી છે. જે પુસ્તકાલયોમાં એ ન હોય તેઓ વસાવી લે.

મણિલાલ પ્ર. વ્યાસ

**૧૪. ખાટી–મીઠી બાળવાતો**—*લેખકઃ મનુભાઇ જોધાણી, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન* કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. બીજી આવૃત્તિ. પૃ. ૧૨૦, પૂઠું કાગળનું કિં. ૦–૧૨–૦.

સુધારા વધારા સાથેની આ બીજી આવૃત્તિ ખરેખર આવકારદાયક છે. એમાં કુલ ૨૭ વાર્તા–પ્રસંગો લીધા છે. કેટલાંક રમુજી વાર્તા–જીવનો પણ અપાયાં છે. નામ પ્રમાણે ગુણ ધરાવતી આ આવૃત્તિ બાળવાચકોને જરૂર રુચશે.

**૧૫. પ્રાણીવર્ણન** આવૃત્તિ ત્રીજી—લેખક ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ, પ્રકાશક ઉપર પ્રમાણે. પૃ. ૪૮, પૂઠું ગ્લેઝ કાગળનું, કિં. ૦–૫–૦

**૧૬. ધરતીકંપ**—લેખકઃ સ્વ. પ્રિયવદન બક્ષી. પૃ. ૩૬, પૂઠું ગ્લેઝ કાગળનું, કિં. ૦–૪–૦.

ઉપરનાં બંને પુસ્તકોના પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ છે. 'પ્રાણીવર્ણન'

[ અનુસંધાન પૃ. ૨૩૪ને છેડે ]



## ૧ નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૧ **સુદામા ચરિત**—કવિ પ્રેમાનંદ અને નરસિંહ કૃત; મૂલ્ય રૂ. ૦–૧૦–૦

૨ **બે ખુદાઈ ખીદમતગાર**—લેખકઃ શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઇ, મૂલ્ય ૦–૧–

૩ **નિર્ભયતા** ( હિંદી )—કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; મૂલ્ય ૦–૨–૦

## ૨ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૪ **સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૫ મો**—(ત્રીજી આવૃત્તિ), સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂા. ૨–૦–૦

૫ **સોરઠી સંતો**—સંપાદક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. એક.

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૬ **સ્વ. મણિભાઇ દવે**—સંપાદકઃ નટુભાઇ રાવળ, પ્રકાશકઃ પાટણ વિદ્યાર્થીમંડળ, ડૉ. પંડયા અભ્યાસગૃહ, પાટણ. મૂલ્ય રૂા. ૧–૪–૦

૭ **વ. રા. પ્રજામંડળ રજતમહોત્સવ સ્મારક ગ્રંથ**—પ્રકાશક પ્રાણલાલ ઠાકોરલાલ મુન્શી, મહામંત્રી, વડોદરા રાજ્ય પ્રજામંડળ, વડોદરા. મૂલ્ય ૦–૧૨–૦ ( પુસ્તકાલયોને પોસ્ટેજના ૦–૪–૦ મોકલવાથી વિનામૂલ્યે. )

૮ **બોધકપત્ર**—પ્રકાશકઃ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી, જી. સુરત. મૂલ્ય ૦–૪–૦

૯ **કવાયત**—પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૮–૦

---

[ અનુસંધાન પૃ. ૨૩૩ નું ]

ગૂર્જર બાલગ્રંથાવલિનું પુ. ૧૩ મું છે. એમાં ગાય, કૂતરો, ભેંસ, ગધેડો, ઘોડો, હાથી વગેરે પ્રાણીઓની સચિત્ર માહિતી પીરસેલી હોઇ બાળકોને ગમે એવું છે.

ધરતીકંપ બા. ગ્રં. ની પ્રથમ શ્રેણીનું ૧૫ મું પુસ્તક હોઇ એમાં ધરતીકંપ સંબંધી સુંદર વિવેચન કરવામાં આવ્યું છે.

બંને પુસ્તકોની ત્રીજી આવૃત્તિ થાય છે એ એની બાલપ્રિયતાનો પુરાવો છે.

' દક્ષ '

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

**સ્વ. સાક્ષર શ્રી. આનંદશંકરભાઇના અવસાન બાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના પ્રમુખ** તરીકે, સ્વ. આનંદશંકરભાઇના જ ,પડખે રહીને એ સંસ્થાનું સંચાલન સંભાળતા અને સરકારે રત્નાગિરિના વતની માનેલા છતાં અમદાવાદને જ વતન કરી રહેલા મુંબઇ ધારાસભાના માજી સ્પીકર ઑન. ગણેશ વાસુદેવ માવલંકરની વરણી થશે, કહે છે. એમ થાય તો પસંદગી સોએ સો ટકા યોગ્ય સ્થળે ઊતરી છે એમ જરૂર કહી શકાય. વિદ્યાવ્યાસંગમાં પ્રાંતપ્રાંતના ભેદોને હરગીજ સ્થાન ન હોઈ શકે.

*

**ગુજરાત સાહિત્ય સભામાં** સ્વ. શ્રી. આનંદશંકરભાઇની ખાલી પડેલી જગાએ શ્રી. રામનારાયણ પાઠક, લેડી વિદ્યાબહેન નીલકંઠ તેમજ ડૉ. હરિપ્રસાદ વગેરેનાં નામો સૂચવાયાં છે. એ સ્થાન માટે, લેડી વિદ્યાબહેનની વરણી વધુ ઇષ્ટ થઇ પડશે. કેમકે સાહિત્ય સભાના સંચાલનમાં, લેડી વિદ્યાબહેનનો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના સંચાલનનો તેમનો બહોળો અનુભવ અત્યંત ઉપયોગી થઇ પડશે.

*

**સાહિત્યક ઉદાસીનતા** – મુંબઇથી પ્રકટ થતા "ગુજરાતી" પત્રે ચૌદ વિષયોમાં વહેંચાયેલી એવી દરેકનાં દસદસ ગુજરાતી પુસ્તકોની યાદીની જાહેર જનતા પાસે માગણી કરી હતી. ( એ યાદીની એક પ્રત અમે પણ માગી હતી). એ માગણી પ્રત્યે ગુજરાતી વાચકજનતાએ ઉદાસીનતા દાખવી છે. માત્ર એક કોલેજિયને જ એક યાદી એ પત્રના તંત્રી પર મોકલી હતી.

*

**જાણીતા ગુજરાતી નવલકથાકાર** સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇ તા. ૧૨ મીએ ૫૦ વર્ષ પૂરાં કરતા હોઇ તા. ૧૬ મીના રોજ તેમના એકાવનમા વર્ષપ્રવેશ અંગે તેમના મિત્રો તરફથી એક સ્મારક ગ્રંથ તેમને અર્પણ કરવામાં આવનાર હતો. એ મિત્રોનો એક ભોજન સમારંભ પણ યોજાયો હતો.

*

**વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળનાં પ્રમુખ અને "ગુણસુન્દરી" માસિકનાં તંત્રી** શ્રી. જયવતી દેસાઇ વડોદરા છોડતાં હોવાથી તેમના માનમાં વડોદરાની સ્ત્રીસંસ્થાઓએ સન્માન સમારંભો ગોઠવ્યા હતા.

*

**અણામા ( જી. સૂરત )** ખાતે અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી ગુજરાતની સ્ત્રીઓ માટેનો તાલીમવર્ગ શરૂ થઇ ગયો છે.

*

**મુંબઇ રેડીઓ મથકેથી** સોમવાર તા. ૧૧ મીએ સાંજે ૭ વાગે "આઝમગઢ" એ વિષયે ડૉ. જહાંગીર સુખડીઆ, મંગળવાર તા. ૧૨ મી એ રાત્રે ૧૦–૧૫ વાગે "શ્રી. બેરામજી મલબારી" એ અંગે શ્રી. ભાનુશંકર વ્યાસ લિખિત કાર્યક્રમ તેમજ ગુરૂવાર તા. ૧૪ મીએ સાંજે ૭ વાગે શ્રી. એચ. એમ. ત્રિવેદી "ચીન" અંગેના કાર્યક્રમો રજૂ કરનાર હતા.

*

**શ્રી. કનૈયાલાલ મુનશી**ની નવલકથા "પાટણની પ્રભુતા"નું હિંદી ભાષાંતર "પાટનકા પ્રભુત્વ" એ નામે બે ભાગમાં હિંદી ગ્રંથ રત્નાકર કાર્યાલયે પ્રસિદ્ધ કર્યું છે. બેઉ ભાગોનું મળીને મૂલ્ય રૂા. ૧૧ રાખ્યું છે.

# પુસ્તકાલયોની તપાસણી

વડોદરા–નવસારી પ્રાંતોના પગારદાર પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલે માહે એપ્રિલ માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; અને પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

**મહુવા તાલુકાનાં:**—(૧) ધડોઇ (૨) ખરવાણ (૩) બીલખડી (૪) અનાવલ (૫) કોશ (૬) ઉમરા (૭) વહેવલ (૮) મહુવરિયા (૯) સાંબા (૧૦) હળદવા; **વ્યારા તાલુકાનાં** (૧૧) ડોલવાણ (૧૨) કપુરા (૧૩) ખેડચીત (૧૪) ગડત (૧૫) ખુટાડિયા (૧૬) ઘાટ (૧૭) કાંજણ (૧૮) રૂપવાડા.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

ના. નં. ચોકસી

---

## પાટણ પાસે મળી આવેલા પ્રાચીન અવશેષો

પાટણથી સાત માઇલ પશ્ચિમે વડલી ગામે ખોદકામ કરતાં પ્રાચીન જૈન કોતરકામનાં અવશેષો મળી આવ્યાં છે. હિંદના ઇતિહાસમાં મોગલ સમયની શરૂઆતમાં વડલી એક અગત્યનું જૈન કેન્દ્ર હતું. અહીં વિક્રમ સંવત ૧૬૨૨ માં પ્રસિદ્ધ જૈનાચાર્ય વિજયદાનસૂરિએ દેહ છોડયો હતો, તે હિરવિજયસૂરિના ગુરુ થતા હતા કે જેમને મહાન મોગલ શહેનશાહ અકબરે શાસ્ત્રાર્થ માટે આગ્રા ખાતે પોતાના દરબારમાં આમંત્રણ આપ્યું હતું, અને જેમની સૂચનાથી પર્યુષણ પર્વ દરમ્યાન સમ્રાટે પોતાના વિશાળ સામ્રાજ્યમાં પશુહત્યાની મનાઇ ફરમાવી હતી. આ અવશેષો અસલમાં પાછળના મધ્યયુગના છે, થોડાક કાળા આરસના, થોડાક પીળા કે સાધારણ રેતીના પત્થરોના છે અને મોટા ભાગના સફેદ આરસપહાણના છે.

આમાંના ચોત્રીસ ઉપર કોતરકામ થયેલું છે, સૌથી પહેલું વિક્રમ સંવત ૧૪૨૧ (એટલે કે ઇસ્વીસન ૧૩૬૪ આ વર્ષ)માં થયેલું છે. લખાણ જૈન ઢબમાં નાગરી લિપિમાં છે. કારીગરી ઉત્તમ છે. શ્વેતામ્બર મતના તીર્થંકરોની મૂર્તિઓ તેમની સંજ્ઞાઓ અને નામ સાથે કોતરાયલી છે, અને તે માટેના પવિત્ર દાતાઓનાં નામ પણ અપાયાં છે. વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાના પ્રકાશનમાં તેમનું વિગતવાર વર્ણન કરવામાં આવશે, કહે છે. સુંદર ઘુમટમાં પાર્શ્વનાથની મૂર્તિ છે, જેના પરનું લખાણ વિક્રમ સંવત ૧૪૬૬ માં લખાયલું છે. આ અવશેષો જ્યાંથી મળી આવ્યાં છે તે જગાની તપાસ કરવામાં આવી છે અને તે જગ્યાએ વધુ ખોદકામ ટૂંક વખતમાં હાથ પર લેવામાં આવશે.



**કિશોર : જાન્યુ.-ફેબ્રુ. '૪૨**

**નકલી ગઢ :** કવિવર ટાગોરની એક ઉત્તમ કૃતિ આ લેખમાં રજૂ કરી છે. એમાં રાજપૂત યુગના એ *ચિતોડના રાણાઓની પ્રતિજ્ઞાના* પુરાવારૂપ બુંદીના કિલ્લાની કહાણી છે. બનાવટી કિલ્લા માટે પણ પ્રાણાર્પણ કરનાર રાજપૂત વીરની કથા વાંચો.

**પ્રામાણિક બાળક :** દીવાસળી વેચનાર એક અમેરિકન બાળકની પ્રમાણિકતાનું આદર્શ દૃષ્ટાંત અહીં આપ્યું છે. દીવાસળી વેચનાર એક છોકરા પાસેથી દીવાસળી ખરીદનાર પાસે છૂટા પૈસા નહિ હોતાં આખો ડૉલર તે આપે છે. બાકીના પૈસા પરત આપવા છોકરો ડૉલર વટાવવા જાય છે, તેને જીવલેણ અકસ્માત નડે છે; છતાં બીજે દિવસે તેનો ભાઈ એ બાકીના પૈસા એ ખરીદનારને પહોંચાડે છે. કેવી પ્રમાણિકતા !

**ભારતભૂષણ માલવીયાજી :** ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયજી એ ભારતની એક અણમોલી વિભૂતિ છે. અને બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય એ એમનો ચિરસ્થાયી કીર્તિસ્થંભ છે. આજે એંશી વર્ષની વયે પહોંચવા છતાં પણ તેઓ જુવાનને શરમાવે એવી રીતે હજી દેશહિતનાં કાર્યોમાં રસ લઈ રહ્યા છે.

બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયની રજતજયંતી

વેળાએ તેમના જીવનના મુખ્ય મુખ્ય પ્રસંગોને વણી લેતો. એક ગ્રંથ ' तीस दिन मालवीयजी के साथ 'એ નામે હિંદી સાહિત્યના સુપ્રસિદ્ધ લેખક શ્રી. રામનરેશ ત્રિપાઠીની કલમથી લખાઇને બહાર પડ્યો છે. એમાંથી પ્રેરણારૂપ નીવડે એવા કેટલાક પ્રસંગો તથા તેમણે પોતાના જીવનમાં શું શું કરી બતાવ્યું છે તે દાખવતા બનાવો અહીં રજૂ કરાયા છે.

**વક્તા કેમ થવાય ?** આ લેખમાં લેખકે જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં–જેમ કે વકીલાતના ધંધામાં, શિક્ષણ વિષયમાં–શાળા–કૉલેજોમાં, પોતાનાં મંતવ્યોના સમર્થનમાં, ધર્મપ્રચારમાં અને વેપારમાં કેમ ખીલવી શકાય તે તેમ જ સામાન્ય વર્ગને તેની ઉપયોગિતાને લગતી માહિતી આ લેખમાં આપી છે.

**ગુણસુન્દરી : મે : ૧૯૪૨**

**જ્યારે દુનિયા રસાતળ જતી હતી :** એક સામાજિક વાર્તા છે. એક વિધવાના નવજાત બાળક અંગે જ્ઞાતિપંચો ન્યાય તોળે છે અને એને એના બાળક સહિત ગામબહાર કઢાવે છે ત્યારે જંપે છે.

**યુવાન અને યુવતીઓ એકબીજાને સમજે તો ?** આ લેખમાં લેખકે આજનાં પતંગિયાં માફક એકબીજા તરફ આકર્ષાતાં યુવકો અને યુવતીઓને એકબીજાની સારી બાજુ જોવાની અને બન્ને બાજુ તપાસવાની ચેતવણી આપી સારું તે ગ્રહણ કરવાની સલાહ આપી છે.

**અમેરિકાનું અદ્ભુત બાળક જીરાદ ડેરો :** નવ વર્ષની નાની વયમાં અમેરિકાના આ બાળકે કેટલું જ્ઞાન સંપાદન કર્યું છે તે જાણવા માટે આ લેખ ઠીક ઉપયોગી થઇ પડે તેવો છે.

**નવરચના અને ઊર્મિ : એપ્રિલ : '૪૨**

**રાજપૂતકાળનો સાક્ષાત્કાર :** જાણીતા હિંદી લેખક શ્રી. હરિકૃષ્ણ પ્રેમીએ હિંદીમાં " રક્ષાબંધન " નામનું હિંદુ-મુસ્લીમ એક્તા પ્રેરતું નાટક લખ્યું છે. એ પુસ્તકની પ્રસ્તાવના કાકા સાહેબે લખી છે તે આજના વખતે હિંદુ–મુસ્લીમ એકતાના પ્રયત્નોમાં સારો સાથ આપે તેવી પ્રેરક છે.

**હિંદની અંગ્રેજ વેપારશાહી :** અઢારમી સદીમાં હિંદના ગવર્નર જનરલો પર પોતાના હક્કો ભોગવવા ઇચ્છતી કાર્યવાહક સમિતિઓની નિમણૂંક અને દોર મુકાયો અને તે પછી હિંદમાં અંગ્રેજી રાજ્યની સ્થાપનાને જે તક મળી તે આ લેખમાં ઐતિહાસિક પ્રમાણો આપી રજૂ કર્યું છે.

**શેઠ જમશેદજી જીજીભાઇ :** પોતાની કુશાગ્ર બુદ્ધિથી જિંદગીની પહેલી પચીસીમાં જ જેણે સાહસિક વેપારી અને સખાવતી ગૃહસ્થ તરીકે નામના મેળવી તે મહાન ઉદ્યોગવીરની જીવનઝરમર આ લેખમાં અપાઇ છે.

**ઘરશાળા : એપ્રિલ : '૪૨**

**કુપોષણ : શાળાની જવાબદારી :** ખીલતાં શરીરો માટે દિવસના વચગાળે થોડો-એક પોષક એવો અલ્પાહાર કે પથ્ય પીણું, અલબત્ત, જરૂરિયાત કહેવાય. આ પોષણના સ્થાને શાળાની જ છત્રછાયા હેઠળ અનારોગ્યવર્ધક કુપોષણ ચાલી રહ્યું હોય છે ! હલકા પ્રકારના ખાદ્ય પદાર્થો, અનારોગ્ય રીતે બનાવેલા હોય તે શરીરને પોષણ આપવાને બદલે શક્તિક્ષય

કરનારા હોઇને રોગોનો ફેલાવો કરે છે. આ સ્થિતિ સામે શાળા આંખમીંચામણાં ન જ કરી શકે. વખતબેવખત જે તે ખાવાની આદત આપણી ખાવાપીવાની કઢંગી ટેવોને લીધે ઘણાં બાળકોને પડેલી હોય છે તેનો પણ ઉપાય શાળાએ કરવો રહે છે. આ દિશામાં બાળકના આરોગ્ય અને યોગ્ય પોષણની ખાતર શાળા માબાપનો સહકાર નોતરશે. આ અનિષ્ટોનું જોખમ માબાપોની નજરે મૂકશે, અને સુપચ્ય તેમ જ યુક્ત એવો ઉપાહાર બાળકને શાળામાં જ પીરસવાની યોજના કરશે. આવા નાસ્તાનો ક્રમ બાળકની અસામાજિક રીતે જેમ તેમ ખાવાની પડેલી ટેવોનો ઉકેલ કરશે. બાળકને પથ્ય અને પોષક એવું ખાદ્ય આપશે; ઉપરાંત તેની ભોજનવ્યહારની શિષ્ટ રીતો કેળવીને સામાજિક તાલીમ આપશે.

**શાળાનું સમયપત્રક :** સૌથી મહત્ત્વની વસ્તુ સમયપત્રકની ઊભી થયેલી જડ ઘરેડની છે. આ ઘરેડમાંથી શાળાનું સમયપત્રક હજુ સુધી જરાય નીકળી શક્યું નથી. એવો સમય પણ આવી લાગ્યો કહેવાય કે જ્યારે શિક્ષકને અને વિદ્યાર્થીને સમયપત્રકની ઘરેડમાંથી મુક્ત કરવાનું કામ હાથ ધરવું પડે. આજની ઘરેડે શિક્ષકને અકાળે ઘરડો બનાવ્યો છે. સમયપત્રકની ઘરેડે વિદ્યાર્થીને માયકાંગલો અને નિસ્તેજ બનાવ્યો છે. શાળાને કેળવણીની સાચી સંસ્થા બનાવવામાં મોટા વિઘ્નરૂપ કોઇ પણ વસ્તુ હોય તો તે આજનું ઘરેડિયું સમયપત્રક છે. એ ઘરેડમાંથી હવે સૌને મુક્તિ મળવી જોઇએ. સમયપત્રકની ઘરેડની ચૂડ એટલી બધી ભયંકર છે કે તેમાંથી છટકવાના વિચારો કરીએ તો પણ તેમ કરવાની આજે આપણી પાસે તાકાત રહી નથી. હવે તો આપણે એકસામટું જોર કરીને એ ઘરેડને તોડી નાખશું ત્યારે જ કંઇક અર્થ સરશે.

## કુમાર : એપ્રિલ : '૪૨

**સર સોરાબજી પોચખાનાવાલા :** રાષ્ટ્રજીવનનાં વિવિધ ક્ષેત્રોમાં હિંદને ગણીગાંઠી પ્રતિભાઓ મળી છે, તેમાંની એક તે સર સોરાબજી પોચખાનાવાલા. હિંદીઓ સફળ બેંકો ચઇ જ ન શકે એવી વિરોધી લાગણીઓનાં પૂર વચ્ચે આપબળે માર્ગ કરી, પોતાના પુરુષાર્થે હિંદના પ્રાણના પ્રતીકસમી એમણે સ્થાપેલી સેન્ટ્રલ બેન્ક એમની યશપતાકા દેશ–વિદેશમાં ફરકાવી રહી છે. એ સાહસવીરની સંક્ષિપ્ત જીવનકથા આ લેખમાં આપી છે.

**ભૂતકાળની શોધમાં :** કચ્છના રણપ્રદેશ પર જ્યાં એક કાળે આનર્ત રાષ્ટ્રનો સાગર ઘૂઘવતો તેના અવશિષ્ટ બેટો ને ખંડિયેર થયેલાં બંદરોની ભાળ કાઢવા માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળાનો આ વધુ હપ્તો છે. આ હપ્તામાં ઝીંઝુવાડાને લગતું વર્ણન છે.

**ફટકડી :** આ લેખમાં ફટકડીના વિવિધ ઉપયોગો અને એનાં વૈજ્ઞાનિક રસાયણોની માહિતી આપી છે.

## પ્રસ્થાન : ચૈત્ર : ૧૯૯૮

**અવંતિનાથની વિદ્યાસભા :** તાજેતરમાં બહાર પડેલી ધૂમકેતુકૃત 'રાજસંન્યાસી' નામક નવલકથાનું આ એક પ્રકરણ છે. એમાં અવંતિનાથની વિદ્યાસભાનાં સુંદર શાબ્દિક

વર્ણન હોઇને તેમાં આવેલી મનોજ્ઞા, ચૌલા અને પંડિતજનોનો રસિક વાદવિવાદ છે. સુંદર સાહિત્યકૃતિ તરીકે એ ખાસ વાંચવા જેવો છે.

**વાઇટેમીન વિષે :** હમણાં હમણાં આપણે ત્યાં શારીરશાસ્ત્રના ચિકિત્સકો તરફથી પ્રજીવકો (વાઇટેમીન્સ)નાં જે ચૂંથણાં ચાલે છે તેને લગતો વિસ્તૃત માહિતીભર્યો આ લેખ છે. શારીરશાસ્ત્રમાં રસ ધરાવનારાઓને એ અવશ્ય ઉપયોગી જણાશે.

**અલ્પાત્માનું આત્મપુરાણ :** આપણા જાણીતા હાસ્યરસિક લેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેની માર્મિક લેખમાળાનો હપ્તો ( પ્રસ્તાવના ) આગળ ચાલે છે. ઘડીભર મગજનો ભાર હલકો કરવા અને તેને તરબતર બનાવવા આ લેખ અવશ્ય જ વાંચવા જેવો છે.

**યુવક : મે : ૧૯૪૨**

**પરાવર્તન :** એક ઘવાયેલા ફ્રેન્ચ સૈનિકની હૃદયવરાળ આ લેખમાં એના સ્વમુખે ઠાલવી છે. યુદ્ધ અંગેની એ સૈનિકની વિચારસરણી અને હૃદયવેદનાનું આ લેખ આબાદ પ્રતિબિંબ પૂરું પાડે છે.

**બ્રહ્મદેશ :** જાણીતા લેખક શ્રી. ડુંગરશી સંપટ આ લેખમાં ત્યાં વસતા ગુજરાતીઓ, તેમની યુદ્ધ અંગેની તકલીફો, ત્યાંનો વેપાર અને અર્થવ્યવસ્થા, તેમ જ ત્યાંનાં શહેરો- રંગૂન, માંડલે, મોલમીન, બસીન, અકયાબ, પેગુ-પ્રોમ વગેરેને લગતી માહિતી આપે છે.

**મુંબઈના સમાજવાદી મેયર: શ્રી. મહેરઅલી :** આ લેખમાં તાજેતરમાં ચુંટાયેલા મુંબઈના જુવાન મેયર શ્રી. મહેરઅલીનું ટૂંકું રેખાચિત્ર રજુ કરાયું છે, જે આદર્શપ્રેરક છે.

**શિક્ષણ અને સાહિત્ય : મે : ૧૯૪૨**

**જ્ઞાનયજ્ઞના અધ્વર્યુ :** સ્વ. આચાર્ય શ્રી. આનંદશંકરભાઇ ધ્રુવ જ્ઞાનયજ્ઞના કેવા મહાન અધ્વર્યુ હતા તે આ લેખમાં તેમની જ્ઞાનપ્રસારક પ્રવૃત્તિના પ્રસંગો આપી સ્પષ્ટ કર્યું છે. એમની વિદ્યાપ્રવૃત્તિ વિષેની ઠીકઠીક માહિતી આ લેખમાં સંગ્રહવામાં આવી છે.

**કવિ નિષ્કુળાનંદ સ્વામી :** સ્વામીનારાયણ સંપ્રદાયના સ્વામી નિષ્કુળાનંદના ટૂંક જીવન અને કવનનો પરિચય આપણા અભ્યાસી સાહિત્યકાર શ્રી. કિશોરલાલભાઇએ આ લેખમાં આપ્યો છે. નિષ્કુળાનંદ માત્ર સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રચારક જ નહિ પણ ગુજરાતી સાહિત્યના એક સરસ ભક્તકવિ હતા. એમણે રચેલાં કાવ્યો આજે પણ લોકજીભે રમી રહેલાં છે. એ ભક્ત કવિનું અલ્પ પણ જીવનકવન જાણવા માટે આ લેખ ઉપયોગી છે.

**ભગવાનની ભાષા :** એ આખો લેખ આ અંકમાં સામયિક દોહન વિભાગમાં આપ્યો છે.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| કિશોર | ૭ | ૧–૨ | જાન્યુ.–ફેબ્રુ. | ૮–૫–૪૨ |
| કુમાર | ૧૯ | ૪ | એપ્રિલ | ૨૭–૪–૪૨ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૩૦ | ૬ | મે | ૨–૫–૪૨ |
| ગુણસુન્દરી | ૩૮ | ૩ | મે | ૧–૫–૪૨ |
| ગ્રામજીવન | ૧૨ | ૭ | મે | ૧–૫–૪૨ |
| ઘરશાળા | ૨ | ૭ | મે | ૧૨–૫–૪૨ |
| ચરોતર | ૧૨ | ૪ | એપ્રિલ | ૧૬–૫–૪૨ |
| ચિત્રમય જગત | ૨૮ | ૫ | મે | ૪–૫–૪૨ |
| નવચેતન | ૩૮ | ૫ | એપ્રિલ | ૧–૪–૪૨ |
| નવરચના અને ઊર્મિ | ૭ | ૧ | એપ્રિલ | ૨૪–૪–૪૨ |
| પાટીદાર | ૧૯ | ૬ | વૈશાખ | ૨૬–૪–૪૨ |
| પ્રસ્થાન | ૧૭ | ૬ | ચૈત્ર | ૧૦–૫–૪૨ |
| બાલજગત | ૪ | ૫ | મે | ૧–૫–૪૨ |
| બાલજીવન | ૨૨ | ૫ | મે | ૮–૫–૪૨ |
| બાલમિત્ર | ૨૧ | ૧૦ | મે | ૩–૫–૪૨ |
| બાલસખા | ૫ | ૧૨ | મે | ૧–૫–૪૨ |
| બાળક | ૨૦ | ૫ | મે | ૧–૫–૪૨ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૪ | જાન્યુ.–માર્ચ | ૩૦–૩–૪૨ |
| યુવક | ૧૨ | ૪ | મે | ૧૦–૫–૪૨ |
| રેખા | ૩ | ૧૦ | મે | ૩૦–૪–૪૨ |
| વૈદ્યકલ્પતરુ | ૪૭ | ૫ | મે | ૬–૫–૪૨ |
| વ્યાયામ | ૨૭ | ૪ | એપ્રિલ | ૧૫–૪–૪૨ |
| શારદા | ૩૭ | ૧ | એપ્રિલ | ૧૫–૪–૪૨ |
| શિક્ષણ અને સાહિત્ય | ૩ | ૮ | મે | ૧–૫–૪૨ |
| સુવાસ | ૫ | ૧ | મે | ૧૨–૫–૪૨ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૫ | ૨ | નવે. ડિસેં. જાન્યુ. | ૧૦–૧–૪૨ |
| સ્ત્રીબોધ | ૮૬ | ૫ | મે | ૬–૫–૪૨ |
| સ્કાઉટવીર | ૧૧ | ૧૨ | માર્ચ | ૧૫–૩–૪૨ |

---




**વ૦ રા૦ પુસ્તકાલય મંડળ**

**તૈલચિત્રની અનાવરણવિધિઃ**—ગોઠવા (તા. વીસનગર)ના પુસ્તકાલયના પ્રખર કાર્યકર્તા સ્વ. શ્રી. મણિભાઈ દ્વારકાદાસ પટેલના તૈલચિત્રની અનાવરણક્રિયા મુંબઈનિવાસી શેઠ મૂળચંદભાઈના હસ્તે ત્યાં મળેલી મહાલ પુ. પરિષદ વેળાએ કરવામાં આવી હતી.

**પુસ્તકાલય શિક્ષણવર્ગોઃ**—મહેસાણા પ્રાંતના પુસ્તકાલયોના ગ્રંથપાલો માટેનો શિક્ષણવર્ગ દહેગામ મુકામે એપ્રિલની તા. ૨૭, ૨૮, ૨૯ ના રોજ ભરવામાં આવ્યો હતો. આશરે વીસેક ગ્રંથપાલોએ એ વર્ગનો લાભ લીધો છે.

—વડોદરા પ્રાંત માટેનો ઉપર્યુક્ત શિક્ષણવર્ગ વ્યાસક્ષેત્રમાં ચાલુ માસની તા. ૧૮ મીથી શરૂ થશે.

**પુસ્તકાલયોને મદદ**

**સા. પુ. અમૂઠ** ( તા. સિદ્ધપુર )ને ૨) પ્રભુદાસ નાગરદાસ પટેલ, ૨) શા. અમથાલાલ મોતીચંદ, ૨) ભાવસાર બબલદાસ હરિચંદ, ૪) શા. બાબુલાલ મોહનલાલ, ૨) શા. બકોરચંદ જેચંદ. ૨) પટેલ હરગોવન છગનદાસ તરફથી.

**સા. પુ. માત્રોજ** (તા. કરજણ)ને ૬) કારવણના જોષી ચુનીલાલ હરગોવિંદ તરફથી.

**સા. પુ. બ્રાહ્મણવાડા** ( તા. સિદ્ધપુર )ને ૫) પા. શાન્તિદાસ અંબારામ તરફથી. ૫) વીસોલના પા. જેઠીદાસ ગણેશદાસ તરફથી.

**સા. પુ. સૂરજ** ( તા. કડી )ને ૧૦) રાજપુર (તા. કડી )ના પટેલ નારણદાસ ગોપાલદાસ તરફથી.

**સા. પુ. મણુંદ** ( તા. પાટણ )ને ૯૭) રૂપિયાનાં પુસ્તકો શા. ચિમનલાલ વાડીલાલ તરફથી.

**સા. પુ. ખોરસમ** ( તા. ચાણસ્મા ) ને ૫) પા. પ્રભુદાસ અમથીદાસ, ૫) પા. જોઇતનદાસ ગોદડદાસ, ૧૦) પા. બાભાઇદાસ કેવળદાસ, ૬) પૂંજદાસ અમથાદાસ, ૫) પા. રામદાસ ઝવેરદાસ, ૩) પા. દિવીદાસ ભૂદરદાસ, ૩) પા. કામરાજદાસ માનદાસ, ૨) પા. તળજારામ રણછોડ, ૨) પા. કલ્યાણદાસ મોતીદાસ, ૨) પા. શંકરદાસ કરસનદાસ.

**સા. પુ. પોઇચા** ( તા. સાવલી )ને ૧૦) માંગરોળના પરમાર માનસિંહ સરદારસિંહજી તરફથી.

**સા. પુ. આનંદી** ( તા. શિનોર )ને ૮) સેજાકૂવાના પા. કાલિદાસ શંકરભાઇ, ૫) ઉતરાજના પા. હીરાભાઇ મોરારભાઇ, ૫) ઉતરાજના પા. હરજીભાઈ બાપુભાઇ, ૫) કારવણના પા. પૂંજાભાઈ કેસુરભાઇ તરફથી.

# પુસ્તકો મોકલ્યાની માહિતી

## માહે એપ્રિલ '૭૨ ની યાદી નં. ૫ સંખ્યા ૧૮૪+૧૭૨ = કુલ ૩૫૬

**પાદરા**—હરણમાળ.
**દેહગામ**—લવારપુર, સાંપા, ચીસોડા, હાલીસા, ભાવડા, જીંડવા, કડવાડા, ધારીસણા, ધણુપ, મોટા ઇસનપુર, મહુદરા, હાથીજણ.
**આતરસુંબા**—આંબવેલ, વડાલી, બારીઆ.
**હારીજ**—હારીજ.
**કડી**—શિયાપુરા, સેદરડી, બાલ્હી (કુમારપુરા), ગમ્રોદરા કરજીસણ, નંદાસણ, થોળ, ઝુલાસણ, કણઝરી, કારવા, દેઉસણા, ચડાસણા, ડરણ, આદુંદરા, ચારોલ, મણિપુર, વાઘરોડા, ખેરજન દોઢા, ઇન્દ્રાડ, આણંદપુરા, લોર.
**કલોલ**—વાવોલ, ડીંગુચા, સાંતેજ, કોઠા, શોભાસણ, ઇસંડ, ખેરજ ડાભી, વેડા, પલીઅડ અલુવા, જાસપુર.
**વિજાપુર**—લોદ્રા.
**મહેસાણા**—જગુદણ, આખજ, મેઉ, પાંચોટ, સાંગણપુર, બલોલ, છઠીઆરડા, હાડવી, ચરાડુ (નાનું).
**સિદ્ધપુર**—મકતુપુર, બ્રાહ્મણવાડા, સુજાણપુર, મેલોજ, કાંબલી, દાસજ, મહિલા ઉંઝા.
**ખેરાળુ**—શેખપુર, કરબટીઆ, કમાલપુર, મોળીપુર, મલેકપુર, કહીપુર.
**પાટણ**—રુવાવી, કણી, રણુજ, સંખારી, ડેર, આંબાપુરા, સમોડા, મણુંદ, બાલીસણા, વાગડોદ, અઘાર.
**ચાણસ્મા**—મણીઆરી, ખોરસમ, કંબોઇ, ગાંભુ, ચવેલી, મોઢેરા, પલાસર, ભાટસર, વેણપુરા, પીંપળ, પીંઢારપુરા, આદીવાડા, મેરવાડા, મીઠા ધરવા, રણેલા, ડોડીવાડા, ગંગેટ, જાખાના, શંખલપુર, ખાંભેલ, છમીછા.

**નવસારી**—વેરમા, કુચેદ, વડોલી, આસણા.
**ગણદેવી**—ધમડાછા.
**પલસાણા**—ધામડોદ એના, નિયોળ, બલેશ્વર, લીંગડ, વડદલા, ગંગાધરા, હરિપુરા, ચણેમા પીસાદ, ગાંગપોર, બુંઢી, અગોલ, જોળવા, ઉમરાખ, એરથાણ.
**અમરેલી**—અમરપુરા, મેડી, જેશિંગપુરા, તરવડા, માંગવાપાળ, ચક્કરગઢ, ફમીગઢ, સાજીયાવદર, નાના ભંડારીઆ, ગાવડકા, વિઠ્ઠલપુર, વાંકીઆ, મોટા માંડવડા, મોટા ગોખરવાળા, નાના માંચીઆળા, ઢોલરવા, કેરીઆ ચાડ. ચાડીઆ, કેરાળા, દેવરાજીઆ, દેવળીઆ, ઇશ્વરીઆ, ચાંદગઢ, જાળીઆ, નાના આંકડીઆ, વરસડા, સરંભડા, બાબાપુર, મોટા માંચીઆળા, સણોસરા, ટીંબલા, સોનારીઆ, દહીંડા.
**દામનગર**—આંબરડી, હિરાણા, નારણગઢ, ખીજડીઆ, દહીથરા, પાડરસીંગા, નાના રાજકોટ, ભુરખીઆ, હાંસા, ગણેશગઢ, ધામેલ, રાભડા, વીરપુર, કાંચરડી. ચાવડ, રૂપાવટી.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૫/૧૯૪૧–૪૨

### શિષ્ટવાચનની ૨૨ મી પરીક્ષા

**શિ**ષ્ટવાચનની ૨૨ મી પરીક્ષા સન ૧૯૪૨ ના જુલાઈ માસની ૨૬ મા તારી ને રવિવારે સવારના ૭ાા થી ૧૦ાા ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે સ્વ. મો. અમીન સ્મારક ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ **"સ્વર્ગોનું દોહન"** એ પુસ્તક મુકરર કરવા આવ્યું છે. એ પુસ્તકની કિંમત રૂ. ૧–૮–૦ હોઇ પુ. સ. સ. મંડળમાંથી મળી શકશે. પુસ્તકાલયોમાં એ પુસ્તક ન હોય તેમણે વહેલામાં વહેલી તકે મંગાવી લઇને તેનો છૂટથી પ્રચા કરવો જોઇએ, તેમ પરીક્ષામાં બેસવાની પ્રેરણા પણ કરવી ઘટે. પુસ્તકને અભાવે પરીક્ષા લેવાને વિચાર માંડી વાળવાપણું કોઇને ન રહે એ જે તે સ્થાનનાં પુસ્તકાલયોએ જોવું જોઇએ.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવસ્ય જણાવી રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૧૦ મી સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે. શિષ્ટ વાચનની આવી પરીક્ષાનો લાભ સમજનાર અને એનો સુસ્વાદ ચાખેલાં ભાઇબહેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે એમ ઇચ્છીએ છીએ.

ગુજરાતની પ્રકાશનપ્રવૃત્તિ આજના જેવી જે સમયે ખીલી નહોતી, કિંબહુના તેની શરૂઆત માત્ર થઇ હતી તે જમાનામાં 'સ્વર્ગ–માળા'ની શરૂઆત કરી પ્રેરક ને બોધ સામગ્રીવાળાં અનેક પુસ્તકો સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારે ગુજરાતની વાચકઆલમને સેવામાં ધર્યાં હતાં. ને તે સાહિત્ય રસપૂર્વક વંચાયું હતું. સ્વ. મોતીભાઇ સાહેબને એ સાહિત્ય ખૂબજ ગમી ગયું હતું ને તેનો તેમણે મબલક પ્રચાર કરાવ્યો હતો. પરીક્ષા માં રખાયલો આ '**દોહન**'નો ગ્રંથ એમની જ પ્રેરણાથી તૈયાર થવા પામ્યો છે ને એમના પોતાના જ સ્મારક તરીકે પ્રકટ થયો છે. એમાં સંચિત થયેલી સામગ્રી આબાલવૃદ્ધ દરેક વાચકને ઉપકારક થઇ પડે એવી હોઇ ગુજરાતનાં યુવક-યુવતીઓને આ પરીક્ષાનો લાભ લેવાની વિનંતિ કરીએ છીએ.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની નોંધ લેવા ભલામણ કરીએ છીએ.

**ઇનામઃ**—પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલાના ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫), રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨) નું તથા નં. ૫ થી ૨૦ સુધીનાં દરેકને રૂ. ૧) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રીઉમેદવારો પૈકી ગુણાનુક્રમે પ્રથમ આવતી **૧૫** ને તેમ જ ટ્રેનિંગ કૉલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારીવર્ગ પૈકી ઉપલા **૧૫** નંબરોને દરેકને રૂ. ૦ાાનું ઉત્તેજનાર્થે ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે. છતાં જેમની ઇચ્છા હશે તેમને તેમની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/o સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા
તા. ૧૦–૫–૪૨

**રામભાઇ કા. પટેલ**
મંત્રી, વ. રા. પુ. મંડળ

# પત્રવ્યવહાર દ્વારા પુ૦ શિક્ષણની પરીક્ષાનું પરિણામ

**પત્રવ્યવહાર** દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજના મુજબ પ્રમાણપત્ર આપવાની રીક્ષા સન ૧૯૪૨ ના એપ્રિલ માસની ૭-૮ મી તારીખોએ રખાઈ હતી. તદંગે ૪ પ્રશ્નત્રો વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતું તથા રાજ્ય પુ મંડળના સહકારથી તૈયાર કરવામાં આવ્યા હતા. (૧ પુ૦ પ્રવૃત્તિનો ઇતિહાસ ને બીજા લેખો (૨) બજેટ–નિવેદન (૩) નિયમ-ટહુકમો (૪) પુસ્તકવિધિ ને વર્ગીકરણ. પરીક્ષાનો લાભ ૧૫ ઉમેદવારોએ લીધો હોઇ તેમાંથી હેલા એક સિવાય બીજા ૧૪ ઉમેદવારો તેમના નામ સામે જણાવેલા ગુણ મેળવી પ્રમાણપત્ર મેળવવાને પાત્ર ઠર્યા છેઃ—

પરિણામ

| અ. નં. | નામ | ગામ | વિષય: પુ૦ પ્રવૃત્તિ ને લેખો | બજેટ નિવેદન | નિયમ ટહુકમો | પુ૦ વિધિ વર્ગીકરણ | કુલ માર્ક |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ભાઇલાલભાઇ બાવાજીભાઇ પટેલ | વિશ્નોલી તા. પેટલાદ | ૫૪ | ૬૨ | ૬૦ | ૭૭ | ૨૫૩ |
| ૨ | ચતુરભાઇ નારણભાઇ પટેલ | વણછરા તા. પાદરા | ૫૯ | ૬૬ | ૫૪ | ૬૮ | ૨૪૭ |
| ૩ | પંચોલી વિઠ્ઠલદાસ માધવલાલ | ગણેશપુરા તા. વિજાપુર | ૫૮ | ૬૩ | ૪૫ | ૭૦ | ૨૩૬ |
| ૪ | જયશંકર ઉમિયાશંકર પાઠક | આગલોડ તા. વિજાપુર | ૪૯ | ૬૧ | ૫૪ | ૬૯ | ૨૩૪ |
| ૫ | તુલસીભાઇ હાથીભાઇ પટેલ | કાસર તા. પેટલાદ | ૪૯ | ૫૮ | ૫૮ | ૬૯ | ૨૩૪ |
| ૬ | જોરાભાઇ લાલદાસ પટેલ | ભાટસર તા. ચાણસ્મા | ૪૭ | ૫૫ | ૫૬ | ૬૩ | ૨૨૧ |
| ૭ | છોટાભાઇ રાયજીભાઇ પટેલ | માણેજા તા. વડોદરા | ૪૪ | ૫૮ | ૪૮ | ૬૭ | ૨૧૭ |
| ૮ | પુરુષોત્તમદાસ કાશીભાઇ પટેલ | ઉરદ તા. ચાણસ્મા | ૩૭ | ૫૯ | ૫૩ | ૬૭ | ૨૧૬ |
| ૯ | ઇશ્વરભાઇ મોતીભાઇ પટેલ | નેદરા તા. પાદરા | ૫૬ | ૫૭ | ૪૦ | ૬૨ | ૨૧૫ |
| ૧૦ | ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ | સેરીસા તા. કલોલ | ૫૧ | ૫૨ | ૪૬ | ૬૬ | ૨૧૫ |
| ૧૧ | પ્રભુદાસ ખોડાભાઇ પટેલ | સામરા તા. કરજણ | ૪૬ | ૬૦ | ૪૫ | ૫૭ | ૨૦૮ |
| ૧૨ | છોટાલાલ જાદવદાસ વૈષ્ણવ | જારકા તા. ખેરાળુ | ૪૦ | ૫૦ | ૪૫ | ૬૫ | ૨૦૦ |
| ૧૩ | મંગળભાઈ જેસંગભાઇ પટેલ | કરજણ (ગ્રંથપાલ) | ૩૯ | ૪૭ | ૪૦ | ૪૭ | ૧૧૩ |
| ૧૪ | હીરાલાલ ભાઇશંકર ત્રિવેદી | ખેરાળુ (ગ્રંથપાલ) | ૩૩ | ૪૨ | ૩૬ | ૩૭ | ૧૪૮ |
| ×૧૫ | ડાહ્યાભાઇ દેસાઇભાઇ પટેલ | કલાલી તા. વડોદરા | ૩૩ | ૧૯ | ૬૦ | ૩૦ | ૧૧૬ |

પ્રમાણપત્રો તૈયાર થયે જે તે ઉમેદવાર ભાઇ તરફ મોકલી આપવામાં આવશે. તા. ૧૨–૫–૪૨

રામભાઇ કા. પટેલ
મંત્રી
વ. રા. પુ. મંડળ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતુ

# આંતરિક હિન્દ

## આમપ્રજાની દ્વિધા સ્થિતિ

સામાન્ય આમપ્રજા અસ્પષ્ટ વાતોની વચ્ચે આજે અંધાપો અનુભવી રહી છે. પં. જવાહરલાલના જાપાનવિરોધી શબ્દોને જ સમગ્ર વક્તવ્યમાંથી વેગળા પાડીને તેનો પ્રચાર કરનારાં વિદેશી વર્તમાનપત્રો તેમ જ તેનાં પોસ્ટરો બનાવી પોળે શેરીએ ચોડતાં સરકારી ખાતાંઓ, એ બન્ને પણ લોકોની મૂંઝવણમાં ઉમેરો કરે છે. એવું પણ ભાસે કે જાપાન પ્રત્યે પ્રજાકીય સહાનુભૂતિ ઢળી જવાનો તો કોઇ પ્રશ્ન જ જ્યાં નહોતો ત્યાં આંહીં ઊતરતા જાપાનને સહકાર ન આપવાની દીવા જેવી બાબત પર આટલો ઉહાપોહ કરવાની જરૂર પણ શી હતી !

હિંદને સારી પેઠે માલૂમ છે કે દોઢસો વર્ષોથી પાંત્રીસ કોટિનું કારાગાર ઊભું કરનારું ઇંગ્લાંડ અને એની લોઢાની બેડીને બદલે સોનાની બેડી પહેરાવવા આવતું કહેવાતું જાપાન, બન્ને અત્યારે તો હિન્દને એકસરખાં જ ત્યાજ્ય છે; પછી ભલે એક વધુ ને બીજું ઓછું ખરાબ હો ! બેઉ આક્રમણો સામે એકીસાથે જ ઝઝૂમવાનું છે. એકને ન મૂંઝવવો ને બીજાને મૂંઝવવો એ ભેદ પણ આમપ્રજા ન પકડી શકે તેટલો બધો સૂક્ષ્મ છે. × × ×

### આટલું આપણા હાથમાં છે.

માનસિક ડામાડોળ મૂકી દઇને તેમ જ બ્રિટન–જાપાનના ઝઘડામાં ઝુકાવ્યા વગર પણ અત્યારે દેશમાં કરવાની તૈયારીઓ ક્યાં ઓછી છે ! વેવલ સાહેબના કહેવા મુજબ હિંદ પર પ્રતિપળ આક્રમણનો ભય ખરો હો, તાત્કાલિક કશો ભય ન પણ હો, આપણી આંતર સલામતી અને સુવ્યવસ્થા તો આપણા પોતાના પ્રયત્નો વગર કોઇથી સ્થાપી શકાશે નહિ. જાપાનને મૂંઝવી શકીએ કે નહિ, અથવા બ્રિટનને સીમાડા બહાર મૂકી આવી શકીએ કે નહિ, આપણું ખાવાનું અનાજ તો વાવી શકીએ; આપણાં અંગ ઢાંકવાનું કાપડ આપણે જ કાંતીને મેળવી શકીએ, આપણું ગ્રામરક્ષણ લૂંટારુઓથી આપણી મર્દાઇ વડે કરી શકીએ, આપણાં સંતાનોને મરવાના ભયફફડાટે પ્રેરતી નાસભાગ આપણે જ છોડી શકીએ, અને સ્થળાંતર કરીએ તો તે પણ સ્વસ્થતા અને સબૂરી રાખીને કરીએ; એકલદા ને એકલોહીઆ બનીએ–બનવાનું અણુમોલ ટાણું છે–તો એકાએક સમસ્યા ઉકેલ અત્યારે જ આણી શકાશે.

"હાય પૂલો તૂટી જશે ! ગાડીઓ અટકી જશે ! નોટોનાં કાગળિયાં ખોટાં પડશે ! લશ્કરો ફેંદી નાખશે ! ધીખતી ધરામાં ઓરાઇ જશું ! બોમ્બો પડશે ને દટાઇ જશું ! કેરોસીન નહિ જડે તો શું કરશું !" એવા એવા માનસિક ત્રાસો અને નાનકડી અગવડોમાં મુકાઇ જવાની બીતિઓનો ત્યાગ કરવા સારુ કોઇ ક્રીપ્સની જાદુઇ યોજના પણ આવશ્યક નથી, તેમ વેવલ્ સાહેબને શ્રમ આપવાની જરૂર નથી, અથવા એકાદ વહાણુ માગવા ય

સરકાર પાસે જવાનું નથી. સિંગાપોર, મલાયા અને જાવા બર્માથી નાસવાની જે જરૂર પડી તેવી હવે કોઇ જરૂર પડવાની નથી; કેમકે બારી રહી નથી.

## હવે બાકી શું રહ્યું છે ?

હિન્દ જ આપણું પ્રભવસ્થાન, પારણું અને સાથરો છે. હિંદનો એક પ્રદેશ બીજા કરતાં વધુ સલામત છે એ તો ભ્રમણા છે. મુંબઇના ગવર્નરે કહ્યું છે કે મુંબઇમાં રહેવાથી મોટરગાડીઓમાં ચગદાઇ જવાનો જેટલો ભય છે તેટલો પણ ભય કોઇ આક્રમણનો નથી, એ અમને એકંદરે સાચું લાગે છે. આક્રમણકાર આવશે તો શું કરી નાખશે ? બસ ધડોધડ ગોળીએ ઉડાવી દેશે ? પૂછશે ગાછેશે યે નહિ ! વાત પણ નહિ કરે ? શબ્દ પણ નહિ સાંભળે ? સંહાર જ ચલાવશે ? એ અગવડો ઊભી કરશે તો શું સંયુક્ત રાષ્ટ્રોના યુદ્ધ-પ્રયત્નોને નિષ્કંટક આગળ ધપાવવા જતાં સરકાર આપણને પંપાળ્યા જ કરશે ? કરી કરીને આક્રમણકાર કરવાનો શું હતો ! કરવાનું બાકી શું રહ્યું છે ! શું ધરોત દાટી છે તે ખોદી જશે !

## પાર કેમ ઊતરશું ?

આપણી એક બાજુ ઊંડી ખાઇ છે, બીજી બાજુ વનનો દાવાનળ છે. વચ્ચેના એક છેક જ સાંકડા પાટિયા પર આપણે ઊભાં છીએ. ઊભનારાં કરોડો છીએ. પવનના ઝપાટા વાય છે. આપણે પાટિયાને પાર કરવું છે. નાસભાગ કરશું તો બધા જ ગબડશું; કાં ખીણ ગળી જશે ને કાં પ્રલયાગ્નિ જમી જશે. ડંફાસો યે મારવાની નથી, રોવા પણ બેસવું નથી. સબૂરી રાખશું. જે સમયે જે હાકલ પડશે તેને અનુસરશું. મરશું તો અમરપટો લઇને આવ્યા નથી; ને જીવશું તો જીવી જાણ્યું કહેવાશે.

અને હવે તો યુદ્ધના સમાચારો મેળવવાનો તેમ જ તેની સેળભેળ વાતો પરથી અનુ-માનનાં ગધેડાં દોડાવવાનો સનેપાત પણ આપણે ઓછો થવો જોઇએ. એટલી વાર રેંટિયો કે બીજું કોઇ ઉપયોગી કામ લઇને બેસશું તો સારા શહેરની ફિકરમાં દૂબળા બની જનાર કાજીની બેવકૂફીમાંથી બચીશું.

(તા. ૨૪-૪-૪૨ ના " ફૂલછાબ "ના તંત્રીલેખમાંથી )

---

# યુદ્ધ અને ખાદી

હાલમાં લડાઇને લીધે ઘણી વસ્તુઓના ભાવ વધી ગયા છે. થોડા સમય પહેલાં છાપામાં આવેલું કે, ઘઉંના ભાવ ૨૦ ટકા વધ્યા છે અને તે પ્રમાણે ઘણી વસ્તુઓના ૨૦ થી ૬૦ ટકા સુધી ભાવ વધ્યા છે. હવે તો તેથી પણ વધારે વધ્યા છે. કાપડના ભાવ તો ૧૦૦ થી ૨૦૦ ટકા વધ્યા છે, એટલું જ નહિ, પરંતુ કેટલાક તો એમ પણ કહે છે કે, કાપડના વપરાશ પર અંકુશ મુકાશે. ઇંગ્લંડમાં ઘણાં કારખાનાંનો નાશ થયો છે, અને જે છે તેમનો લડાઇનો સામાન બનાવવામાં ઉપયોગ થાય છે, એટલે ત્યાં કાપડની ભારે તંગી છે. માણસને કપડાં પહેરવા તો જોઇએ જ. એટલે તે કામ હિંદની મિલોને સોંપવામાં આવ્યું છે. જપાન લડાઇમાં ઊતર્યાં પછી હિંદની મિલોના કાપડની તંગી વધી છે, આથી કાપડની

વપરાશ ઉપર અંકુશ મુકાય તે બનવા જોગ છે. માલિકોને તેથી સારો લાભ મળશે. પણ કાપડ વાપરનારનું શું ? તેને તો અસહ્ય મોંઘવારીના ભોગ થવું પડે છે !

આમ સામાન્ય કાપડની અછત અને મોંઘવારી ઘણી વધી ગઇ છે અને હજીયે વધવા સંભવ છે. પણ તે વસ્તુ ખાદીને લાગુ પડતી નથી. મુંબાઇના એક ભાષણમાં ચરખા સંઘના એક ટ્રસ્ટી શ્રી. જેરાજાણીએ ખાતરી આપી હતી કે ખાદીના ભાવ નહિ વધે.

શાના વધે ? ખાદી એ કંઇ વેપારની વસ્તુ નથી. તેમાંથી નફો કરવાનો નથી. પરંતુ ગરીબોને રોજી આપવાની છે. કપાસના ભાવ વધે નહિ કે મજૂરીના ભાવ વધે નહિ તે સિવાય, કેવળ ઘરાકોની છત–અછત ઉપરથી ખાદીના ભાવ વધી શકે નહિ. મિલોનો પાયો નફો છે; ખાદીનો પાયો સેવા છે. મિલોમાં ઘરાકોની સ્થિતિનો લાભ લઇ ભાવ વધારે, વધારે નફો કરે, પછી મજૂરો લડીને વધારે પગાર પડાવે. ખાદીમાં મજૂરોને વધારે રોજી અપાય, અગર કપાસના ભાવ વધી પડે, અગર તેમાં વપરાતી રંગ જેવી વસ્તુઓના ભાવ વધે, તો જ ખાદીના ભાવ વધે. માગણી વધે તો વધારે ખાદી ઉત્પન્ન થાય. પણ જે માલ પેદા થાય તેનો ભાવ વધે નહિ. ખાદી અને મિલ–કાપડમાં આ મહત્ત્વનો તફાવત છે. તે આ પ્રસંગે વધારે સ્પષ્ટ થાય છે.

બીજી એક મહત્ત્વની વસ્તુ હમણાં દીવા જેવી દેખાવા લાગી છે તે એ છે કે, આજના રાક્ષસી યુદ્ધના જમાનામાં યંત્રો સલામત નથી, પરદેશ સાથેનો વેપાર સલામત નથી. કોઇ પણ વખતે તે દગો દે. અને જીવનની સામાન્ય જરૂરિયાતો માટે જો પરદેશ ઉપર કે યંત્ર ઉપર આધાર રાખવો પડે, તો કદાચ જીવન મુશ્કેલ થઈ પડે. ૧૯૧૪ ના મહાયુદ્ધ પછી યુરોપના દેશોને આ વસ્તુ સમજાઇ હતી, અને તેથી તેમણે યુદ્ધ ખતમ થયા પછી પોતાની આર્થિક રચનામાં મહત્ત્વના ફેરફારો કર્યા હતા, જેથી ફરી યુદ્ધ થાય ત્યારે મુશ્કેલી ન પડે. ઘણા દેશોએ જીવનની સામાન્ય જરૂરિયાતની વસ્તુઓ માટે પરદેશો ઉપર આધાર રાખવાનું છોડી દીધું હતું અને ખેતી જેવા પ્રાથમિક ઉદ્યોગો ઉપર વધારે ધ્યાન આપવા માંડયું હતું. આ વસ્તુ હાલ ચાલતા યુદ્ધમાં વિશેષ સ્પષ્ટ થઈ છે અને પરદેશ પર આધાર રાખવાનું કેટલું જોખમભર્યું છે, તેનો વધારે સ્પષ્ટ ખ્યાલ આવ્યો છે. ગયા યુદ્ધ કરતાં આ વખતે કાપડની મુશ્કેલી વધારે દેખાવા લાગી છે. વધુ કાપડ ઉત્પન્ન કરવા નવી મિલો તો થઇ શકે નહિ. રાતપાલી ચલાવીને પણ મિલોમાં અમર્યાદપણે કાપડ ઉત્પન્ન થઇ શકે નહિ. તેવી અમર્યાદ શક્તિ તો રેંટિયામાં છે. તેની ઉત્પન્નશક્તિ ઓછી હોય, તેની ગતિ ધીમી હોય પણ તેને માટે પરદેશ પર આધાર રાખવો પડતો નથી. તે ઘરેઘરમાં ચાલી શકે છે. એટલે તેને આકાશમાંથી વરસતા ગોળા અટકાવી શકતા નથી. આથી ખાદીના ભાવ વધારવાની જરૂર નથી. પરંતુ ચરખા સંઘના ધોરણે કાંતનારાની સંખ્યા વધારવાની જરૂર છે. સ્વાવલંબી કાંતનારાની સંખ્યા વધારવાની જરૂર છે.

રેંટિયાની આ વિશેષતા અને શક્તિ આજે જેટલી સ્પષ્ટ થઈ છે, તેવી કોઇ કાળે થઈ નહોતી. પ્રજા તેને ઓળખે પિછાને, અપનાવે અને સ્થિર કરે. નિ૦

( એપ્રિલ-૧૯૪૨ ના " શિક્ષણ ને સાહિત્ય "માંથી )

# સત્તરમી સદીનું સૂરત

મોગલ સામ્રાજ્યના સમયમાં સૂરતને સાગર-આરેથી દુનિયાના દેશો સાથે ધીકતો વેપાર ચાલતો હતો. ત્યારે સૂરતની સમૃદ્ધિ અઢળક હતી. એની નાણાવટ અને ગોપીપરામાં સોનારત્નો અને મોતીમાણિક્યના ઢગ હતા. સમૃદ્ધ સૂરતે એની આસપાસના પ્રદેશને પણ સમૃદ્ધ બનાવ્યો હતો. નવસારી, ગણદેવી, વલસાડ, બલેસર, માંડવી; વાસણ-કોથા, ડામેલ, અંબામા, વાંસી-બોરસી એ સઘળાં ગામો ત્યારે વણાટ, રંગ, વહાણવટા વગેરે ઉદ્યોગોથી ઊભરાતાં હતાં. ત્યારે વણાટની સાથે નવસારીમાં કાગળો બનાવવાનો મોટો ઉદ્યોગ ચાલતો હતો. અને નવસારીના ગુલાબનાં અત્તર મોગલ પાદશાહના રંગમહેલ સુધી જતા. આ બધી બીનાઓ ઇતિહાસના અભ્યાસીઓને અજાણી નથી.

મહાકાળની પછાડમાં એ ભવ્ય સૂરતની સુવર્ણમૂર્તિ કાળની એક મનોહર, ગૌરવભરી કલ્પનામૂર્તિ બની ગઈ અને તેની સાથે એની આસપાસના કસ્બાઓએ પણ કંગાલિયતમાં કદમ મૂકયા.

આ સમૃદ્ધ નગર અને તેની આસપાસના પ્રદેશની બરબાદી કરવામાં ત્રણ બાબતોએ મોટો હિસ્સો આપ્યો છેઃ એક તો દક્ષિણની લડાઇઓને કારણે મોગલ સત્તાનો કાબુ નબળો પડતો જતો હતો. એ સમયે સૂરત સરખા સુખી અને દુનીઆના મશહુર શહેરની સુબાગીરી હાથ કરવાની હોંસ સત્તાપ્રિય વ્યક્તિઓને થતી હતી. આ સ્પર્ધાને કારણે અને સૂરતના કિલ્લાને ફરી ફરી સત્તાનું તંત્ર પોતાના હાથમાં લેવાને ઇરાદે શહેરમાં વખતોવખત બખેડા થતા.

સૂરતની કિલ્લેદારી હાથ કરવાના હોંસીલાઓ શહેરની શેરીઓમાં જ જંગ જમાવી બેસતા અને દુશ્મનોને મહાત કરવાનાં રણચાતુર્ય અજમાવવામાં શહેરના વિસ્તારોને આગ લગાડવામાં આવતી, તોપોના મારા થતા. આમ થવાથી શહેરનો વેપાર વખતોવખત ભયમાં આવી પડતો, જાનમાલની સલામતી પણ જોખમાયલી રહેતી. રૂસ્તમઅલીખાનથી માંડી સૈયદ અચ્છન સુધી કિલ્લેદારી હસ્તગત કરનારા વેરઝેરે સૂરતની ખૂબ ખનાખરાબી કરી.

એવામાં પરભોમને ઓવારેથી યુરોપીય સોદાગરોની આડતો સૂરતમાં મંડાઇ. વલંદા, ફિરંગી, અંગ્રેજ, ફ્રેંચ એ સૌએ પોતાનો વ્યાપારી પગદંડો જમાવવા કમર કસી. ઇસ્ટ ઇન્ડીઆ કું.એ ધીમે ધીમે બીજી યુરોપીય પેઢીઓને મહાત કરી પોતાનો જમાવ કર્યો અને તે વખતના કંપનીના આડતીઆઓએ સૂરતના શાળવીઓ પાસેથી માલ ખરીદવામાં એટલી તો સ્વાર્થી અને એકલપેટા વૃત્તિ અને નીતિ અખ્તિયાર કરી કે ઘણા કસબી-કારીગરો કંપનીને માલ આપવામાં દેવાદાર બન્યા અને ધંધો છોડી બેઠા.

ત્રીજી તરફથી છત્રપતિ શિવાજી મહારાજની બે વખતની સૂરતની લૂંટોએ તેને ખાલી કરી નાખ્યું એટલું જ નહિ પણ તેની સલામતી કાયમની ભયમાં મુકાઈ અને ત્યારપછી તો પેશ્વા અને ગુજરાતની મરાઠા સત્તા વચ્ચે સૂરત ખેંચાતાણીનું નિશાન બની ગયું. અને ત્યારથી આ સુખી અને સમૃદ્ધ શહેરનાં વળતાં પાણી થયાં. આ રીતે સૂરતની જાહોજલાલીનો ઇતિહાસ જેટલો પ્રેરક છે તેટલો જ એની પાયમાલીનો ઇતિહાસ દુઃખદ છે.

આજથી લગભગ પોણીબસો વર્ષ પર લંડનથી "Universal History" નામના ગ્રંથોનું પ્રકાશન થયું છે. આ ગ્રંથોના છઠ્ઠા અને આઠમા ભાગોમાં સૂરતને લગતી કેટલીક હકીકતો મળે છે. એ સદીની બરોબરી કરતા આ ગ્રંથોમાં તે વખતે શી હકીકત નોંધાઈ એ જાણવાની સાધારણ ઇંતેજારી રહે એથી એ વિગતો અત્રે રજૂ કરીશું. આ ગ્રંથની સંકલના કરનાર ઇતિહાસકાર જણાવે છે કેઃ

" સન ૧૬૬૦ માં સૂરતમાં કંપની સરકારની કોઠી બાંધવામાં આવી. આ શહેર તાપી નદીને કાંઠે આવેલું છે અને મોગલ સામ્રાજ્યમાં વ્યાપારનું મુખ્ય કેન્દ્ર છે. આ સ્થળમાં દુનિયાના લગભગ બધા જ દેશોની પ્રજા સામ્રાજ્યના રક્ષણ નીચે રહે છે. કંપનીએ કોઠી નાખ્યા બાદ કેટલીક અડચણોને કારણે ત્યાંથી ખસેડી નદીકાંઠે બે માઇલ નીચે લઇ ગયા અને એ જોઇને બીજાઓ પણ ખસ્યા, આથી કંપનીની કોઠીવાળી જગા થોડા જ સમયમાં એક કસ્બાના રૂપમાં ફેરવાઇ ગઇ.

શિવાજી રાજાની લૂંટ પછી રૈયતના નિવેદનથી શહેનશાહ ઔરંગજેબે શહેરની ફરતો કોટ બંધાવ્યો. આ કોટ ચાર માઇલના ઘેરાવાનો હતો, પણ એ વિભાગમાં જોતજોતામાં વસ્તીનો એટલો ભરાવો થયો કે કસબી અને કારીગરોનાં જુદાં જુદાં પરાંઓ વસ્યાં. સૂરતને ફરતો જે કોટ બાંધવામાં આવ્યો તે ૨૪ ફિટ ઉંચાઇનો અને કોટમાં ૨૦૦ કદમને અંતરે બુરજો બનાવી તે પર પાંચ કે છ તોપો ગોઠવવામાં આવી.

શિવાજી પછી સન ૧૬૮૬ માં મુંબઇના ગવર્નર અને સન ૧૬૯૫ માં કેપ્ટન એવરી નામના ચાંચિયાએ આ શહેરની શાંતિમાં ડખલ નાખ્યું અને વેપારને જોખમમાં ઉતાર્યો. આ પછી સન ૧૭૦૫ માં જ્યારે મોગલ શહેનશાહ ઔરંગજેબ દક્ષિણમાં રોકાયલા હતા ત્યારે સૂરત પાસેના રાજાઓએ એકત્ર થઇ એંશી હજાર ઘોડેસ્વાર લઇ સૂરત પર ચડાઇ કરી, અને પોતાના માર્ગમાં આવતાં સઘળાં ગામો લૂંટી તબાહ બરબાદ કર્યાં; પણ આ સૈન્યો પાસે તોપો ન હોવાથી તે શહેરને હાનિ પહોંચાડી શક્યાં નહિ. તેમ છતાં શહેરના ઉદ્યોગ-ધંધાને તેમણે ભારે જોખમમાં નાખ્યો. એવામાં દરિયામાર્ગે ગુજરાતમાંથી મદદ આવી લાગી અને શહેર તો બચ્યું.

આ રાજાઓનાં લશ્કરો જ્યારે શહેરને ઘેરો નાખી પડ્યાં હતાં ત્યારે શહેરીઓમાંના જેઓ પરાંઓમાં રહેતા હતા તેમણે પણ પોતાની સલામતી ખાતર પરાંઓની આસપાસ દીવાલો બાંધી લીધી. એ પરાંઓમાં જ તે વખતે લગભગ બે લાખ માણસોની વસ્તી હશે અને એમાં કેટલાક તો અઢળક ધનાઢ્ય હતા.

કેપ્ટન હેમિલ્ટન પોતાના ઇતિહાસગ્રંથમાં પોતાના અંગત જાણના આવા એક સૂરતી સોદાગરનું વર્ણન કરતાં જણાવે છેઃ

સૂરતમાં અબ્દ અલ-ગફુર નામનો એક મુસ્લીમ શાહ સોદાગર છે. પૂર્વના દેશોમાં વેપાર કરતી આપણી ઇસ્ટ ઇંડીઆ કંપનીના કુલ વેપાર જેટલો વ્યાપાર આ એક જ માણસ ચલાવે છે. એની પાસે એવાં તો જંગી વહાણો છે કે તેમાં લગભગ અર્ધો લાખ મણ વજનનો માલ ભરી શકાય છે. આ વહાણો દરેક ખેપમાં કમમાં કમ દસથી પચ્ચીસ હજાર

સોનામહોરોની કિંમતનો માલ પરદેશમાં લંઇ જતાં. એની સંપત્તિનો કયાસ એટલા જ પરથી આવી શકશે કે મોગલ દરબારે એની લગભગ દોઢ કરોડની મિલકત જપ્ત કરી હતી તેમ છતાં એના મૃત્યુ બાદ ચાર છોકરાઓ વચ્ચે બાકી રહેલી મિલકતની વહેંચણી કરવામાં આવી તો દરેકને ભાગ એટલી સંપત્તિ ગઇ કે દરેક છોકરા પાસે અઢળક દોલત ગણાવા લાગી.

આમ સૂરત પર ફટકા પડવા છતાંય સૂરતનો વ્યાપાર અને ઉત્પન્ન હજી ઘણું છે. એની જકાત અને જમીનમહેસૂલ મળી વાર્ષિક દસ લાખ ત્રીસ હજાર રૂપિયાની આવક થાય છે.

સૂરતમાં જો કે રાજધર્મ તરીકે ઇસ્લામને ગણવામાં આવે છે તો પણ આ શહેરમાં જુદા જુદા ધર્મ-સંપ્રદાયોનો ભારે શંભુમેળો જામેલો છે. મુર લોકો ' હલી ' નામનો સમ્પ્રદાય પાળે છે, જ્યારે ' મુસા ' નામનો એક વર્ગ ખ્રિસ્તીઓના જૂના કરાર (Old Testament) અને ઇસ્લામી શરીઅત બન્નેનું અનુશીલન કરે છે.

આ મુસાઓ પોતાના ઉત્સવોની જાણ કોઇને થવા દેતા નથી. એમનો વાર્ષિક ઉત્સવ એવા પ્રકારનો છે કે આ લોકો એક સ્થાનમાં એકઠા થઇ ખૂબ આનંદપ્રમોદ કર્યા પછી સ્ત્રીઓ એક અંધારા ઓરડામાં ચાલી જાય છે. તેઓ પોતાની પાસે રૂમાલ કે એવું કંઈ વસ્ત્ર રાખે છે, એ વસ્ત્ર એક સ્થળે ફેંકવામાં આવે છે. આ પછી પુરુષવર્ગ પ્રવેશ કરી તે વસ્ત્રમાંથી એક ઉપાડે છે અને જેનું વસ્ત્ર હોય તેની સ્ત્રી–પુરુષની જોડી બંધાય છે. આમાં બાપ–બેટીનો પણ ભેદ ગણવામાં આવતો નથી. × × × શહેનશાહ ઔરંગજેબે આ ઉજવણી માટે મૃત્યુદંડની શિક્ષા રાખેલી તેમ છતાં ઘણી જ ગુપ્ત રીતે આ ઉત્સવ કરવામાં આવતો હતો.

જુદા જુદા ધર્મસંપ્રદાયના લોકોમાં સૂરતમાં વાણીઆઓની વસતી સૌથી મોટી છે અને તેઓ બધા જ વેપાર, શરાફી, દલાલી કે રોજગારમાં રોકાયલા છે.

સૂરત અને તેની આજુબાજુ પારસીઓની મોટી વસતી છે. ઇ. સ. ની સાતમી સદીમાં પાંચસો કુટુંબો પોતાના ધર્મને સંરક્ષિત રાખવા જહાજે ચડી આ દેશને કિનારે ઊતર્યાં. દરિયામાં વીસ દિવસ હંકાર્યા પછી તેઓને કિનારો જણાયો. ત્યારે રાત્રિનો વખત હતો. કિનારા પરના પ્રકાશ વડે તેઓ અંદાજે વહાણમાંથી જમીન પર ઊતર્યાં તો તેમને જણાયું કે એ વહાણો નવસારીની નદીમાં આવી લાંગર્યાં હતાં. જ્યારે તેઓ કિનારે ઊતર્યા ત્યારે સખાવતી હિંદુઓ તેમની આસપાસ ટોળે વળ્યા. આ હિજરતીઓમાં કેટલાક માણસો હિંદી ભાષા જાણનારા હતા. તેમણે પોતાની દુઃખદ પરિસ્થિતિની હકીકત સુણાવી. આથી અનુકમ્પાશીલ ઉદાર હિંદુઓએ તેમને આશ્રય આપ્યો–વસવાટની ધરતી કાઢી આપી અને જે શરતે તેઓ પોતાના ગણોતીઆઓને ખેડવા જમીન અને બી આપતા હતા તેજ શરતે આમને પણ ખેતીની જમીન આપી.

સૂરત અને તેની આસપાસની જમીનો સપાટ અને ફળદ્રૂપ છે; માત્ર કાંઠાની જમીનોમાં કાંઇ થતું નથી. આ ભાગમાં ઘઉં, વટાણા અને બીજાં કઠોળનો પુષ્કળ પાક થાય છે. આ ભાગમાં એક પ્રકારનો દાણો થાય છે એને અહીંના વતનીઓ "દાળ" કહે છે. એ દાળને ચોખા સાથે મેળવી આ વતનીઓ જે વાની બનાવે છે તે "ખાચડી" નામથી

ઓળખાય છે. મોગલ શહેનશાહ ઔરંગઝેબ આ સુરતી ખીચડીના ભારે શોખીન હતા. ટૂંકમાં કહીએ તો આ ખુશમિજાજ શહેર અને રસાળ પ્રદેશમાં જીવનની જરૂરિયાતની કોઇ ચીજની મણા નથી.

આ શહેરમાં અંગ્રેજ અને ફ્રેન્ચોની કોઠીઓ છે. પણ મુર, વાણીઆ, આર્મીનિયનો, આરબો અને યહૂદીઓ યુરોપીય સોદાગરો કરતાં વધારે મોટો વેપાર કરે છે. આ શહેરમાં દેશભરમાંથી તથા આફ્રિકા અને ઇરાનથી પણ રત્નો અને હીરા, મોતી વગેરે આવે છે. એમ માનો કે જાણે આ શહેર પરદેશના ઝવેરાતની એક જંગી વખાર છે. એનાં હાટ અકીક અને માણેકોથી ભરેલાં છે અને એ શહેરના હુન્નર-કિસબીઓ પણ ભારે કુશળ છે. હાથીદાંતનું બારીક કોતરકામ તેઓ કરે છે અને તેમાંય એના પર ઓપ આણવામાં અને કળા ખીલવવામાં તો હદ કરી નાખે છે. દર વર્ષે આફ્રિકા અને દુનિયાના બીજા ભાગોમાંથી મોટા જથામાં હાથીદાંત અહીં આવે છે અને એ જથામાંથી મોટા ભાગના હાથીદાંતના ઘાટ પણ અહીં જ ઉતારવામાં આવે છે.

સુરતમાં રૂપિયા અને પૈસાનું ચલણ છે. પણ હિસાબમાં તો પાઇ સુદ્ધાં ગણવામાં આવે છે.

અંગ્રેજ સોદાગરોની પેઢી સુરતથી મુંબઇ લઇ ગયા પછી એમનો વેપાર અહીંથી ઘણો ઓછો થઇ ગયો છે, તેમ છતાં હજી પણ આ શહેરમાં ભરચક વસ્તી છે, એ ઉદ્યોગથી ખળભળતું અને ધનાઢ્ય નગર છે."

લગભગ બસો વર્ષ પર ઇતિહાસકારની કલમથી સત્તરમી અને અઢારમી સદીના સુરતની જાહોજલાલીની નોંધ આ પ્રમાણે થયેલી છે.

( તા. ૨૭-૧૨-૪૧ ના " પ્રતાપ "માંથી )

---

# બાજરી, જુવાર અને ઘઉં ખાતાં શીખો.

મુંબઇ સરકાર જણાવે છે કે ભૂતકાળમાં મુંબઇ ઇલાકો જે ભાત ખાતો હતો તેમાં તો ૪૦ ટકા ભાગ બરમાથી આવતો હતો. અલબત, બીજા પ્રાંતોમાંથી બરમાનો જથો જે બંધ થયો છે તેની જગા લે એટલો ચોખો મંગાવી શકાય, તેમ છતાં ભવીષ્યમાં ઇલાકામાં ચોખાની અછત થવાનો સંભવ છે, એટલે લોકોએ બાજરી અને જુવાર જેનો જથ્થો પુષ્કળ છે તે તથા ઘઉં જે પૂરતો છે તે ખાવાની ટેવ પાડવી જોઇએ. ઇલાકાનો ચોખો મુખ્યત્વે કોંકણમાં થાય છે તે મુંબઇના બજારમાં આવતો હતો, અને કોંકણીઓ તે વેચાણના પૈસામાંથી બરમાના હલકા અને સસ્તા ચોખા ખાતા હતા. હવે બરમાના ચોખા બંધ થવાથી કોંકણીઓ પોતાના ચોખા પોતે ખાશે અને તેથી ભાતની અછત પડશે, માટે બીજું અનાજ ખાતાં શીખવું જોઇએ.

ચોખાના વેપારીઓને ચોખાનો તાજો માલ આયાત કરવા ઉત્તેજન આપવા માટે મુંબઇ સરકાર ૫૦૦૦૦ ગુણો ચોખા ખરીદનાર છે, અને તેમાંથી ખરીદી કરવા માટે સીવીલ સપ્લાઇના ડાયરેકટરે વેપારીઓ પાસેથી ટેંડરો માંગ્યાં છે,

# આપણો વારસો

હજારો વર્ષોની ઇતિહાસની સ્મરણભૂમિ ચિતોડમાં હું એક વાર ગયો હતો. એક તરફ ગુર્જરાધીશ કુમારપાળે ચણાવેલું શિવમંદિર ગુજરાતની જાહોજલાલીની સાક્ષી પૂરતું; બીજી તરફ કુંભા રાણાએ રચેલો કીર્તિસ્તંભ હજીયે સિસોદિયાઓનો ગર્વ મૂર્તિમાન કરતો હતો. ત્યાંથી નીકળી દર વર્ષે હજારો યોદ્ધાઓએ કેસરિયાં કરી પ્રાણ આપ્યા હતા, ત્યાં હજારો વીરાંગનાઓ શિયળ સાચવવા અગ્નિને વરી હતી, ત્યાં વીરતા હતી, અડગતા હતી, દેશદાઝ ને સ્વાતંત્ર્યપ્રેમ હતાં—અવનિ પર કોઇ સ્થળે પણ નહોતાં એવાં—કેન્દ્રસ્થાન!

આ હુતાત્માઓનાં સ્મરણોમાં ખિન્ન હું મારી જાતને પૂછવા લાગ્યો કે એવું આ દેશમાં શું હતું—એવો કયો શાપ આપણે શિર હતો કે જેથી આટલી વીરતા છતાં, આપણે પરાધીન થઈ પડયા? હિંદુપત પાદશાહીનો કેમ અસ્ત થયો?

એનો જવાબ આવ્યો,—સ્પષ્ટ ને સચોટ: હિંદીઓ પાસે બધું હતું પણ સામુદાયિક વ્યવસ્થાશક્તિ નહોતી. એક એક હિંદીવાન એક એક પરદેશીથી ચડિયાતો છે; પણ પચાસ હિંદીવાનોનો સંઘ બે પરદેશીઓના સંઘ આગળ નિસ્તેજ બને છે. આપણા સમુદાયમાં 'એક તન મન પ્રાણ' પ્રગટતો જ નથી. ચિતોડની કરુણ કથની વાંચો, મરાઠા સામ્રાજ્યના આંતરકલહો જુઓ, પાંચ વર્ષના સત્યાગ્રહ પર નજર કરો, ઑસ્ટ્રેલિયનો સાથેની મૅચ સંભારો, આપણી જાહેર સંસ્થાઓની કારકિર્દી તપાસો સામુદાયિક વ્યવસ્થાનો અભાવ જ આપણી બધી વિપત્તિઓના મૂળમાં જડશે. આપણું બધું કામ વરઘોડિયા (ઢીલી) ચાલે, ગમે તેમ, અવ્યવસ્થિત, અનેકાગ્ર, વર્ણ વર્ણના ભેદ, પ્રાંત પ્રાંતના ભેદ, કાઠિયાવાડી—ગુજરાતી ભેદ, ગામોગામના ભેદ, શેરીએ શેરીના ભેદ!! પ્રતાપી મોટી સેનાના સૈનિક થવા કરતાં નાનકડી નિર્વીર્ય ટુકડીના નાયક થવાની આપણી લિપ્સા! હજારો વર્ષની ગુલામગીરીનો આ વારસો છે. એનું જ નામ ગુલામી મનોદશા.

પ્રતિષ્ઠા, મોટાઇ કે વિજય તે મહત્તા નથી, 'મોટાઇ' એ 'મહત્તા'નું સુવર્ણ નથી; માત્ર અણધાર્યા પ્રસંગો પર ચઢાવેલો સોનેરી ઢોળ છે. મોટાઇ હોય ત્યાં મહત્તા ક્વચિત જડે. મહત્તા હોય ત્યાં મોટાઇ ઘણી વાર નથી જોવામાં આવતી. મહત્તા પ્રાપ્ત કરવાના તમે પ્રયત્ન કરી શકો, મોટાઇ મળે કે નહિ એ કોણ કહી શકે?

એ મોટાઇમાં, વિજયમાં સુખ પણ નથી ને જીવનસાફલ્ય નથી. મોટાઇ પ્રાપ્ત કરવાના પ્રયત્નો તમે ભલે કરો, મહત્વાકાંક્ષા એ માનવતાનું લક્ષણ છે; પણ તેની સિદ્ધિ કોઈના હાથમાં નથી. મહત્તા વિનાની, સુખ વિનાની મોટાઇ દીપકનો પ્રકાશ છે: તે આત્માને આકર્ષેય ખરી, તેમ તેને બાળીને ભસ્મ પણ કરી મૂકે. તે જ પ્રમાણે પૈસાપ્રાપ્તિનો આધાર પણ ગુણ પર નથી, સંસ્કાર પર નથી, મહત્તા પર નથી; માત્ર અણધાર્યા પ્રસંગો પર છે. ઘણા મહાનો નિર્ધન છે; ઘણાયે ધનિકોને ધન કેમ મળ્યું તે સમજાતું નથી. ધન મનુષ્યને મહાન નથી બનાવી શકતું. જેનામાં સંકલ્પબળ હોય, કાર્યદક્ષતા હોય, જ્ઞાન હોય, આદર્શ હોય તે જ મહાન છે—પછી તેને લક્ષ્મી વરી હોય કે નહિ. *

કનૈયાલાલ મુનશી

* "તા. ૭-૫-૪૨ ના" દાંડીઓ "માંથી

# ગુલામો અને પોપટ

હસવું તો મને ત્યારે આવ્યું કે જ્યારે મેં ત્રણ ગુલામોને બહુ જ રસપૂર્વક પોતપોતાના શેઠની ચર્ચા કરતા સાંભળ્યા.

એક કહેતો હતો : ' મારો અંગ્રેજ માલિક આમ તો સારો છે, પણ સ્વાર્થી બહુ–કામ બહુ જ સખ્તાઈથી લે છે. પારકું ઝૂંપડું બાળીને પોતે તાપે એવો છે. '

બીજો : ' એના કરતાં મારો રશિયન માલિક મારકોનીવીચ શું ખોટો ? પાંચ વીઘાં જમીન અને બળદની એક જોડના સૂત્રવાળા દેશમાંથી આવ્યો છે એટલે નોકરો ઉપર બહુ દયાળુતા દાખવે છે, પણ કોઈ દહાડો છુટ્ટી નથી આપતો. '

ત્રીજાએ હસતાં હસતાં કહ્યું : ' તમારા બે ય કરતાં મારો અમેરિકન માલિક બહુ જ ભલો છે. ખાવાનું...પીવાનું...રહેવાનું બધું ય મળે. આપણને તો આનંદ છેઃ વર્ષે દિવસે બે–ચાર દિવસની છુટ્ટી પણ આપે. '

લગભગ કલાકથી એ લોકો આવી માથાફોડ કરી રહ્યા હતા ને કેવો માલિક સારો એનો તાગ કાઢવા મથતા હતા. આખરે મારાથી ન રહેવાયું એટલે મેં પૂછયું: ' ભાઈઓ, આપણને જે પેટભર રોટલો આપે, પીવા પાણી આપે, રહેવા ઘર આપે, પહેરવા લૂગડાં આપે એ જ શેઠ સારો–ખરૂં ? એમ જ તમારૂં કહેવું છે ને ? '

એક જણે ઉત્તર દીધોઃ ' હાસ્તો ! '

ત્યારે મેં એક કોયડો તેમની આગળ મૂકયો. ' જુઓ, સાંભળો. મારે ઘેર એક આલિશાન પાંજરૂં છે. રૂપાનું છત–તળિયું ને સોનાના એના સળિયા છે. એમાં મેં રૂડો એક પોપટ પાળ્યો હતો. રોજ હું મારે હાથે એની સારવાર કરતો, તરેહતરેહનાં તાજાં ફળો લાવી એને ખવડાવતો. ચોખ્ખું પાણી પીવા આપતો ને રાત્રે ઠંડી ન લાગે માટે પાંજરા ઉપર મખમલનું એક કવર પણ ચઢાવતો. બીજું તો શું કહું ભાઈઓ, પણ એનું મેલું પણ હું મારે હાથે સાફ કરતો ને એને નવડાવતો. રાજવી ઠાઠે હું એને રાખતો છતાં એક દહાડો એ ઊડી ગયો. પાંજરાનું બારણું ભૂલથી ખુલ્લું રહી ગયું અને એણે એ સોનેરી તકનો લાભ ઉઠાવ્યો–એ નાસી ગયો. બે વર્ષ પહેલાંની આ વાત. હજી સુધી હું એની રાહ જોઇ રહ્યો છું, પણ એ પાછો નથી આવ્યો. શા માટે ? શું હું ખરાબ માલિક હતો ? મેં એના મિજાજની કદમબોશી કરવામાં મણા રાખી હતી ? એને રૂપાળું અને હાવકું ઘર જોઇતું હતું ? પીવા પાણી અને ખાવા મધુર ફળો જોઇતાં હતાં ? ઘર સાફ રાખવા નોકર જોઇતો હતો ? બાદશાહી જોઇતી હતી ? એશ–આરામ જોઇતો હતો ?

ના.

એને જોઇતી હતી ઇજ્જત...એને જોઇતી હતી બંધનમુક્તિ...આઝાદી.*

ચંદુલાલ પટેલ

* સપ્ટેમ્બર-૧૯૪૧ના " નવચેતન "માંથી.

# ભગવાનની ભાષા (એક સંવાદ)

## [૧]

પાત્રો—૧૨-૧૩ વર્ષના છોકરાઓ.
સ્થળ—નિશાળ પાસે.

**રામજી**—રહેમાન, આજે સવારે તારા પિતાજી પાસે બેસી તું શું વાંચતો હતો અલ્યા ? મને એમાંનું કશું જ સમજાતું નહોતું.

**રહેમાન**—એ તો કુરાને-શરીફ હતું. એ તું શી રીતે સમજે ? મોટા મોટા હાફિજો એને નથી સમજી શકતા. એ તો ફક્ત પઢવાનું હોય: એ તો ખુદાની જબાનમાં લખેલું છે ને!

**રામજી**—ખુદાની જબાનમાં ? અરે, ભગવાનની ભાષા તો સંસ્કૃત છે. એમાં જ અમારા વેદો લખાયેલા છે. અમારા પંડિતો પણ એમ જ કહે છે કે, વેદને કોઈ સમજે નહિ; એ તો માત્ર બોલવાના જ. તો શું કુરાન પણ સંસ્કૃતમાં છે ?

**રહેમાન**—તું તો સાવ બેવકૂફ લાગે છે. કુરાને-શરીફ સંસ્કૃતમાં શી રીતે હોય ? એની ભાષા તો અરબી છે.

**રામજી**—તો પછી એને ખુદાની જબાન કેમ કહે છે ? ઈશ્વરની ભાષા તો સંસ્કૃત છે. ખરું ને રૂસ્તમ ?

**રૂસ્તમ**—તમે બેઉ ભૂલો છો. ખુદાની બોલી તો અમારા દસ્તૂરો બોલે છે તે છે. એને અમે ઝંદ-અવસ્તા કહીએ છીએ. ખુદાનું અસલ નામ તો અહુરમઝ્દ છે ને ? એ ક્યાં તમારાં શાસ્ત્રોમાં આપેલું છે ? એ તો અમારાં શાસ્ત્રમાં જ આવે છે. એણે જ તો એ લખ્યાં છે. બોલ, દાવીદ, તું શું કહે છે ?

**દાવીદ**—અમે તો હિબ્રુને જ યહોવાની જબાન માનીએ છીએ. અલ્લાએ પેગંબર મૂસાથી માંડીને ઇઝાયા સુધી આ જ બોલીમાં પોતાના પેગામો મોકલ્યા હતા. પેગંબર મૂસાને અલ્લાએ જાતે જે કાયદા લખી આપ્યા હતા, તે હિબ્રુમાં જ લખી આપેલા. એ જ બતાવે છે કે ખુદાની ભાષા હિબ્રુ છે.

**રૂસ્તમ**—આ તો દરેક જણ પોતાના શાસ્ત્રની ભાષાને જ ખુદાની બોલી કહે છે ! ત્યારે આમાં સાચું શું ?

**રામજી**—અરે, એમાં શી હરકત છે ? આપણે યે બે-ત્રણ ભાષા બોલીએ છીએ. તો ભગવાનને બધી ભાષા આવડે એમાં શી નવાઈ ? તે દરેક દેશના ઋષિ-પેગંબર સાથે તેની જ બોલીમાં બોલ્યા હશે !

**રહેમાન**—પણ તો એને અલ્લાની જબાન કેમ કહેવાય ? તો તો એ તે તે પેગંબરની ભાષા થઈ જાય. પણ હું તો કહું છું કે ખુદાની ભાષા અરબી જ છે.

**દાવીદ**—અને હું કહું છું કે તે હિબ્રુ જ છે. ચાલો આવી જાઓ, આ બાબત પર હું તમારી દરેકની સાથે મુકાબલો કરવા તૈયાર છું.

**રૂસ્તમ**—કેવી રીતે મુકાબલો કરીશ ?

**દાવીદ**—હું તમારી દરેકની સાથે કુસ્તી કરીશ. જો હું સાચો હોઈશ તો યહોવા મને

મદદ કરશે. અને મને જિતાડશે. જો તમે સાચા હશો, તો તમારી જિત થશે. એ તો ન્યાયની જ વાત છે ને ?

**રામજી**—અરે ભાઇ, કુસ્તી કરવાથી આપણા શરીરના બળનો નિર્ણય થશે; ભગવાનની ભાષાનો શી રીતે થશે ?

**દાવીદ**—ત્યારે, તું જ બતાવ કે આનો નિકાલ કેમ લાવવો ?

**રામજી**—હું કહું છું કે આપણા ગામની પાદરે પેલા દિલખુશ બાબા રહે છે, તેમને આપણે પૂછીએ. મેં સાંભળ્યું છે કે એ ભગવાનને મળેલા છે.

**રહેમાન**—ભગવાનને મળેલા છે ! અરે, અલ્લામિયાં તો સાત આસમાનની પાર રહે છે; તેને કોણ મળી શકે ?

**રૂસ્તમ**—નહિ, નહિ, રામજી ઠીક કહે છે. પરવરદિગાર તો ચાહે તેને મળી શકે. એને શું અઘરું છે ? એમ ન હોત તો પેગંબરોને કેમ મળત ?

**રહેમાન**—તો શું આપણે તેમને પૂછીએ ? શું બધાનો એ જ મત છે ?

**દાવીદ**—હા, મારો પણ એ જ મત છે.

**રહેમાન**—ચાલો ત્યારે.

[ ૨ ]

પાત્રો—પેલા છોકરાઓ અને દિલખુશ બાબા.
સ્થળ—ગામની પાદરે એક ઝાડ નીચે એક ઝૂંપડીમાં.

**રામજી**—બાબાજી, પાયલાગણું.

**રહેમાન**—બંદગી, ફકીર સાહેબ.

**દાવીદ**—સલામ, બાબાજી.

**રૂસ્તમ**—સલામ, દરવેશ સાહેબ.

**બાબા**—આવો, છોકરાઓ, આવો. આજ તમે અહીં કયાંથી ભૂલા પડયા ? શું રમતોથી કંટાળ્યા ?

[ છોકરાઓ શરમાય છે. એકબીજાને પૂછવા ઇશારો કરે છે. છેવટે રૂસ્તમ હિંમત કરે છે. ]

**રૂસ્તમ**—દરવેશજી, અમારી વચ્ચે એક ઝઘડો પેદા થયો છે. આપની પાસે અમે તેનો નિકાલ કરાવવા આવ્યા છીએ. અમે સાંભળ્યું છે કે તમે ખુદાજીને જોયા છે. એ શું સાચી વાત છે ?

**બાબા**—એનો જવાબ આપવો તો કઠણ છે, ભાઈ. હા કહું તોયે ખોટું થાય, અને ના કહું તોયે ખોટું થાય. પણ તમને એની શી જરૂર પડી તે તો કહો.

**રૂસ્તમ**—ઠીક, એ ન કહો તો ભલે નહિ. પણ અમે પૂછીએ છીએ કે તમે ઇશ્વરનો અવાજ સાંભળી શકો છો ?

**બાબા**—એ સવાલ તો જરા સહેલો છે. એનો અવાજ જરૂર સાંભળ્યો છે. એનો અવાજ સાંભળ્યો, ત્યારે જ તો એની પાછળ પડયો.

**ચારે** ( એની સાથે )—ખરેખર ! તમે શું ઇશ્વરનો અવાજ સાંભળ્યો છે ?

**બાબા**—હા, ભાઇ, સાંભળ્યો છે. ખોટું કેમ કહું ?

**રૂસ્તમ**—ત્યારે તો અમારો ઝઘડો મટી જશે. અમારી તકરારનો મુદ્દો જ એ છે. આ

રામજી કહે છે કે ખુદાની ભાષા સંસ્કૃત છે, અને રહેમાન કહે છે કે અરબી છે. દાવીદ પોતાની હિબ્રુને જ બતાવે છે. પણ અમે પારસીઓ માનીએ છીએ કે દાદા અહુરમઝદની ભાષા ઝંદ છે. હવે આપ ફરમાવો કે અમારામાંથી કોણ સાચું છે?

**બાબા**—એમાંની એક પણ ભગવાનની ભાષા નથી.

**રામજી**—હા, બાબા, હું એમ જ કહું છું કે ભગવાનને બધી ભાષા આવડે છે, અને દરેકની સાથે તેની તેની ભાષામાં બોલતો હશે. એની પોતાની ભાષા જુદી જ હશે.

**બાબા**—એ પણ ખોટું.

**દાવીદ**—ખોટું ? તો શું ખુદા મૂંગો છે ? શું એણે મૂસા ને બીજા પેગંબરો જોડે વાતો નહોતી કરી ?

**બાબા**—જુઓ, બેટાઓ, ગળા અને જીભમાંથી નીકળતા અને કાનથી સંભળાતા કોઈ અવાજથી એ વાત નથી કરતો. એની ભાષા એવી છે કે જેનો અવાજ નથી થતો.

**રામજી**—એ શી રીતે, બાબાજી ? શું મૂંગાની જેમ ઇશારાથી સમજાવે છે ? અમે તો કોઈ દિવસ નથી સાંભળી.

**બાબા**—તમેયે જરૂર સાંભળી છે, બેટા ! મારી પાસે આવવાનું તમને કેમ સૂઝયું તે બતાવો.

**રામજી**—અમે તમને જોયા છે, તેથી મનમાં આવ્યું કે, ચાલો, તમને જ પૂછીએ.

**બાબા** હા, પણ કોઈ બીજા પાસે કેમ ન ગયા ?

**રહેમાન**—તમે ખુદાના બંદા છો, તેથી અમને લાગ્યું કે તમને જ પૂછવું બરાબર છે.

**બાબા**—આમ જે મનમાં ઊઠયું તે કઈ ભાષામાં ઊઠયું ? સંસ્કૃતમાં, હિબ્રૂમાં, અરબીમાં, ઝંદમાં કે કોઈ પાંચમી જ ભાષામાં ?

**રામજી**- જી...મનમાં જે ઊઠયું, તે તો...એમ જ ઊઠયું. પછી અમે સમજી લીધું તમારી ભાષામાં.

**બાબા**—બસ, એ જ રીતે ભગવાન પોતાનો અવાજ સંભળાવે છે. એની વાત પહેલાં દિલમાં ઊઠે છે, અને પછી જેના દિલમાં ઊઠે છે તે પોતાની ઓછીવત્તી બુદ્ધિ મુજબ તેને પોતાની જ ભાષામાં સમજી લે છે. પેગંબરોએ પણ એમ જ કરેલું. એમના હૃદયમાં ઇશ્વરી વાતો ઊઠી અને તેમણે પોતપોતાની આવડત પ્રમાણે પોતપોતાની ભાષાઓમાં તે જાહેર કરી. અલ્લાએ કોઈને કોઈ માનવી ભાષામાં એ વાતો કહી નહોતી.

[ છોકરાઓ વિચારમાં પડે છે. થોડી વારે ]

**દાવીદ**—ઠીક, તો એક વાત કહો. તમે ખુદાનો અવાજ સાંભળી, કઈ ભાષામાં તેની મતલબ સમજો છો ?

**બાબા**—જેમાં તમારી સાથે વાતો કરું છું તેમાં જ. જે ભાષા આપણે સૌ સમજીએ છીએ તે.

**દાવીદ**—તો પેગંબરો કેમ બીજી બીજી ભાષાઓમાં સમજ્યા ?

**બાબા**—જે જમાનામાં અને જે લોકોમાં તેઓ હતા, તેમની જે રોજની બોલચાલની ભાષાઓ હતી, તેમાં જ તેમણે પોતાની વાતો જાહેર કરી હતી. આજે મૂસા, મહંમદ કે બીજા પેગંબર, ઋષિ વગેરે જમીન પર હોય, તો આજની જ કોઈ ભાષામાં તેઓ ઇશ્વરની આજ્ઞાઓ સમજાવે. હિબ્રુ, સંસ્કૃત વગેરેમાં નહિ.

**રામજી** ઠીક, પ્રણામ, બાબાજી, અમારા ગુરુજીને હું પૂછી જોઇશ.

**રહેમાન**—અને હું પણ મૌલવી સાહેબને પૂછીશ. બંદગી, બાબા.

**દાવીદ** હું પણ અમારા રબ્બીને પૂછીશ, સલામ.

**રૂસ્તમ** બાબા, મારું તો દિલ કહે છે કે તમે તદ્દન સાચી વાત કહી છે. હું તો કોઇને પૂછવાનો નથી. આપણા દિલમાં એક વાત સાફ થઈ જાય, પછી બીજાને શું કામ પૂછવું ? આપને તસ્દી આપી તે માટે માફ કરજો, બાબાજી. સલામ.

**બાબા**—હા, ભાઇ.

**दिल साफ हुआ, फिर क्यों पूछे ?** *　　　　　　[ બધા જાય છે ]

કિ. ઘ. મ.

---

# આટલું તો કરોજ

**વધારે અનાજ વાવો.**

આપણને ખોરાકની તંગી ન પડી જાય, તે માટે આપણે વધારે અનાજ વાવવુંજ જોઇએ. બર્માથી આવતા ચોખાની આપણને જે ખોટ પડી છે તે ખોટ આપણે પૂરી પાડવી જોઇએ. શું શું વાવવું તે સંબંધીની વર્તમાનપત્રોમાંની જાહેરાતો જુઓ.

*

**અફવાઓથી સાવચેત રહો.**

જ્યારે જ્યારે તમે સત્તાવાર રીતે સમર્થન ન કરાયેલી અફવા સાંભળો, ત્યારે તે અફવાને કાનબહાર કાઢી નાખો અને આ રીતે તેને **મારી** નાખો. ખોટી અફવા માનવાની ના પાડવામાં આવે એ કામ હિંદ માટે એક હજાર સૈનિકોની મદદ જેટલું કિંમતી કામ છે.

*

**સંરક્ષણ કામમાં મદદ કરો.**

શહેરમાંના કે ગ્રામવિસ્તારના સંરક્ષક દળોમાં અત્યારેજ જોડાઇ જાઓ અને તમારાં ઘરબાર અને માલમિલકતનું રક્ષણ કરો. સંરક્ષણ કામની તાલીમ અને અનુભવ લો. આ કામ બીજા માણસના ભરોસા ઉપર છોડો નહિ. કેમકે કદાચ બીજો માણસ આ કામ ન કરે.

*

**કાગળનો બચાવ કરો.**

કાગળ ઓછો વાપરો. દુકાનેથી તમે ખરીદેલા માલના બંડલ ઉપર કાગળ વીંટાળેલ-પેકિંગ-ન હોય તોપણ તે સ્વીકારી લ્યો. કાગળ લડાઇ માટે જોઇતી વસ્તુઓમાંની એક ઘણી અગત્યની વસ્તુ છે.

*

**ઓછી મુસાફરી કરો.**

લશ્કરને જેટલી રેલવે ગાડી મળી શકે તેમ દરેકની ઘણી સખ્ત જરૂર છે. માટે બીનજરૂરી મુસાફરી કરવાનું બંધ કરો. જ્યારે જ્યારે તમે મુસાફરી કરવાનો વિચાર કરો ત્યારે ત્યારે તમારા અંતરને પૂછોઃ " મારી મુસાફરી લશ્કરી ટુકડીઓની મુસાફરી કરતાં વધુ અગત્યની છે ? "

---

* મે-૧૯૪૨ ના " શિક્ષણ અને સાહિત્ય "માંથી.

# ૧૯૪૨ નું રાજકીય ભવિષ્ય

[ અમેરિકાના 'લૂક' નામના અખબારે એના ૧૯૪૧ ના ડિસેમ્બરના અંકમાં દુનિયા
૧૯૪૨ ની સાલનું રાજકીય ભવિષ્ય આપ્યું છે. એ ભવિષ્ય ભાખનારા કોઇ જ્યોતિષિઓ નથ
પણ દુનિયા આખીમાં મશહૂર એવા મુત્સદ્દીઓ, અખબારનવેશો ને પરરાષ્ટ્રીય રાજકારણમાં નિષ્ણા
એના મહાન પુરુષો છે. એમાંથી ઘણા લોકોએ કરેલા અંદાજ આ પહેલાં ખરા પડયા છે. વિટેકરઃ
ભવિષ્ય તો શબ્દેશબ્દ ખરૂં પડયું છે. જર્મની ' રશિયા પર ચડાઇ કરશે, એ વાત તેણે રૂસો
જર્મન લડાઇની શરૂઆત થયા પહેલાં દસ દિવસ પર જ જણાવી હતી. ઇલિયટે બે વરસ પહેલાં
.રૂસો-જર્મન લડાઇ થશે, એમ જાહેર કર્યું હતું. ફ્લૅનરી થોડા દિવસ પહેલાં જ જર્મનીમાં
આવ્યો હોવાથી તેનો મત મહત્ત્વનો ગણવો જોઇએ. રાજકીય ભવિષ્યખોરીનો આ એક નમૂનો
એમ કહેવાને હરકત નથી. ]

### રેમન્ડ કલૅપર

(૧) અમેરિકાના પૂર્વકિનારા પર થોડાક બૉમ્બહલ્લા થશે.
(૨) હિટલર મૉસ્કોને બદલે કૉકેસસ લેશે.
(૩) નાતાલ પછી ઇરાક ને ઇરાન તરફ લડાઇનો ફેલાવો થશે.
(૪) જર્મની તદ્દન નવી જાતનાં વિમાનો વાપરવા લાગશે.
(૫) જર્મની ઇંગ્લૅંડ પર મોટા હલ્લા કરશે, કદાચ ઝેરી વાયુ પણ વાપરે.
(૬) અમેરિકા લડાઇમાં પડશે.
(૭) આર્થિક આફતને લીધે જપાન મુશ્કેલીમાં આવી પડશે. ચીન જપાન પર ચડાઇ કરશે
(૮) પાસિફિકમાં અમેરિકાને લડાઇ નહિ કરવી પડે.
(૯) આ શિયાળામાં હિટલર યુરોપમાં પ્રભુત્વ મેળવી શકશે, પણ જર્મનીમાં બળવો થશે
એને લીધે તે મુશ્કેલીમાં આવી પડશે.
(૧૦) ડિસેમ્બર મહિનામાં અમેરિકા લડાઇનો સામાન બહોળા પ્રમાણમાં નિર્માણ કરશે.

### મેજર જૉર્જ ઇલિયટ

(૧) ઉત્તરમાં ને મધ્ય ભાગમાં રશિયા ટકી શકશે.
(૨) કૉકેસસનું રક્ષણ કરવા માટે બ્રિટન અને રશિયા સંયુક્ત મોરચો સ્થાપન કરશે.
(૩) શિયાળાની શરૂઆત થયા પહેલાં કૉકેસસનું તેલ લેવા માટે હિટલર ભારે પ્રયત્ન કરશે
પણ તેમાં એને યશ નહિ મળે.
(૪) લીબિયામાં બ્રિટિશો ધરી રાષ્ટ્રો પર સખ્ત પ્રહાર કરશે.
(૫) આટલાંટિકમાં જર્મન વિમાનો ને ડિસ્ટ્રૉયરો આગબોટો પર ભારે હુમલા કરશે.
(૬) જર્મનીને જો રશિયામાં વધારે ફાયદો થશે તો જર્મની સુલેહનો પોકાર કરશેઃ પ
એવું કંઇ બને એમ લાગતું નથી.
(૭) જપાન જો વધારે હાથપગ હલાવશે તો અમેરિકાને લડાઇમાં પડવું પડશે. જપા
લડાઇ પોકારશે તો એ થોડા જ વખતમાં ખતમ થઇ જશે.'

(૮) આવતા વર્ષે અમેરિકા લડાઇમાં પડે એવાં ચિહ્નો જણાય છે.

(૯) બ્રિટન જર્મની પર ખૂબ વૈમાનિક હલ્લા કરશે.

## કે. વી. કાલ્ટનબૉર્ન

(૧) હિટલરને લડાઇના સરસામાનનો તોટો પડશે. જર્મન પ્રજા પણ હિંમત હારી જશે.

(૨) કૉકેસસનું તેલ મેળવવા માટે હિટલર ભારે પ્રયત્ન કરશે.

(૩) કૉકેસસમાં પ્રવેશ કરતાં પહેલાં હિટલરને રશિયા, બ્રિટન ને અમેરિકા એ ત્રણ રાષ્ટ્રોના સંયુક્ત મોરચાનો મુકાબલો કરવો પડશે. અને એ લોકો તેને પાછળ હઠાવશે.

(૪) અમેરિકા લડાઈમાં પડે એવા સંજોગો વધતા જાય છે.

## રેમંડ ગ્રૅમ સ્વિંગ

(૧) શિયાળાની ટંડી ને દુકાળને લીધે યુરોપની પ્રજાઓને બહુ જ સહન કરવું પડશે જર્મન સત્તા નીચેના રશિયન પ્રાંતોમાં સૌથી વધારે નુકસાન થશે.

(૨) હિટલર શાંતિની અને યુદ્ધ બંધ કરવાની ઘોષણા કરશે; પણ એના તરફ કોઇ ધ્યાન નહિ આપે. આ વર્ષે હિલટર પોતે જો બાજુએ નહિ ખસી જાય તો તેનું લશ્કર તેને પદચ્યુત કરશે.

(૩) લડાઈ જેમ જેમ લંબાતી જશે, તેમ તેમ જર્મન નાગરિકોનો ઉત્સાહ ઓછો થતો જશે ને તેઓ હિંમત હારી જશે.

(૪) ચાલુ વરસમાં અમેરિકા, બ્રિટન ને ડચ લોકોની સાથે જપાનને લડાઈ થવાનો સંભવ છે.

(૫) ડિસેમ્બર મહિનામાં મિત્રોને વિજય મળવાનાં ચિહ્નો જણાવા લાગશે, પણ ૧૯૪૩ પહેલાં લડાઇ પૂરી નહિ થાય.

## વૅન પૅસૅન

(૧) ૧૯૪૨ માં હિટલર મરણ નહિ પામે કે મુસોલિની પદભ્રષ્ટ નહિ થાય તો આ વર્ષમાં હિટલર કદાચ ફાવે. તેનું લશ્કર દુશ્મનો પર બધી બાજુએથી હુમલા કર્યા કરશે.

(૨) અમેરિકા, બ્રિટન, રશિયા ને ચીન એ ચારે રાષ્ટ્રોએ બર્લિન રોમ ને ટોકિયોના સંગમને તોડી પાડવાનો પ્રયત્ન કરવો જોઇએ.

(૩) ૧૯૪૨ માં સરમુખત્યાર રાષ્ટ્રો પોતાનું બધું સામર્થ્ય ભેગું કરીને લોકશાહી રાષ્ટ્રો પર ચડાઇ કરશે. એ વખતે બ્રિટન અને અમેરિકાએ તૈયાર થઇ રહેવું જોઇએ. લોકશાહી રાષ્ટ્રો જો ભારે પ્રયત્ન કરશે તો માનવજાત પર આવી પડેલી આ આફતમાંથી દુનિયા બચી શકશે.

### ફ્લૅનરી

(૧) ચાલુ વરસમાં આ લડાઈ પૂરી થઇ જશે. એમાં હિટલરનો પરાભવ થશે.

(૨) શિયાળામાં ઠંડીને લીધે જર્મન સૈનિકોને ભારે તકલીફ ઉઠાવવી પડશે ને ઘણાં લોકો મરણ પામશે.

(૩) ઉનાળામાં હિટલર પાછો સુલેહની માગણી કરશે; પણ એની તરફ કોઇ ધ્યાન નહિ આપે.

(૪) ચાલુ વરસમાં હિટલર પાછો એક વાર ઈંગ્લેંડ પર હલ્લો કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરી જોશે. ત્યાં નિરાશ થયા પછી તે સ્પેન, પોર્ટુગાલ ને અઝોર્ઝ તરફ જશે.

(૫) અમેરિકા આ વરસે પહેલાંના કરતાં વધારે તૈયારી કરશે. અમેરિકા જર્મની વિરૂદ્ધ લડાઇ જાહેર કરશે.

### જૉન વિટૅકર

(૧) જાન્યુઆરી ને ફેબ્રુઆરી મહિનામાં અમેરિકાની આગબોટો સમુદ્રને તળિયે પહોંચી જશે.

(૨) માર્ચ ને એપ્રિલ એ બે મહિનોમાં હિટલર સ્પેન, પોર્ટુગાલ ને આફ્રિકામાં આક્રમણ કરશે. અમેરિકાની સાથે લડાઇ કરવી હોય તો એ પ્રદેશ તેને પોતાના તાબામાં રાખવાની જરૂર લાગશે.

(૩) જપાન ને અમેરિકા વચ્ચે લડાઇ થતાં પહેલાં બ્રિટન ને જપાન વચ્ચે લડાઇ ફાટી નીકળશે.

(૪) ઇટાલિયન મારાઓ મુસોલિનીનું ખૂન કરવાનો પ્રયત્ન કરશે, પણ તેઓ એમાં ફાવશે નહિ; ઍડમિરલ ડાર્લાંનું ખૂન થશે.

(૫) મે મહિનાના ત્રીજા અઠવાડિયામાં અમેરિકાનાં લડાયક વિમાનો રશિયાને મદદ કરવા માટે કૉકેસસમાં જશે.

### એડગર સ્નો

(૧) આ વરસમાં ચીન જપાનનો પરાભવ નહિ કરી શકે. ચીનનું વધારે નુકસાન થશે.

(૨) પણ ચીન શરણ નહિ થાય. બ્રિટન અને અમેરિકા ચીનને જોઇએ એટલી મદદ કરશે.

(૩) જપાની લશ્કર થાઇલેંડમાં પ્રવેશ કરશે, ત્યાં એને ફતેહ મળશે તો મલાયા અને બ્રહ્મી સરહદ પર થોડીઘણી ઝપાઝપી થશે.

(૪) જપાનનું બૃહદ્ એશિયાનું સુખસ્વપ્ન ખતમ થઇ ગયું છે. બ્રિટન, રશિયા કે અમેરિકા પર ચડાઈ કરવાની જપાનમાં હિંમત નથી.

(૫) નાઝીઓ રશિયાનો સંપૂર્ણ પરાભવ કરે, ચીનમાં આંતરકલહ થાય કે અમેરિકા પાસિફિકમાંથી પોતાનું બધું આરમાર કાઢી લે તો જ જપાન યુદ્ધની ઘોષણા કરી શકે.

(૬) જરૂર પડશે તો અમેરિકન વિમાનો ચીન ને મધ્યપૂર્વમાં લડશે અને અમેરિકાનું યાંત્રિક લશ્કર જાવા ને મલાયામાં દુશ્મનો પર હલ્લો કરશે.

( મે-૧૯૪૨ ના " ચિત્રમય જગત "માંથી )

# આવતા માસની કાર્યદિશા

૧ તમોએ વર્ગીકરણ ન કર્યું હોય તો રજા દરમ્યાન તે કરી નાખવા તજવીજ કરશો. આ કામ માટે પુસ્તકાલયવર્ગમાં તાલીમ પામેલા શિક્ષક ભાઇઓ પોતાની આજુબાજુનાં ગામડાંના તાલીમ પામ્યા સિવાયના ગ્રંથપાલોને પણ મદદ કરશે એવી આશા છે.

૨ વર્ગીકરણ કરતી વખતે આ પ્રમાણે અવશ્ય કરજો:—
(૧) પુસ્તકની પીઠે નીચેથી બે આંગળ છોડી પટ્ટી ચોઢવી. (૨) પુસ્તકના પૂંઠાની અંદરની બાજુએ પુસ્તકાલયનાં નામ છાપેલાં પત્તાં ચોઢવાં. (૩) પુસ્તકના છેવટના પૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક આપ્યાની તારીખ જણાવતું પત્તું ચોઢવું. (૪) પુસ્તકના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક ખરીદ્યાની તારીખ, માસ, સન નાખવો તથા કિંમત લખવી તેમ જ પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગીકરણનો અક્ષર અને સંજ્ઞા લખવી. (૫) પુસ્તકના ૧૧, ૧૧૧, ૨૧૧, ૩૧૧ એ પૃષ્ઠો પર સિક્કા મારી પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગ લખવો વગેરે જો બાકી હોય તો તે પણ પૂર્ણ કરવું.

૩ જૂથ મંડળમાં ત્રિમાહી નિવેદનો મોકલવા ચૂકશો નહિ.

૪ જુલાઇ આખર સુધીમાં માગણી પ્રમાણેનાં મળી શકે તેટલાં બધાં પુસ્તકો મોકલવાની તજવીજ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરશે જ. માટે આ બાબતમાં પત્રવ્યવહાર કરી વિનાકારણ ખર્ચ કરશો નહિ.

૫ જે પુસ્તકાલયોએ ચાલુ વર્ષના અંદાજમાં મંજૂર કરાયેલી રકમની પુસ્તકોની યાદી બાકી હોય તેમણે અમારા તરફ તૂર્ત મોકલવી. જુન સુધીમાં યાદીઓ નહિ આવશે તો અત્રેની પસંદગીનાં પુસ્તકો મોકલવામાં આવશે.

વડોદરા,
તા. ૧૨–૫–'૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૨૩ સને '૪૨-૪૩

# વિષય

## પુસ્તકાલયોની વ્યવસ્થા

રાજ્યનાં મદદ મેળવતાં ગ્રામ પુસ્તકાલયો અને કસ્બા પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે કેટલીક મહત્ત્વની બાબતોમાં સમિતિઓ અગર મંત્રીઓ તરફથી પુસ્તકાલયની વ્યવસ્થા બાબતમાં ઘટિત તજવીજ થતી નથી. આશા છે કે જ્યાં નીચે જણાવેલી ખામીઓ હોય ત્યાં તે તાત્કાલિક દૂર કરવા મે. થી તજવીજ થશે. રા. મહાલ શાળાધિકારી અને વ. રા. પુસ્તકાલય મંડળના પગારદાર તેમ જ માનદ પ્રચારકો પણ તે બાબતમાં ઘટિત તજવીજ કરી પુસ્તકાલયોનું કામ વ્યવસ્થિત બનાવશે.

(૧) ઊઠી ગયેલાં બાળકોની છેલ્લાં પાંચ વર્ષનાં બાળકોની યાદી હોતી નથી. આ યાદી સ્થાનિક શાળાના મુખ્ય શિક્ષકે દર વર્ષે પુસ્તકાલય તરફ મોકલવા ઠરેલું છે. એવી યાદી મુદત અંદર ન આવે તો જે તે પુસ્તકાલયના મંત્રીશ્રીએ મંગાવી તેઓ ગરીબ બાળકોમાં વાચનપ્રચાર થાય તેવા પ્રયાસો અચૂક કરે.

(૨) પુસ્તકોની વિષયવારી અને કર્તાવારી નોંધવહીઓ ઘણા કસ્બા અને મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોમાં અધુરી છે. વેતન આપવા છતાં આવી અવ્યવસ્થા રહે એ મંત્રીઓ અને ગ્રંથપાલો બન્ને માટે બિલકુલ ઠીક જણાતું નથી. ખાતરી છે કે આયંદે એવો એક પણ પ્રસંગ ઊભો નહિ થાય કે જેમાં ગ્રંથપાલની બેદરકારી જણાઇ આવે.

(૩) કમી કરવા પાત્ર પુસ્તકો હજી ઘણાં પુસ્તકાલયો તરફથી કમી થતાં નથી અને જીર્ણ થયેલાં પુસ્તકો કેટલાંક ગ્રામ પુસ્તકાલયો અને કસ્બાઓમાં પુષ્કળ પ્રમાણમાં છે. આશા છે કે તેઓ વહેલી તકે આવાં નિરુપયોગી પુસ્તકો કમી કરાવવા તજવીજ કરશે.

(૪) ત્રિમાહી નિવેદન હજી સુધી તમામ પુસ્તકાલયોનું નિયમિત આવતું નથી. જૂથ મંડળો જાગત થઇ આ નિવેદનો મુદત અંદર આવે તેવા હરકોઇ પ્રયાસો કરવા અમારી તેમને વિનંતિ છે.

(૫) કાયમનિધિનાં નાણાં ખાનગી ઇસમ પાસે કે અ વર્ગ સિવાયની બીજી મંડળીઓ કે ઇતર કોઈ ન માન્ય સ્થળે હોય તે ઉપાડી તુર્ત પુસ્તકાલય સ. સ. મંડળ અગર પુસ્તકાલય ખાતાએ જણાવેલી યોગ્ય સંસ્થામાં રોકે.

(૬) વાચક રજીસ્ટર ઘણાં ગ્રામ પુસ્તકાલયોમાં નથી. દરેક ગ્રામ પુસ્તકાલય તથા કસ્બા પુસ્તકાલયે આ પત્રક અવસ્ય રાખવું જોઇએ. પુસ્તકાલયના પ્રચારની એ ખરેખર પારાશીશી છે. લોકસમૂહમાં કેટલો પ્રચાર થયો તે વાચકસંખ્યા ઉપરથી જ જણાઇ આવે. જ્યાં વાચક રજીષ્ટર રખાયેલું ન હોય ત્યાં ખાસ હુકમ આપી આ પત્રક તૈયાર કરાવવા ઘટિત તજવીજ તમામ તપાસણી અધિકારી સાહેબ કરશે એવી આશા છે.

૧૨-૫-'૪૨
વડોદરા

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## ગ્રામપુસ્તકાલયો માટે પુસ્તકોની ભલામણની યાદી નં. ૪ સને ૧૯૪૧-૪૨

| અ. નં. | વર્ગ | પુસ્તકનું નામ | પ્રકાશક વા કર્તા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | अ | વિશ્વદર્શન બીજું | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૩-૮-૦ |
| ૨ | क्ष | સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિનું એકીકરણ | લુહાણામિત્ર પ્રિન્ટિંગ પ્રેસ, વડોદરા | ૩-૮-૦ |
| ૩ | ग | કનકતારા | પાઠક રવિશંકર નરોત્તમ | ૦-૨-૦ |
| ૪ | ग | સ્વર્ગોનું દોહન | પુસ્તકાલય સહાયક સ. મંડળ, લિ. વડોદરા | ૧-૮-૦ |
| ૫ | ग | પૂર્વ અને પશ્ચિમનાં નૈતિક ધ્યેયો | આર્ય સુધારક પ્રેસ, વડોદરા | ૧-૧૧-૦ |
| ૬ | छ | गीतागौरवांक ४ | ગીતા પ્રેસ, બનારસ | ૪-૮-૦ |
| ૭ | छ | કિશોર રામાયણ | પટેલ દેશાઇભાઇ નાથાભાઈ, અમદાવાદ | ૧-૦-૦ |
| ૮ | ट | લગ્ન એક સમસ્યા | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૧-૪-૦ |
| ૯ | ढ | પ્રૌઢશિક્ષણ | ત્રિવેદી ઉપેન્દ્રશર્મા જે. વડોદરા | ૧-૦-૦ |
| ૧૦ | त | નફાકારક હુન્નરો ભાગ ૩ | ચાવડા મૂળજી કાનજી સિનગુરા | ૨-૮-૦ |
| ૧૧ | त | ખેડ અને ખાતર | પાઠક જગન્નાથ રણછોડલાલ, વડોદરા | ૦-૧૦-૦ |
| ૧૨ | प | શરદવંદના | એન. એમ. ઠક્કરની કંપની, મુંબાઇ | ૨-૮-૦ |
| ૧૩ | र | રંગતરંગ ભાગ ૪ | દવે જ્યોતિન્દ્ર હ. સૂરત | ૫-૦-૦ |
| ૧૪ | यं | સ્વાતિ | " કોલક ", મુંબાઈ | ૨-૦-૦ |
| ૧૫ | य | ચાંદ્રમુખ | એન. એમ. ઠક્કર, મુંબાઇ | ૨-૪-૦ |
| ૧૬ | य | વિભાવરી | " " | ૨-૮-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ | य | શ્યામલી | એન. એમ. ઠક્કર, મુંબાઇ, | ૩—૦—૦ |
| ૧૮ | य | કમલિની | ,, ,, | ૩—૦—૦ |
| ૧૯ | य | નગરલક્ષ્મી | ,, ,, | ૨—૮—૦ |
| ૨૦ | य | હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ | ભારતી સા. સંઘ અમદાવાદ | ૧—૦—૦ |
| ૨૧ | य | કુમારનાં સ્રીરત્નો | પુ. સ. સ. મંડળ, વડોદરા | ૧—૦—૦ |
| ૨૨ | र | રચનાત્મક કાર્યક્રમ | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૦—૨—૦ |
| ૨૩ | र | સદ્બોધ શતકમ્ | ,, ,, | ૦-૧૨-૦ |
| ૨૪ | ट | વ્યાયામ જ્ઞાનકોષ | મજમુદાર દત્તાત્રય ચિંતામણ, વડોદરા | ૭—૦—૦ |
| ૨૫ | ट | મહારાજ્યોની યુદ્ધશક્તિ | ભારતી સા. સંઘ, અમદાવાદ | ૨—૦—૦ |
| ૨૬ | ह | બાપુ | ન. પ્ર. મંદિર, અમદાવાદ | ૦—૬—૦ |
| ૨૭ | घ | પાસીફીક | મહાગુજરાત પબ્લિશિંગ કું. મુંબાઇ | ૦-૧૨-૦ |
| ૨૮ | घ | ગીતાંજલિ અને બીજાં કાવ્યો | ,, ,, | ૧—૪—૦ |
| ૨૯ | ट | ગામડાનું સ્વરાજ્ય | શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક, અમદાવાદ | ૦—૪—૦ |
| ૨૦ | ह | મૂગા લોકસેવક મોતીભાઇ અમીન | ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ | ૦—૨—૦ |
| ૩૧ | ह | શ્રી. મોતીભાઈ અમીન; જીવન અને કાર્ય | ,, ,, | ૨—૮—૦ |
| ૩૨ | ह | સ્વામી શિવાનંદજી. | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ | ૧—૮—૦ |
| ૩૩ | य | વિવાહિતા | એન. એમ. ઠક્કર, મુંબાઇ | ૨—૮—૦ |

વડોદરા
તા. ૧૩—૫—૪૨

ઉ. મો. પટેલ
મદદ—વ્યવસ્થાપક

સુધારો—શિષ્ટ સાહિત્ય ભંડાર—મોટા આંકડીઆ તરફથી પ્રસિદ્ધ થતાં સામયિકોની ભલામણની યાદી જે ગયા અંકે પ્રસિદ્ધ થઇ હતી તેમાં તેના વાર્ષિક લવાજમના રૂા. ૩—૦—૦ છપાયા છે તે સુધારીને રૂા. ૨—૮—૦ વાંચવું.

# બાલવિનોદનું બાલસાહિત્ય

## બા લ કો મા ટે સ ર્વો ત્ત મ છે

**ભારોભાર ચિત્રોવાળાં, છ થી પંદર વર્ષનાં બાલકો માટેનાં**
**આ ૧૨૫ પુસ્તકો વિના કોઈપણ પુસ્તકાલય અધુરું છે.**

**બા લ વિ નો દ ગ્રં થા વ લિ : છ થી આઠ વર્ષનાં બાલકો માટે.**

૧ હાથીનું નાક ૨ સંગીતશાસ્ત્રી ૩ ચિત્રલેખા ૪ ત્રણ દીકરા

**બાલવિનોદમાલા : આઠથી બાર વર્ષનાં બાલકો માટે.**

૫ રતનીયો ૬ મોતીયો ૭ મણિયો ૮ ચતુરો ૯ ઉંદાદેશ ૧૦ ભુરિયો ૧૧ શાણિયો ૧૨ મરઘાભાઇ ૧૩ પંડિતજી ૧૪ કલાવતી ૧૫ ગંગારામ ૧૬ ઊંઘણશી ૧૭ કાલઘેલાં ૧૮ ભગો ૧૯ લાલિયો ૨૦ હેમલતા ૨૧ રણધીર ૨૨ સગુર ૨૩ ગુંદરિયો ૨૪ રાવજી ૨૫ બાલવિનોદિની ૨૬ સોણલિયો ૨૭ કાળિયો ૨૮ નાગકુમાર ૨૯ મુંબાઇ ૩૦ મેનાવતી ૩૧ અલકા ૩૨ ખેલવાળો ૩૩ કાગમંત્રી ૩૪ ધરતીમાતા ૩૫ ગોરિયો ૩૬ રેડિયો ૩૭ બાપનાં વેણ ૩૮ દુલારી ૩૯ સોનાનાં પગલાં ૪૦ ગરવી ગુજરાત ૪૧ વહેંતિયો ૪૨ લંકાની લાડી ૪૩ કનૈયો ૪૪ રાજહંસ ૪૫ ધનિયો ૪૬ બટમોગરો.

**અં શો ક બા લ પુ સ્ત ક મા લા : દશથી પંદર વર્ષનાં બાલકો માટે.**

૪૭ મહારાષ્ટ્રનો મહારથી ૪૮ ત્રણ તપેલાં ૪૯ ચીની વાતો ૫૦ શા માટે ? ૫૧ કેશુડાં ૫૨ રૂપીના બાગમાં ૫૩ : ૫૪ કુતુહલ બે ખંડ ૫૫ મુદ્રારાક્ષસ ૫૬ થી ૫૮ રંભાનું રસોઇઘર : ત્રણ ખંડ ૫૯ આપણાં મિત્રો ૬૦ ગંમત ગીતો ૬૧ અવળચંડો ૬૨ ગણિત ચમત્કાર ૬૩ અજબ દુનિયા ૬૪ સુંદરપુરી ૬૫ ભોળી સુભદ્રા ૬૬ થી ૭૦ વિજ્ઞાનવિહાર પાંચ ખંડ ૭૧ : ૭૨ નાની મોટી વાતો બે ખંડ ૭૩ બાલકોનું સ્વર્ગ ૭૪ બાલપાઠો ૭૫ નરવીર નેપોલિયન ૭૬ ગ્રામગીતો ૭૭ ચંદ્રસાગા ૭૮ રાજા ભોજ ૭૯ ચિત્તાનો શિકાર ૮૦ મકનિયો ૮૧ સમ્રાટ સિકંદર, ૮૨ ફૂલગજરી ૮૩ કાગળના કિમિયા ૮૪ મીરાંબાઇ ૮૫ દગાબાજ દુશ્મન ૮૬ સુંદર સંવાદો ૮૭ ક્ષેમરાજ ૮૮ રાણા પ્રતાપ ૮૯ થી ૯૪ અમારી વાર્તાઓ–છ ખંડ ૯૫ ગજુડિયાં ૯૬ પત્રપેટી ૯૭ લેનિન ૯૮ ગીતકથાઓ ૯૯ : ૧૦૦ આપણી મહાસભા બે ખંડ ૧૦૧ : ૨ વડવાઇએ બે ખંડ ૧૦૩ : ૪ છેતરાતી નજર બે ખંડ ૧૦૫ થી ૮ હાસ્યતરંગ ચાર ખંડ ૧૦૯ નીરૂની નોંધપોથી ૧૧૦ પ્રવાસકથાઓ ૧૧૧ : ૧૨ કોણ, કેમ શું ? બે ખંડ ૧૧૩ : ૧૪ નવી નવાઇઓ બે ખંડ ૧૧૫ ચિત્રરેખા ૧૧૬ થી ૧૮ ચોપગાંની દુનિયા ત્રણ ખંડ ૧૧૯ નરસૈયો ૧૨૦ સાગરની રાણી ૧૨૧ નગીનાવાડી ૧૨૨ ત્રણ ઠગ ૧૨૩ લાલાનો ભેળ ૧૨૪ ગભો ગાંધી ૧૨૫ હીરકણી.

**નં: ૧ ના બાર આના. નં: ૨૫, ૪૬, ૭૩, ૮૯ થી ૯૪, ૯૭, ૯૯, ૧૦૦, ૧૧૦, ૧૧૩, ૧૧૪, ૧૧૬ થી ૧૧૮, ૧૨૦, ૧૨૨, ૧૨૩ ને ૧૨૫ ના છ આના. નં: ૨ થી ૪, ૪૭, ૬૦, ૬૧, ૭૭ ને ૮૧ ના ચાર આના. ને બાકીનાં દરેકના ત્રણ આના.**

## બાલવિનોદ કાર્યાલય : મલાડ [ મુંબાઇ ]




૩૨૮ પાનાં : આંખને ઉડી
વળગે એવાં રૂપરંગ
અઢી રૂપિયા

# પ્રેમનું સૌન્દર્ય

અને

# સૌન્દર્યના પ્રેમ

ની

અનોખી અને અપૂર્વ દષ્ટિભરી

**શ્રી. કિશનસિંહ ચાવડાની**

સોળ વાર્તાઓ

# કુમકુમ

માં સંઘરાઇ છે અને પ્રગટ થઇ છે.

શ્રી. કિશનસિંહ ચાવડાના જેવી રચનાઓ વાંચવામાં આવે છે ત્યારે એમ થાય છે કે આ એના વર્ણને, આ એની તાઝગીએ, આ એની ચોટે, આ એની માનસશાસ્ત્રીની સાચદિલીએ અને આ એના કુવાણા પાત્રની કુમારી છૂતી જાય છે.
—પ્રા. બ. ક. ઠાકોર.

બહારનું રૂપરંગ જેમ આંખે ઉડીને વળગે તેવું છે, તેવી જ અંદરની ગુણવત્તા હૈયામાં વસી જાય તેવી છે.
પ્રા. વિજયરાય વૈદ્ય

જેમણે જીવન જીવ્યું છે, માણ્યું છે, જિંદગીમાં તેજછાયાની સંતાકૂકડી ખેલી છે, નૃત્ય, સંગીત, સૌન્દર્યના મદિરા કરતાં પણ બલવત્તર નશો અનુભવ્યો છે એવા નવલિકાકારોના વર્ગમાં શ્રી. કિશનસિંહજીનું સ્થાન છે. 'કુમકુમ' એ જુવાળે ચઢેલી જીંદગીમાં થતી વેદનાનું ફળ છે.
—શ્રી. ધનસુખલાલ મહેતા.

આપણા સાહિત્યમાં કદાચ 'ધુમકેતુ'ના અપવાદ સિવાય પાત્ર, સ્થળ અને પ્રસંગોનું આટલું વૈવિધ્ય બીજા કોઇપણ વાર્તાકારના એક પુસ્તકમાં ન મળે, આ વૈવિધ્ય એ શ્રી. કિશનસિંહ ચાવડાની વિશિષ્ટતા છે એ તો ચોક્કસ.
—શ્રી. ગુલાબદાસ બ્રોકર.

પ્રણય મસ્તી અને માનવતાનો ત્રિવેણીસંગમ 'કુમકુમ' લગ્નભેટ આપવા
જેવી મનોરમ અને હૃદયંગમ ચીજ બની છે.

અમારૂં આખું સૂચિપત્ર મંગાવો.

# એન. એમ. ત્રિપાઠી એન્ડ કમ્પની

બુકસેલર્સ : પબ્લીશર્સ :: પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૭ મું | એપ્રિલ-૧૯૪૨ | અંક ૪ થો

## જ્ઞાન દાનેશ્વરી

સંસ્કૃતિ સૌ યુગ યુગ તણી દીસતી એક સ્થાને,
જ્યાં જ્ઞાનીની અવિરત વહે જ્ઞાનગંગા સદાને;
દૃષ્ટાંતો ને અનુભવ બધા વિશ્વના છેક છેલ્લા—
દિવ્યાદેશો, પુનિત કથનો ગ્રંથ ગ્રંથે લખેલા.

દુઃખી સુખી શિથિલ મનને એક છે જ્યાં વિસામો,
પામે શાંતિ દિલભરી તહીં અંતરે લે દિલાસો;
ભવ્યાદર્શો મનુજગણના ભાવનાં ભવ્ય ભાસે,
મોંઘાં મોંઘાં અણમૂલ ભર્યાં જ્ઞાનરત્નો પ્રકાશે.

થીજેલી ત્યાં સહુ કરુણતા નીતરે ઓગળીને,
પાષાણોશાં હૃદયપડ એ ભીંજવે ઊતરીને;
સંતાપો જ્યાં વિલીન બનતા ધીર ગંભીર ધ્યાને,
ને ઉલ્લાસે સુખદ બનતું ચિત્ત ત્યાં ગ્રંથધામે.

દિવ્યાત્માના પુનિત હૃદયે પ્રેરણા જે ઝીલેલી,
પામ્યા મુક્તિ પરમ સુખમાં આત્મશાંતિ મળેલી;
ગ્રંથોની એ પુનિત વસુધા **જ્ઞાન દાનેશ્વરી** છે,
ત્યાં સંદેશા મનુજ ઝીલતા સર્વદા ઇશ્વરી એ.

વ્રજલાલ છ. જોષી

# સાહિત્યકારો અને રાષ્ટ્રચિંતકો

**સામાન્યતઃ** લોકો એમ માને છે કે સાહિત્યકારો વ્યાવહારિક બાબતોમાં કુશળ હોતા નથી અને તેથી સારા રાષ્ટ્રચિંતકો કે મુત્સદ્દીઓ થઇ શકતા નથી. તેઓ એમ માને છે કે માત્ર ધારાશાસ્ત્રીઓ જ જેઓ પ્રાકૃત બાબતોમાં વિલક્ષણ કાર્યદક્ષતા દાખવે છે તેઓ જ દેશનું નેતૃત્વ લેવાને લાયક છે. વળી રાષ્ટ્રચિંતકો જે વ્યાવહારિક પુરુષો હોય તેમણે સાહિત્યમાં માથું ન મારવું જોઇએ, એવી અજબ માન્યતા ધરાવતા પણ કેટલાક માનવીઓ માલૂમ પડે છે. તેઓના કહેવાનું તારતમ્ય માત્ર એટલું જ કે સાહિત્યકાર રાષ્ટ્રચિંતક ન થઇ શકે અને રાષ્ટ્રચિંતક સાહિત્યકાર ન થઇ શકે.

બીજા પ્રકારની માન્યતા માટે લૉર્ડ મૅકોલે જાતે જ પ્રથમ પંક્તિના સાહિત્યકાર તથા સારા રાષ્ટ્રચિંતક નીચે મુજબ લખે છેઃ—

" **To a man before whom the two paths of politics and literature lie open should choose politics and quit literature seems to me madness.** બહુ જોતાં કેટલાક સાહિત્યકારો જેવા સ્ટીવન્સન, આર્થર કલટન બ્રોક વગેરેનો કાયદાનો સારો અભ્યાસ હોય છે, છતાં તેઓ ધારાશાસ્ત્રીઓ થવાને બદલે સાહિત્યકાર તરીકે જિંદગી પસાર કરે છે, એ તેમની મરજીની વાત છે. પણ મૅકોલેના મંતવ્યમાં માનનારા તથા તે પ્રમાણે અનુસરણ કરનારા મહારથીઓ તો અનેક છે. માજી ભારતમંત્રી તથા **Communal Electorates**ના પ્રણેતા લૉર્ડ મોર્લી અંગ્રેજી સાહિત્યમાં ઘણું ઊંચું સ્થાન ધરાવે છે. બેન્જામીન ડિઝરેલીએ ઘણી નવલકથાઓ લખી આંગ્લ સાહિત્યની પ્રશંસનીય સેવા બજાવી છે. અનુપમ વક્તા બર્કનું સાહિત્યકાર તથા રાષ્ટ્રચિંતક તરીકેનું સ્થાન અદેખાઇપ્રેરક છે. જ્યારે લૉર્ડ રોઝબરી, લૉર્ડ બેલ્ફર, લૉર્ડ બાલ્ડવીન વગેરેનો અંગ્રેજી સાહિત્યમાં ફાળો છેક અલ્પ નથી.

ગાંધીજીએ પણ ગાંધીયુગ સ્થાપી ગુજરાતી સાહિત્યમાં પોતાને માટે કાયમનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. ' યંગ ઇન્ડિયા ' તથા ' હરિજન ' મારફતે તેમણે અંગ્રેજી લેખો પણ લખ્યા છે. આ ' અર્ધનગ્ન ફકીર 'ની સૂત્રાત્મક શૈલીની ખુદ અંગ્રેજ વિદ્વાનો પણ મુક્તકંઠે સ્તુતિ કરે છે. અને શ્રી. ક. મા. મુનશી ગુજરાતી સાહિત્યમાં નવો પ્રાણ રેડનાર ગુજરાતનો આ સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર આજે પાકીસ્તાન સામે ' અખંડ હિન્દુસ્તાન 'નો મોરચો ખડો કરવાની પ્રવૃત્તિ આદરી રહ્યા છે.

ધારાશાસ્ત્રીઓ જ માત્ર રાષ્ટ્રચિંતકો થઇ શકતા હોય તો મહાન રાષ્ટ્રચિંતક ગોખલે ધારાશાસ્ત્રી હતા નહિ. ગ્રેટ બ્રિટનનો વડો પ્રધાન વિન્સ્ટન ચર્ચીલ ધારાશાસ્ત્રી નથી.* હીટલરે કઇ મહાશાળામાં કાયદાનો અભ્યાસ કર્યો હતો તે તેનું જીવનવૃત્તાંત લખનારાઓમાંથી કોઇએ બતાવ્યું નથી. એ વાત ખરી છે કે કાયદાનો અભ્યાસ રાષ્ટ્રચિંતકને ઉપયોગી છે, પણ તેથી ધારાશાસ્ત્રીઓ જ રાષ્ટ્રચિંતકો થઇ શકે એમ કહેવું તદ્દન બેહૂદું છે.

**મનુભાઇ ક. દેસાઇ**

---

* એ. જી. ગાર્ડીનરના ' On The dislike of lawyers 'ને આધારે.

# દિવાસ્વપ્ન
## કવિ શ્રી. "સુન્દરમ્" અને એમનાં સર્જન
### [ ૧ ]

કલ્પનાના તરંગોમાં રાચવું એ પણ એક સ્વપ્ન જ છે ને ! કલ્પનાની પાંખે ચડીને પોતાની મનગમતી ભૂમિમાં ઉડ્ડયન કરવું કોને ન ગમે? મનુષ્યને તો ગમે જ. કારણ, મનુષ્ય જન્મથી જ સ્વપ્નજીવી છે. ચાર આનાની મજૂરી કરતો મજૂર માલિક બનવાનાં સ્વપ્નાં સેવે ત્યારે બીજા તે ન સેવતા હોય એમ કેમ કહી શકાય ? હું તો સ્વપ્નજીવી જ છું. કલ્પનાની પાંખે ચઢી મનોવિહાર કરવામાં મને કોઇ અનેરો આનંદ આવે છે.

દરેક મનુષ્યને મહત્તા ગમે છે. બચપણથી માંડીને વયોવૃદ્ધ થાય ત્યાં સુધી મનુષ્યજાત બીજા ઉપર સરસાઇ કેવી રીતે મેળવી શકે, જનસમૂહની જીભે તેનું નામ કેવી રીતે રમતું રહે, તે લોકોનો લાડીલો કેવી રીતે બની શકે, તેના જ વિચાર કર્યા કરે છે. હું પણ આવા વિચારો કરતો આવ્યો છું, એ હું તો નિખાલસતાથી કહી દઉં છું. સમાજમાં મારૂં કોઇ જાતનું મહત્ત્વ નથી. પરંતુ જાગ્રત દુનિયામાં મહત્ત્વ ન હોય એટલે કલ્પનાજગતમાં મહત્ત્વ ન જ મેળવી શકાય એવું કોઇ કહી શકશે ખરૂં ? કલ્પનાસૃષ્ટિમાં મહત્ત્વ મેળવવું તે તો મારા હાથની વાત છે, એટલે કલ્પનામાં તો હું મારી જાતને સર્વોપરિ માનું છું. જો મનુષ્યને મનગમતું લેવાને હક્ક આપવામાં આવે તો તે સર્વોપરિ પદ માટે જ વલણ બતાવવાનો. પરંતુ જીવંત અવસ્થામાં આ શક્ય નથી. જો મનુષ્યોને આવી છૂટ આપવામાં આવે તો દરેક જણને મહત્તા જોઇએ અને સામાન્ય બુદ્ધિ તો ના પાડે છે કે બધા મનુષ્યો બધાથી ઊંચા હોઇ શકે નહિં. એટલે આ વસ્તુ કલ્પનાસૃષ્ટિમાં જ શક્ય છે. અને દરેક મનુષ્યે જાહેર જીવનમાં તો નહિ પણ કલ્પનાજીવનમાં–દિવાસ્વપ્નમાં તો જરૂર મહત્તા માણી હશે.

***

તાજેતરમાં જ શહેરમાં એક વિદ્વાન આવેલા. સ્થાનિક વિદ્વાનોએ તેમનાં બહુ વખાણ કર્યાં. એક વિદ્યાર્થીને પણ મંચ ઉપર આવવાનું માન મળ્યું. તેણે એક અસરકારક વ્યાખ્યાન કર્યું. હું તે વ્યાખ્યાનમાં હાજર હતો. " હું તેની જગ્યાએ હોત તો ? " એ વિચાર મારા મગજમાંથી વીજળીના ઝબકારાની જેમ પસાર થયો.

પછી તો હું મંચ ઉપર ઊભા રહેવાનાં સ્વપ્નોમાં રાચવા લાગ્યો. મારા મગજમાં આ જ વિચારો ઘૂમતા. તે સિવાય બીજા કશાને સ્થાન નહોતું. મારા વર્તનમાં પણ બેદરકારી આવી ગઇ હતી. મારા મિત્રો પણ આ જોઇને મારી ટીકા કરતા અને પ્રશ્ન કરતાઃ " કયા વિચારોમાં ડૂબી ગયા છો ? " આના જવાબમાં હું મૌન સેવવું જ પસંદ કરતો.

અષાઢી પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં દેખાયાને થોડી જ વાર થઇ હતી. જગત ચાંદનીના રાજ્યમાં આમતેમ મહાલતું હતું. અમે આજે ફરવા જવાનો નિશ્ચય કર્યો હતો. રાત્રિના નવેક વાગે અમે નીકળ્યા. દૂર દૂર ખેતરોમાં અને વાડીઓમાં અમે ફરવા નીકળી ગયા, પાસે જ એક વિશાળ–સરોવર સરખું તળાવ હતું. ચંદ્રમા તળાવમાં આબેહૂબ દેખાતો હતો અને તેના તેજના પરાવર્તનથી આસપાસનો જળસમુદાય કોઇ અલૌકિક શોભા અર્પી રહેતો.

મારા હૃદયમાં પણ મારી મહત્તા મેળવવાના વિચારોનું પરાવર્તન થયું. હું કલ્પનાની પાંખે ચડયો. મારા મિત્રોની હાજરીનું મને ભાન ન રહ્યું.

[ ૨ ]

જાણે હું શહેરના દરેક વિદ્યાર્થીઓએ સંગઠન સાધવું જોઇએ એમ બધાને સમજાવી રહ્યો છું. બધા મને કારણ પૂછે છે કે સંગઠન શા માટે ? હું જવાબ આપું છું: " આજનો વિદ્યાર્થી એ આવતી કાલનો સર્જક છે. એ સર્જક જો નબળો હોય તો દુનિયા પણ નબળી બની જાય. આવતી કાલના સર્જકે તેને સહન કરવા પડતા અન્યાયો સામે ઝૂઝવું જોઇએ. તેની શક્તિને યોગ્ય માર્ગે વાળવી જોઇએ. આસપાસથી તેના ઉપર જે હુમલો થાય છે એ હુમલાનો સામનો કરવાની તેણે તાલીમ મેળવવી જોઇએ."

હું સફળ થાઉં છું. આખા શહેરના વિદ્યાર્થીઓ મારા અનુયાયીઓ બન્યા. હું મારી જાતને એક મહાન નાયક માનવા લાગ્યો. મારા આનંદનો પાર ન રહ્યો. જ્યાં જાઉં ત્યાં ' વિનોદભાઇ ' ' વિનોદભાઇ ' થઇ રહેતું. કોઇ પણ સભા મારા વગર સભા કહી શકાય જ નહિ એવું મને લાગવા માંડ્યું.

- ધીમે ધીમે હું આસપાસનાં શહેરોના વિદ્યાર્થી મંડળોને પણ Affiliate થવાનાં કહેણ મોકલવા લાગ્યો. અને તેમાં પણ ઘણાં વિદ્યાર્થી–મંડળો જોડાયાં.

એ બધાને મેં એકત્ર થવાની હાકલ કરી અને વિદ્યાર્થીસંમેલન ભર્યું. એ સંમેલનના પ્રમુખ તરીકે ગુજરાતના યુવાન કવિ ' સુન્દરમ્ 'ની વરણી કરી.

આખા શહેરમાં વિદ્યાર્થીઓ જ ભરતીનાં મોજાંની જેમ ઊભરાઇ ઉઠયા. સભામાં આઠ હજાર વિદ્યાર્થીઓ ઉપરાંત આમંત્રિત શહેરીજનો પણ હાજર હતા. એ બધા અમારી રાહ જોઇ રહ્યા હતા.

જાણે કોઇ સત્તાશાળી વિજયોન્મત્ત વીરની જેમ હું અને ' સુન્દરમ્ ' સભામાં આવ્યા. બધાએ અમને તાળીઓથી વધાવી લીધા. એ તાળીઓના ગડગડાટના પ્રતિઘોષ મારા હૃદયે ઝીલ્યા. મારી છાતી ફાટ ફાટ થવા લાગી. આનંદની અવધિ આવી રહી.

શ્રોતાજનોને ' સુંદરમ્ 'નો પરિચય મારે કરાવવાનો હતો. આવડી મોટી મેદની સમક્ષ હું કદી બોલ્યો ન હતો. હું મંચ ઉપર ઊભો થયો, મારા હૃદયે થડકારા અનુભવ્યા. બહારથી હું શાંત જણાતો હતો, છતાં મારા હૃદયમાં તો તુમુલ યુદ્ધ જાગ્યું હતું. મને પોતાને શંકા થઇ કે હું બોલી શકીશ કે નહિ ? મેં મારી બધી શક્તિ એકત્રિત કરી. મારા હૃદય આવેગને રોકયો અને ' સુન્દરમ્ 'ની પિછાન આપવી શરૂ કરી.

" ભાઇઓ અને બહેનો,

આજે આટલી મોટી સંખ્યામાં મળીને તમે આ સંમેલનને જે આવકાર આપ્યો છે તે માટે હું તમને સહર્ષ ધન્યવાદ અર્પું છું. અને ગુજરાતના નવા કવિઓમાંના એક પ્રખર કવિ ' સુન્દરમ્ 'નું તમને ઓળખાણ કરાવતાં મને એક પ્રકારનો હર્ષ થાય છે.

" ' સુન્દરમ્ ' મેં હમણાં જ કહ્યું તેમ, ગુજરાતના એક પ્રખર કવિ છે. તે માત્ર કવિ જ નથી, પણ એક વાર્તાકાર પણ છે. અને વાર્તાકાર ઉપરાંત એક વિવેચકની પ્રતિભા પણ તેમનામાં દેખાઇ આવે છે. તેમનું નામ શ્રી. ત્રિભુવનદાસ અને જ્ઞાતે લુહાર છે. તેમનાં તખલ્લુસ પ્રમાણે તેમનાં કાવ્યોમાં સુંદર તત્ત્વો ઘણા જ વિશાળ પ્રમાણમાં છે.

ખરું જોતાં, ગુજરાતના જનસમુદાયને 'સુન્દરમ્'નો પરિચય કરાવવાની આવશ્યકતા રહે નહિ. અને તેમાં પણ આપણા જેવા વિદ્યાર્થીવર્ગ સમક્ષ તો 'સુન્દરમ્' અજાણ્યા છે જ નહિ. 'સુન્દરમ્'નો શરીરદેહ બેશક આપણે પહેલી વાર નિરખીએ છીએ, પણ તેમના અક્ષરદેહે તો આપણે તેમને સારી રીતે પિછાનીએ છીએ. છતાં હું તમારી સમક્ષ તેમનો પરિચય આપવા ઊભો થયો છું તે કેટલાંકને બેહૂદું લાગશે.

'ગુજરાત અને સુંદરમ્' એ શબ્દો ભવિષ્યનો કાવ્યસાહિત્યનો અભ્યાસી જરૂર વાપરશે. 'સુન્દરમ્'ની પ્રતિભા ગુજરાતે પિછાની છે અને તેમની કદર પણ કરી છે.

તેમનો કવિતાપ્રવાહ તેમના વિદ્યાર્થીજીવનમાંથી જ શરૂ થયો હતો. એમની કવિતાવેલી પાંગરી ને ગુજરાતને '**કોયા ભગતની કડવી વાણી**' સાંપડી. આમાં તેમણે ગરીબોનાં–દલિતોનાં ગીતો ગાયાં છે. આજની સમાજરચના સામે તેમણે અવાજ જાહેર કર્યો છે. બધાં ગીતો ભજનોની રાહે કે લોકગીતને ઢાળે લખેલાં છે. તેમનો બીજો કાવ્યસંગ્રહ '**કાવ્યમંગલા**' ૧૯૩૩ માં બહાર પડ્યો. આખું ગુજરાત કવિની પ્રતિભા નિરખીને છક થઇ ગયું. વિશ્વનાથ ભટ્ટે કાવ્યમંગલાની '૩૩ ના લલિતવાઙ્મયના સર્વશ્રેષ્ઠ ગ્રંથ તરીકે ગણના કરી છે. તેમને રણજિતરામ સુવર્ણ ચંદ્રક આપીને ગુજરાતે તેમની કદર કરી.

પછીનો તેમનો ગ્રંથ '**હીરાકણી અને બીજી વાતો**' આજ સુધી સાહિત્યસૃષ્ટિએ અણસ્પર્શેલાં લોકોના વિચાર ને વર્તન, વાણી ને રીતભાત કવિએ આમાં પ્રતિબિંબિત કર્યાં છે. આ વાર્તાઓમાં પણ કવિનું માનવદુઃખ–સમભાગી હૃદય–બહાર તરી આવે છે. પછીનો તેમનો વાર્તાસંગ્રહ '**ખોલકી અને નાગરિકા.**' આમાં જીવનમાં બનતો છતાં ખોટી સારાસારની વૃત્તિથી અણસ્પર્શાયેલો રહેલો જાતીય પ્રશ્ન ચર્ચ્યો છે. ( **Antisexual and Hemosexual**–સજાતીય તેમ જ વિજાતીય ) આને માટે, આવા પ્રશ્નો સાહિત્યમાં રજૂ ન થવા જોઇએ એવી માન્યતા ધરાવનાર કેટલાક વિવેચકોએ 'સુન્દરમ્' ઉપર નીતિઘાતક હોવાનો આક્ષેપ પણ મૂક્યો છે. લંબાણભયે તેની ચર્ચા અહીં અનાવશ્યક છે.

તેમનો ત્રીજો અને છેલ્લો કાવ્યસંગ્રહ "**વસુધા.**" કવિ આમાં પ્રભુ ભણી પગલાં માંડે છે. અને માનવજીવનનાં જે વિષમ બળો છે તેની સામે ઝઝૂમવાની શક્તિ આવે તે માટે પ્રાર્થના કરે છે.

" 'સુન્દરમ્'ના કાવ્યમાં એક જાતનો થનગનાટ અને ઉત્સાહ છે. તેમાં નવા યુગનાં પ્રતિબિમ્બો છે, જે જીવનને આબેહૂબ રજૂ કરે છે. અને તેમનો કાવ્યવિષય '**તૂટેલી ઘડિયાળ**' અને '**બાનો ફોટોગ્રાફ**'થી માંડી '**વિરાટની પગલી**' સુધીનો ગમે તે થઇ શકે છે.

તેમનો છેલ્લો વાર્તાસંગ્રહ '**પિયાસી.**' આમાં 'પેકાર્ડનો પ્રવાસ' 'મોનાવેલાનું મૃત્યુ' 'મિન પિયાસી' 'ખાસ ડૉકટર' વગેરે સુવાચ્ય વાર્તાઓ છે.

" ગુજરાતી સાહિત્ય ઉપર એક આક્ષેપ છે કે તેમાંથી હાસ્યવૃત્તિ ઓછી થતી જાય છે, અને જીવનનો માત્ર ગંભીરતાથી જ વિચાર કરે છે. પણ 'સુન્દરમ્'માં હાસ્યરસ સારી પેઠે ખીલેલો છે, એ તેમનાં કેટલાંક કાવ્યો અને 'પૂનિયો' જેવી વાર્તા વાંચતાં જણાઇ આવે છે. કવિના હાસ્યરસમાં પણ વિશિષ્ટતા છે. એ હાસ્યમાં કરુણાની મિલાવટ છે. તે મનુષ્યને હસાવીને આંસુ સરાવે છે. તેમનું હાસ્ય માનવીને વિચાર કરતો કરી મૂકે છે.

મારે ટૂંકામાં કહેવું હતું, પરંતુ જરા લંબાણ થઇ ગયું છે તો માફી ચાહું છું જો કે 'સુન્દરમ્' વિષે કહેવાનું ઘણું છે. પણ તમારી અને તેમની વચ્ચે હું વધારે વખ ઊભો રહેવા માગતો નથી. હવે હું શ્રી 'સુન્દરમ્'ને પોતાનું વક્તવ્ય શરૂ કરવા વિનવં બેસી જવાની રજા લઉં છું."

આખી સભાએ મને તાળીઓથી વધાવી લીધો. અને 'Very good'ના પોકારો વાતાવરણ ગાજી ઊઠ્યું. હું તો સ્તબ્ધ થઇ ગયો. એ તાળીઓના ગડગડાટ માટે હું મા જાતને ધન્ય માનવા લાગ્યો.

[ ૩ ]

હું એ ગડગડાટ સાંભળતો હતો, ત્યાં "એય કલ્પનાસાગરના જીંગા ! ચાલને હવે ! એ અવાજ મારે કર્ણે પડ્યો. મારી કલ્પનાભૂમિ ચલચિત્રની માફક અદૃશ્ય થઇ ગઇ. ઝબકીને જાગી ગયો. કેટલાંયે વર્ષો સુધી નિદ્રામાં રહેનારો માણસ ઝબકીને જાગી ઉઠે અ તેને જેવો અનુભવ થાય એવો અનુભવ મને થયો. મેં આસપાસ દૃષ્ટિ ફેંકી, પણ ત્યાં ન હતા 'સુન્દરમ્' કે ન હતા આઠ હજાર વિદ્યાર્થીઓ. એ વિદ્યાર્થીઓનું સ્થાન સવાર થએલું હોવાથી હમણાં જ જાગી ઉઠેલા બગલાઓએ અને કાગડાઓએ લીધું હોય તેમ તે તળાવના આરે બગલાઓ અને કાગડાઓ બોલી રહ્યા હતા.

'વાસ્તવિક જીવન ઉત્તમ કે કલ્પનાજીવન ?' એ વિચારતો વિચારતો જ હું મારા મિત્રો સાથે ઘર ભણી પાછો વળ્યો.

'તરંગી'

卐

# "ગ્રંથ"

: : મનહર છંદ : :

પુરુષ પુસ્તક વાંચી સે'જ સ્વાદ ચાખી જોને,
સ્તવી સરસ્વતી માત રસાસ્વાદ યાચી જોને;
કાલે વાંચું, આજે વાંચું, એમ રાખ નહિ ઉણું,
લય થાશે એમ તારો, ઝટ પી પિયૂષ પીણું. ૧

ચમ સમ અંધકાર—અજ્ઞાનતા દે હઠાવી,
વાંચી સદ્ગ્રંથ દે તું જ્ઞાનદીપ પ્રગટાવી;
ચોરા ચૌટે ભેગા થઈ તડાકા લગાવ નહી,
ગ્રંથપાલ પાસ જઇ સુગ્રંથ કઢાવ્ સહી. ૨

ગ્રંથ સેવન તું કર, બતાવે તે મારગ રૂડો,
પચાવે જો હૃદયમાં થાય નહિ આપ કૂડો;
દર્દીઓનું દર્દ અને માનવીનું શ્રાન્ત મન,
પલકમાં વિસરાવે મન મોદ પામે તન. ૩

—મધુકર

# સંસ્કારનો વારસો

**[ ટૂંકી વાર્તા ]**

[ માર્ચ અંકના પૃષ્ઠ ૧૧૧ થી ચાલુ ]

**રમેશ** પણ આ વાતને સંમતિ આપી.

" તમે બંને જણુ ઠીક છો ! મારે તે લોકોનો પરિચય શું ? અલ્પ પરિચયે કોઇને અન્યાય થઇ જશે. "

" તો ક્યાં કોઇને ફાંસીને લાકડે લટકાવવા છે ? "

ન્યાયાધીશ બનતાં મને આનંદ થયો. " ભાભી, પણ આ વિવાદમાં મને ભૂખ્યો રાખશો ? જુઓ, ભજિયાં ક્યારનાંય મારા ભાણામાં થઇ રહ્યાં છે. "

ચર્ચામાં ભજિયાનો એક ઘાણવોય દાઝી જવા આવ્યો હતો. ઉમા શરમાઇ ગઇ.

મેં શરૂ કર્યું: " રમેશ, બંને ગૃહસ્થો સજ્જન અને ઉદાર છે. દરેકના અંતરમાં સેવાની ધગશ છે. બંને પૈસાનો ભોગ આપે છે. બંને લબ્ધપ્રતિષ્ઠ પુરુષો છે. બંનેની લાગવગ પોતાના મંડળ અને ક્ષેત્રમાં ઊંચા પ્રકારની છે. બંનેની......"

ઉમા બોલી ઉઠી: " અમને બેય માણુસને રાજી રાખવા માટે તમને અભિનંદન. ચાલો હવે અમારો ઝગડો પતી ગયો. લ્યો, આ વધુ ભજિયાં. ના શું કામ કહો છો ? કંદનાં છે. "

મેં ચલાવ્યું: " આ તો હજી પ્રસ્તાવના થઈ. શ્રી. ચિમનલાલ શેઠ બહુ ભોળા છે, પણ પ્રતિષ્ઠાપ્રેમી જણાય છે. કોઇ ફાળો તેને ત્યાંથી પાછો જતો નહિ હોય, તેની રહેણી-કરણી અને ચીજેચીજમાં વિપુલતા છે, જ્યારે મગનભાઇના ઉપરકરો પાછળ ભાવ છે. ચિમનભાઇને ભવ્યતા દેખાડવાનો મોહ છે, જ્યારે મગનભાઇ આદર્શ પાછળ મથે છે. શેઠ એકલા પડી જાય છે, જ્યારે આ પક્ષે દંપતિના સંસ્કાર છે. "

બંને શ્રોતાઓ સામું જોઈ રહ્યા.

" **સંસ્કારની કોઇ પારાશીશી નથી. મારી દૃષ્ટિએ પુસ્તકોને હું સંસ્કાર–પરીક્ષાનું સબળ સાધન માનું છું.** " કોઇ માણસ પાસે જઇને તેનાં વસાવેલાં પુસ્તકો તમે જુઓ તે ઉપરથી તેના શોખ, સ્વભાવ અને રહેણીકરણીની કલ્પના આવી જાય છે. શ્રી. ચિમનભાઇનું પુસ્તકાલય મેં જોયું. શેઠે જુવાનીમાં તે પુસ્તકો રસથી વાંચ્યાં હશે. ઉદ્યોગ અને તેની વ્યવસ્થાનાં પુસ્તકોની સંખ્યા પણ સારી છે, પણ એ બધાં ઓગણીસમી સદીનાં ને આ સદીના પ્રારંભનાં છે. સુખલાલે આ સંગ્રહમાં જાણવા જેવી વૃદ્ધિ કરી જણાતી નથી. વેપારી કે વ્યવસ્થાપક તરીકે સુખલાલ કદાચ નિષ્ફળ હશે. શેઠના મગજ ઉપર પુત્રની નિષ્ફળતાનો મોટામાં મોટો બોજો હોય તેવું દેખાય છે. "

ઉમા જોઇ જ રહી: " છોકરાનું નામ સુખલાલ, અને ધંધામાં તે બેધ્યાન, એ બધું કેમ કહી શકો છો ? "

" મેં એવું કાંઇ ચર્ચ્યાનું તો યાદ નથી. " રમેશે જણાવ્યું.

" કદાચ તમારા શેઠ સાહેબને અને તેના પુત્ર મહાશયને હું અન્યાય પણ કરતો હોઇશ. એમના પુસ્તકાલયમાં છેલ્લાં વરસોનાં પ્રકાશનો લગભગ નથી. અત્યારે જગત તો પ્રગતિશીલ

થતું જાય છે, જ્યારે પુસ્તકાલય તો હતું તે ને તેજ છે. થોડી ગુપ્તચર કથાઓ અને ક
જ્યોતિષનાં પુસ્તકોનો નહિ જેવો વધારો થયો છે. ફિલ્મ અને ઍક્ટ્રેસોના ફોટાઓ ખૂબ
આ ઉપરથી શેઠના પુત્રનું ધંધા ઉપરનું બેધ્યાન જણાઇ આવે છે. શેઠ આટલા સુખી ;
કપાળ ઉપર જોઇએ તે કરતાં ઘણી વધુ કરચલીઓ, એ આનું કારણ કલ્પી શકાય
મોતીનાં તોરણોમાં સુખલાલનું નામ સ્થળે સ્થળે અંકાયું છે, અને બીજું એકેય નામ
તેથી એ એકમાત્ર પુત્ર છે, એ સહજ જણાય છે."

દંપતિને આનંદ થયો જણાયો. ઉમાએ પ્રશ્ન કર્યો: "ઠીક ત્યારે મગનભાઇનું છે? તેને દીકરો છે? નામ શું? તેને ત્યાં કોઇ મોતીનાં નામવાળાં તોરણ નથી? ચ તમારે પરીક્ષા થશે."

"મગનભાઇના છોકરાનું નામ રતિકાન્ત છે અને પુત્રવધૂનું નામ અરુણા. રતિ સફળ વ્યાપારી અને સારો મિકેનીક છે. તેણે ઉપાડી લીધેલ બોજાથી મગનભાઇ વધુ સમ સેવા કરી શકે છે. બીજાં બાળકોમાં એક પુત્રી માધવી છે. તે પણ સંસ્કારી લાગે સુંદર પણ હશે."

દંપતિ એકબીજા સામે જોઈ રહ્યાં. "શાબાશ, તમે કોઇ જાદુગર છો, નહિ જોશી તો જરૂર છો."

અમે ત્રણેય હસી પડયાં. મેં ચાલુ રાખ્યું: "શ્રી. મગનભાઇનું પુસ્તકાલય સુંદર છે. **પુસ્તકો વસાવવા પાછળ તેણે ધ્યેય રાખ્યું છે. એ પુસ્તકોએ તેનાં બાળકો ઘડયાં છે.** તેનું પુસ્તકાલય નિત્ય વધતું ગયું છે. એંજીનિયરિંગનાં અદ્યતન પુસ્તકો પણ તેમાં છે. તેના ઉપર 'રતિકાન્ત' અંકિત થયેલું છે. ગુજરાતી શિષ્ટ ગ્રંથો પાછળ અરુણા ઠીક ખર્ચ કરતી જણાય છે. છેલ્લાં થોડાં વરસમાં બહાર પડેલ બાલસાહિત્યનાં અને કુમાર-સાહિત્યનાં પુસ્તકો ઉપર 'માધવી' નામ લખાયેલું છે, તે તેની કન્યા લાગે છે. ગયાજ મહિનાના પ્રકાશન ઉપર પણ 'કુ. માધવી' છે, તેથી હજી કુમારી હોવાનું સ્વાભાવિક જણાય છે. ત્રણ વરસ પહેલાંના 'ઘરદીવડી'–કુટુંબના હસ્તલિખિત માસિકની ફાઈલ જોતાં તેના સંસ્કારની કલ્પના આવી છે. અક્ષરનો મરોડ અદ્ભુત છે. માતાપિતાએ વસાવેલાં સંસ્કાર–સાધનોનું ફળ સંપૂર્ણ રીતે આ ભાઇબહેનમાં આવી ગયું છે."

"આફ્રીન, દોસ્ત! આફ્રીન!"

"અભિનંદન! દિયરજી! અભિનંદન! પણ કુમારી માધવીને 'સુંદર' વિશેષણ આપી, વણજોયે મોહમાં તો નથી પડયાને!"

મને યાદ આવ્યું કે હું 'સુંદર' શબ્દ બોલી ચૂકયો હતો. કુટુંબના ગ્રુપફોટા ઉપરથી માધવીની સુંદરતા કલ્પી હતી. પણ અરુણાયે કયાં ઓછી સુંદર હતી, જેથી માધવીને જ એ વિશેષણ આપ્યું? પણ તેથી શું થયું? હું તો આ વિષયથી અસ્પર્શ્ય છું એવી મારી ખાતરી હતી. ભલેને કાંઇ બોલાઇ ગયું હોય!

મેં વાત બદલવા પ્રયત્ન કર્યો: "ભાભી, તમે જમી તો રહ્યો."

"વાહ રે, સાક્ષરવર્ય, વાહ! આ તમારી સામે બેઠાં બેઠાં તો ઉનાં ઉનાં ભજિયાંનો સ્વાદ લઇ લીધો તેનું પણ સુંદરતાના સંમોહમાં ધ્યાન ન રહ્યું?"

ઉમાએ પાન બનાવ્યાં, અને અમે ત્રણેયે ખાધાં. મેં આગળ ચલાવ્યું: " પુસ્તક માનવીને રચે છે. ગ્રંથ એ જીવનની મોજ છે, પ્રેરક સુધા છે, એકાંતનો પ્રતીકાર છે, દિલના ઘા રૂઝવનાર ઔષધ છે, પ્રવાસનો મિત્ર છે, કારાવાસનો ભેરૂ છે……"

મેં જરા ખોંખારો ખાધો, ને આગળ ચલાવ્યું: " ગ્રંથ એ દુનિયામાં હમદર્દી દેખાડનાર, અમિત્રનો મિત્ર, સન્મિત્રનો શુભેચ્છક, ગમગીનીને વિસરાવનાર અને કલ્પનાના પ્રદેશમાં દૂર દૂર લઈ જનાર બલવત્તર સાધન છે. "

મને લાગ્યું કે હું બહુ બોલી રહ્યો છું. થોડો વિષયાન્તર પણ થઇ ગયો, પણ છતાં મેં ચાલુ રાખ્યું, " આ પ્રવચન કોઇ કાવ્ય જેવું અને કલ્પનામય લાગશે. પણ ખરેખર, પુસ્તક ચારિત્ર્ય ઘડે છે. એ જેમ દુનિયાનું અમૃત છે, તેમ ઝેર પણ છે. "

યુગલ અવાક્‌પણે સામું જોઇ રહ્યું. મેં ચલાવ્યું: " સારાં નરસાં પુસ્તકોની અસર મન ઉપર થાય છે. માણસ કેવો છે તે તેનાં મિત્રોથી જેમ ઓળખાય છે, તેમ પુસ્તકોથી પણ ઓળખાય છે. ખરાબ વાચનની અસર, ખબરેય ન હોય તેમ આડકતરી અને અણધારી ધીમી ધીમી થાય છે. ઇન્જકશન તરત અસર કરે છે, પણ સારાનરસા ગ્રંથોનું વાચન દેશી દવાની પેઠે, રગેરગમાં ધીમે ધીમે પ્રસરી ગુણ કે અવગુણ કરે છે. પુસ્તકો વસાવનારાએ પુસ્તક વસાવવામાં ખૂબ ધ્યાન આપવું જોઇએ. **પુસ્તકની પસંદગી તેના નામ, કદ, કિંમત, સુશોભન, ચિત્રો, ટાઇપ, મથાળાં, અવતરણ કે ભાષા-લાલિત્યથી નહિ પણ તેનાં ગુણ ઉપરથી થવી જોઇએ.** આવી પસંદગી મગનલાલે પહેલેથી કરી છે. પોતાની અભણ પત્નીને પણ આ સાધનથી સંસ્કારી બનાવી, કુટુંબને પણ એ રીતે સંસ્કારભૂષિત કર્યું. અત્યારનું તેનું સુખ એ સંસ્કારશોભન કુટુંબ છે—નહિ કે તેના પૈસા. "

" ધન્ય છે, શું ઇનામ આપું ? ચાલો, અમારો કજિયો તો હંમેશનો મટાડયો ! જુઓ, આજે તમારી એ ' સુંદર ' અને ' સંસ્કારી ' માધવી અત્રે આવી હતી. આ વર્ષની " સ્ત્રીબોધ "ની નવલિકાઓમાં તેની નવલ ' અજાણ્યું મોઢું ' સર્વશ્રેષ્ઠ ગણાઇ છે. માધવીની તસવીર પણ આ અંકમાં છે. ".

મેં તે અંક લીધો. નીરખી રહ્યો. દંપતિ હસી પડ્યાં. હું શરમાયો.

" આમાં માધવીનું એક ચર્ચાપત્ર છે. અંતર્પટમાં રહેતા એક લેખકને નેપથ્યમાંથી ઘસડી લાવવાનો એક પ્રયત્ન તેણે કર્યો છે. "

રમેશે પૂછ્યું: " એ વળી શું ? "

ઉમા બોલી: " કોઇ એક શરમાળ કે ચાલાક લેખક છે. આજકાલ તે ખૂબ લખે છે. ગૂજરાતનો તે અજોડ લેખક ગણાય છે. પણ તખલ્લુસથી લખે છે, તેથી એ કોણ છે, તેની અનેક કલ્પનાઓ થઇ રહી છે. તેમાં એક વૃદ્ધિ માધવીએ કરી છે. "

એ ચર્ચાપત્ર મેં કાઢ્યું ન હતું. ફોટામાં અંકિત થયેલા સૌમ્ય અને સુમધુર ભાવો હજી હું જોઈ રહ્યો હતો. પણ આ વાત સાંભળી હું ચમકયો.

" કોણ ? કોણ ? શું એ તખલ્લુસે ?"

" પૃથ્વીવલ્લભ. "

" હેં ! " માસિક મારા હાથમાંથી પડી ગયું, હું ગુજરાતી દૈનિકો કે સાપ્તાહિકો

ઓછાં વાંચતો. અથવા, કહો કે મને કલકત્તામાં પૂરાં મળતાં પણ નહિ. હું આ ચર્ચાથી અજાણ હતો.

"કોણ કહે છે કે મુંબઈ, વડોદરા, સુરત કે અમદાવાદ જેવા સ્થળથી દૂર આ લેખક છે, કોઈ કહે છે કે નડીઆદ તેની જન્મભૂમિ હોવી જોઇએ. કોઈ કહે છે કે 'પૃથ્વીવલ્લભ' એ રાજાનું બિરદ છે, તો કોઈ 'કલાપી'નો વંશજ કે રાજકુમાર કૉલેજમાંથી કોઇ હશે. કોઈ કહે છે કે કોઇ ગુજરાતી આઇ. સી. એસ. છે; કોઇ તેને અનુભવવૃદ્ધ માને છે. એક એમ કહે છે કે આ માણસ ગુજરાતી નથી, કારણ તળપદી ભાષા તેના લખાણમાં નથી, પણ કોઇ મહારાષ્ટ્રીય વિદ્વાન છે, જે મુંબઇ વસે છે અને સુંદર ગુજરાતી લખી શકે છે. કુ. માધવી તો આ પૃથ્વીવલ્લભ ઉપર આફ્રીન આફ્રીન છે. તે કહે છે કે, બૃહદ્ ગુજરાતમાં વસતા કોઇ ગુજરાતીની એ કલમ છે. લેખક જુવાન છે. તેનાં લખાણમાં બધા રસ છે. પણ શૃંગારભાવ અમુક કક્ષાએ જ પહોંચ્યો છે, તેથી અપરિણિત લાગે છે. અંગ્રેજીનું જ્ઞાન અગાધ છે, પણ એમ છતાં લખાણ મૌલિક છે. બંગાળના રીતરિવાજોની જાણ્યે અજાણ્યે છાપ છે, જેથી તે કદાચ બંગાળમાં રહેતો હોય. અને બીજું તો ઘણું લખ્યું છે."

હું મંત્રમુગ્ધ બન્યો અને પૂછ્યું: "ક્યાં છે એ માધવી ? ! ! ગુજરાતના સંસ્કાની એ પ્રતિમા છે, સરસ્વતી માતાની વહાલસોઇ એ પુત્રી ક્યાં છે ?"

ઉમા હસી પડી. "કહો ન કહો, માધવીના વર્ણન ઉપરથી જ હું કાલની સમજી ઇ છું કે 'પૃથ્વીવલ્લભ' અહીં છે. મેં તેને આશા પણ આપી છે કે તેનાં દર્શન થઇ શકશે. તે તો એટલી બધી ઉત્સુક બની બેઠી છે–એ હો ! જેની વાત નહિ."

"ત્યારે, તારે કહેવું હતું ને કે તેને મળે."

"પણ કનૈયાલાલ મુનશીનો પૃથ્વીવલ્લભ રસિક હતો; આ તો અરસિક છે. મુંબઇની મદભરી મલપતી અનેક લલનાઓથી નાસી આવનાર પુરુષ છે; એને મળીને શું લાભ ?"

"માફ કરો; મુંબઇની એ અનેકાનેક રમણીઓ પૈકી કોઇ એવું સંસ્કારી ન હતું કે જે આ સંસ્કારશોભન માધવીની તોલે આવે."

***

માધવીનો મને મોહ લાગ્યો હતો, ને મારો માધવીને. અમે પરણ્યાં–ભાભીના પ્રતાપે. મને દેશમાં બોલાવવાનો મિત્રોનો હેતુ હવે હું સમજ્યો. ( સંપૂર્ણ )

પ્રતાપરાય ગિરધરલાલ મહેતા

---

તપથી શરીર શુદ્ધ બને. સંયમથી બુદ્ધિ અને મન શુદ્ધ બને. જેનું શરીર શુદ્ધ હોય, જેનાં બુદ્ધિ અને મન શુદ્ધ હોય તે જ વિશુદ્ધાત્મા બને.

*

આપણે જો સારા થવાની પ્રબળ ઇચ્છા કરીએ છીએ તો કુદરત પણ આપણને તેમાં મદદ કરે છે.

# પેટલાદ મહાલ ૬ઠ્ઠી પુસ્તકાલય પરિષદ

**સિહોલ તા. ૧૫-૩-૧૯૪૨**

પેટલાદ મહાલ પુસ્તકાલય પરિષદનું ૬ઠ્ઠું અધિવેશન સિહોલ મુકામે તા. ૧૫-૩-૪૨ ના રોજ જાણીતા લોકસાહિત્યકાર શ્રી. ગોકુલદાસ રાયચુરાના પ્રમુખપદે મળ્યું હતું. જે પ્રસંગે મહાલનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલ, વ. રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઈ, તેમ જ મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિમાં ઊંડો રસ લેતા મહાલ પુ૦ મંડળના પ્રમુખ શ્રી. હરિવલ્લભદાસ શાહ તેમ જ માનદ મંત્રી શ્રી. જનકલાલ યાજ્ઞિક, મહાલશાળાધિકારી શ્રી. યદુકાન્ત દેસાઈ તથા એજ દિવસોમાં મળતી મહાલ આરોગ્ય પરિષદ અંગે પધારેલા કાર્યકર્તાઓ અને ગામજનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

પરિષદ બેઠક માટે ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો.

સભાનું કામકાજ બપોર પછી ત્રણ વાગતા શરૂ કરવામાં આવ્યું હતું. પ્રારંભમાં શાળાના વિદ્યાર્થીઓ દ્વારા ઈશ્વરસ્તુતિ અને બાળાઓનું સ્વાગતગીત થયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી. લલ્લુભાઈ કલ્યાણભાઈ પટેલનું સ્વાગતવ્યાખ્યાન, તેઓ પોતે વાંચી શકવા અશક્ત હોવાથી બીજા એક ભાઇએ વાંચી સંભળાવ્યું હતું, જેમાં સિહોલ ગામનો તેમ જ ત્યાંની સંસ્થાઓની પ્રવૃત્તિઓનો પરિચય આપી જણાવ્યું હતું કે,

## પુસ્તકાલય શા માટે ?

આપણે દરવર્ષે એકઠા મળીએ છીએ તેમાં આપણા મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિમાં ચેતન આવે અને તે વેગવંતી બને એટલા માટે ચર્ચાઓ કરીએ છીએ, ઠરાવો ઘડીએ છીએ અને છૂટા પડીએ છીએ. આપણી-ચરોતરની તમામ પ્રવૃત્તિઓના પ્રાણ સાધુચરિત અમીન સાહેબ આજે નથી; પરંતુ આપણે તેમનાં કાર્યોને જીવંત રાખીશું તો તે અમરતા પ્રાપ્ત કરશે. પુસ્તકાલયને ઘેરઘેર ફરતું કરો એ તેમનો મંત્ર હતો.

પુસ્તકાલય જીવન ઘડવામાં, જીવી જાણતાં શીખવાડવામાં જીવનના અંત સુધી જરૂરી વ્યવહારૂ શિક્ષણ આપનારી સંસ્થા છે. તે તો જ્ઞાનગંગા છે. ગંગાને કિનારે બેસીને શા માટે કૂવાનું પાણી પીવું ? જ્ઞાનગંગાનું પાણી જ આપણને પવિત્ર કરવા વહન કરી રહ્યું છે. સાધુ મહાત્માઓની સોબત કરતાં પુસ્તકાલયનાં પુસ્તકોની સોબત ભેદભાવ વગરની દરેકને માટે ખુલ્લી છે. આજે રામ કે કૃષ્ણ નથી. વસિષ્ઠ કે વાલ્મીકિયે નથી, નથી બુદ્ધદેવ કે નથી પયગંબર, નથી વિવેકાનંદ કે નથી ટાગોર, પણ પુસ્તકાલયોમાં તો તે જીવતા જ છે. તેમનો સત્સંગ ત્યાં જ છે. એવો નિર્દોષ સત્સંગ છોડી શા માટે બહાર ગમે ત્યાં ફરવું ?

## પુસ્તકાલય જીવંત કેમ બને ?

પુસ્તકાલયો તો આપણા તાલુકામાં ગામડે ગામડે સ્થપાઇ ગયાં છે. પુસ્તકોરૂપી મિઠાઇના ભંડારો દરેક જગ્યાએ ભરાઇ તો ગયા છે જ; પણ શું તેને જોયા કરવાથી આપણું પેટ ભરાશે ? આપણને જ્ઞાનનો લાભ મળશે ? આપણું કલ્યાણ સધાશે ? પુસ્તકાલયોમાં સંગ્રહ વધે, તેનાં મોટાં આલીશાન મકાનો બંધાય તો પણ કેવળ તેનાં દર્શન કરવાથી કંઇ અજ્ઞાનનાં અંધારાં ઉલેચાશે ? કદી નહિ. એમ કંઇ જ્ઞાની થવાતું નથી. ત્યારે શું કરવું ? તેનો વિચાર કરવાનો છે.

આપણાં ઘણાંખરાં પુસ્તકાલયોનું કામ શિક્ષકો જ કરે છે, શિક્ષકોને શાળાના કાર્ય ઉપરાંત અનેક કાર્ય હોય છે. તેમના ઘરનું કામ પણ હોય છે. ઉપરાંત પુસ્તકાલયનું કામ પણ તેમને જ કરવાનું હોય છે. એક જ માણસને એકીસાથે ઘણાં કામ કરવાનાં હોય તો એક પણ કામમાં કંઇ જ ભલીવાર આવે નહિ ! તેવી જ રીતે પુસ્તકાલયનું પણ જોઇએ તેવું કામ થઇ શકે નહિ ! શિક્ષક તો માર્ગદર્શક છે. તેને હાથે જ આપણી પ્રજાનું ઘડતર થવાનું છે. પ્રાચીન ઋષિમુનિઓ બાળકોને ભણાવતા. લોકો તેમને પૂજ્ય અને માનવંત ગણતા અને એટલે જ આપણા પૂર્વજો–તેમના વિદ્યાર્થીઓ મહાન થઇ શક્યા. આજે આપણે આપણા શિક્ષકોની કિંમત આંકતા થઇશું, તેમના તરફ ભાવના રાખીશું તો એ જ શિક્ષક આપણાં બાળકોને, આપણા ગામને ઉચ્ચ કક્ષાએ લઇ જવા તેનાથી બને તેટલો બધો પ્રયત્ન કરશે. ત્યારે જ એ શિક્ષક પુસ્તકાલયનું કામ સુંદર રીતે કરશે. અત્યારસુધી આપણે શિક્ષકો તરફથી વેઠની જ આશા રાખી, પરિણામે કેળવણીનું પ્રમાણ વધ્યું નહિ અને પ્રૌઢ શિક્ષણના અખતરા કરવાની જરૂર પડી. સારા શિક્ષકો જ દેશને આઝાદ બનાવવાના પાયા નાખશે. સંસ્કારોનું ઘડતર તેમને જ હાથે થવાનું છે.

**શિક્ષકોએ–પુસ્તકાલયોના મંત્રીઓએ–ગામેગામ વાચનમાં રસ લેતા યુવકોનું યુવકમંડળ સ્થાપી ઘેરઘેર પુસ્તકો પહોંચાડવાની યોજના દાખલ કરવી. દિવાલપત્રો ઠેર ઠેર બનાવી તેમાં સ્થાનિક સમાચાર, જનસુખાકારીના ઉપાયો, નીતિવાક્યો વગેરે લખવું. રાત્રે કથાવાર્તાની યોજના ચાલુ કરવી.** આવી બધી યોજનાઓ અજ્ઞાન અને ખેડૂત વર્ગના ભાઇઓ તથા બહેનોમાં જ્ઞાનના પ્રચાર માટે ચાલુ કરવી. સંમેલનો અઠવાડિયે રાખી પુસ્તકાલયનાં પુસ્તકોના વાચનથી થતા લાભ સમજાવવા. યુવક-મંડળોથી આવી કાયમની યોજના થશે ! સારો શિક્ષક જતાં પણ પુસ્તકાલય જીવંત રહેશે.

**પ્રૌઢશિક્ષણનું કાર્ય પણ ઉપાડવું જોઇએ.**

મહાલ મંડળોએ આવાં યુવકમંડળોને ઉત્તેજન આપવું જોઇએ. મહાલનાં પુસ્તકાલયો વ્યવસ્થિત તેમ જ જીવંત બને તેટલા માટે સારા કાર્યકરને રોકવો જોઇએ. તાલુકામાં સેવાભાવી કાર્યકરો દ્વારા પ્રૌઢ શિક્ષણના પ્રચારનાં કાર્ય પણ મહાલ મંડળે ઉપાડી લઇ જ્ઞાનગંગાને વહેતી કરી દેવી જોઇએ. બહેનોને વાંચતી ભાગ્યે જ જોવામાં આવે છે. **જ્યાંસુધી બહેનો અભણ કે અજ્ઞાન રહેશે ત્યાંસુધી આપણી પ્રજાનો ઉદય નથી. તેમનામાં વાચન-પ્રેમ જાગ્રત થાય તેવી યોજનાઓ વિચારવી એ પણ આપણું કામ છે.**

સ્વાગતપ્રમુખનું વ્યાખ્યાન થઇ રહેતાં પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા, જેમાં પુસ્તકાલય ખાતાના મે. રા. રા. વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સા.નો ખાસ પ્રેરક હતો. સંદેશાવાચન થઇ રહેતાં પ્રમુખપદ માટે દરખાસ્ત–અનુમોદન થતાં સંમેલનના વરાયેલા પ્રમુખ શ્રી. રાયચુરાએ પ્રમુખસ્થાન લીધું હતું અને તેઓશ્રીનું છાપેલું વ્યાખ્યાન વાંચ્યું હતું. (જે ગયા અંકમાં અમે આપી ગયા છીએ.)

બાદ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવતાં નીચે મુજબના ઠરાવો પસાર થયા હતાઃ—

**પહેલો ઠરાવ**—પુસ્તકાલય પ્રવૃત્તિને આવા આર્થિક સંકડામણના સમયમાં પણ ઉદાર ભાવ પોષી રહ્યા છે તે માટે શ્રીમંત મહારાજા સાહેબને અભિનંદન અર્પતો અને દીર્ઘાયુ ઇચ્છતો પસાર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૨**—ખાતાની સૂચના નં. ૪૪ સને '૩૯–૪૦ થી પુસ્તકાલયના ખર્ચની જે ટકાવારી ઠરાવી છે તેમાં ફેરફાર કરી મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયો માટે પત્રો ખાતે ૨૫ ટકાને બદલે ૩૫ ટકા રાખવાની ખાતાને ભલામણ કરે છે.

**દરખાસ્ત—ખુશાલભાઇ કાળીદાસ પટેલ  અનુ.—ભિખાભાઇ નરસિંહભાઇ પટેલ**

**ઠરાવ ૩**–પુસ્તકાલયોનાં કાયમફંડો, પુ. સ. સ. મંડળ, બરોડા બેંક, પોસ્ટલ બેંક વગેરે સ્થળે રોકાય છે અને તેનું વ્યાજ હાલ ટકા અને દોઢ ટકા પ્રમાણે મળે છે; તેથી વ્યાજનું ઉત્પન્ન વધે એ હેતુથી શ્રીમંત સરકારને, પુસ્તકાલયને જ્યારે જરૂર પડે ત્યારે આપવાની શરતે એકસહા રોકવાની કોઇ યોજના ઘડવા વિનંતિ કરે છે.

**દરખાસ્ત—શ્રી. જનકલાલ કુન્દનશંકર યાજ્ઞિક, અનુ.—શ્રી. ખુશાલભાઇ કાલિદાસ પટેલ**

**ઠરાવ ૪**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવામાં આવતી શિષ્ટ વાચનની પરીક્ષાનો પ્રચાર પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે જે શિષ્ટ વાચનની પરીક્ષા લેવાય છે તેનો બહોળા પ્રમાણમાં લાભ લેવા લેવડાવવા આ પરિષદ મહાલના તમામ પુસ્તકાલયના મંત્રીઓને તથા શિક્ષક ભાઇઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

**દરખાસ્ત—હાથીભાઇ રામદાસ પટેલ  અનુ.—તુલસીભાઈ હાથીભાઇ પટેલ**

બીજા ઠરાવ પર ચર્ચા થતાં પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલે જણાવ્યું હતું કે, છેલ્લાં ત્રણ વર્ષમાં આ પ્રશ્ન અતિ અગત્યનો થઇ પડ્યો છે. મારી આ પદ પર નિમણૂક થયા પછી દેશપરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિનો મેં અભ્યાસ કર્યો છે. ત્યાં પણ પુસ્તકાલયોના બજેટમાં ટકાવારી હોય છે. ત્યાં વર્તમાનપત્રો ખાતે ૧૦ %થી વધુ મર્યાદા નથી. આપણાં પુસ્તકાલયો ધનાઢ્યોની મદદથી નભતાં નથી, પરંતુ લોકમદદ ઊભી કરી સરકાર–પંચાયત મદદ વડે ચાલે છે. થોડા માણસોની વર્તમાનપત્રો વાંચવાની જિજ્ઞાસા તૃપ્ત કરવા આ પગલું હોય છે. વળી જનતાને તો આ વર્તમાનપત્રો નિયમિત વાંચવા મળતાં નથી. પરિણામે શિક્ષક અને ગામઆગેવાનોમાં મેળ રહેતો નથી અને પુસ્તકાલયના કામમાં ખલેલ પહોંચે છે. ત્યાંનાં પુસ્તકાલયોમાં આપણે ત્યાંની માફક સભાસદ પદ્ધતિ નથી; ત્યાં તો દાન વડે પુસ્તકાલયો નભે છે.

ઠરાવ ૩ પર લંબાણ ચર્ચા થઈ હતી અને કરવા પુસ્તકાલયોનાં કાયમ ફંડોને વ્યાજનું ઉત્પન્ન પૂરતું નહિ મળતું હોવાની ફરિયાદ કરવામાં આવી હતી, એ માટે કોઇ સદ્ધર મિલના પ્રેફરન્સ શેરોમાં એ કાયમ ફંડનાં નાણાં રોકવાની રજુઆત થઈ હતી. તે પર વધુ વિવેચન થતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે પુસ્તકાલયોના કાયમ ફંડની સારી એવી રકમ છે. તેમાંથી જો એક સંપૂર્ણ સારું એવું દૈનિક વર્તમાનપત્ર પ્રકટ કરવાની યોજના હાથ ધરવામાં આવે તો તેમાંથી સારું ઉત્પન્ન પણ મેળવી શકાય અને કાયમ ફંડનાં નાણાંનું જે નજીવું વ્યાજ ઉત્પન્ન કરી શકાય છે તેને બદલે મંડળ એનું વધુ વ્યાજ આપવા શક્તિમાન નીવડે. આપણી પાસે સારી સંખ્યામાં પુસ્તકાલયો છે અને મંડળ દ્વારા સારું એવું એક દૈનિક વર્તમાનપત્ર પ્રકટ કરવા માટે સર્વ પ્રકારનાં સાધનો પણ છે. તો આવી એકાદ પ્રવૃત્તિ ઉપાડી હોય તો જરૂર સફળતા પામી શકે. વળી આપણી પાસે સારા ઉત્સાહી તંત્રી પણ છે. એટલે એક

[ સાંધણ પૃ. ૧૯૪ને છેડે ]

# કોડીનાર મહાલ બીજી પુસ્તકાલય પરિષદ

કોડીનાર મહાલ બીજી પુસ્તકાલય પરિષદ ધાંટવડ મુકામે તા. ૨૨-૭-૪૨ ના રોજ મે. રા. રા. અમરેલી પ્રાંત સુબા શ્રી. હાકોરલાલ મોહનલાલ દેસાઇ સાહેબના પ્રમુખપદે મળી હતી. પરિષદ માટે શાળાના પટાંગણમાં મંડપ બાંધવામાં આવ્યો હતો. અને મંડપને થાંભલે થાંભલે લટકાવેલ પુસ્તકાલયપ્રચારનાં સુભાષિતો મંડપની શોભાને ઓર દિપાવી રહ્યાં હતાં.

પરિષદના કામકાજની શરુઆતથી જ હાજરી સારી હતી. અને વખતના જવા સાથે હાજરીમાં પણ ખૂબ વધારો થયો હતો. આમંત્રિત મહેમાનોમાં શ્રી. કોડીનાર મહાલ વહીવટદાર સા., શ્રી મુનસફ સા., શ્રી. ધારી મહાલ શાળાધિકારી સા., શ્રી. સહકારી મંડળીઓ ઑડિટર સા. તથા શ્રી. જકાત ઇન્સ્પેક્ટર સા. વગેરે અમલદારો હાજર હતા. આ ઉપરાંત પરિષદના કાર્યકર્તાઓના ખાસ આગ્રહથી વડોદરાથી ફરતા પુસ્તકાલય શાખાના અધ્યક્ષ શ્રી. એકનાથ પટેલ તથા રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રચારક શ્રી. વલ્લભભાઈ હાજર રહ્યા હતા. તાલુકાના પુસ્તકાલયોના પ્રતિનિધિઓની પણ સારી હાજરી હતી.

બરાબર ત્રણ વાગે ઈશ્વરસ્તુતિથી પરિષદના કામકાજની શરુઆત થઇ. ત્યારબાદ સ્વાગતગીત, શ્રીમંત પ્રશસ્તિ અને ગરબો વગેરે મનોરંજક કાર્યક્રમ ગુજરાતી તથા કન્યાશાળાના બાળકોએ રજૂ કર્યો હતો. તે થઈ રહેતાં સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી ધુળાભાઇ શાહે ( ધાંટવડ દવાખાનાના ડૉક્ટર સા. ) સ્વાગત સમિતિ વતી મે. રા. રા. સુબા સાહેબ, અન્ય અમલદારો, આમંત્રિત મહેમાનો તથા પ્રતિનિધિઓનું સ્વાગત કર્યું હતું. વધારામાં તેમણે ધાંટવડ સા. પુસ્તકાલયનો અહેવાલ તથા દસ વરસની પ્રગતિના આંકડા રજૂ કરી, છેવટમાં મે. સુબા સા. ની ચેતનવંતી પ્રેરણાથી પુસ્તકાલયની પ્રગતિ માટે આ પરિષદમાં સુંદર કાર્યવાહીની આશા વ્યક્ત કરી હતી.

પછી સ્વાગતપ્રમુખની દરખાસ્ત અને રા. ધારી મહાલ શાળાધિકારી સા. તથા ધાંટવડ સા. પુસ્તકાલયના મંત્રી ભગવાનજીભાઇના અનુમોદનથી મે. રા. રા. સુબા સાહેબે પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકારી કામકાજ આગળ ચલાવ્યું હતું.

પ્રથમ કોડીનાર મહાલ પુ. મંડળના મંત્રી તરફથી નિવેદન વાંચવામાં આવ્યું. ત્યારબાદ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. રા. રા. પાડગીલ સા., મ. વ્યવસ્થાપક મે. ઉમેદભાઇ સા., તેમ જ ઇતર ગૃહસ્થો તરફથી આવેલા પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓનું વાચન

---

[ સાંધણ પૃ. ૧૬૩નું ]

યોજના ઘડી એને અમલી સ્વરૂપ આપવું જોઇએ. અને હું તો જે ઠરાવ થાય તેના અમલમાં માનનાર છું. એટલે આવી યોજના ઘડો તો તેનો અમલ પણ કરવો જોઇએ. બાદ આવી દૈનિક વર્તમાનપત્રને લગતી યોજના વિચારવાનું "પુસ્તકાલય" માસિકના તંત્રીને જણાવાયું હતું.

શિષ્ટ વાચનની પરીક્ષાના પ્રચારના ઠરાવ પરત્વે વ. રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇએ પણ કેટલુંક વિવેચન કર્યું હતું.

છેલ્લે પ્રમુખશ્રીનું ઉપસંહારનું ભાષણ થઇને અધિવેશનની પૂર્ણાહુતિ થઇ હતી.

થયું. તે પછી ઠરાવો રજૂ કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું. મંજૂર થયેલા ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સાહેબનું તથા રાજકુટુંબનું આ પરિષદ દિર્ઘાયુ ઇચ્છે છે. અને પુસ્તકાલય પ્રવૃત્તિને જે ઉદારતાથી પોષી રહ્યા છે તે બદલ તેઓનો આભાર માને છે.

**—પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨**—શાળાવાળાં જે છ ગામોએ પુસ્તકાલય ઉઘાડવાનાં બાકી છે તે ગામોએ આવતા વર્ષમાં પહેલી તકે પુસ્તકાલયો ઉઘડી જાય તેવી તજવીજ કરવા તે ગામોના શિક્ષક બંધુઓને તથા ગ્રામજનોને તથા મહાલના સદ્‌ગૃહસ્થોને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

(પ્રમુખ સાહેબે આ ઠરાવ મંજૂર થયા બાદ જણાવ્યું કે, ચાર ગામો રૂ ૮૦) કરે તો બાકીના રૂ. ૧૨૦) મે. પ્રમુખ સા. મેળવી આપશે અગર પદરના આપશે.)

દરખાસ્ત—**રા. ગિરજાશંકર ભવાનીશંકર જોષી** અનુ.—**રા. ભગવાનજી રાઘવજી દવે**

**ઠરાવ ૩**—દશ વર્ષ પહેલાં આ મહાલે પુસ્તકાલય શિક્ષણ વર્ગ ભરવામાં આવેલો. તે પછી મંત્રીઓની ઘણી હેરફેર થઇ હોવાથી આ મહાલમાં પહેલી તકે શિક્ષણવર્ગ ભરવા રાજ્ય પુસ્તકાલય મંડળને આ પરિષદ ભલામણ કરે છે.

દરખાસ્ત—**રા. કરીમ જહાંગીર મકરાણી** અનુ.—**રા. ચંદુલાલ કલ્યાણજી દેશાઇ**

**ઠરાવ ૪**—પુસ્તકાલય ખાતાના માજી મ. વ્યવસ્થાપક સાહેબ સ્વ. મોતીભાઇ ન. અમીનના 'સ્મરણાર્થે' રાજ્ય પુસ્તકાલય મંડળે શરૂ કરેલી, સ્મારક ગ્રંથમાળાનું પ્રસિદ્ધ થયેલું પહેલું પુસ્તક "સ્વર્ગનું દોહન" મહાલનાં તમામ પુસ્તકાલયોને ખરીદવા તથા એ ગ્રંથમાળાના કાયમના ગ્રાહક થવા આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને ભલામણ કરે છે.

(આ પ્રસંગે મે. પ્રમુખ સાહેબે 'સ્વર્ગનું દોહન' નામનું પુસ્તક ઘાટવડ સા. પુ. ને ભેટ આપ્યું.)

દરખાસ્ત—**રા. કૃપાશંકર પ્રભુજી જોશી** અનુ.—**રા. ત્રિભુવન ભાઇજી દવે**

**ઠરાવ ૫**—જનતામાં શિષ્ટ વાચનનો પ્રચાર થાય તે અર્થે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો લાભ બહોળા પ્રમાણમાં લેવાય તેવી તજવીજ કરવા તથા ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓને શિષ્ટ વાચન વાંચવાનો રસ ઉત્પન્ન થાય તે માટે શિષ્ટ વાચનની પરીક્ષાની વ્યવસ્થા કરવા મહાલ મંડળને તથા જનતા પુસ્તકનું વાચન નિયમિત અને વ્યવસ્થિતપણે કરતી થાય તે હેતુથી ગ્રામવાચક મંડળ સ્થાપવા જે તે ગ્રામ પુસ્તકાલયોને આ પરિષદ ભલામણ કરે છે.

દરખાસ્ત—**રા. ભગવાનજી રાઘવજી દવે** અનુ.—**રા. ત્રિભુવન ભાઇજી દવે**

**ઠરાવ ૬**—જે ગામ પંચાયતો પુસ્તકાલયોને મદદ આપવાની મંજૂર કરે છે તે ગામ પંચાયતો વેળાસર પુસ્તકાલયોને મંજૂર કરેલી મદદ આપે તેવી તજવીજ થવા તથા જે ગ્રામ પંચાયત મદદ આપતી નથી તે આપી શકે તેવી સ્થિતિમાં હોય તો આપવા આ પરિષદ જે તે ગ્રામ પંચાયતોને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દરખાસ્ત—**રા. જટાશંકર ઉમિયાશંકર પંડયા** અનુ.—**રા. જટાશંકર છગનલાલ વ્યાસ**

**ઠરાવ ૭**—જે સહકારી મંડળીઓ સારા પ્રમાણમાં નફો કરે છે તે પોતાના નફામાંથી

સાર્વજનિક કામોમાં વાપરવાના ૨૦ ટકા ફંડમાંથી, પુસ્તકાલયોને બની શકે તેટલી મદદ આપે તેવી આ પરિષદ ભલામણ કરે છે.

દરખાસ્ત—રા. મથુરદાસ દેવચંદ ઠક્કર અનુ.—રા. મોહનલાલ જેઠાલાલ જાની

ઉપર પ્રમાણે ઠરાવોનું કામ પૂરું થયા બાદ મહાલ મંડળના મંત્રી શ્રી. ગિજુભાઈ, પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઈ, મહાલ વહીવટદાર સાહેબ, મુન્સફ સાહેબ, સહકારી ઑડિટર, મહાલ શાળાધિકારી સાહેબ વગેરે તરફથી પ્રાસંગિક વિવેચન થયાં હતાં. તે પછી પરિષદના પ્રમુખ સાહેબનું ભાષણ થયું હતું.

## પ્રમુખશ્રીનું ભાષણ

આજના આ પ્રસંગે મને યાદ કરી, અત્રે હાજર રહેવાની. આપ સૌએ મને જે તક આપી છે તે બદલ સર્વનો આભાર માનું છું. મુલ્કી ખાતાના અમલદારોના જીવનમાં ચિંતા, જવાબદારી અને અનેક પ્રકારની ભાંજગડો હોય છે, એમાં જો આવા થોડાક પ્રસંગો ન હોય તો જીવનમાં આનંદ હોતો નથી. મુલ્કી ખાતાના અમલદાર તરીકે નહિ પણ એક વ્યક્તિ તરીકે આવા પ્રસંગોએ પ્રજામાં બે કલાક ભળવાની અને તેમનાં સુખદુઃખો જાણવાની મને જે તક મળે છે તે જો અમને ન મળે તો ગામડાંમાંથી ઘણું જાણવાનું અને જોવાનું મળતું અટકી જાય. આજે આપ સૌ સાથે મળવાની અને વાતો કરવાની મને જે તક મળે છે તે બદલ ખરેખર ખૂબ આનંદ થાય છે.

તાલુકાની જરૂરીઆતો શી છે ? તાલુકાની સામાજિક પ્રવૃત્તિઓ કેમ ચાલે છે ? વગેરે આવા પ્રસંગોએ જ તાલુકાના આગેવાનો સાથે મળવાથી જણાઈ આવે છે, અને એમાં કંઈ માર્ગદર્શન કરવું હોય તો તે કરી શકાય છે.

ફરજિયાત કેળવણીની શરૂઆત આ પ્રાંતમાંથી થઈ છે. તે જોતાં આ પ્રાંતમાં નિરક્ષરતા ઓછી હોવી જોઈએ, પણ તેમ નથી. કેળવણીના પૂરક અંગ તરીકે શરૂ કરેલી પુસ્તકાલય પ્રવૃત્તિ પણ આ પ્રાંતમાં જોઈએ તેવી વિકસી નથી. ખેતીમાં, વેપારમાં, સંસ્કારમાં આગળ પડતું ધાંટવડ ગામ જેવું ગામ જો બીજા કોઈ પ્રાંતમાં હોત તો ત્યાં આજ સુધીમાં પુસ્તકાલયનું મકાન થઈ ગયું હોત. મારા ગામમાં ( પલસાણા ) વીસ વર્ષ પહેલાં મકાન બંધાઈ ગયું છે, ૫૦૦૦ ઉપરાંત પુસ્તકો છે, સાંજના એ મકાનમાં જાણે મેળો ન ભરાયો હોય તે પ્રમાણે લોકો ભરાય છે. અને વર્તમાનપત્રો-પુસ્તકો વગેરે વાંચે છે. આ પ્રાંતમાં તજ અમરેલી શહેરને અપવાદ કરવો પડશે. અમરેલીમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો જે ફેલાવો થયો છે તે બીજે કેમ ન થાય ? કોડીનાર મહાલમાં અને બીજે સ્થળે પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં જે ગામો છે તે ગામોએ હજીસુધી પણ પુસ્તકાલય ઉઘાડ્યાં નથી. અને નહિ ઉઘાડવાના કારણમાં લડાઈ અંગે આવેલી આર્થિક મુશ્કેલીઓ જણાવાય છે. ખરી રીતે જોતાં તેમ નથી. પહેલાં જેમ જીવતા તેવી જ રીતે આ વર્ષોમાં પણ જીવીએ છીએ; અત્યારના પ્રસંગમાં કોણે પોતાનો ખર્ચ ઓછો કર્યો છે ? કોણે તદ્દન બંધ કર્યો ? વ્યસનો કોણે છોડયાં ? હાથે કાંતેલાં કપડાં કોણે પહેર્યાં ? કોઈએ એવો ફેરફાર કર્યો નથી. પણ ખરી વસ્તુ તો એ છે કે, પુસ્તકાલય પ્રત્યે જે ભાવના જાગવી જોઈએ તે ભાવના હજી જોઈએ તેટલા પ્રમાણમાં જાગી નથી. પાણી, દવા, અનાજ વગેરે વસ્તુઓ વગર જેમ આપણને ચાલતું નથી;

તેમ જ્ઞાન મેળવ્યા વગર પણ ન ચાલવું જોઇએ, એ રહસ્ય જનતાને ખાસ સમજાવવાની જરૂર છે. લોકો દેવસ્થાનો ચલાવે છે, કૂવા કરાવે છે, રસ્તા કરાવે છે, ધર્મશાળાઓ બંધાવે છે; આ સર્વ ખાસ જરૂરીઆતની વસ્તુ છે એમ આમ જનતા માને છે, તેવી જ માન્યતા પુસ્તકાલય પ્રત્યે પણ લોકોમાં જાગ્રત કરવી જોઇએ. પુસ્તકાલય પ્રવૃત્તિનું ખરું રહસ્ય અને જરૂરીઆત લોકોને સમજાવતાં ગમે તે સ્થિતિમાં પણ પોતાની મેળે જોઇતી મદદ લોકો જરૂર આપશે.

વળી અત્યારે બહાર પડતા સાહિત્યની કક્ષા સાથે ગામડાંની કેળવણીવિષયક સ્થિતિનો મેળ નથી, એ વાત પણ ખોટી છે. છેલ્લાં દસ વર્ષમાં સાહિત્યની ભાવનામાં ખૂબ ફરક પડી ગયો છે. અને ભાવનાને અનુલક્ષીને સાહિત્ય બહાર પાડવામાં આવે છે. એ ખરું કે બીજી ભાષાના પ્રમાણમાં આપણું સાહિત્ય ઘણું ઓછું છે. પણ તે સાથે આપણી પાસે એવાં સદ્ધર પુસ્તકાલયો પણ ક્યાં છે! એટલે અત્યારે સાહિત્યમાં ધ્યેય અને જરુરીઆત તરફ પ્રગતિ થઇ રહી છે. તે પ્રગતિ પુસ્તકાલયોની આર્થિક સ્થિતિના પ્રમાણમાં સારી ગણાય.

શ્રીમંત મહારાજા સાહેબે પ્રજાને પ્રગતિશીલ બનાવવા માટે શાળાઓ સ્થાપી. તથા લીધેલું શિક્ષણ ભૂલી ન જવાય તે માટે પુસ્તકાલયોની જરૂરીઆત જણાઇ અને તેની યોજનાનો અમલ થયો. પ્રૌઢ શિક્ષણ પણ દાખલ કરવામાં આવ્યું. તે સિવાય સ્ત્રીઓ પુસ્તકાલયમાં પુસ્તકો લેવા આવે નહિ માટે તેમને ઘેર પુસ્તકો પહોંચાડવાનું અને પરત લઇ આવવાનું કામ દાખલ થયું. આ અને આવું બધું જ શિક્ષકોને કરવાનું હોય છે. આ સ્થિતિમાં શિક્ષકો તરફની વેઠીઆની ભાવના પણ જવી જોઇએ. પુસ્તકાલયની પ્રગતિ શિક્ષકોને જ આભારી છે. રાજ્યનાં સઘળાં પ્રગતિકારક કાર્યો શિક્ષકોને જ કરવાનાં આવે છે. પણ શિક્ષકો એકલે હાથે કેટલાં કાર્યોને પહોંચી વળે? હવે તો લોકોએ જ આવાં પ્રગતિનાં કાર્યો ઉપાડી લેવાં જોઇએ. અને શિક્ષકોને માથે આવી પડતી કેટલીક ફરજો ઓછી કરવી જોઇએ કે જેથી શિક્ષકો પોતાની પાસેની પ્રવૃત્તિઓ સારી રીતે સંભાળી શકે.

પંચાયતો અને સહકારી મંડળીઓ પણ પુસ્તકાલયની પેઠે જ સાર્વજનિક સંસ્થાઓ છે. પોતપોતાના ધ્યેયને અનુલક્ષીને તેમણે જનહિતનાં કામો કરવાનાં હોય છે. એટલે પુસ્તકાલયોએ તેમની જ જાતની સંસ્થાઓ ઉપર બહુ આધાર રાખવાનો નથી. એનો અર્થ એવો નથી કે આ સંસ્થાઓ પાસે સગવડ હોય અને મદદ ન કરે. સંસ્થા પાસે સવડ હોય તો જરૂર મદદ કરવી જોઇએ. પણ ખરો આધાર તો જેને માટે પુસ્તકાલય કામ કરે છે તે જનતા ઉપર જ હોવો જોઇએ. ગામ લોકોની ફરજ છે કે પુસ્તકાલયને ભીખ માગવાનો વખત ન આવે તે જોવું જોઇએ.

અંતમાં જે ઠરાવો થયા છે તેનું પરિણામ આવી જાય, અડચણો ઓછી થાય, અને કાર્યો વધારે સંગીન બને એવી આશા છે. આવતી પરિષદ વખતે થયેલા ઠરાવોનો નિકાલ થયેલો હોવો જોઇએ. અને તે વખતે નવાં જ પગલાં માટેના વિચારો રજુ થવા જોઇએ.

ગામ લોકોને ઉદ્દેશીને તેઓશ્રીએ નેસ અને ગામનો તફાવત જણાવી ગામને નેસ મટાડી ગામ બનાવવા તરફ પ્રયત્નો કરવા સલાહ આપી હતી. નેસ એટલે માણસો અને જાનવરોનો સમૂહ અને તે પણ વ્યવસ્થા અને યોજના વિનાનો. જેની પાછળ ઇતિહાસ છે, જેને સંસ્થાઓ વગેરે સંસ્કૃતિના ફેલાવાના પ્રતિકો હોય છે તેને જ ગામ કહેવાય છે. ગામમાં

સ્વત્વની ભાવના દાખલ થવી જોઇએ. જેમ સ્વત્વની ભાવના વધારે તેમ સૌંદર્ય વધારે. જેમ તે ભાવના ઓછી તેમ જંગલીપણું વધારે.

છેલ્લે ગામના આગેવાનોને ગામની સંસ્થા–ગામના પ્રાણને–પોષવા માટે સલાહ આપી હતી. અને ગામના પુસ્તકાલયના મકાન બાબત આગેવાન ગૃહસ્થોને પ્રેર્યા હતા.

આ તકે મે. પ્રમુખ સા. ની દોરવણીથી તથા ધાંટવડ ગામના આગેવાન શહેરી શેઠ મથુરાંદાસ દેવચંદના પ્રયત્નથી રૂા. ૩૦૦) ઉપરાંત પુસ્તકાલયના મકાન માટે ખરડો થયો હતો અને તેમણે તુર્તમાં જ મકાન માટે જોઇતી રકમ એકઠી થવાની આશા બતાવી હતી.

બાદ ફૂલહાર થઇ શેઠ મથુરભાઇએ માનવંત પ્રમુખ સા. મે. અમલદાર સા., આમંત્રિત મહેમાનો, પ્રતિનિધિઓ વગેરેનો પરિષદની સફળતામાં હાર્દિક સહાયતા આપવા બદલ ઉપકાર માન્યો હતો. બાદ રાજગીત ગવાઈ સભા વિસર્જન થઇ હતી.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પુગારદાર** પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તતસંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; અને પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

**૧. મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર–માહે માર્ચ માસમાં મહેસાણા મહાલનાં** (૧) બોરીઆવી, (૨) લીંચ, (૩) અંબાસણ, (૪) બેંસાણા, (૫) આંબલીઆસણ, (૬) જોરણંગ, (૭) મહેસાણા પરા વાચનાલય, (૮) આંબલીઆસણ સ્ટે. બજાર બાલકીઆ સા. પુ., (૯) ચલીવા વા., (૧૦) ધોળાસણ વા., (૧૧) આખજ, (૧૨) લાંઘણુજ, (૧૩) ધડા, (૧૪) દેલા, (૧૫) પાંચોટ, (૧૬) અલોડા, (૧૭) છઠીઆરડા, (૧૮) ખુદ્દાપાલડી, (૧૯) હરિપુરા-રૂપાલ, (૨૦) પાલોદર, (૨૧) સામેત્રા, (૨૨) મીઠા, (૨૩) બલોલ, (૨૪) માકણેજ; **વિસનગર મહાલનાં** (૨૫) કંસારાકુઇ, (૨૬) બાસણા, (૨૭) ચિત્રોડા.

**૨. વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ–માહે માર્ચ માસમાં મહુવા મહાલનાં** (૧) ઓડચ, (૨) સણુત, (૩) આમચક, (૪) અમરોલી, (૫) કુરેલ, (૬) ધોળીકુઇ, (૭) કાંણી, (૮) શેખપુર, (૯) અંધાત્રી, (૧૦) ડુંગરી, (૧૧) બામણીઆ, (૧૨) વડીઆ, (૧૩) વડવાડા, (૧૪) ખુટવાડા, (૧૫) વેલણપુર, (૧૬) ઝેરવાવરા, (૧૭) કરચલીઆ, (૧૮) બારતાડ, (૧૯) ગુણસવેલ, (૨૦) કલકવા તા. વ્યારા.

**૩. આતરસુંબા મહાલ માનદ પ્રચારક રા. જયશંકર જી. ભટ્ટ–માહે ફેબ્રુઆરીમાં** ( ) ઝંડા, (૨) શિહોરા, (૩) આંબવેલ.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના–સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી બાઇઓને ખાસ ભલામણ.

ના. નં. ચોકસી

# અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું પાંચમું અધિવેશન

**અખિલ** હિંદ પુસ્તકાલય પરિષદની પાંચમી બેઠક મુંબઇ ખાતે યુનિવર્સિટી કૉન્વોકેશન હૉલમાં ગઇ તા. ૪, ૫, ૬ શનિ, રવિ, અને સોમવારના રોજ મળી હતી. અધિવેશનના વરાયેલા પ્રમુખ હિંદી સરકારના કેળવણી ખાતાના વડા જોન સારજંટ એમ. એ., સી. આઇ. ઇ. તેમની ખાસ સરકારી રોકાણોના લીધે હાજર રહી શકયા નહોતા. એટલે પ્રમુખપદ માટે મુંબઇ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર શ્રી મસાણીની વરણી કરવામાં આવી હતી. તેઓ પણ હાજર રહી નહિ શકયાથી પ્રમુખપદ મદ્રાસ યુનિવર્સિટી લાયબ્રેરી-વાળા રા. સા. રંગનાથને લીધું હતું.

પરિષદની શરૂઆત તા. ૩-૪-૪૨ ના રોજ પુસ્તક પ્રદર્શન ( બુક ઇન ઇન્ડીઆ )ના ઉદ્દ્ઘાટન વિધિથી થઇ હતી આ પ્રદર્શનની ઉદ્દ્ઘાટનવિધિ મુંબઈ સરકારના માજી ગૃહમંત્રી અને જાણીતા ગુજરાતી સાક્ષર શ્રી. કનૈયાલાલ મુનશીના હસ્તે કરવામાં આવી હતી. ઉદ્દ્ઘાટનવિધિ પ્રસંગનું તેમનું વ્યાખ્યાન પુસ્તકના ઉદ્ભવ-શબ્દશાસ્ત્રના ઉદ્ભવથી માંડી અર્વાચીન કાળનાં પુસ્તકો સુધીનું સુંદર વિહંગાવલોકન કરાવ્યું હતું. ( જે આવતા અંકે પ્રકટ કરવામાં આવશે. ) બાદ સ્વાગતપ્રમુખ શ્રી. દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરીનું સ્વાગત વ્યાખ્યાન થયું હતું.

ત્યારબાદ તા. ૪ થીને શનિવારના રોજ બરાબર ૧૧ વાગે પરિષદની ખુલ્લી બેઠક મળી હતી, જે વખતે પરિષદ ઉદ્દ્ઘાટનનો વિધિ કરતાં મુંબઇ યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી. મસાણીએ તેમનો નાનપણથી મોટપણ સુધીનાં તેમનાં પુસ્તકાલયને લગતાં સંસ્મરણોની સભાજનોને યાદ કરાવી હતી.

ત્યારબાદ મુંબઇ યુનિવર્સિટીના ગ્રંથપાલ ડૉ. જોષીએ પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચ્યા હતા, જેમાં મુંબઇ યુનિવર્સિટીના ચેન્સેલર-મુંબઇના ના. ગવર્નર તથા દેશની જુદી જુદી યુનિવર્સિટીઓના ગ્રંથપાલોના મુખ્ય હતા.

ઉપરનો વિધિ થઇ રહ્યા બાદ સૌ ખાણા માટે વિદાય થયા હતા, ત્યાં મુંબઇ સરકારની ઉપલી ધારાસભાના માજી પ્રમુખ ઑન. મંગળદાસ પકવાસાએ પરિષદમાં પધારેલા પ્રતિનિધિઓ અને મહેમાનોનો આભાર માની જણાવ્યું હતું કે, આપણા દેશમાં નિરક્ષરતા મોટા પ્રમાણમાં છે. માત્ર દસ ટકા વર્ગ જ આપણે ત્યાં ભણેલો છે. હું હિંદમાં વસતા આમવર્ગનો પ્રતિનિધિ હોઇને કહું છું કે, જનતાના ૯૦ ટકા વસ્તી અક્ષરજ્ઞાનવિહીન હોઇને અજ્ઞાન અંધકારમાં અથડાય છે. તેમને વાંચતા કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. અને એ વિષેની આશા તેમણે પરિષદ પાસે દર્શાવી હતી.

ત્યારબાદ કલકત્તા યુનિવર્સિટીના ગ્રંથપાલ ડૉ. રૉયને બોલવા જણાવવામાં આવતાં તેમણે જણાવ્યું કે, કિંમતી ખાણાંનો શિરસ્તો મુંબઇએ પાડયો છે તે ઇષ્ટ નથી. આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે, આજે જનતા સમક્ષ પહેલો પ્રશ્ન ખોરાકનો છે અને તે પછી માનસિક ખોરાકનો પ્રશ્ન આવે છે. ભૂખે મરતા લોકોને ખોરાક આપો અને પછી તેમને અજ્ઞાન અંધકારમાંથી બહાર લાવો. આ પરિષદે એ કાર્ય ઉપાડવાનું છે.

ખાણાનો કાર્યક્રમ પૂરો થઇ રહેતાં ફરીથી પરિષદની બેઠક ૨–૪૫ કલાકે મળી હતી જે વખતે પરિષદ પ્રસંગે રજૂ કરવા માટે આવેલા નિબંધોનું વાચન થયું હતું. તેમ મુખ્યત્વે, હવાઇ હુમલામાંથી પુસ્તકાલયના સંરક્ષણના પ્રશ્નો અંગેના મુખ્ય હતા. વળ પૂનાના સરકારી રેજીસ્ટ્રેશન ખાતાના એક અધિકારી તરફના નિબંધમાં, પુસ્તકોની માઇક્રો ફિલ્મ ઉતરાવવાને લગતી સૂચના કરવામાં આવી હતી; જ્યારે મિસિસ ચોકસીએ હાઇસ્કૂ અને કોલેજ પુસ્તકાલયોમાં પ્રવર્તતી કેટલીક ત્રુટિઓનું સુંદર ધ્યાન રજૂ કર્યું હતું.

## રવિવાર તા. ૫–૪–૪૨

સવારે દશ વાગે અખિલ હિંદ પુસ્તકાલય મંડળના સભ્યોની સભા મળી હતી.

ત્યાર પછીનો કાર્યક્રમ બપોરના અઢી વાગે રૉયલ એશિયાટિક સોસાઇટિની મુંબાઇ શાખાના પુસ્તકાલયની મુલાકાતનો ગોઠવાયો હતો.

આ પુસ્તકાલયની સ્થાપના એક સૈકા પહેલાં થયેલી. તેમાં દેશ-પરદેશના પ્રાચીન ગ્રંથો-સંશોધનને લગતા આકરગ્રંથો તેમ જ બીજા પણ વિપુલ ગ્રંથસંગ્રહો જોવા મળ્યા હતા. આ પુસ્તકાલયની મુલાકાતનો કાર્યક્રમ પૂરો થઇ રહેતાં સાડાત્રણ વાગે પરિષદની બેઠક મળી હતી જે વખતે વધુ નિબંધો વાંચવામાં આવ્યા હતા તેમ જ પુસ્તકાલયની શાસ્ત્રીય માહિતીના પ્રશ્નોત્તરો અને ચર્ચાઓ ચાલી હતી.

## સોમવાર તા. ૬–૪–૪૨

બરાબર દસ વાગે પરિષદની અંતિમ બેઠક મળી હતી, જે વખતે ઉપસંહાર કરવામાં આવ્યો હતો.

પરિષદની સમાપ્તિ થતાં સૌ મુંબઇ યુનિવર્સિટીનું વિશાળ વ્યવસ્થિત ગોઠવાયલું પુસ્તકાલય જોવા ગયા હતા. તે પછી સૌ ખાણા માટે વિદાય થયા હતા. ત્યાંથી ખાસ તૈયાર રાખવામાં આવેલી મોટર બસમાં સૌ જે. એન. પિટિટ ઇન્સ્ટીટ્યુટના પુસ્તકાલય, તથા સેન્ટ ઝેવિયર કોલેજના પુસ્તકાલયની મુલાકાતે ગયા હતા, અને ત્યાંથી કર્નાટક પ્રેસ જોવા ગયા હતા, જ્યાં છાપકામને લગતી માહિતી અને પ્રકાશન વિગતો સૌને જોવા-જાણવા મળી હતી. અહીં પણ પ્રેસ તરફથી ચા અને અલ્પાહારની યોજના રખાઇ હતી.

છેલ્લે વર્ગીકરણ પદ્ધતિને લગતા પ્રશ્નો શ્રી. રંગનાથને કૉન્વોકેશન હૉલમાં સમજાવ્યા હતા.

આમ ચાર દિવસના સતત કાર્યક્રમ બાદ પરિષદ અધિવેશની પૂર્ણાહુતિ થઇ હતી.

આ પરિષદ પાછળ મુંબઇ યુનિવર્સિટીના લાયબ્રેરીઅન ડૉ. જોષીની અખંડ જહેમત અને કાર્યદક્ષતા ખાસ તરી આવતાં હતાં. પરિષદમાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

**પહેલા ત્રણ ઠરાવો** હિંદમાં પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવતા અવસાન પામેલાઓ પ્રત્યે શોક દર્શાવવાને લગતા પસાર થયા હતા. **ચોથો ઠરાવ** વહેલી તકે હિંદમાં અસ્તિત્વ ધરાવતાં પ્રાંત પુસ્તકાલય તેમજ ખાસ પુસ્તકાલય મંડળોને લગતી માહિતી એકત્ર કરાવવાનો; **પાંચમો ઠરાવ** યુનિવર્સિટી, કૉલેજ અને સ્કૂલ લાયબ્રેરીઓના ગ્રંથપાલોના પગારધોરણની વિચારણા માટે સમિતિ નીમવાનો; **છઠ્ઠો ઠરાવ** કે તે યુનિવર્સિટીઓ સાથે જોડાયેલી શિક્ષણસંસ્થાઓ સાથે ગ્રંથપાલોએ સહકાર સાધવાનો વગેરે ઠરાવો પસાર થયા હતા.

# મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદ

## [ ધીણોજ : ચોથું અધિવેશન : તા. ૧૨, ૧૩-૪-૪૨ ]

મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદનું ચોથું અધિવેશન અગાઉ જાહેર થયા પ્રમાણે તા. ૧૨, ૧૩-૪-૪૨ ના રોજ ધીણોજ મુકામે મળ્યું હતું. પ્રાંતનાં જુદાં જુદાં ગામોનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ પટેલ, વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી તથા પ્રચારક શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલ અને " પુસ્તકાલય " માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસ હાજર હતા.

પરિષદના વરાયેલા પ્રમુખ સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઈ તેમની રોકાણોના કારણે પધારી નહિ શકવાથી પ્રમુખસ્થાન માટે વયોવૃદ્ધ અને જાણીતા સાહિત્યરસિક રાજરત્ન શેઠ મહાસુખભાઈને વિનંતિ કરવામાં આવતાં તેમણે તે સ્વીકાર્યું હતું.

તા. ૧૨મીના રોજ સવારે સાડાસાત વાગે વિભાગશાળાધિકારી શ્રી. માલસે સાહેબના હસ્તે પ્રદર્શનનો ઉદ્‌ઘાટનવિધિ થયો હતો. અને સાંજે ૪ વાગે પરિષદની બેઠકની શરૂઆત થતાં ઈશ્વરપ્રાર્થના, શ્રીમંતપ્રશસ્તિ તથા બાળાઓનો ગરબો થઈ રહેતાં સ્વાગતપ્રમુખ શ્રી. રામરાય વ્યાસે આવકારનું ભાષણ આપતાં ધીણોજ ગામની ઐતિહાસિક વિગતો રજૂ કરી જણાવ્યું હતું કે,

વિદ્યાવિલાસી સદ્‌ગત રાજ્યપિતા શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની ઉદાર રાજનીતિથી દરેક પ્રાંતોમાં પુસ્તકાલયરૂપ કલ્પવૃક્ષ રોપાયું છે, જેનાં આજે આપણે મીઠાં ફળો ચાખી રહ્યા છીએ. અને વર્તમાન લોકપ્રિય શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબ એઓશ્રી તે કલ્પવૃક્ષનું યથાર્થ પરિપાલન કરે જાય છે. અને તેથી પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ અને વિસ્તાર થયેલો છે. પ્રાંતમાંનાં પુસ્તકાલયો સહકાર અને સંગઠનથી કામ કરે એ માટે પ્રાંત પુસ્તકાલય મંડળ અને મહાલ પુસ્તકાલય મંડળ અને જૂથ મંડળો સ્થાપવામાં આવેલ છે. આ બધાં મંડળોનો મુખ્ય હેતુ ગ્રામ્ય પુસ્તકાલયોને સંગીન પાયાપર કામ કરતાં કરવાનો છે. પરિણામે ગામડાની જનતા ભણેલું ભૂલી જઈ ફરી નિરક્ષર દશા પામે નહિ અને પુસ્તકાલયની પ્રેરણાથી કેળવણી પ્રત્યે પ્રેમ કેળવી સંસ્કારી થશે, અને ગ્રામોદ્ધારનું કામ સફળ થશે. કારણ, કેળવણીથી બંધુપ્રેમ જાગ્રત થાય છે તેમ જ પોતાનું અને પોતાના ગામ કે દેશનું ભલું કરવાની ધગશ જાગે છે, પરસ્પર પ્રેમ જાગ્રત થાય છે અને તે દ્વારા એકબીજાનું ભલું કરવાની વૃત્તિ જાગે છે. નીતિકારો કહે છે કે:—

> काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
> व्यसनेन च मूर्खस्य निद्रया कलहेन वा ॥

એમ જ્ઞાનવિહોણા મૂર્ખો વૈરવૃત્તિ સાધે છે, જેથી પોતાનું અગર પોતાના ગામ કે દેશનું ભલું કરી શકતા નથી. કહ્યું છે કે:—

> पंडितोऽपि वरं शत्रु न मूर्खो हितकारकः ।
> वानरेण हतो राजा चौरविप्रेण रक्षितः ॥

મૂર્ખ હિતકારક કરતાં ડાહ્યો દુશ્મન પણ સારો; કારણ કે રાજાના હજુરીઆ વાનરને હાથે પ્રાણનો વિનિપાત થતાં ચોર પંડિતે રાજાને બચાવ્યો હતો. એ દૃષ્ટાંતથી કેળવાયેલી પ્રજા જ કલ્યાણમાર્ગનો નિશ્ચય કરી શકે છે.

મહાન પુરુષોનાં વચનામૃતો પુસ્તકોમાં સંગ્રહેલાં છે. **વાર્તાના વાચનને બદલે મહાપુરુષોનાં જીવનચરિત્રોથી મનુષ્યજીવન ઉચ્ચતર બને છે. આધ્યાત્મિક ઉન્નતિ અર્થે ધર્મગ્રંથોનું સેવન કરવું જોઇએ.** આપણા સદ્‌ગત રાજ્યપિતા શ્રી. સયાજીરાવ મહારાજા સાહેબે વિશ્વધર્મ પરિષદના પ્રમુખ તરીકે ધર્મના સત્ય રહસ્યનું દિગ્દર્શન કરાવેલ છે. અને તેથી ધર્મ અને નીતિનો બોધ થાય તેવાં પુસ્તકોનું પુસ્તકાલયોમાં સ્થાન હોવું જોઇએ. જે પ્રેરણા સાંપ્રદાયિક મંદિરોમાંથી અને ધર્માચાર્યો પાસેથી મળતી તે આજે સરસ્વતી મંદિરોમાંથી મળે છે. ધર્મ અને આધ્યાત્મિક ઉપદેશ માટે મહાપુરુષો સ્થળે સ્થળે ફરીને તેવું જ્ઞાન આપતા તે આજે પુણ્ય પવિત્ર પુણ્યશ્લોક ધર્મધુરંધર પતિતપાવન શ્રી. મહારાજા સાહેબની કૃપાથી-એઓશ્રીએ ઠેરઠેર સ્થાપેલ કલ્પવૃક્ષરૂપી વાચનાલયોમાંથી સહજ પ્રાપ્ત થાય છે. પ્રભુએ જેને સંપત્તિ આપેલી છે તે પોતાની સંપત્તિનો સદ્‌વ્યય આવા કેળવણીના શુભ માર્ગે કરે છે તે મહત્ત્વનું છે. કહ્યું છે કેઃ—

सर्वेषामेव दानानां ज्ञानमेवावशिष्यते ।

ને વળી કહ્યું છે કેઃ—

यस्य कुक्षि गतं ह्यन्नं ज्ञानाभ्यासेन जिर्यते ।
स वै तारयतेऽस्माकं दशपूर्वान्दशापरान् ॥

। વચનો આપને સુવિદિત છેજ.

આપ સૌ પ્રતિનિધિ ભાઇઓ પ્રત્યક્ષ રીતે પુસ્તકાલયના કાર્યથી સુપરિચિત છો. પુસ્તકોની મહત્તા, પસંદગી, પુસ્તકાધ્યક્ષની યોગ્યતા, પુસ્તકોનું વર્ગીકરણ અને વ્યવસ્થાપક મંડળની ફરજો વગેરે બાબતોના સંબંધમાં યોગ્ય વિચારણા કરો છો તેવીજ રીતે વિચારણા થશે. અને એકંદર જે પુસ્તકાલયપ્રવૃત્તિએ સદ્‌ગત મોતીભાઇ અમીન સાહેબ જેવા અધિકારીની કુનેહથી આટલું વ્યાપક સ્વરૂપ પકડ્યું છે, અને ત્યાર પછીના સાહેબોએ તેને જે અણમોલ પ્રોત્સાહન આપે છે અને આપે જાય છે તેવીજ રીતે તેમાં તેટલીજ સંગીનતા આણવા આપ સૌ આતુર છો. એટલે આ પ્રવૃત્તિના નિષ્ણાતોની દોરવણીથી યોગ્ય નિર્ણયો અને ઠરાવો થશે જ.

અમારે બ્રાહ્મણોને તો મૂળથી જ જનકલ્યાણની સાધનામાં સુખ અને શ્રેય સમાયલું છે. અને તેને માટે અમારા પૂર્વજોએ અથાગ પરિશ્રમથી સાહિત્યદ્વારા લોકકલ્યાણ કરેલ છે. શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલય તે એક સામુદાયિક સુખ માટે ઉત્તમ સાધન તરીકે ગણાવેલ છે અને અમે પણ તેમજ માની આ પ્રવૃત્તિમાં જોડાએલા છીએ.

જેવી રીતે ફળ એ ઝાડનું અંતિમ પરિણામ છે, તેવી રીતે જ જનસમાજની જ્ઞાન મેળવવાની ઇચ્છા તથા સરકાર જે મદદ તરીકે કાર્યો કરે છે તેનો તથા આવી પુસ્તકાલય જેવી સંસ્થાઓનો આખરનો ઉદ્દેશ તથા છેવટનું ફળ તે સકળ જનસમૂહનું સુખ પ્રાપ્ત કરવું તે છે. એટલે જે રીતે ઝાડનું સાફલ્ય ફળમાં છે, તેવી જ રીતે સરકારની તેમ જ લોકોની તમામ પ્રવૃત્તિઓનું સાફલ્ય અખિલ સમુદાયના સુખમાં રહેલું છે.

શાળાના દ્ર. શિક્ષણનું ધ્યેય કાયમનું અક્ષરજ્ઞાન આપવાનું છે. પરંતુ પુસ્તકાલય–વિહોણાં ગામમાં વાચનના સાધનના અભાવે ફરી નિરક્ષર દશામાં આવી જવાય છે. અને શિક્ષણ પાછળ થયેલો ખર્ચ વ્યર્થ જાય છે. એટલે શાળા અને પુસ્તકાલય અનુષંગી છે. તેથીજ રાજ્યે જ્યાં જ્યાં શાળા ત્યાં ત્યાં પુસ્તકાલય સ્થાપવાની ઉદાર નીતિ અખત્યાર કરી છે. તે પાછળ આશરે દોઢ બે લાખ જેટલા રૂપિયાનો ખર્ચ થાય છે.

સ્વાગતપ્રમુખનું વ્યાખ્યાન થઈ રહેતાં પરિષદના પ્રમુખ શેઠ શ્રી. મહાસુખભાઇએ પ્રમુખપદેથી બોલતાં જણાવ્યું હતું કે, તેમાં તેઓશ્રીએ પ્રમુખપદ આપવા માટે આભાર માની અને રાજ્યની કેળવણીવિષયક પ્રવૃત્તિ અને પ્રગતિનો ખ્યાલ આપી રાજ્ય પુ. મંડળના બંધારણની વિગતો સમજાવી જણાવ્યું કે,

છોકરાંને ભણાવવાની ફરજ માબાપોની છે. પરંતુ માબાપ તે પોતાની ફરજ ન બજાવે ત્યારે તે ફરજ સરકાર કાયદા દ્વારાએ બજાવે છે. તે ધોરણ અનુસાર રાજ્યમાં પહેલી ફરજીઆત કેળવણી અમરેલી પ્રાન્તમાં સન ૧૮૯૩ માં દાખલ કરી અને તેનો અનુભવ લીધા બાદ આખા રાજ્યમાં સન ૧૯૦૬ માં દાખલ કરી. ત્યારબાદ પ્રજામાં ફરજીઆત કેળવણીનું જે જ્ઞાન પ્રજાને મળે તે ભૂલી ન જાય અને તેમાં વધારો થાય તે માટે સન ૧૯૧૧ માં ખાસ પુસ્તકાલય ખાતું ઉઘાડયું, અને તે એવા ધોરણે કે જેટલી મદદ પ્રજા આપે તેટલી મદદ સરકારમાંથી અને પ્રાંત પંચાયતમાંથી મળી શકે. આ ધોરણે ઉપર જણાવ્યા પ્રમાણે રાજ્યમાં અત્યાર સુધી પુસ્તકાલયો અને વાંચનાલયો સ્થપાયેલાં છે.

આખા રાજ્યની પુસ્તકાલયની પ્રવૃત્તિને સંગીન કરવી હોય તો ચારે પ્રાંતના સંપૂર્ણ સહકારની ખાસ આવશ્યકતા છે; પરંતુ આ સ્થળે મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે આપણે મહેસાણા પ્રાન્ત જે વસ્તીમાં મોટો ગણાય છે તે કેળવણીની, બાબતમાં ઘણો જ પછાત છે. જ્યારે આખા રાજ્યનું ૨૩ ટકા ભણેલાનું પ્રમાણ આવે છે ત્યારે આપણા મહેસાણા પ્રાન્તનું માત્ર ૧૮ાા ટકા આવે છે. હવે આ ૧૮ાા ટકામાં જેને ભણેલા કહેવામાં આવે છે તેમાં પણ માત્ર સહી કરી જાણતા હોય તેનો પણ સમાવેશ કરેલો હોય છે. વળી રાજ્યની કુલ વસ્તી પૈકી ૭૧૯૨૭ શહેરની એટલે કે ચોથા ભાગની વસ્તી છે અને ગામડાની વસ્તી ૨૧૩૫૭૮ ની એટલે કે પોણા ભાગની છે. શહેર અને ગામમાં ભણેલાનું પ્રમાણ જોવું હોય તો વડોદરા શહેરનું પ્રમાણ ૩૨ાા ટકા અને વડોદરા પ્રાન્તનું ૨૧। ટકા આવે છે. હવે મહેસાણા પ્રાન્તમાંથી મોટા કસ્બાઓ બાદ કરો તો ગામડાંઓની ટકાવારી મહેસાણા પ્રાન્તની ૧૫ કરતાં પણ ઓછી થવાની, આવી આપણા મહેસાણા પ્રાન્તની પરિસ્થતિ છે. સરકાર પુસ્તકાલયના અંગે દર વર્ષે જે રકમ આપવાનું ઠરાવે છે તેટલી રકમ મેળવવાને માટે પણ પ્રાન્તની પ્રજા પ્રયત્નશીલ થતી નથી. એટલે તેનો ભાગ બીજા પ્રાન્તો લઇ જાય છે. આપણો આટલો મોટો પ્રાન્ત કહેવાય. પણ કેળવણીની બાબતમાં આટલો બધો પછાત છે એ જાણીને દિલગીરી થયા વગર નહિ રહે.

સન ૧૯૦૬ માં મફત ફરજીઆત કેળવણી દાખલ થઇ ત્યારથી અત્યાર સુધીના ૩૬ વર્ષ પૂરાં થયાં છતાં પણ પ્રજામાં કેળવણીનો પ્રચાર જોઇએ તેવો થતો નથી; માત્ર ૧૯ ટકા ભણેલાં એટલે કે સો માણસમાંથી ૮૧ માણસો તો અભણજ. આવી પરિસ્થિતિ હોવાથી

આપણો અભ્યુદય નજીક ન જ આવી શકે. તે માટે પુસ્તકાલયો અને વાંચનાલયો ગામે ગા સ્થાપવાં જોઇએ. જ્યાં શાળા હોય ત્યાં જરૂર પુસ્તકાલય હોવું જોઇએ. જેમ બને તેમ લો મદદ વધુ પ્રમાણમાં એકઠી કરી સરકારમદદ મેળવવી જોઇએ.

સજ્જનો ! આપ તેના જવાબમાં કદાચ દલીલ કરશો કે લોકમદદ શી રીતે મેળવીએ અમારી આર્થિક સ્થિતિ દયાજનક છે. તો તેના પ્રત્યુત્તરમાં જણાવવા રજા લઉં છું કે આપ અને આપના કુટુંબના જીવનનિર્વાહના સાધનમાંથી એક પાઇ પણ લેવા કહેતો નથી, પરં આપના શરીરને અને સમાજને નુકસાન પહોંચાડનાર જે જે ખરચાળ વ્યસનો અને કુરિવા વળગ્યાં હોય તે દૂર કરવા મારી વિનંતિ છે. તે દૂર કરવાથી પૈસાનો બચાવ થાય તેમાં હિસ્સો લેવા માગું છું.

હું પ્રાંતના ગ્રામજનોને વિનવું છું કે આપ શહેરના કૃત્રિમ મોહમાં દેખાદેખી નહિ ઝંપલાવતાં ઈશ્વર તરફથી મળેલાં કુદરતી સાધનો તરફ વળગેલા રહો. જેટલા છૂટા પડશો તેટલું નુકસાન છે. શહેરની હોટલો અને પાનપટીની દુકાનો આપના ગામમાં દાખલ કરી શરીર અને પૈસાની પાયમાલી હાથે કરીને વહોરી લીધી છે. ૨૫–૩૦ વર્ષો ઉપર ક્યાં હોટેલો હતી ? શું તે વખતે તમારું અને તમારા વડીલોનું જીવન ચા અને પાનબીડી વિના નહોતું ચાલતું ? શું તે વસ્તુઓ જીવન નિભાવવા માટે ફરજીઆત પોષક વસ્તુઓ છે ? મજૂર, ખેડૂત કે કોઇ પણ માણસ ભાગ્યે જ આ વ્યસનથી બચેલો હશે. આ ચાનો અને પાનપટીનો ચેપ ગામડાંને લાગ્યો છે તેથી વધુ પ્રમાણમાં કસ્બાના ગામને લાગેલો છે અને તેનું જ આપ અનુકરણ કરો છો.

આપ સૌ જાણો છો કે તે સૌ આરોગ્યની દૃષ્ટિએ વિચાર કરતાં શરીરને પાયમાલ કરનાર છે, છતાં તેના પરથી મોહ છોડતા નથી, તો આપને આગ્રહપૂર્વક કહું છું કે જો તે તરફ તિરસ્કાર બતાવો તો પુસ્તકાલયો અને વાચનાલયો આપોઆપ ઉઘડે અને જે છે તે સંગીન થાય. ચા પીનાર અને પાનપટી ખાનાર ભાઇઓ દર માસમાં આઠ દસ પ્યાલા પીવા ઓછા કરી વધેલા પૈસામાંથી અર્ધા પૈસા આ સરસ્વતીમંદિરોમાં ભેટ કરે તો પુસ્તકાલયો સારી રીતે ચલાવવા અને વધારવા પૂરતા પૈસા મળી રહે અને પુસ્તકાલયપ્રવૃત્તિ સફળ થાય.

પુસ્તકાલયો એ ખરેખર પવિત્ર સરસ્વતીદેવીનાં મંદિરો છે, બેસતા વર્ષના માંગલિક પ્રભાતે તે પવિત્ર દેવીને સંભારી આખા વર્ષમાં વધુ લાભ મેળવવાની ઇચ્છાથી આપ શારદાપૂજન કરો છો. આવું લાભદાયક પૂજન કરવાની આ ભાવના પ્રાચીનકાળથી ચાલી આવી છે, કાંઈ નવીન કલ્પનાનો બુટ્ટો નથી. એ લાભદાયક છે તેથી જ શારદાપૂજન કરો છો એ પણ આપ મનથી સમજો છો, પરંતુ માત્ર ચોપડામાં જ પૂજન કરવાથી તેનું ઊંડું રહસ્ય બરાબર સમજાતું નથી. તે પૂજનની સાથે એ શારદાદેવી કોણ ? શા માટે તે પૂજનીય બની છે ? આનો વિચાર કરશો તો ખ્યાલ આવશે કે તે આપણાં જ્ઞાનચક્ષુઓ ઉઘાડે છે. અને તે જ્ઞાનચક્ષુઓ ઉઘડવાથી દુનિયા ખરા સ્વરૂપમાં જોઈ શકાય છે. સારાસારનો વિચાર કરી શકીએ છીએ, બુદ્ધિનો વિકાસ થાય છે અને સુખી જીવન ગાળવાના માર્ગ શોધી કાઢીએ છીએ. તો તેવો લાભ લેવા સરસ્વતી દેવીના ખરા ઉપાસક બનો, તેમનાં મંદિરો બનાવી, જે હોય તેને સંગીન બનાવી તેમને નિભાવવ

ઉપર જણાવ્યું તે પ્રમાણે વ્યસનોને તિલાંજલિ આપી પૈસાનો બચાવ કરી સરસ્વતીદેવીના ચરણે યથાશક્તિ ભેટ કરો.

સામાજિક દૃષ્ટિએ આપ વિચાર કરશો તો ઘણા સામુદાયિક પૈસા બચાવી શકશો. મરણ પાછળ બીનજરૂરી, ન્યાતવરા, શક્તિ ન હોય છતાં દેખાદેખી ખોટી પ્રતિષ્ઠા મેળવવા દેવું કરી લગ્નપ્રસંગનાં નિરુપયોગી ખરચો વગેરે એવા અનેક કુરિવાજો મૂળ નાખી સજ્જડ થયેલા છે તે નૈતિક બળ રાખી કમી કરો તો ઘણા પૈસાનો બચાવ કરી શકો તેમ છો.

આ મારા પ્રત્યુત્તરથી આપને ખાતરી થઇ હશે કે પૈસા ઊભા કરવાનો માર્ગ આપની પાસે જ છે. આપની કમાણીનું–આપના ખરા પરસેવાનું–નાણું દુર્ગુણના માર્ગે વહેતું અટકાવી સદ્ગુણના માર્ગે વહેવડાવી સદુપયોગ કરો તો પુસ્તકાલયો અને વાચનાલયોની સારી રીતે પ્રગતિ કરી શકો તેમ છો.

આટલી પ્રજાજનોને વિનંતિ કર્યા બાદ શ્રીમંત સરકારને વિનંતિ છે કે કેટલાક વખતથી સરકારી નાણાં પૂરેપૂરાં નહિ મળતાં તેમાં કપાત કરવામાં આવે છે. વળી મહેસાણા પ્રાંત પંચાયતે કસ્બા પુસ્તકાલયોને મદદ આપવી બંધ કરી છે. જો સુધરાઇ આપે તો આથી મદદ આપીશું. આનું પરિણામ એ આવ્યું છે કે પુસ્તકાલયોના વિકાસમાં ભારે અવરોધ ઊભો થયેલો છે. એટલે સરકારે સંકુચિત ભાવના છોડી ઉદાર રાજનીતિ ધારણ કરવી જોઇએ.

ગૃહસ્થો ! પરિષદના પ્રમુખ તરીકે મેં મારા વિચારો પુસ્તકાલય સંબંધમાં દર્શાવ્યા છે. અને મહેસાણા પ્રાન્તની કેળવણી તથા પુસ્તકાલયોની પરિસ્થિતિનો ખ્યાલ રજૂ કર્યો છે; માટે હવે તેમાં ક્યાં ક્યાં સુધારો કરવાની આવશ્યકતા છે અને શું શું ભવિષ્યને માટે કરવું, તે તે સંબંધી ઠરાવો કરવા આપ ભાઇઓની મુન્સફી ઉપર સોંપી આપ બંધુઓનો ફરી ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા અને પ્રાંત પુ. મંડળના મંત્રીએ પ્રાંત મંડળનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું. બાદ પરિષદ પ્રસંગે આવેલા નિબંધો વાંચવામાં આવ્યા હતા.

રાત્રે સાડાઆઠ વાગે વિષયવિચારિણી સમિતિની બેઠક મળી હતી, જે વખતે ઠરાવો પર ચર્ચાઓ અને વાટાઘાટો થઇ ઠરાવોને છેવટનું સ્વરૂપ અપાયું હતું.

## તા. ૧૩-૪-'૪૨

પ્રમુખશ્રીના નિયમિતપણાના આગ્રહને પરિણામે બીજા દિવસની બેઠક બરોબર સાડાસાતે શરૂ થઇ હતી. શરૂઆતમાં ઇશ્વરપ્રાર્થના અને બાલિકાઓના ગરબાનો કાર્યક્રમ થઇ રહેતાં ઠરાવોનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું અને ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા, જે આવતા અંકે પ્રસિદ્ધ થશે.

બાદ ચાણસ્મા મહાલ વહીવટદાર શ્રી. મણિરાય, મહાલ મુનસફ શ્રી. અજમેરા, વિભાગ શાળાધિકારી શ્રી. માલસે તેમ જ અન્ય વક્તાઓનાં પ્રાસંગિક વિવેચનો થઇ આભારદર્શન બાદ ફૂલહાર તેમજ રાજગીત ગવાઇ પરિષદની પૂર્ણાહૂતિ થઇ હતી.




૧. **વિવેચન**—લેખક તથા પ્રકાશક : મોહનલાલ પાર્વતીશંકર દવે, પ્રાપ્તિસ્થાનઃ યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત, પૃષ્ઠ ૨૩ ; પૂઠું-પાકું; કિંમત ૧–૮–૦.

આ પુસ્તકની અંદર ' સ્મરણ સંહિતા ', બિલ્વમંગળ ', ' રંગતરંગ ', ' જાપાનની કેળવણીની પદ્ધતિ ', ' મનન અને મંતવ્યો ', ' ઝરણાં ટાઢાં અને ઊનાં, ', ' સ્વરાજ્ય ને સંસ્કૃતિ ' તથા ' માલિકા ' એ સાહિત્યકૃતિઓનું; નર્મદાશંકર, નવલરામ, નંદશંકર, કલાપી, ગોવર્ધનરામ, ખબરદાર, રણછોડભાઈ ઉદયરામના જીવનચરિત્રનું; તથા ગ્રંથ-વિવેચનના સાહિત્યનું વિવેચન કરેલું છે. આ વિવેચન પહેલાં જુદાં જુદાં સામયિકોમાં, ભાષણોમાં કે પ્રસ્તાવનામાં આવી ગયું છે. આ વિવેચન બહુ તટસ્થવૃત્તિથી લખાયેલું તથા અભ્યાસપૂર્ણ છે. એમાં ભાષાશૈલી શુદ્ધ સરળ તથા શિષ્ટ છે. આપણી ભાષામાં સારાં વિવેચનનાં પુસ્તકો થોડાં છે તેમાં આ પુસ્તક ખાસ આવકારને માત્ર છે. પુસ્તકનાં કાગળ, છપાઇ, બાંધણી, કિંમત વગેરે યથાયોગ્ય છે. આપણે આશા રાખીએ કે આ વિદ્વાન અધ્યાપક હજી ગુજરાતને વધુ વિવેચનગ્રંથો આપે.

૨. **નવાં વિવેચનો**—લેખકઃ નવલરામ જ. ત્રિવેદી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. ગાંધી રસ્તો અમદાવાદ; પૃષ્ઠ ૨૫૬; પૂઠું પાકું; કિંમત ૨–૪–૦

આ પુસ્તક પણ ઉપલા પુસ્તકની પેઠે વિવેચનને લગતું પુસ્તક છે. આમાં નવલકથાને લગતા ત્રણ નિબંધો, નવલિકાને લગતો એક નિબંધ, સરસ્વતીચંદ્રના પાત્રાલેખનને લગતો એક નિબંધ, નર્મદ, કાંત, કલાપી. નાનાલાલ વગેરેનાં જીવન તથા સાહિત્યને લગતા કેટલાક નિબંધો, તથા થોડા પ્રકીર્ણ વિષયોને લગતા નિબંધો છે. આ નિબંધો લેખકના ગુજરાતીના લાંબા વખતના અભ્યાસના ફળરૂપે લખાયેલા છે. આ નિબંધો પણ ગુજરાતી ભાષાના વિવેચનના સાહિત્યમાં સારો ઉમેરો કરે છે. આ લેખકે પહેલાં ' કેટલાંક વિવેચનો ' નામનું પુસ્તક પણ બહાર પાડેલું છે. આપણે આશા રાખીએ કે લેખકની આ પ્રવૃત્તિ હજી ચાલુ ને ચાલુ રહે. આ પુસ્તકનાં કાગળ, છપાઇ સારાં છે. શં. સો. પટેલ

૩. **આર્યદૃષ્ટિ**—લેખકઃ જમિયતરામ વજેશંકર આચાર્ય; પ્રકાશકઃ મંત્રીઓ શ્રી. પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ, કરાચી; સં. ૧૯૯૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૪૬; કાચું પૂઠું; કિ. ૦–૬–૦.

અધ્યાત્મ વિષય અને ધાર્મિક વિષયોનો પ્રચાર કરવાના શુભ ઉદ્દેશથી કરાચીમાં શ્રી. પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ નામની એક સંસ્થા સ્થપાઈ છે, ને તેના તરફથી ' પ્રભુતત્ત્વ પ્રચારક ગ્રંથમાળા ' શરૂ થયેલ છે. એ ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે " અખંડ દર્શન " પ્રસિદ્ધ થયા પછી બીજા પુષ્પ તરીકે આ " આર્યદૃષ્ટિ " પ્રગટ થયું છે. એમાં ઉપનિષદ્

જ્ઞાનની મહત્તા દર્શાવી જીવનના ગૂઢ પ્રશ્નોના ઉકેલરૂપે આર્ય ઋષિઓનાં મંતવ્યોનો સાર સંચિત કરવામાં આવ્યો છે.

**૪. પ્રભુનો આદેશ**—લેખકઃ જમિયતરામ વ. આચાર્ય, પ્રકાશકઃ ઉપર પ્રમાણે; સં. ૧૯૯૨; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૧૪૬; કાચું પૂઠું; કિં. ૦–૯–૦.

ઉપરોક્ત ગ્રંથમાળાના ૩ જા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલ આ પુસ્તકમાં પ્રકાશકો તેમના નિવેદનમાં જણાવે છે તેમ કુદરતના અબાધિત નિયમોનું પાલન કરી બાહ્ય તથા અંતઃકરણની વિશુદ્ધિઓ માટેના નુસખાઓની સોળ કળામાં ગૂંથણી કરવામાં આવી છે.

**૫. જીવનવિકાસ**—લેખકઃ જમિયતરામ વિ. આચાર્ય; પ્રકાશક ઉપર પ્રમાણે; સં. ૧૯૯૩; સોળ પેજી પૃ. ૧૧૮; કાચું પૂઠું; કિં. ૦–૭–૦.

શ્રી પ્રભુતત્ત્વ પ્રચારક ગ્રંથમાળાના આ ચોથા પુષ્પમાં (૧) નૈતિક હિંમત, (૨) સ્વાત્મબલ, (૩) પ્રભુનિષ્ઠા, (૪) સન્ત કવિતાશ્રેણી, તથા (૫) આદર્શ–સભ્યતા એ નામના પાંચ ચક્રો દ્વારા તે તે ગુણો મનુષ્યજીવનમાં કેવી રીતે ખીલવી શકાય તેની યથાશક્ય સમજૂત કરવામાં આવી છે.

ઉપરોક્ત ત્રણે પુસ્તકોનું વસ્તુ અભ્યાસીઓને તેમ જ જિજ્ઞાસુઓને ઉપકારક થઇ પડશે. ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ દેશના ગ્રાહકો માટે રૂ. ૩–૦–૦ છે, જ્યારે પરદેશ માટે શિલિંગ ૬ છે.

ના.

**૬. હજરત સલમાન ફારસી** ( ર. અ. )—લેખક અને પ્રકાશકઃ ઇમામુદ્દીન સદરુદ્દીન દરગાહવાલા, દરગાહ શરીફ, નવસારી; પૃ. ૨૧, પૂઠું કાગળનું, કિં. ૧–૦–૦.

આમાં હજરત સલમાન ફારસી સાહેબ સંબંધી થોડુંઘણું જ્ઞાન આપવામાં આવ્યું છે. જનાબ મુહમ્મદ ઉમર કોકિલ સાહેબે પ્રવેશક લખીને સુંદર પ્રકાશ પાડયો છે.

જ્ઞાનેચ્છુઓને અભ્યાસ માટે ઠીક થઇ પડશે. આટલા પૃ. ૨૧ ના નાના ચોપાનિયા જેવાની કિંમત રૂા. ૧) ઘણી જ ભારે કહેવાય. આટલી બધી ભારે કિંમત રાખવાનું શું પ્રયોજન હશે, તે સમજાતું નથી.

" દ્રષ્ટા "

**૭. એક માસમેં હિન્દી**—લેખક અને પ્રકાશકઃ શ્રી. હરિકૃષ્ણ વ્યાસ; મુ. લાઠી ( કાઠિયાવાડ ) ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૧૬+૨૫૮, સાદું પૂઠું, મૂલ્ય રૂા. સાડાત્રણ.

જ્યારથી રાષ્ટ્રભાષા વર્ધા સમિતિએ રાષ્ટ્રભાષાનો પ્રચાર ખૂબ વેગથી આગળ ધપાવ્યો છે અને ગુજરાતની જનતાએ તેને અપનાવ્યો છે ત્યારથી કેટલાએ લેખકોએ પોતાની લેખિનીને આ તરફ ફેરવી રાષ્ટ્રભાષાનાં પાઠ્ય પુસ્તકો લખવાં શરૂ કર્યાં છે. શ્રી. હરિકૃષ્ણ વ્યાસે પણ પોતાનો ફાળો " એક માસમેં હિન્દી " લખીને આપ્યો છે. લેખકે ગુજરાતી અને હિન્દી શબ્દોની બરાબરીની સમજ આપ્યા પછી અભ્યાસકને કેટલીક સરળતા કરી આપી છે તેથી પુસ્તકની કેટલીક ઉપયોગિતા છે. ગુજરાતી અને હિન્દી શબ્દોથી પરિચિત કરીને વાચકને હિન્દી કહેવતો અને લોકવાયકાઓથી વાકેફ કર્યાં છે ને પછીથી વ્યાકરણ, અનુવાદ વગેરે બાબતોનો સમાવેશ કરી હિન્દી ભાષાની જાણકારી માટે ઠીક ઠીક પ્રયત્ન કર્યો

છે. જેમણે કેટલેક અંશે બજારૂ ભાષા બોલવાની યોગ્યતા મેળવી છે તેમને માટે આ ચોપડી કેટલેક દરજ્જે મદદકર્તા છે, પણ ભાષાનું જ્ઞાન મુખ્યત્વે કરીને પારિભાષિક શબ્દોનાં ઊંડાં તત્ત્વોને જાણ્યા વગર મળી શકતું નથી અને તેથી આ ચોપડી હિન્દી ભાષા જાણવા માટે કેટલી સહાયભૂત બનશે તે કહેવું અશકય છે. લેખકે ' आप क्या देख रहे हो ? ' ' अंगरेजी भाषा का परिचय थोड़ा समय में पा सके, ' એવી વ્યાકરણીય ભૂલો કરી છે તે જો સુધારવાનો પ્રયત્ન કર્યો હોત તો જરૂર શિક્ષાર્થીઓને મદદરૂપ બનીને ગુજરાતી ભાષા હિન્દીથી બચીને શુદ્ધ હિન્દી તરફ વાળ્યા વગર ન રહેત. વળી મુદ્રણદોષો સુધારવાનો પ્રયત્ન થયો જણાતો નથી તે જોતાં આ પુસ્તક કેટલી હદે લગન શિક્ષકની ગરજ સારશે એ શંકાસ્પદ પ્રશ્ન છે. શિક્ષકની લાયકાત પ્રમાણે શુદ્ધિકરણ કરીને જનતા આગળ મૂકી હોત તો અવશ્ય તેની ઉપયોગિતા માલમ પડત.

કનુ સો. ભટ

૮. **સ્વ. મોતીભાઇ : જીવન અને કાર્ય**—લેખક અને સંયોજક શ્રી. પુરુષોત્તમ છગનલાલ શાહ, એમ. એ.; પ્રકાશકઃ સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક સમિતિ, આણંદ. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૩૨+૬૬૪, કવર આચ્છાદન સહિત સચિત્ર પાકું બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. અઢી.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસમાં જેનો અજોડ ફાળો છે અને જેઓ પુસ્તકાલય પ્રવૃત્તિના પિતાનું બિરુદ પામ્યા હતા તે સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સા. નો વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના કાર્યકર્તાઓને પરિચય આપવો એ તો સૂરજને ઓળખાવવા જેવું થાય. એકલા વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકર્તાઓ જ નહિ પણ સમસ્ત ગુજરાત અને હિંદની પુસ્તકાલયપ્રવૃત્તિના ક્ષેત્રમાં તેઓ સૌ કોઈના પરિચિત હતા.

તા. ૧-૨-૩૯ ના રોજ સ્વ. મોતીભાઇ સા. નું અવસાન થયું. ત્યારપછી ત્રણ વર્ષના ગાળે પણ આ જીવનચરિત્ર પ્રસિદ્ધ થાય છે તે એક આનંદની વાત છે. તેમના અવસાન બાદ તેમનું સ્મારક રચવાને એક સમિતિ નીમવામાં આવી હતી. એ સ્મારક સમિતિએ સ્વર્ગસ્થનો નિકટ પરિચય સાધનાર અને ચરોતર એજ્યુકેશન સોસાઇટિના એક સ્વયંસેવક શ્રી. પુરુષોત્તમ શાહને તેમનું જીવનચરિત્ર તૈયાર કરવાનું સોંપેલું.

લેખકે અત્યંત શ્રમ લઈ જ્યાંથી મળી ત્યાંથી સદ્દગતના પરિચયમાં આવેલાઓ પાસેની માહિતીઓ મેળવી લઇ તેને ક્રમબદ્ધ કરી, આ પુસ્તક પુષ્કળ સમય અને મહેનતના ભોગે તૈયાર કર્યું છે. સ્વર્ગસ્થના જીવનપ્રસંગો લેખકને એટલા વિપુલ પ્રમાણમાં મળ્યા કે પુસ્તકનું આટલું મોટું કદ થવા છતાં તેમને કેટલાક તો જતા કરવા પડયા.

સ્વર્ગસ્થના વિવિધ પ્રસંગોથી ભરપૂર એવા એક વિસ્તૃત જીવનચરિત્રની જરૂરીઆત આ પુસ્તક પૂરી પાડે છે. આ પુસ્તકને ૬ ખંડોમાં વહેંચી નાખવામાં આવેલું છે. પહેલા ખંડમાં સ્વર્ગસ્થના બાલ્યકાળથી માંડી યુવાવસ્થા સુધીના જીવનમાંના પ્રસંગો અપાયા છે. તેમાં એમની "ચર્ટી ફાઇવ"ની નામીચી ટોળીનો પ્રસંગ અને તેમની નોકરીના પ્રારંભકાળના પ્રસંગો ખાસ પ્રેરક છે. બીજા અને ત્રીજા ખંડમાં એમની પ્રવૃત્તિઓની સ્થાપના અને તેનો

વિકાસ આપેલો છે. અને એ પ્રવૃત્તિઓ દરમિયાન સદ્‌ગતનાં મનોમંથનો એ ચરિત્રનાયકની ભાવના અને કામગીરીનાં દ્યોતક છે. તે પછી ચોથા ખંડમાં તેમના સેવાકાળનિવૃત્તિ બાદના પ્રસંગો આવે છે. અને પાંચમા તથા ૬ ઠ્ઠા ખંડમાં સદ્‌ગતની ઉત્તરાવસ્થાની તેમની સદ્‌-પ્રવૃત્તિઓનું અવલોકન છે.

એકંદરે સ્વર્ગસ્થના જીવનમાંથી પ્રેરણા મળે તેવા સંખ્યાબંધ પ્રસંગો, બોધક વચનો અને પ્રવૃત્તિઓની માહિતીથી સભર ભરેલા આ ગ્રંથમાંથી મળી આવે તેમ છે.

દરેક પુસ્તકાલય આ પુસ્તક પોતાને ત્યાં અવશ્ય વસાવે અને તેનો બને તેમ વધુમાં વધુ પ્રચાર કરી એક પ્રખર કર્મયોગીની જીવનસૌરભની ફોરમથી જનતાનાં માનસને તરબતર બનાવે.

વાચકોની વધુ સંખ્યા ધરાવતાં પુસ્તકાલયો એકથી વધુ પ્રતો વસાવે તે ઇચ્છવાજોગ છે.

લગભગ સાતસો જેટલી પૃષ્ઠસંખ્યા ધરાવતા આ ગ્રંથનું ખોટ ખાઇને રાખવામાં આવેલું માત્ર અઢી રૂપિયાનું મૂલ્ય અત્યંત અલ્પ જ લેખાય. એ માટે જનતા સ્મારક સમિતિની ચિરકાળ માટે ઋણી રહેશે.

**૯. સા. પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ**—સંપાદકઃ શ્રી. ઉમેદભાઇ મોતીભાઇ પટેલ, મદદનીશ વ્યવસ્થાપક પુસ્તકાલય ખાતુ, વડોદરા. રૉયલ આઠપેજી પૃષ્ઠ ૮+૪૧૨, બોર્ડ પટીનું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩–૮–૦. ૧૯૪૨

વડોદરા રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિ સ્થપાયાને આજકાલ કરતાં ત્રીસેક વર્ષ થઇ ગયાં છે. ત્યારપછી એ પ્રવૃત્તિની પ્રગતિ અને વિકાસ ખૂબ જ થયો છે અને પરિણામે ગુજરાતભરમાં અને સમસ્ત હિંદમાં એ પ્રવૃત્તિ સ્થાપવા અને વિકસાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે. આ તબક્કે આ પ્રવૃત્તિના સળંગ ક્રમબદ્ધ ઇતિહાસની અતિ અગત્ય ઊભી થઇ હતી. સાથે સાથે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના સંચાલન માટે પણ નિયમો અને માહિતીના એક સારા ભોમિયાની ગરજ સારે તેવા એક પુસ્તકની જરૂર હતી જ. આ અગાઉ પુસ્તકાલય ખાતાના સૂચના, સરક્યુલરોના એકીકરણના ત્રણ ભાગો પ્રસિદ્ધ થઇ ગયેલા જે આજે અપ્રાપ્ય હતા અને તેમાં કેટલાક સુધારા–વધારાને પણ અવકાશ હતો. શ્રી. ઉમેદભાઇ પટેલ, પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપકના પદે આવ્યા પછી આ ખોટ પૂરી પાડવા સતત ચિંતનશીલ હતા અને તેમણે એ કાર્ય ઉપાડ્યું. અને આ પુસ્તક તૈયાર કર્યું.

સંપાદકે વડોદરા રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિની સ્થાપનાથી લઇને અત્યાર સુધીનો તેનો ઇતિહાસ અને માહિતી આપ્યાં છે. ઉપરાંત ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ, ગુજરાતી પ્રકાશન સંસ્થાઓ, પુસ્તકાલય પ્રવૃત્તિને લગતા મનનીય અને ઉપયોગી લેખો તેમ જ હાલ મળી શકતાં ગુજરાતી પુસ્તકોની ૨૦૦૦ જેટલી સંખ્યા ધરાવતી એક યાદી પણ આપી છે. એ સિવાય શાસ્ત્રીય વર્ગીકરણ પદ્ધતિની વિગતવાર માહિતી પણ આ પુસ્તકમાં સંગ્રહાઇ હોઇને ખાતા તરફથી વખતોવખત પ્રસિદ્ધ થયેલા પુસ્તકાલયના સંચાલન માટે જરૂરી એવા સૂચના, સરક્યુલરો, વટહુકમો વગેરે પણ આપ્યું છે.

આ રીતે આ પ્રવૃત્તિના એક શાસ્ત્રીય ગ્રંથની જે ખોટ ઘણા વખતથી એ ક્ષેત્રમાં કામ કરનારાઓને ખૂટતી હતી તે શ્રી. ઉમેદભાઇએ પૂરી પાડી છે તે માટે તેમને ધન્યવાદ

ધરે છે. પુસ્તક તૈયાર કરવામાં ઉપયોગમાં લીધેલાં પુસ્તકોની યાદી પરથી સંપાદકે લીધે શ્રમનો ખ્યાલ આવે છે. પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા અને એ ક્ષેત્રમાં કામ કરતા ર કોઇએ આ પુસ્તક હરવખત પોતાની પાસે રાખવા જેવું છે. દરેક પુસ્તકાલય અવસ્ય પોતા ત્યાં વસાવી લે.

**૧૦. રઢિયાળી રાત**—ભા. ૨ જો. સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૪+૧૦૭, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૦-૧૦-૦.

આપણા લોકસાહિત્યના ક્ષેત્રમાં શ્રી. મેઘાણીએ નોંધાવેલો ફાળો ગુજરાતી સાહિત્યમાં અમર રહેવા સરજાયેલો છે. તેમણે લોકસાહિત્ય સંશોધન દ્વારા આપેલા સોરઠી બહારવટિયા સોરઠી સંતો, સૌરાષ્ટ્રની રસધાર વગેરે વગેરે લોકકંઠે જ સીમિત થયેલા સાહિત્યને ઓપ આપી બહાર આણ્યું છે. એ સંશોધનના પરિણામરૂપે આપણને રઢિયાળી રાતનાં લોકજીવનનાં ગીતો મળ્યાં છે. રઢિયાળી રાતનો આ બીજો ભાગ હોઇને આ તેની ચોથી આવૃત્તિ છે. આ બધું સાહિત્ય બહાર લાવી તેમણે તેનો અથઇતિ સંપૂર્ણ છણાવટ સાથેનો પરિચય પણ આપ્યો છે. લોકસંસ્કારની આ ગંગા સતત વહેતી રાખવા માટે શ્રી. મેઘાણીનું સમસ્ત ગુજરાત હમેશ માટે ઋણી છે.

પુસ્તકની શરૂમાં સંપાદકે "લોકસૃષ્ટિ" શીર્ષક હેઠળ લોકગીતોની ભાવના અને તેનું જીવનમાંનું સ્થાન સ્પષ્ટ દર્શાવ્યું છે. લોકવાણીમાં રસ ધરાવનાર સૌ એ ખરીદે. જે પુસ્તકાલયોમાં એ ન હોય તે અવસ્ય વસાવી લે.

**૧૧. હાલરડાં**(આવૃત્તિ) –સંપાદક, પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. સાદુ સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૮–૦.

હાલરડાં પણ લોકગીતોનું જ એક અંગ હોઇને વિવિધ વિષયનાં લોકગીતોથી જુદું મળે તે હેતુએ સંપાદકે હાલરડાંને લગતાં ગીતો તારવી આ પુસ્તકમાં આપ્યાં છે. એમાં નાનાં બાળકો પ્રત્યેના વાત્સલ્ય અને બાળક, પારણું અને હાલરડાના ત્રિવિધ સુમેળનો સંગમ સંપાદકે સરસ રીતે આ પુસ્તકમાં સંગ્રહ્યો છે. પુસ્તકમાં આપેલાં હાલરડાંમાંથી વાત્સલ્યભાવનાનો જે નિર્મળ સ્રોત વહે છે તેથી વાચક સાચે જ સ્નેહતરબોળ બને છે

આ સંગ્રહમાં સંપાદકે વર્ષો પૂર્વે એક અજાણ્યાં પારસી બહેને આપેલાં પારસી ગીતોનો પણ જે આગલી આવૃત્તિમાં નહિ અપાયેલાં તેનો પણ સમાવેશ કરેલો છે. હાલરડાંને લગતા ઇતર ભાષાસાહિત્યના નમૂનાની વાનગીઓ પણ આપી છે, જેથી તે તે ભાષાઓમાં પણ આ પ્રકારના સાહિત્યની તુલના માટે ઠીક સવલત મળે છે.

**૧૨. સુંદર વાતો**—( આવૃત્તિ બીજી ) લેખકઃ શ્રી. ગિજુભાઈ, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. પૃ. ૪+૫૪, સચિત્ર, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૬–૦.

બાળકોની માતા તરીકે ઓળખાઈ ગયેલા સ્વ. ગિજુભાઇએ બાલભોગ્ય અને રોચક શૈલીએ બાળકોને ઘણું આપ્યું છે. તેમાંની આ "સુંદર વાતો" પણ છે. બાળકો સાંજ પડયે "વાત કહો"ની હઠ લે છે તેમને કહેવા જેવી ટૂંકી ૧૭ વાર્તાઓ આમાં આપી છે. દરેક વાર્તા બાળકોને વાંચતાં રસ પડે તેવી હોઇને હોંશે હોંશે વાંચે તેવી પણ છે. ૧૯૨૮ ની

ાાન પછી આજે બહાર પડતી એની આ બીજી આવૃત્તિ, જે પુસ્તકાલયોમાં એ ન હોય ા વસાવી લે.

**૧૩. ક્યારે સમજીશું ?**—લેખક પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૦, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૩–૦.

આપણે ત્યાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન અતિ ઉગ્ર રૂપે છેલ્લાં કેટલાંક વર્ષોથી ચર્ચાઈ રહ્યો છે. એમાં સ્વ. ગિજુભાઈનો પણ—બાળકોમાંથી—એ અસ્પૃશ્યતા નાબૂદ કરવામાં ફાળો હતો. બાળકો સરળ અને રુચિપૂર્વક વાંચી શકે તેવી શૈલીએ માતા અને બાળકના સંવાદરૂપ એ પ્રશ્નની છણાવટ કરતા સચિત્ર ૩૨ પાઠો આપ્યા છે. બાળકને વાંચતાં જ અસ્પૃશ્યતાની આભડછેટ માટે સૂગ ઉત્પન્ન થાય તેવા આ પાઠો છે. દેશમાંથી આ પ્રશ્નને સદાને માટે દૂર કરવાના પ્રયત્નમાં આ બાલપુસ્તિકા સારો ફાળો આપે તેવી છે. બાળકોમાં આ પુસ્તક બને તેમ વધુમાં વધુ વંચાવી જોઈએ.

**૧૪. અલીબાબા**—( આવૃત્તિ બીજી ) લેખિકાઃ સૌ. વિદ્યાબહેન, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે, પૃ. ૫૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૫–૦.

અલીબાબાની વાર્તા વિષે આજે ભાગ્યે જ કોઈને કંઈ કહેવું પડે. એ વાર્તા સર્વત્ર જાણીતી છે. પરંતુ એ ચમત્કારવાર્તા બાળકોને પણ જાણવી સુલભ થાય તે માટે સૌ. વિદ્યાબહેને એને બાલભોગ્ય ભાષામાં રચી છે. છપાઈસફાઈ સુઘડ અને સચિત્ર હોવાથી બાળકો એ વાંચવા જરૂર આકર્ષાશે.

**૧૫. ગામડાંનું સ્વરાજ્ય**—લેખકઃ શ્રી. ઇન્દુલાલ ક. યાજ્ઞિક, પ્રકાશકઃ ગ્રામસર્જન સાહિત્ય કાર્યાલય, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦+૪૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૪–૦.

જાણીતા કિસાન કાર્યકર્તા અને લેખક શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે લખેલી આ નાની પુસ્તિકામાં ગ્રામ પંચાયતોને લગતી માહિતી આપી છે. લેખકે આ અગાઉ મહાસભાવાદી સરકારે કરેલા ખેડૂતોને લગતા કાયદા, ખેડૂતોનાં દેવાં અને ગણોતને લગતા કાયદાની સમજૂતને લગતી પુસ્તિકાઓ બહાર પાડી હતી. ત્યાર પછી ત્રીજા કાયદા પંચાયતને લગતી ગ્રામપ્રજા સમજી શકે તેવી ભાષામાં આ પુસ્તિકા તૈયાર કરી પ્રકટ કરી છે. ગામડાની પંચાયતો, ખરું કહીએ તો ગામડાનું સ્વરાજ જ છે. પરંતુ તેના વહીવટ વગેરેમાં જે ખામીઓ છે તે દૂર થવી જોઈએ.

આ અગાઉ ગ્રામ પંચાયતનો કાયદો નામનું પુસ્તક શ્રી. નરહરિ પરીખે લખેલું અને નવજીવન પ્રકાશન મંદિરે બહાર પાડેલું. પરંતુ તે કાયદાસ્વરૂપે જ હતું, જેને સમજવા માટે પાછળથી તેની પૂરવણીરૂપ પુસ્તિકા બહાર પાડેલી; જ્યારે આ પુસ્તકમાં શ્રી. ઇન્દુલાલે ગામડાના લોકો સમજી શકે તેવી સરળ ભાષામાં એ કાયદાની સમજૂત આપી છે. ગામડે વસતી જનતા આ પુસ્તક એક વાર અવશ્ય વાંચી જઈ તેમાંથી સમજૂત મેળવી પોતાને ત્યાંની પંચાયત સંસ્થાને સારું સ્વરૂપ આપવા પ્રયત્ન કરે.

**૧૬. રૂપમાધુરી**—શરદબાબુ સંપાદિત; અનુવાદકઃ શ્રી. ભોગીલાલ ગાંધી, પ્રકાશકઃ

એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃ. ૮+૨૨૭, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ; ૧૯૪૨

આ રૂપમાધુરીના મૂળ લેખકનું નામ પુસ્તકમાં જણાવાયું નથી. પરંતુ તે શરદ્‌બાબુનું સંપાદન કરેલું હોવાનું જાહેર કરાયું છે. અને પુસ્તક વાંચતાં પણ, આ કથાનક પર શરદ્‌બાબુની કલમ ફરી વળી હોય તેવું જણાય છે.

કથાવસ્તુ સામાજિક હોઇને ઘરનો મુખ્ય માણસ—એનો નિભાવનાર—એના આધારભૂત એકમાત્ર આદમીની કુટુંબ પ્રત્યેની બેકાળજીને પરિણામે કુટુંબનો કેવો સર્વનાશ નોતરાય છે તેનો રોમાંચક અને કરુણ ચિતાર આ નવલકથામાં છે.

નવલકથાનું વસ્તુ સામાજિક હોઇને કુટુંબોમાં અવારનવાર બનતા બનાવોનું એમાં ચિત્રણ હોવાથી એકી બેઠકે પૂરૂં કરવું ગમે તેવું આ પુસ્તક છે.

સવાબસો જેટલા પૃષ્ઠના પુસ્તકની રૂા. ત્રણ જેટલી કિંમત વધુપડતી લેખાવી જોઇએ.

**૧૭. ભેરૂ**—( આવૃત્તિ ત્રીજી ) સંયોજકો: સ્વ. ગિજુભાઇ અને જુગતરામ દવે, પ્રકાશક: ગૂજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૭૨, સાદું સચિત્ર પૂઠું. મૂલ્ય ૦–૬–૦

ગુજરાતમાં રાષ્ટ્રીય કેળવણીનાં શ્રીગણેશ મંડાયા ત્યારે એ શિક્ષણક્રમ માટે પાઠ્ય પુસ્તકોની જરૂરિયાત પણ ઊભી થયેલી અને ત્યારે પ્રાથમિક શિક્ષણક્ષેત્રમાં કામ કરતા આ સંયોજક ભેરૂબંધોએ નાની–મોટી ચાલણગાડી તૈયાર કરેલી અને તે પછીનાં ધોરણો માટે મોટી બેન પછી આવતા ક્રમિક વાચન માટે સંયોજકોએ આ ભેરૂનું પુસ્તક તૈયાર કરેલું. તેની આ ત્રીજી આવૃત્તિ છે. પ્રસ્તાવનામાં સ્વ. ગિજુભાઇ જણાવે છે તેમ, આવાં પુસ્તકો બાળકો પાસે વંચાવવાનાં ન હોય પણ તેમને વાંચવા દેવાનાં હોય; તેમાંનું ભણતર ભણાવવાનું છતાં તેમને ભણવા દેવાનું હોય. અને સાચેજ એમાં આપેલા પાઠો બાળકોને આપોઆપ વાંચવા પ્રેરે તેવા છે. એમાં આપેલાં ચિત્રોથી બાળકોને આકર્ષણ વધશે.

**૧૮. શ્રી માતાજી**—અનુવાદક: વકીલ રત્નેશ્વર ભવાનીશંકર, પ્રકાશક: શ્રીરામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૦, સાદુ પૂઠું, મૂલ્ય લખ્યું નથી.

અમદાવાદમાં સ્થપાયેલી 'શ્રીરામકૃષ્ણ સેવાસમિતિએ છેલ્લા થોડાક વખતમાં કેટલાંક સારાં જ્ઞાનદાયક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. તેમાં પણ પરમહંસ રામકૃષ્ણદેવ અને સ્વામી વિવેકાનંદના તત્ત્વજ્ઞાનને લગતાં પુસ્તકો તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુને વાંચવા પ્રેરે તેવાં છે.

આ ચાળીસ પૃષ્ઠની પુસ્તિકામાં, અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલ, પરમહંસ રામકૃષ્ણદેવનાં પત્ની શારદામણિદેવીના જીવનચરિત્ર પરથી ટુંકાવીને ગુજરાતીમાં તે રજૂ કરાયું છે. જૂના જમાનામાં ઉછરેલાં એ દેવીએ પ્રભુભક્તિપરાયણ એમના પતિના જીવનનાં કેવાં સંગાથી હતાં તે આ પુસ્તક વાંચતાં જણાઇ આવે છે.

**૧૯. દંતરત્ન**—લેખક અને પ્રકાશક: ડૉ. કેખશરૂ દોરાબજી જીલા, નવસારી, ક્રાઉન કદનાં પૃ. ૮૦, સાદુ પૂઠું, મૂલ્ય લખ્યું નવી.

ડૉ. જીલા એક નિષ્ણાત દંતવૈદ્ય હોવાનું કહેવાય છે. દંતવિજ્ઞાનને તેમણે જાણે

તેમનું જીવનધ્યેય બનાવ્યું હોય તેમ લાગે છે. અત્યાર સુધીમાં તેમણે દંતવિદ્યા પર પચીસ નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરી છે. એવી જ આ પુસ્તિકા છવીસમી છે.

આપણા આરોગ્યમાં દાંતનું સ્થાન અતિ અગત્યનું છે અને તેનું બને તેટલું જતન કરવું જોઇએ. લેખકે આ પુસ્તકમાં દંતરક્ષણ પર ભાર મૂકતા ટૂંકા લેખો અને કાવ્યો આપ્યાં છે અને પોતે સ્વીકારેલાં Missionને પુષ્ટિ આપવા પ્રયત્ન કર્યો છે. આવી પુસ્તિકાઓ જેમ બને તેમ વધુ પ્રમાણમાં જનતામાં ફરતી કરવી જોઇએ. એથી આજે ઠેરઠેર જે દાંતના દાક્તરોનાં પાટિયાં નજરે ચડે છે અને અનેકોને દાંતનાં ચોકઠાં બેસાડવાની જરૂરિયાત ઉભી થઇ છે તે આવા પ્રયત્નોને પરિણામે નષ્ટ થશે.

મ. પ્ર. વ્યાસ

૨૦. રચનાત્મક કાર્યક્રમ, તેનું રહસ્ય અને સ્થાન—( **Constructive programe its meaning and place** ). આ વિષય પર અંગ્રેજી અને ગુજરાતી પુસ્તિકાઓ મહાત્મા ગાંધીજીએ લખી છે. " રચનાત્મક કાર્યક્રમ " એ શબ્દ હવે ઘરગથ્થુ થઇ ગયો છે. ગાંધીજીએ ૧૮ મી ઑગસ્ટ ૧૯૪૧ ના " હરિજન "માં વિગતવાર કાર્યક્રમ આપ્યો જેનું છેલ્લું વિવેચન આ પુસ્તિકામાં છે. જેઓ રચનાત્મક કાર્યક્રમમાં માનતા હોય તેમણે રાજદ્વારી પુરુષ થવાની જરૂર નથી. એવા સૌએ આ પુસ્તક વાંચવું જોઇએ, ફરીથી વાંચવું જોઇએ, તેના શબ્દો પોતાના અંતરમાં છપાઇ જાય ત્યાં સુધી વાંચી જવું જોઇએ. આજના વખતમાં તે ભગવદ્ગીતાની જગ્યા સાચવે તેમ છે.

૨૧. **Constructive Programe-Some Suggestions—( By Rajendra Prasad )** મહાત્માજીના ઉપલા પુસ્તક ઉપરથી ઉપજતાં અને તે વિચારો વ્યવહારમાં મૂકતાં જે અડચણો નડતી હોય તે દૂર કરવા માટે આ પુસ્તક વાંચવું જોઇએ. શ્રી. રાજેન્દ્રબાબુનું નામ આજે રાષ્ટ્રીય કાર્યકર્તા મંડળમાં પૂરેપૂરું જાણીતું છે અને મહાત્માજીની અહિંસા તેમના રગેરગમાં ઉતરેલી છે. રચનાત્મક કાર્યક્રમની સ્પષ્ટતા કરતી આ પુસ્તિકા વાંચવા અમે સૌને વિનંતિ કરીએ છીએ.

૨૨. ***Practical Non-Violence*—By K. G. Mashruwalla.** આ પુસ્તક એટલે અહિંસાથી લડાઇઓ કેમ જીતવી ! અહિંસામાં શિસ્ત કેવી રીતનું હોવું જોઇએ ! રહેણી કરણી કેવી હોવી જોઇએ. આપણે હિંસાના પાઠ તો વાંચ્યા છે. અને હિંસા દ્વારા દેશને તૈયાર કરવો હોય તો જર્મની અને જાપાનના દાખલા આપણી પાસે મોજૂદ છે. પણ અહિંસા દ્વારા દેશ કેમ તૈયાર કરી શકાય અને પ્રજાજનોએ કેવી રીતે જીવન ગાળવું જોઇએ તેમ જ કાર્યકર્તાઓએ પોતાના જીવનમાં અહિંસા કેવી ઉતારવી જોઇએ, શિસ્ત કેવી રીતે પાળી શકાય તે બધી વ્યવહાર સૂચનાઓ આ પુસ્તિકામાં છે. અહિંસાનું શાસ્ત્ર સમજવા માગનાર સૌએ જરૂર આ પુસ્તક વાંચી જવું જોઇએ.

ચુનીલાલ પુ. શાહ

## સામયિકો

**નવચેતન**—(તંત્રીવનપ્રવેશાંક) સંપાદકઃ શ્રી. ચાંપશી વિ. ઉદેશી, પોલોક સ્ટ્રીટ, કલકત્તા.

નવચેતન માસિકના તંત્રી શ્રી. ચાંપશીભાઈએ ચાલું વર્ષના એપ્રિલ માસની બારમી તારીખે પચાસ વર્ષ પૂરાં કરી એકાવનમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. તે પ્રસંગે—એ વનપ્રવેશ, જે આપણે ત્યાં વૃદ્ધવયમાં પ્રવેશવાનો કાળ ગણાય છે અને યુવાની કરતાં એ ઉંમરે શક્તિઓ ક્ષીણ થતી હોવાનું સર્વસામાન્ય મનાય છે તે કાળે—શ્રી. ચાંપશીભાઈએ એકલે હાથે લગભગ બધા વિષયો પર કલમ ચલાવી તેમની પૂર્વશક્તિ હજી જેવી ને તેવી જ કાયમ છે એમ પુરવાર કરી આપ્યું છે. શ્રી. ચાંપશીભાઈને આ નવયુવાન વયમાં પ્રવેશવા અને વધુ શક્તિ-શાળી બની તેનો સાહિત્યસેવામાં સદુપયોગ કરવા પરમનિયંતા તેમને બળ આપો એમ ઈચ્છીએ. "જુવાન માનસ ધરાવતા માણસો વૃદ્ધ નથી થતા" એ શ્રી. ચાંપશીભાઈએ તૈયાર કરેલા આ અંક પરથી સહેજે સમજાઇ આવે છે.

અંકનાં પૂર્વઆકર્ષણો—એની સુઘડ છપાઇ, ચિત્રો અને સાહિત્યસામગ્રીનું ધોરણ પણ બરાબર જળવાઇ રહ્યાં છે.

**શારદા**—ખાસ અંક ( એપ્રિલ ૧૯૪૨ ) તંત્રીઃ શ્રી. ગોકુલદાસ રાયચુરા, વડોદરા.

ગુજરાતી સાહિત્યમાં "શારદા" માસિકે એનું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. છેલ્લાં અઢાર વર્ષ થયાં તંત્રીના એકાકી—વાડાવિહીન—પ્રયાસો છતાં સારી પ્રગતિ સાધી શક્યું છે. તંત્રીના જણાવવા મુજબ, એ રાજમહેલમાં વસનારથી માંડીને સર્વસામાન્ય જનતા સુધી એ વંચાય છે. વખતોવખત પ્રકટ થતા એના લોકસાહિત્ય અંક, નવલિકા અંક, મહારાષ્ટ્રીય અંક વગેરે ખાસ અંકો આપણા સાહિત્યમાં નવીન ભાત પાડતા હોય છે.

આ વખતનો ' શારદા "નો એપ્રિલ માસનો અંક નવા વર્ષના ખાસ અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

આ ખાસ અંકમાં શરૂભાગનાં લોકજીભે રમી જાય તેવાં કાવ્યો આપ્યાં છે. તેમાં પણ લલિતજીનું ભતવારીનું ગીત, ચેલૈયાનું સ્વાર્પણનું ગીત અને મારા ગુરુઓનો શ્રી. જમશેદજી નસરવાનજી મહેતાના લેખનો આગળનો હપ્તો, તેમ જ વચ્ચે વચ્ચેનાં કટાક્ષકાવ્યો અને ચિત્રો ખાસ આકર્ષક છે. તેમાં પણ ચાદનું કટાક્ષકાવ્ય ખાસ પ્રશંસા માગી લે તેવું છે.

અંકના મુખપૃષ્ઠ પરનું રોડી રામનું રાજવંશી ચિત્રકાર કુમાર શ્રી. મંગલસિંહની પિંછીનું ચિત્ર કળાના એક સુંદર નમૂનારૂપ છે.

"શારદા"ના આ નવવર્ષાંકનો સત્કાર કરતાં અમે એને વધુ પ્રગતિશીલ અને પ્રજાપ્રિય થાય એમ ઈચ્છીએ છીએ,

મણિલાલ મ. વ્યાસ



## ૧–ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧ રઢિયાળી રાત*—ભા. ૨ જો સં. શ્રી. ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂ. ૧–૮–૦
૨ સુંદર વાતો*—સ્વ. ગિજુભાઇ, મૂલ્ય ૦–૬–૦
૩ ભેરૂ*—લેખકો: સ્વ. ગિજુભાઇ અને જુગતરામ દવે, મૂલ્ય ૦–૬–૦
૪ અલીબાબા*—લેખિકા: સૌ. વિદ્યાબેન, મૂલ્ય ૦–૬–૦
૫ ખાટી મીઠી બાળવાતો*—લેખક: શ્રી. મનુભાઇ જોધાણી, મૂલ્ય ૦–૧૨–૦
૬ ક્યારે સમજીશું ?—લેખક: સ્વ. શ્રી. ગિજુભાઇ, મૂલ્ય ૦–૩–૦

## ૨–ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ–અમદાવાદનાં પુસ્તકો

૭ અખો એક અધ્યયન—સંપાદક: શ્રી. ઉમાશંકર જોષી, મૂલ્ય ૨–૦–૦
૮ રણમલ્લ છંદ—સંપાદક: મૌ. સૈ. અબુ ઝફર નદવી, મૂલ્ય ૦–૪–૦
૯ Indo-Aryan and Hindi—By Sunitikumar Chatterji મૂલ્ય ૩–૮–૦

## ૩–આર. આર. શેઠની કંપની–મુંબઇ તરફનાં પુસ્તકો

૧૦ છાયાનટ—લેખક: શ્રી. રમણલાલ વ. દેસાઇ, મૂલ્ય ૨–૮–૦
૧૧ દક્ષિણાયન—લેખક: શ્રી. સુન્દરમ્, મૂલ્ય રૂા. ૧–૧૩–૦

## ૪–એન. એમ. ઠક્કરની કંપની તરફથી

૧૨ રૂપમાધુરી—શરદબાબુ સંપાદિત, મૂલ્ય રૂા. ૩–૦–૦

## ૫–એન. એમ. ત્રિપાઠીની કંપની મુંબઇનાં પુસ્તકો

૧૩ હેમ્લેટ—લેખિકા: સૌ. હંસાબહેન મહેતા, મૂલ્ય ૨–૦–૦.
૧૪ સરી જતું સૂરત—લેખક: શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા, મૂલ્ય રૂ. ૧–૦–૦

## ૬–સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી

૧૫ સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને સ્વામી શ્રી શિવાનંદજી—અનુ: ત્ર્યંબકલાલ મા. શુક્લ, મૂલ્ય રૂ. ૧–૬–૦.

## ૭–મહાગુજરાત પબ્લીશિંગ કું. મુંબઇનાં પુસ્તકો

૧૬ પાસીફીક—લેખક: શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ, મૂલ્ય ૦–૧૨–૦.
૧૭ ગીતાંજલિ અને બીજાં કાવ્યો—(ટાગોર) અનુ. નગીનદાસ પારેખ, મૂલ્ય ૧–૪–૦

## પેટલાદ મહાલ પુસ્તકાલય પરિષદ: પાંચમું અધિવેશન



---

૮—અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૮ **સનમની શોધમાં**—લેખકઃ શ્રી. એકાર, પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત, મૂલ્ય ૨–૮–૦

૧૯ **કૃષ્ણલાલનું વીલ**—લેખકઃ સ્વ. નારાયણ હેમચંદ્ર. પ્રકાશકઃ સસ્તુ પુસ્તકાલય, ભાવનગર, મૂલ્ય ૦–૧૨–૦.

૨૦ **ગામડાનું સ્વરાજ**—લેખકઃ શ્રી. ઇન્દુલાલ ક. યાજ્ઞિક, પ્રકાશકઃ ગ્રામસર્જન સાહિત્ય કાર્યાલય, ભદ્ર, અમદાવાદ, મૂલ્ય ૦–૪–૦.

૨૧ **ખેડ અને ઓજાર**—લેખકઃ શ્રી. જગન્નાથ રણછોડલાલ પાઠક, મોડેલ ફાર્મ, વડોદરા, મૂલ્ય ૦–૧૦–૦.

૨૨ **સ્વામીશ્રી દેવકૃષ્ણાનંદ ચરતિામૃતમ**—સંપાદકઃ અને પ્રકાશકઃ તુલજારામ દામોદર પંચાલ, ચોકસી બજાર, પાદરા. મૂલ્ય ૧-૪–૦.

૨૩ **દાંપત્યગીતા**—લેખકઃ શ્રી. જમિયતરામ આચાર્ય, પ્રકાશકઃ પ્રભુતત્ત્વ પ્રચારક ગ્રંથમાળા, કરાંચી. મૂલ્ય ૦–૪–૦.

૨૪ **રક્ષાબંધન**—અનુવાદકઃ ચન્દ્રકાન્ત ફૂલચંદ શાહ, પ્રકાશકઃ સરસ્વતી બુક ડિપો. સુરત; મૂલ્ય એક રૂપિયો.

૨૫ **શ્રી દત્તલીલાસાર**—પ્રથમ ખંડ–લેખકોઃ જયંતિલાલ શંકરલાલ આચાર્ય અને જગજીવનદાસ અમથાભાઇ ગાંધી; પ્રકાશકઃ અમૃતલાલ નાથાભાઇ મોદી, મોદી-સાંથ, નડીઆદ. મૂલ્ય રૂા. ૧).




## વડોદરા રાજ્ય

**પરિણામ**:—શિષ્ટવાચનની ૨૧ મી પરીક્ષાનું પરિણામ આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયું છે તે જોઇ લેવા લાગતાવળગતાઓને વિનંતિ.

—પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ આવતા માસે.

**ગ્રાહક તરીકે નોંધાયા ?**:—ગુજરાત બૃહદ્ ગુજરાતની સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિ સીધી યા આડકતરી રીતે જેની ઋણી છે, તે સદ્‌ગત શ્રી. મોતીભાઇ ન. અમીનના માનમાં શરૂ થયેલ સ્મારક ગ્રંથમાળાના ગ્રાહક તરીકે વડોદરા રાજ્યનાં જે પુસ્તકાલયો હજી ન નોંધાઈ ગયાં હોય તે પ્રથમ તકે તેમ કરી દે એ ખાસ ઇચ્છવાજોગ છે. માળાનું પ્રથમ પુષ્પ '**સ્વર્ગોનું દોહન**' ગત ફેબ્રુઆરી માસમાં પ્રગટ થઇ ગયું છે ને નોંધાયલા ગ્રાહકો માટે તેની કિંમત રૂ. ૧-૪-૦, ને છૂટક લેનારને માટે રૂ. ૧-૮-૦ રખાઇ છે. શિષ્ટવાચનની ૨૨ મી પરીક્ષા માટે આ જ પુસ્તક નક્કી થયેલું છે.

**વ. રા. પુસ્તકાલયપ્રવૃત્તિનું એકીકરણ**—જે પુસ્તકની ઉણપ ઘણા વખતથી લાગતી હતી તે પુસ્તકાલય સંચાલનમાં અતિ અગત્યનું અને હરઘડી સાથે રાખવા જેવું જરૂરી પુસ્તક **પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ**, જે પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલે તૈયાર કર્યું છે તે હવે પ્રકટ થઈ ગયું છે. દરેક પુસ્તકાલય પોતાની માગણી સત્વર પુ. સ. સ. મંડળમાં નોંધાવી દે.

**જરૂર લક્ષમાં લ્યો**:—મહેસાણા પ્રાંતના શિક્ષણવર્ગની તારીખો તેમ જ સ્થળમાં ફેરફાર થવા સંબંધીની જાહેરાત નં. ૪ ચાલુ અંકમાં પ્રસિદ્ધ થઇ છે તે લક્ષમાં લેવા લાગતા વળગતાઓને ખાસ વિનંતિ છે.

**દહેગામ મહાલ બીજી પુસ્તકાલય પરિષદ**:—તા. ૬-૫-૪૨ ને વાર બુધના રોજ સાંજના ચાર વાગે દહેગામમાં જ શાળાના કંપાઉન્ડમાં ભરાશે. તો તે વખતે મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને પધારવા આગ્રહપૂર્વક વિનંતિ છે.

## પુસ્તકાલયોને મળેલી મદદ

**પરી ચં. કે. સા. પુ. પેટલાદને** ૫૦૧) શ્રી. મંગળભાઇ ગોરધનભાઇ તરફથી તેમના પિતાશ્રીના સ્મરણાર્થે.

**સા. પુ. રસૂલાબાદ** (તા. વાઘોડીઆ)ને ૨૫) પટેલ શંકરભાઈ બહેચરભાઈ તરફથી.

**સા. પુ. કેલનપુર** ( તા. વડોદરા )ને ૧૨-૮-૦ નું ઘડિયાળ હરિપુરા તા. વડોદરાના ગૃહસ્થોના ફાળામાંથી.

**સા. પુ. સેરથા** ( તા. કલોલ )ને ૬) પ્રો. માણેકમૂર્તિએ અંગબળના પ્રયોગો કરી ઉત્પન્ન મળ્યું તેમાંથી.

**શેઠ ર. શા. ટાટા મહિલા પુસ્તકાલય બીલીમોરાને** સદર શેઠના સ્મારક ટ્રસ્ટમાંથી ખુરશીઓ તથા ટેબલો.

**સા. પુ. ખરિયફ** (તા. ચાણસ્મા)ને ૨૬) મહેસાણાના પ્રા. શિવદાસ મોતીદાસ તરફથી.

**કોડીનાર મહાલનાં પુસ્તકાલય વિનાનાં ગામોમાં:**—પુસ્તકાલય વિનાનાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડવા, ઘાંટવડ મુકામે ભરાયેલી કોડીનાર મહાલ પુ. પરિષદના પ્રમુખસ્થાનેથી અમરેલી પ્રાંત સુબા શ્રી. ઠાકોરભાઈ દેસાઈએ, જે ગામ રૂા. ૨૦) લોકમદદ એકઠી કરે તેને બાકીની ખૂટતી રકમ રૂા. ૧૨૦) મેળવી આપવા અથવા પદરના આપવાની જાહેરાત કરી હતી.

**સા. પુ. ઘાંટવડ** ( તા. કોડીનાર )ના મકાન માટે ૧૦૧) શેઠ દેવચંદ પુરુષોત્તમ, ૫૧) શેઠ પીતાંબર પુરુષોત્તમ, ૫૧) શેઠ માણેકચંદ રૂઘનાથ, ૫૧) રા. દરબાર ભીમભાઈ દેવશીભાઈ, ૩૧) શેઠ ગભરૂ પાનાચંદ.

**સા. પુ. દામનગર** ( તા. અમરેલી )ને ૨) રાવળ ગૌરીશંકર લાધારામ, ૨) ત્રવાડી મોહનલાલ હરજીવનદાસ, ૨) દોશી નંદલાલ ફૂલચંદ, ૫) ભાવસાર હરખા ડાહ્યા, ૨) કોઠારી માધવજી જીવરાજ, ૨) ગૌરીશંકર જગજીવન, ૨) તલકચંદ કાનજી, ૨) મોરાર વિઠ્ઠલ ૧૧) ગિરધરલાલ દ્વારકાદાસ, ૫) દેસાઈ નાગરદાસ દ્વારકાદાસ, ૩) ઠા. ગોકળદાસ ભાણજી, ૨) શુકિયા પ્રેમજી નથ્થુભાઈ.

---

**બાલસાહિત્યમાં રસ ધરાવનારાઓને**

## "ગાંડીવ" કાર્યાલયની વિનંતિ

જાણીતા બાલસામયિક "ગાંડીવ"ના સંચાલક શ્રી. નટવર વીમાવાળા તરફથી નીચેનું પ્રસિદ્ધિ અર્થે મળ્યું છે:—

અમારા તરફથી સને ૧૯૨૫ ની સાલથી ગાંડીવ બાલોદ્યાનમાળા પ્રકટ થાય છે, અને અત્યાર સુધીમાં પુષ્કળ પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે.

એ વખતે બાળસાહિત્યની શરૂઆત હતી અને તે પછીના આજ સુધીના સત્તર વરસમાં બાળસાહિત્યના વિષયમાં ખેડાણ ઘણું થયું છે. લોકો—લેખકો અને વિદ્વાનો સૌ—વિચાર કરતા થયા છે. તેનું વિવેચન વિપુલ નહિ, તો પણ પ્રમાણમાં ઠીક થયું છે. બાલસાહિત્યની સમજ વધી છે, તેની ભૂમિકા ફેરવાઈ છે, સુધરી છે, વિકાસ પામી છે, તોપણ સુધારાવધારાને પુષ્કળ અવકાશ છે.

તેથી ગાંડીવનાં બાળપુસ્તકોમાં નવી અનુભવી દૃષ્ટિના આધારે સુધારાવધારા કરવાનો અમે વિચાર કર્યો છે. એ સુધારાઓ નવી આવૃત્તિમાં દાખલ થશે. ચિત્રોમાં તેમ જ લખાણમાં—બંનેમાં ઘટતા સુધારાવધારા—શબ્દેશબ્દનો નવેસર વિચાર કરી—અમલમાં મૂકવા ધાર્યા છે; ને એ વિષયમાં આપનો સહકાર યાચીએ છીએ.

આપે અમારાં કેટલાંક પુસ્તકો વાંચ્યાંજોયાં હશે. તે પરથી તેમાં જે કંઈ સુધારવા-ફેરવવા જેવું લાગ્યું હોય, તે આપ અમને લખી જણાવવા કૃપા કરશો. ઝીણવટભરી નજરે વિચાર કરીને લખશો તો ભારે આભાર થશે. કોઈ એક ચોપડી વિષે સૂચનો કરશો તો પણ ચાલશે. કેટલું, કયું, કેવી રીતે ફેરવવું તે લખશોજી. ભાષા, વિષય, ચિત્રો, શૈલી, વ્યાકરણદોષો હોય તો તે—બધું જ ગણતરીમાં લેવા અમારી વિનંતિ છે.

# સ્વ. મો. ન. અમીન સ્મારકમાળા માટે અગત્યની સૂચના

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો તરફથી સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ફાળો કરવામાં આવેલો. તે ફાળાની રકમમાંથી તેમની યાદગીરીમાં એક ગ્રંથમાળા પ્રસિદ્ધ કરવાનું ઠરાવાયું છે અને તેના ગ્રાહક તરીકે નોંધાવવા માટે રૂ. ૨) ડિપોઝીટ ભરવાની આંટ રાખવામાં આવી છે.

પુસ્તકાલયોના ફાળાથી જ આ સ્મારક ફંડ ઊભું કરવામાં આવ્યું છે એટલે પુસ્તકાલયો માટે આવી આંટ રહેવી ન જોઇએ, એ સિદ્ધાંત માન્ય રાખીને એ આંટ દૂર થવી જરૂરી છે.

સબબ જે પુસ્તકાલયો નીચેની વિગતનું ફોર્મ ભરી મોકલશે તેમને એ ગ્રંથમાળાની ડિપોઝીટની આંટમાંથી મુક્ત રાખી તેમનાં નામ ગ્રંથમાળાના ગ્રાહક તરીકે ગણવામાં આવશે.

આ વર્ષનું ગ્રંથમાળાનું પુસ્તક તો સૌ પુસ્તકાલયોને અપનાવવા ખાતા તરફથી સૂચન થયું છે એટલે ચાલુ વર્ષે તેવી આંટ રહેશે નહિ; પરંતુ હમેશને માટે પુસ્તકાલયને એ આંટમાંથી મુક્તિ મળે તે માટે નીચેનું ફોર્મ ભરી મોકલો.+

વડોદરા,
તા. ૧૮–૪–૪૨

વા. ના. અમીન
મંત્રી
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

---

રા. રા. મંત્રી,

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ,
વડોદરા.

સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ફાળાની રકમમાંથી દર વર્ષે સ્વ. મોતીભાઇ અમીન સ્મારક ગ્રંથમાળા પ્રસિદ્ધ કરવાનું ઠરેલું છે અને અગાઉથી રૂ. ૨) ડિપોઝિટના આપી જે ગ્રાહક તરીકે નોંધાય તેમને ગ્રાહકની ઠરેલી કિંમતે સ્મારક ગ્રંથમાળાનું પ્રકટ થતું પુસ્તક આપવાનું ઠરેલું છે. પણ અમારા પુસ્તકાલયે સદર સ્મારક ફાળામાં પોતાનો ફાળો આ અગાઉ ભરેલો છે. માટે ડિપોઝિટની આંટ ન રાખતાં અમારા પુસ્તકાલયના બજેટનાં પુસ્તકો ભેગું સ્મારક માળાનું જે તે વર્ષનું પુસ્તક અમને અમારા પુસ્તકાલયના બજેટ ખાતે ખર્ચ પાડીને ગ્રંથમાળાના ગ્રાહકની કિંમતે મળે તેવી તજવીજ થવા વિનંતિ છે. અત્યાર સુધીમાં બહાર પડેલાં પુસ્તકો પણ ગ્રાહકની કિંમતે અમને મળે તેમ થવા વિનંતિ છે.

લિ.

મુ/
પો.
તારીખ

મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય
મુ. તા.
પો.

---

+ આ પૃષ્ઠ માસિકમાંથી સાચવીને ફાડી લઇ પુ. સ. સ. મંડળ લિ.માં મોકલી આપવું.

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

**સંસ્કારમૂર્તિ** આચાર્ય શ્રી. આનંદશંકર બા. ધ્રુવનું અમદાવાદ મુકામે અવસાન થયું છે. સદ્‌ગત ગાંધીજીના મિત્ર હતા; મિલમાલિકો અને મજૂરોના ઝઘડામાં તેઓની લવાદ તરીકે નિમણૂક થતી; તેઓની વિદ્વત્તાનો લાભ ગુજરાત તેમજ કાશી વિદ્યાપીઠને પણ મળેલો. ઉપરાંત બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદના તેઓ પ્રમુખ પણ હતા.

*

**ફાર્બસ ગુજરાતી સભાના** સહાયક મંત્રી અને જાણીતા સાક્ષર શ્રી. અંબાલાલ જાનીનું ૬૨ વર્ષની ઉંમરે ગઈ તા. ૨૮ ના રોજ હરકીસનદાસ હૉસ્પિટલમાં અવસાન થયું છે. તા. ૨૯ મીએ તેમની સ્મશાનયાત્રા નીકળેલી, જેમાં જાણીતા સાક્ષરોએ ભાગ લીધો હતો. તેમને હાથે જ 'ગુજરાતી' પત્રના દિવાળી અંકોની શરૂઆત થયેલી. અખો, નાકર, પ્રેમાનંદ, ભાલણ, શામળ વગેરેનો ઊંડો અભ્યાસ કરીને તેમણે ગ્રંથો લખ્યા હતા. તેમના ૧૧–૧૨ ગ્રંથો પ્રકટ થયા છે.

*

**શ્રી. રમણલાલ વ. દેસાઈ** મે માસની ૧૨મી તારીખે પચાસ વર્ષ પૂરાં કરતા હોઈ તેમની સાહિત્ય-સેવા બદલ અંજલિ આપવા વડોદરામાં તે દિનની ઉજવણી માટે એક સમિતિ યોજાઈ હોવાનું કહે છે. તે દિવસે એક અભિનંદન-ગ્રંથ પણ તેમને અર્પણ થશે.

*

**વિક્રમ સંવતને** ૨૦૦૦ વર્ષ પૂરાં થવા આવ્યાં તેના સ્મરણ તરીકે ઉજ્જનમાંથી શ્રી. સૂર્યનારાયણ વ્યાસના તંત્રીપદે તારીખ ૧૮મી એપ્રિલથી 'વિક્રમ' નામનું માસિક પ્રગટ થનાર છે.

*

**અખિલ હિંદ પુ. પરિષદનું** પાંચમું અધિવેશન મુંબઈ ખાતે યુનિવર્સિટી કૉન્વોકેશન હૉલમાં તા. ૪, ૫, ૬ એપ્રિલ '૪૨ના રોજ મળ્યું હતું. તે પ્રસંગે ભરાયેલા પ્રદર્શન ઉદ્‌ઘાટનવિધિ વખતે મુંબઈ સરકારના માજી ગૃહમંત્રી શ્રી. કનૈયાલાલ મુનશીએ શબ્દની ઉત્પત્તિથી માંડી આજના પુસ્તકો સુધીનો સંશોધનાત્મક ઈતિહાસ રજૂ કર્યો હતો.

*

**"નવચેતન" માસિકના** તંત્રી શ્રી. ચાંપશીભાઈ ઉદેશીએ તેમના વનપ્રવેશકાળને યુવાપ્રવેશકાળની જેમ ઉત્સાહભર્યો હોવાનું જાહેર કર્યું છે અને એમની કાર્યશક્તિ હજી પણ જેવી ને તેવીજ હોવાના પુરાવારૂપ તેમણે "નવચેતન" માસિકનો એપ્રિલ અંક આખો માત્ર તેમની પોતાની જ કલમે તૈયાર કર્યો છે.

*

**વડોદરાનાં જાણીતાં સમાજસેવિકા** અને સ્ત્રી કાર્યકર્તા તેમજ "ગુણસુન્દરી" માસિકનાં તંત્રી સૌ. જયવતી દેસાઈને તા. ૨૯–૩–૪૨ના રોજ વડોદરાની તમામ સ્ત્રી-સંસ્થાઓ તરફથી, તેઓ કાયમને માટે વડોદરા છોડતાં સન્માન સમારંભ યોજાયો હતો.

---

ગમે તેવું વિકટ કાર્ય કરવા માટે સંપૂર્ણ આત્મબળ જોઈએ. ઉપરચોટિયા ઊભરાઓ તો ઊભરાઈને શમી જવા માટે જ સરજાયા હોય છે. ઉત્તમ માર્ગ તો એ છે કે પ્રત્યેક કામ પોતાની હિંમત, બળ અને આત્મવિશ્વાસ ઉપર જ કરવું જોઈએ.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૧–૪૨

**યાદી નં. ૩ : સંખ્યા ૪૭**

**પેટલાદ**—થલેડી.
**વડોદરા**—કરોડીઆ.
**કરજણ**—ઉમજ, કરમડી.
**ડભોઈ**—અમલેશ્વર.
**શિનોર**—તેનતલાવ.
**સાવલી**—સુંઢેલા, વેમાર, બહુથા, સમલાયા સ્ટેશન.
**સંખેડા**—ખુનવાડ, તાંદળજા, માલપુર, પરવટા, સૂર્યા, ક્ષંઠ, ગોલાગામડી.
**તિલકવાડા**—પોચંલા, મરોલી.
**કડી**—લોર.
**કલોલ**—વાગોસણ, બીલેશ્વરપુરા.
**વિજાપુર**—વિરાર.
**વિસનગર**—ધામણવા, ઉદલપુર.
**સિદ્ધપુર**—રસુલપુર, સુણક.
**પાટણ**—નવાપુરા.
**ચાણસ્મા**—સુણસર.
**હારીજ**—પીપલાણા.
**ગણદેવી**—વડસાંગલ, ભાઠા.
**કામરેજ**—ડુંગરા.
**મહુવા**—અંધાત્રી.
**માંગરોલ**—આંકડોદ, લુવારા.
**સોનગઢ**—ડોસવાડા.
**વ્યારા**—કાકડવા, મોરખડી.
**અમરેલી**—ચાંપાથળ, રાજસ્થલી ખીજડીઆ-ખારી.
**દામનગર**—છભાડીઆ.
**ધારી**—નાગધરા, કુબડા.
**કોડીનાર**—અડવી.
**ઓખા**—ખતુંબા.

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી

**માહે માર્ચ '૪૨ ની યાદી નં. ૯૩+૯૧ : કુલ ૧૮૪**

**પેટલાદ**—ભંડેરજ.
**ભાદરણ**—પીપળોઇ, ગંભીરા.
**દહેગામ**—વાસણાચોધરી.
**આતરસુંબા**—વ્યાસવાસણા.
**કડી**—ખોરીસણા.
**કલોલ** – કુંડાસણ, લીંબોદ્રા, સરઢવ, મુબારકપુર.
**વિજાપુર**—વેડા, લાકરોડા, માલોસણ, ગોઝારીઆ, ફલુ, મોરવાડ, વસાઇ, વડાસણ, પારસા, પુદ્દેડા નવા, ચરાડા, ટીંટોદણ.
**વિસનગર**—કાંસા.
**મહેસાણા**—વડસ્મા, છુટાપાલડી, બામોસણ, ખેરવા, દેવરાસણ, આંબલીઆસણ સ્ટેશન બજાર, આંબલીઆસણ, પઢારીઆ, મેવડ, પાલાવાસણા, અલોડા, દેલા, જોરણંગ, બોરીઆવી.
**સિદ્ધપુર**—ઉપેરા, કહોડા, ઢુંઢાવ, ભુણાવ, મહેરવાડા, વિશાળ, સિહી, હાજીપુર, ગાંગલાસણ, રણછોડપુર, મામવાડા, અમુઢ, જગન્નાથપુરા.
**ખેરાળુ**—ઉંઢાઇ, ઉમતા, મરકા, સુંઢીઆ, રાજપુર, ત્રાંસવાડ, થાગણા, રંગપુર.
**પાટણ**—કિંબુવા.
**ચાણસ્મા**—બહુચરાજી.
**નવસારી**—મરોલી, પીનસાડ, પરજણ, છાપરા, દાંતી, તવડી, છીણમ, પડધા, પોંસરા, કરાખટ, પરથાણ, મીરજાપુર, દેલવાડા વિરાવળ, સરઈ, સંદલપુર, સીમલગામ, અલુરા, માંગરોલ, મહુવર, આંમલી, કડોલી.
**ગણદેવી**—તલીઆરા, પાથરી, તલોદફળિયા બીલીમોરા, ગંગોર, ગડત, વલોટી, સોનવાડી, કેસલી, દેસરા.

# શિષ્ટવાચનની ૨૧ મી પરીક્ષા

## 'સ્મરણયાત્રા'નું પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા, જાહેર થયા પ્રમાણે તા. ૨૫-૧-૪૨ ના રોજ જે તે સ્થળે લેવાઇ ગયેલી. એને માટે ગુજરાત કાઠિયાવાડના ૮૬ ગામોનાં ૨૭૨ ઉમેદવારોની અરજીઓ આવેલી. તેમાંથી ૫૯ ગામોનાં ૧૪૧ ભાઇબહેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૧૪૧ જણે લાભ લીધો હોવાનું જણાઇ આવે છે. પરીક્ષામાં બેઠેલાં ઉમેદવારોની ધંધાવાર સંખ્યા નીચે પ્રમાણે છે:—

૮૧ શિક્ષક, ૨૪ વિદ્યાર્થી, ૭ વેપારી ૩ ખેડૂત, ૩ કારીગર, ૪ ખાનગી નોકરી, ૧ ભિક્ષાવૃત્તિ, ૧૫ ઘરકામવાળાં તથા ૩ પરચુરણ મળી કુલ ૧૪૧, જેમાં ૨૧ જેટલી બહેનો છે.

છોડવા ઠરેલા ૮ પ્રશ્નો પૈકી ફરજિયાત છોડવા ઠરેલા ૧ લા તથા ૧૦ મા સવાલના ૧૪ અને બાકીના દરેકના બાર બાર ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં બેઠેલાં ઉમેદવારોમાંથી ૧૨૯ ઉત્તીર્ણ થાય છે, એટલે પરીક્ષાનું પરિણામ, આ વખતે લગભગ ૯૧·૪૨ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારામાં ૭૬ શિક્ષકો, ૨૧ વિદ્યાર્થીઓ, ૬ વેપારીઓ, ૩ ખેડૂતો, ૨ કારીગર, ૪ ખાનગી નોકર, ૧ ભિક્ષાવૃત્તિ, ૩ પરચુરણ તથા ૧૩ ઘરકામ કરનારાં છે.

અગાઉ પ્રસિદ્ધ થયેલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામ-પત્રકના પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત * ચિહ્નવાળાં ટ્રે. કૉલેજનો લાભ સમૂળગો નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થી, ખેડૂત વ. ઇતર ધંધાદારી ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનાર ૧૫ ભાઇઓ તથા ૧૫ બહેનો ગુણાનુક્રમે ૦ ૮-૦ નું ઉત્તેજનાર્થ ઇનામ મેળવવા પાત્ર ઠરે છે. જેને તેને મળતી ઇનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂ. ૪૫ નાં ૪૦ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે, તે તે અત્રેની તેમ ૪ ઉમેદવારોની સગવડ ખાતર શિરસ્તા મુજબ રોકડ અપાશે. છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં પુસ્તક લેવાની હશે તેઓ પુસ્તક અલબત્ત મંગાવી શકશે. તેથી ઇનામ મેળવનાર ભાગ્યશાળી નીવડેલાં ભાઇબહેનોને વિનંતિ કે પોતાને ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઇની મારફત રૂબરૂથી મંગાવી લેવું છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અવશ્ય જણાવી દેવું. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઑર્ડરથી રવાના કરી દેવાની તજવીજ રહેશે.

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે તે બદલ એ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે:—

ઉત્તીર્ણ–અનુત્તીર્ણ બધાનું પરિણામ નીચે પ્રમાણે:—

## પરિણામ

| અ. નં. | ઉમેદવારનું નામ | ગામ | ધંધો:અભ્યાસ | ગુણ | શેરી નામ |
|---|---|---|---|---|---|
| ૧ | પટેલ ખુશાલભાઇ કાળીદાસ | બોબારોડ | શિ. મે. | ૭૪ | ૫) |
| ૨ | તુલસીભાઇ હા. પટેલ | કાસર | શિ. મે. શિ. | ૭૨ | ૪) |
| ૩ | પુરુષોત્તમ કા. પટેલ | ઉરદ | ,, | ૭૧ | ૩) |
| ૪ | પ્રેમશંકર ડાહ્યાલાલ પંડ્યા | તરવડા | શિ. પૂ. | ૭૦ | ૨) |
| ૫ | નરસિંહભાઇ મથુરભાઇ પટેલ | વડોદરા | વિ. ઇન્ટર | ૬૯ | ૧) |
| ૬ | હીરાલાલ નરસિંહરામ વ્યાસ | પાટોદ | શિ. મે. સિ. | ૬૯ | ૧) |
| ૭ | ભાઇલાલભાઈ બાવાજી પટેલ | વિશ્નોલી | ,, | ૬૮ | ૧) |
| ૮ | પ્રબોધચંદ્ર ના. ચોકસી | વડોદરા | વિ. અં. ૬ | ૬૭ | ૧) |
| ૯ | ભગવાનદાસ સાંકળચંદ પટેલ | સંડેર | શિ. ઉ. | ૬૬ | ૧) |
| ૧૦ | ચુનીલાલ દામોદર ભટ્ટ | મહુદરા | શિ. મે. સિ. | ૬૫ | ૧) |
| ૧૧ | ચતુરભાઇ નારણભાઇ પટેલ | વણછરા | ,, | ૬૫ | ૧) |
| ૧૨ | અંબાલાલ રઘદાસ પટેલ | વડોદરા | વિ. આ. મો. | ૬૫ | ૧) |
| ૧૩ | આશાભાઇ ગોરધનભાઇ પટેલ | શિહોર | શિ. મે. સિ. | ૬૪ | ૧) |
| ૧૪ | બેચરભાઇ મથુરભાઇ પટેલ | વડોદરા | વિ. ઇન્ટર | ૬૪ | ૧) |
| ૧૫ | રામભાઇ તુલસીભાઇ ભક્ત | સરઇ | વિ. અં. ૭ | ૬૪ | ૧) |
| ૧૬ | જસવંતરાય ગજાનંદ પુરોહિત | ,, | શિ. મે. સિ. | ૬૩ | ૧) |
| ૧૭ | ચંદુલાલ દામોદર દવે | કાસર | શિ. પૂ. | ૬૩ | ૧) |
| ૧૮ | ચંદુલાલ કેશવલાલ દવે | થવેલી | શિ. ગુ. ૭ | ૬૨ | ૧) |
| ૧૯ | અંબાલાલ ઝવેરભાઇ પટેલ | ગણપતપુરા | શિ. | ૬૨ | ૧) |
| ૨૦ | ઠક્કર રમણભાઈ ડાહ્યાભાઇ | વસો | વિ. અં. ૬ | ૬૨ | ૧) |
| ૨૧ | દિલીપકુમાર મા. પંચોલી | ગણેશપુરા | શિ. મે. સિ. | ૬૧ | |
| ૨૨ | મલેક શરીફુદ્દીન રહેમુમિયાં | નેદરા | શિ. પૂ. | ૬૧ | |
| ૨૩ | મોતીભાઇ કુબેરભાઇ પટેલ | તેગવા | શિ. મે. સિ. | ૬૦ | |
| ૨૪ | ભૂધરજી મકનજી પંડ્યા | ઢોલરવા | શિ. સિ. | ૬૦ | |
| ૨૫ | રમણલાલ ધનજીભાઇ શાહ | ચવેલી | શિ. મે. સિ. | ૫૯ | |
| *૨૬ | નારણભાઈ સોમચંદ તપોધન | અમદાવાદ | શિ. વ. ફા. | ૫૯ | ૦॥ ઉ. |
| ૨૭ | ચંદુલાલ પ્રભાશંકર દવે | શંચરડા | શિ. મે. સિ. | ૫૮ | |
| ૨૮ | રામભાઇ રણછોડદાસ પટેલ | વડસર | શિ. મે. પૂ. | ૫૮ | |
| ૨૯ | સુથાર વિનોદભાઇ ઇશ્વરભાઇ | કાસોર | વિ. અં. ૭ | ૫૮ | |
| ૩૦ | ગોપાળભાઇ તુલસીભાઇ ભક્ત | સરઇ | ખેતી અં. ૭ | ૫૮ | |
| ૩૧ | કાંતિપ્રસાદ લાલશંકર ત્રિવેદી | મુબારકપુર | શિ. મે. સિ. | ૫૮ | |
| *૩૨ | કમળાબેન ભાઇશંકર વ્યાસ | નાંદોલ | શિ. પૂ. | ૫૭ | ૦॥ ઉ. |
| ૩૩ | વલ્લભજી ગંગારામ વ્યાસ | ઢોલરવા | શિ. પૂ. | ૫૬ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૪ કેશવલાલ મરઘાભાઇ પટેલ | ધણપ | શિ. સિ. | ૫૫ | |
| ૩૫ બળદેવદાસ જગજીવનદાસ ત્રિવેદી | નાના માચીઆળા | ,, | ૫૫ | |
| *૩૫ ભાઇ અજુભાઇ પટેલ | શિહોળ | શિ. ગુ. ૬ | ૫૫ | ૦॥ ઉ. |
| *૩૫ **બાઇમાય સોરાબજી તાતા** | નવસારી | ઘરકામ | ૫૫ | ૦॥ ઉ. |
| *૩૬ **ડોસી કરકલીયા** | ,, | ,, | ૫૨ | ૦॥ ઉ. |
| ૩૯ જીવણલાલ મથુરાંદાસ શાહ | પોઇચા | શિ. મે. પૂ. | ૫૫ | |
| ૪૦ કાળીદાસ બેચરલાલ ઠાકર | ઇસંડ | શિ. પૂ. | ૫૫ | |
| *૪૧ ઇશ્વરભાઇ હરિભાઇ પટેલ | પાટોદ | મૂ. ઉમેદ ગુ. ૭ | ૫૪ | ૦॥ ઉ. |
| *૪૨ મોતીભાઇ રણછોડદાસ ચૌધરી | માણેકપુર | શિ. ગુ. ૬ | ૫૪ | ૦॥ ઉ. |
| *૪૩ ગિરજાશંકર ડાહ્યાલાલ પંડ્યા | તરવડા | શિ. ગુ. ૭ | ૫૪ | ૦॥ ઉ. |
| *૪૪ **નાજુ અરદેસર કરકરિયા** | નવસારી | ઘરકામ | ૫૪ | ૦॥ ઉ. |
| *૪૫ **શીરીન સો. કરકરિયા** | ,, | ,, | ૫૩ | ૦॥ ઉ. |
| ૪૬ દેસાઈ કાંતિલાલ ગોવિંદલાલ | હીલોલ | શિ. મે. સિ. | ૫૩ | |
| *૪૭ પટેલ ભોગીલાલ ચુનીલાલ | વસો | વિ. અં. પ. | ૫૩ | ૦॥ ઉ. |
| *૪૮ પટેલ શાંતિભાઇ આશાભાઇ | ,, | વિ. અં. ૫ | ૫૨ | ૦॥ ઉ. |
| ૪૯ શંકરપ્રસાદ શિવશંકર જોશી | સાંતેજ | નોકરી અં. ૭ | ૫૧ | |
| ૫૦ ખોડીદાસ ગંગારામ પટેલ | સંડેર | શિ. મધ્યમ | ૫૧ | |
| *૫૧ ભાઇશંકર ટી. ઠાકર | સરસિયા | પ્રાં. પુ. પ્રચારક | | ૦॥ ઉ. |
| ૫૨ મગનલાલ શિવલાલ પટેલ | પુદેડા | શિ. મે. શિ. | ૫૦ | |
| ૫૩ મણિશંકર ભીમજી ઠાકર | ઉનાઉ | શિ. સિ. | ૫૦ | |
| ૫૪ અમૃતલાલ દયારામ જોશી | ઇસંડ | શિ. મે. | ૫૦ | |
| ૫૫ કચરાલાલ નારણજી યાજ્ઞિક | રાજપુર | શિ. સિ. | ૫૦ | |
| *૫૬ **કાશી નરભેરામ ઠાકર** | તરવડા | ઘરકામ | ૫૦ | ૦॥ ઉ. |
| *૫૭ બહેચરભાઇ જોઇતારામ પટેલ | બાળવા | શિ. ગુ. ૭ | ૪૯ | ૦॥ ઉ. |
| *૫૮ પુરુષોત્તમ ભોગીલાલ રાણી | વસો | ઘરકામ અં. ૪ | ૪૯ | ૦॥ ઉ. |
| *૫૯ ગોપાળભાઇ ગલબાભાઇ | વાસણા ચોધરી | શિ. ગુ. ૭ | ૪૯ | ૦॥ ઉ. |
| ૬૦ જાની કાંતિલાલ મણિલાલ | મોરવાડ | મોરવાડ | ૪૮ | |
| ૬૧ નારાયણ વસ્તાભાઇ પટેલ | રણોલી | શિ. સિ. | ૪૮ | |
| ૬૨ પ્રાણજીવન વીરજીભાઇ | કમીગઢ | શિ. મે. સિ. | ૪૮ | |
| *૬૩ રણછોડભાઇ પુ. બ્રહ્મભટ્ટ | ગણપતપુરા | શિ. અં. ૩ | ૪૭ | ૦॥ ઉ. |
| *૬૪ મૂળચંદ જયચંદ ભાવસાર | બાળવા | શિ. ઉ. | ૪૭ | ૦॥ ઉ. |
| *૬૫ જગનેશ્વર હરગોવિંદ ભટ્ટ | વણછરા | ખેતી અં. ૩ | ૪૭ | ૦॥ ઉ. |
| *૬૬ પ્રભુદાસ માધવજી મહેતા | નાના માચીઆળા | વેપાર ગુ. ૬ | ૪૬ | ૦॥ ઉ. |
| ૬૭ ગોવિંદભાઇ નેમચંદ પટેલ | સંડેર | શિ. ગુ. ૬ | ૫૫ | |
| ૬૮ વિઠ્ઠલભાઇ સોમાભાઇ પટેલ | ડાલી | શિ. મે. સિ. | ૪૫ | |
| ૬૯ હરિકૃષ્ણ વેણીરામ વ્યાસ | કારોલી | શિ. ઉ. | ૪૫ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૦ મંગળદાસ હીરાચંદ | વણછરા | વેપાર અં. ૪ | ૪૫ | |
| ૭૧ ધનજીભાઇ ભૂરાભાઇ સરવૈયા | મોટા માંડવડા | શિ. મે. સિ. | ૪૫ | |
| ૭૨ મણિલાલ શિ. ભાવસાર | જંત્રાલ | ,, | ૪૫ | |
| ૭૩ દલસુખરામ રણછોડભાઇ જોશી | સાંતેજ | ,, | ૪૪ | |
| *૭૪ **તરલાદેવી શિવકુમાર દવે** | વડોદરા | વિ. પ્રવેશક | ૪૪ | ૦॥ ઉ. |
| *૭૫ **લાભકુંવર હરજીવન જોશી** | તરવડા | ઘરકામ | ૪૪ | ૦॥ ઉ. |
| ૭૬ જમનાલાલ ઇશ્વરલાલ જેઠીમલ | પીપળજ | શિ. મે. પૃ. | ૪૩ | |
| *૭૭ **સરસ્વતીબેન ગિ. ત્રિવેદી** | પાટોદ | ઘરકામ ગુ. ૬ | ૪૩ | ૦॥ ઉ. |
| ૭૮ મનુભાઇ ડાહ્યાભાઇ પંડયા | વણછરા | વિ. અં. ૨ | ૪૩ | |
| ૭૯ સાધુ દયારામ નરસિંહદાસ | રણેસા | વિ. ગુ. ૬ | ૪૨ | |
| *૮૦ **આનંદીબેન ગોવિંદભાઇ પટેલ** | ગણપતપુરા | ઘ. કા. અં. ૫ | ૪૨ | ૦॥ ઉ. |
| ૮૧ કોટડીઆ મોહનલાલ રેવચંદ | લાકરોડા | વેપાર ગુ. ૭ | ૪૧ | |
| ૮૨ માણેકલાલ કચરાભાઇ જાની | છત્રાલ-કલોલ | શિ. ગુ. ૭ | ૪૧ | |
| ૮૩ પા. ગોપાળભાઇ શિવદાસ | ,, | ,, | ૪૧ | |
| ૮૪ મગનલાલ ડાહ્યાલાલ પંડયા | તરવડા | વિ. અં. ૩ | ૪૧ | |
| ૮૫ બળદેવદાસ ગો. પટેલ | ભાવસોર | શિ. ઉ. | ૪૦ | |
| ૮૬ હરિલાલ ટીડાભાઇ ઠાકર | ઊંઝા | કં. પો. ગુ. ૬ | ૪૦ | |
| ૮૭ **શાંતાબેન નરસિંહરામ વ્યાસ** | પાટોદ | ઘ. કા. ગુ. ૬ | ૪૦ | ૦॥ ઉ. |
| ૮૮ કાંતિલાલ પ્રેમજી | કમીગઢ | શિક્ષક | ૪૦ | |
| *૮૯ **કાંતાબેન જયકૃષ્ણ પંડયા** | તરવડા | ઘ. કા. ગુ. ૬ | ૪૦ | ૦॥ ઉ. |
| ૯૦ કંચનલાલ મણિલાલ શાહ | ડભોઇ | વિ. અં. ૬ | ૪૦ | |
| ૯૧ રતિલાલ મંગળદાસ શાહ | વણછરા | વેપાર ગુ. ૬ | ૩૯ | |
| ૯૨ શાહ ચંદુલાલ કાલિદાસ | લાકરોડા | ,, | ૩૮ | |
| *૯૩ **શિવકુંવર મૂળશંકર જોશી** | વડોદરા | વિ. પ્રથમપદ | ૩૮ | ૦॥ ઉ. |
| *૯૪ **સૌ. લાભુબેન ઠાકર** | ઊંઝા | ગ્રંથપાલિકા | ૩૭ | ૦॥ ઉ. |
| ૯૫ રાવળ ચંદુલાલ જોઇતારામ | મોખાસણ | શિ. ગુ. ૬ | ૩૭ | |
| *૯૬ **જેઠીબેન તોળાશંકર ભટ્ટ** | ગોરિયાદ | ઘ. કા. ગુ. ૬ | ૩૭ | ૦॥ ઉ. |
| ૯૭ વિઠ્ઠલભાઇ પ્રભુદાસ પટેલ | શેરથા | અનુ. મે. | ૩૬ | |
| ૯૮ નરસિંહદાસ બળદેવ ત્રિવેદી | નાનામાચીઆળા | વિ. ગુ. ૪ | ૩૬ | |
| ૯૯ કાન્તિલાલ ત્રિભુવન રાવળ | નાનામાચીઆળા | વિ. ગુ. ૬ | ૩૬ | |
| ૧૦૦ મનહરપુરી મણિપુરી ગોસાંઈ | કુણઘેર | શિ. ગુ. ૬ | ૩૫ | |
| ૧૦૧ આજીદાસ કરસનદાસ પટેલ | રણેલા | શિ. ગુ. ૬ | ૩૫ | |
| ૧૦૨ પા. કાળીદાસ રણછોડદાસ | શેરથા | શિ. ,, | ૩૫ | |
| ૧૦૩ પ્રભુલાલ મણિલાલ શુકલ | વડસર | નાકેદાર ગુ. ૬ | ૩૫ | |
| ૧૦૪ હરગોવિંદ ઉમિયાશંકર વ્યાસ | ઉદલપુર | શિ. ગુ. ૬ | ૩૪ | |
| ૧૦૫ શંકરભાઈ ઇશ્વરભાઈ પટેલ | કુણઘેર | ,, | ૩૪ | |

| | | | |
|---|---|---|---|
| ૧૦૬ **પ્રભાવતી હરગોવિંદ** | વડોદરા | વિ. પૂ. | ૩૪ |
| ૧૦૭ **રળિયાતબેન ભુરાભાઈ** | મોટા માંડવડા | ઘ. કા. ગુ. ૫ | ૩૪ |
| ૧૦૮ શિવશંકર નાગજીભાઈ ત્રિવેદી | નાનામાચિયાળા | વિ. ગુ. ૫ | ૩૪ |
| ૧૦૯ કોટડિયા મીઠાલાલ વેણીચંદ | લાકરોડા | વેપાર ગુ. ૬ | ૩૩ |
| ૧૧૦ ત્રિવેદી જોઈતારામ બેચરરામ | ડીંગુચા | શિ. પૂ. | ૩૩ |
| ૧૧૧ ધેમરભાઈ મસોતજી ચૌધરી | માણેકપુર | શિ. ગુ. ૬ | ૩૩ |
| ૧૧૨ ભગવાનભાઈ નાથાભાઈ પટેલ | ? | ? ગુ. ૬ | ૩૩ |
| ૧૧૩ ભીખેશ્વર અમથારામ દરજી | વાસણા | દરજી ગુ. ૬ | ૩૨+૧ |
| ૧૧૪ શાહ મણિલાલ ગુલાબચંદ | બાળવા | શિ. ગુ. ૬ | ૩૨+૧ |
| ૧૧૫ ઈશ્વરભાઈ રણછોડભાઈ પટેલ | પુદેડા | શિ. મધ્યમ | ૩૨+૧ |
| ૧૧૬ શંકરરાવ નરસિંહરાવ સઈજકર | વેડા | શિક્ષક | ૩૨+૧ |
| ૧૧૭ નારણભાઈ મથુરભાઈ પટેલ | વડોદરા | વિ. અં. ૨ | ૩૧+૨ |
| ૧૧૮ બળદેવપ્રસાદ રણછોડલાલ | વેડા | શિ. પૂ. | ૩૧+૨ |
| ૧૧૯ પા. શંકરલાલ મોહનલાલ | શેરથા | શિ. પૂ. | ૩૧+૨ |
| ૧૨૦ લવજીભાઇ માધવરામ ચૌધરી | કુકરવાડા | શિક્ષક | ૩૧+૨ |
| ૧૨૧ કાંતિલાલ કેશવલાલ દવે | ચવેલી | ઘ. કા. ગુ. ૬ | ૩૧+૨ |
| ૧૨૨ પા. વીસાભાઈ હરગોવિંદદાસ | ઉનાઉ | શિ. ગુ. ૬ | ૩૧+૨ |
| ૧૨૩ પા. કેશવલાલ કાળીદાસ | ઉનાવા | વિ. | ૩૧+૨ |
| ૧૨૪ વિઠ્ઠલભાઇ છબીલદાસ વાળંદ | વાસણા | શિ. પૂ. | ૩૧+૨ |
| ૧૨૫ ચિમનલાલ લલ્લુરામ જોશી | ઇસંડ | નોકરી | ૩૦+૩ |
| ૧૨૬ મણિલાલ તળજારામ પટેલ | રણેલા | ખેતી ગુ. ૬ | ૩૦+૩ |
| ૧૨૭ **ચંચળબેન મોતીલાલ પટેલ** | વડોદરા | શિ. પૂ. | ૩૦+૩ |
| ૧૨૮ જોરુસુર જસાભાઇ કોઠીવાળા | નાનામાચીઆળા | વિ. ગુ. ૫ | ૩૦+૩ |
| ૧૨૯ જાની છનાલાલ બાપુરામ | મોખાસણ | શિ. પ્ર. | ૨૮+૫ |
| ૧૩૦ **કંચનબેન બળદેવદાસ ત્રિવેદી** | નાનામાચીઆળા | ઘ. કા. ગુ. ૪ | ૨૭ |
| ૧૩૧ **હીરૂબેન વલ્લભભાઈ** | વડોદરા | વિ. પ્રવેશક | ૨૫ |
| ૧૩૨ **પુરીબેન નાનજીભાઈ** | મોટા માંડવડા | ઘ. કા. | ૨૫ |
| ૧૩૩ મોજીદાન મનુભાઇ ગઢવી | અલોવા | શિ. અં. ૧ | ૨૫ |
| ૧૩૪ રામશંકર આત્મારામ ત્રિવેદી | શેરથા | શિ. ગુ. ૬ | ૨૨ |
| ૧૩૫ મનસુરી નૂરમહમદ અલુભાઇ | કુકરવાડા | વેપાર ગુ. ૬ | ૨૧ |
| ૧૩૬ કચરાભાઇ નાથાભાઇ મોચી | ,, | મોચી ગુ. ૬ | ૨૧ |
| ૧૩૭ ઈશ્વરભાઇ મથુરભાઇ પટેલ | રામપુર | શિ. ગુ. ૬ | ૨૦ |
| ૧૩૮ રાવળ હરિકૃષ્ણ અમથાલાલ | ડીંગુચા | શિ. ગુ. ૬ | ૧૭ |
| ૧૩૯ ભગાભાઇ ભવાનભાઇ પટેલ | નવસારી | વિ. અં. ૫ | ૧૩ |
| ૧૪૦ દીક્ષિત બબાભાઈ પ્રભુરામ | સાંતેજ | શિ. ગુ. ૬ | ૧૨ |
| ૧૪૧ શાહ રતિલાલ હઠીસિંગ | સંડેર | વિ. ગુ. ૫ | ૧૦ |

જન્મે દક્ષિણી છતાં ગુજરાતમાં લાંબો વખત રહી ગુજરાતી જનતા તેમ જ ગુજરાતી સાહિત્યની અનેકવિધ સેવા જેમણે બજાવી છે, અને એ રીતે જેમનું નામ ગુજરાતી આલમને સુપરિચિત બન્યું છે, તે શ્રી. કાકાસાહેબ કાલેલકરના આત્મચરિત્રરૂપ તેમના જીવનનાં આ બોધક ને પ્રેરક સંસ્મરણો, આ પરીક્ષા નિમિત્તે, વાંચવાનું ન બન્યું હોય તેવાં બાઇબહેનોને એક વાર તો અવશ્ય નજર તળે કાઢી જવાની ભલામણ કરવામાં આવે છે.

૨૨ મી પરીક્ષા માટે સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પ્રગટ થયેલ ' **સ્વર્ગોનું દોહન** ' એ પુસ્તક નક્કી થયલું હોઇ પરીક્ષા જુલાઇ માસમાં લેવાશે. તત્સંબંધી જાહેરાત આવતા અંકમાં જોઇ લેવા જિજ્ઞાસુઓને વિનંતિ.

વડોદરા,
તા. ૬-૪-૪૨

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

---

# જાહેરાત નં. ૪ / ૪૧-૪૨

**મહેસાણા પ્રાંતના શિક્ષણવર્ગના સ્થળ અને તારીખફેર બાબત**

માર્ચ માસના અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાતમાં મહેસાણા પ્રાંત માટેના વર્ગ સારુ જે સ્થળ અને તારીખો જાહેર થયાં છે, તે ચાલુ વિશ્વયુદ્ધ અંગે મોટરવ્યવહાર બંધ પડવાને કારણે તથા માર્ગની વિકટતા અને લગ્નસરાની મુશ્કેલીને કારણે બદલવાની જરૂર જણાઈ છે.

સદરહુ વર્ગ આતરસુંબા મહાલને બદલે **દહેગામ તાલુકામાં મે માસની તા. ૪-૫-૬ ને સોમ, મંગળ, બુધના દિવસોએ** ભરવાનું ઠરાવાયું છે. આ ફેરફારની ઘટિત નોંધ લેવા લાગતાવળગતાઓને તથા ઉત્કંઠેશ્વર મહાદેવનો ફેરો ચાલુ માસની ૨૭-૨૮-૨૯ મી તારીખોએ ન ખાવાની ઉમેદવારોને વિનંતિ છે.

વડોદરા
તા. ૧૬-૪-૪૨

**ના. નં. ચોકસી**
સહમંત્રી

---

## અ. હિં. પુ. મંડળના મંત્રી મધ્યવર્તી પુ. ની મુલાકાતે

અખિલ હિંદ પુસ્તકાલય મંડળના સામાન્ય મંત્રી ખા. બા. અસાદુલ્લાખાન ગઇ તા. ૮-૪-૪૨ ના રોજ વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતે આવ્યા હતા. તેમની આ મુલાકાત અગાઉ તેમને કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોની કામગીરીનો ખ્યાલ આપવા માટે પાદરા તથા છાણી પુસ્તકાલયોની મુલાકાત અપાઇ હતી.

ત્યારબાદ તેઓશ્રી વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતે આવી ત્યાંની વ્યવસ્થા વગેરેને લગતી માહિતી મેળવી હતી.

બાદ બીજે દિવસે સવારે દસ વાગે પુસ્તકાલય ખાતાના, વ. રા. પુ. મંડળના તેમ જ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના કાર્યવાહકો સાથે મુલાકાત ગોઠવાઇ હતી. આ મુલાકાત દરમિયાન પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે મહેમાનને સૌ કાર્યકરોનો પરિચય આપ્યો હતો; જ્યારે ખા. બા. અસાદુલ્લાખાને કલકત્તાના શાહી પુસ્તકાલયના ઉદ્ભવ અને ઉન્નતિ-પ્રગતિનો પરિચય કરાવ્યો હતો.

છેલ્લે ફૂલહાર થઇ સૌ વિદાય થયા હતા.

# લડાઈ

૧

જુઓ જુઓ લડાઈ, અમૃત ઢળી ગયું છે,
સુધા-શિરાઈ ફૂટી જલ તો રળી ગયું છે,
ધૂળે મળી ગયું છે.

૨

રાવણ રામ લડે પણ સીતા છળી મરી છે,
બળતી બળતી લંકા તેમાં બળી મરી છે,
શાંતિ છળી મરી છે.

૩

ના દાનવ, ના દેવો—આ તો અન્ય લડે છે,
સુરાસુર સંગ્રામે શું શયતાન લડે છે?
ભૈરવ ભૂત લડે છે?

૪

યોદ્ધા યુદ્ધ લડે ના યંત્રો લડી રહ્યાં છે,
લડતી ભડભડ ભઠ્ઠી, માણસ બળી રહ્યાં છે,
ચૂલે ચડી રહ્યાં છે.

૫

શરાબ પાઈ છોડ્યા હાથી હાથ રહ્યા ના,
ભાલા ભોંકી તગેડ્યાં ઊંટે ભાર સહ્યા ના,
હોદ્દે સ્વાર રહ્યા ના.

૬

શિર રણમાં રોળાયાં, કેવળ ધડો લડે છે,
ધડમાં જીવન પ્રવેશ્યાં, મડદાં લડે. પડે છે,
શબનાં સૈન્ય લડે છે.

૭

કોણે કબરો ખોદી? અંદર કોણ ઢળે છે?
સૌની ચેહ બળે છે હાડે હાડ મળે છે,
સાથે વેર બળે છે?

· પ્ર૦

તા. ૪-૪-'૪૨ ના "પ્રતાપ" અઠવાડીકમાંથી.

# : : : : : આવતી કાલના ચાર ગ્રંથકારો

વર્તમાન યુદ્ધનો અંત આવતાં જગતને પૂર્વવત્ શાંતિ પ્રાપ્ત થશે. અચાનક થતા બૉમ્બવૃષ્ટિની ભીતિ નિર્મૂળ થશે. પરંતુ જગતનો આનંદ અન્ય પ્રકારના બોમ્બ ફાટવાથી નષ્ટ થશે! એ બોમ્બ દારૂગોળાના નહિ પરંતુ શાહી અને લેખિનીના સંયોગથી જન્મેલા શાબ્દિક બૉમ્બ હશે, અર્થાત્ ગ્રાન્થિક બોમ્બ હશે અને એ ફાટશે ત્યારે જગતને ખળભળાવી મૂકશે.

યુદ્ધોત્તર જગતને ભડકાવી મૂકનાર એવા બૉમ્બ તૈયાર કરનાર ચાર પુરુષો છેઃ મુસોલિનીનો જમાઇ કાઉન્ટ સીઆનો, રશિયાનો સૂત્રધાર સ્ટેલિન, ઓસ્ટ્રીઆનો માજી ચાન્સેલર શુસ્નીગ, અને ઈંગ્લેંડના માજી સમ્રાટ્ ક્વિા હાલના ડયુક ઑફ વિંડસર. એ ચાર વ્યક્તિઓ તેમના જીવનમાંની મહત્ત્વની ઘટનાઓને રોજ રોજ ગુપ્ત નોંધપોથીમાં ટપકાવી રહેલ છે. એ નોંધપોથીઓ છપાઇને બહાર પડે ત્યારે આવતી કાલનું નવું જગત ચમકી ઉઠે એવું "જાલીમ સત્ય" તેમાં ભરેલું હશે.

## કાઉન્ટ સીઆનો

ઇટાલીના ચીગી રજવાડામાં એક નાનકડો ખંડ છે. એ ખંડમાં એક નાની તિજોરી છે અને તેમાં ત્રણ જાડા ગ્રંથો છે. આ ગ્રંથો એટલે જ સીઆનોની રોજનીશીઓ. એ રોજનીશીઓનાં પૂંઠાં લીલાં છે પરંતુ ત્રીજીનું પૂંઠું લાલ છે અને એ ત્રીજો ગ્રંથ જ અનેક રહસ્યમય પ્રસંગોથી ભરેલો છે. કોઇ કહે છે કે એ લાલ ગ્રંથમાં મુસોલિનીનાં અનેક કારસ્થાનો, અભિપ્રાયો, પ્રસંગો વગેરે જેમનાં તેમ લખાયલાં છે. એ જગત સમક્ષ રજૂ થશે ત્યારે હિમાલય સરખો ગગનચુંબી પર્વત પણ પત્તાંના મહેલની જેમ જમીનદોસ્ત થશે! રોજનીશીમાં પ્રત્યેક તારીખ સાથે બબ્બે પાનાં કોરાં છોડી દેવામાં આવે છે અને સીઆનો તેના પર કશું જ લખતો નથી. કેટલીક વાર વધુ કોરાં પાનાં ઉમેરવાં પડે છે. એ પૂર્તિમાં પ્રથમ સીઆનો માત્ર પોતાનો સ્પષ્ટ મત વ્યક્ત કરે છે અને તે પછી મુસોલિની પોતાની ટીકા લખી રાખે છે. યુદ્ધ પૂરું થતાં આ રોજનીશી જગતને વાંચવા માટે પ્રસિદ્ધ કરવામાં આવશે ત્યારે તે ક્ષણ ઇતિહાસમાં ક્રાન્તિકારક ઠરશે, હિટલર મુસોલિનીનો દોસ્ત હતો કે દુશ્મન, વગેરે અનેક પ્રશ્નો પર પ્રકાશ પડશે. મુસોલિનીની પુત્રી ઇડાએ પણ આ રોજનીશીમાં અનેક રોમાંચક સત્ય કથાઓ લખી છે.

## મો. સ્ટેલિન

સ્ટેલિન તો તેની રોજનીશી બીજાને ન લખાવતાં રાત્રે પોતાના જ હાથે લખે છે. એ રોજનીશી ગજવામાં સમાય તેવા કદની છે. આજ સાત આઠ વર્ષથી તેમાં સ્ટેલિન દરરોજ રાજકીય સત્યકથા લખતો રહ્યો છે. સ્ટેલિનને લખવાની હોંસ નથી તેથી તેની ટીકાઓ અને મતપ્રદર્શન અત્યંત સંક્ષિપ્ત સ્વરૂપનાં હોય છે. તેનું મતપ્રદર્શન અનેક વાર સૂચક હોય છે.

## હેર હિટલર

આ રોજનીશીઓ કરતાં વધુ સ્ફોટક અને વધુ ભેદક એવી ત્રીજી, હિટલર વિષેની રોજનીશી ડૉ. શુસ્નીગ લખી રહેલ છે. (ઑસ્ટ્રીઆના આ ચાન્સેલરને હિટલરે કેદ પકડયા પછી તેની હયાતી વિષે અનેક અફવાઓ ઊડતી રહી છે). ઑસ્ટ્રીઆ પર હિટલરે સવારી

કરી ત્યારથી શુસ્નીગ હિટલરના ખાનગી જીવન અને તેના જન્મવર્ણ વગેરેની શોધ કરીને સાદ્યંત વૃત્તાંત ટપકાવી રહ્યો છે. એ સંશોધન પરથી હિટલર આર્ય લોહીનો નહિ હોઈ તે યહૂદી લોહી ધરાવે છે અને તેનું નામ ' હિટલર ' જર્મન નહિ પરંતુ યહૂદી પદ્ધતિનું છે એવી ક્રાન્તિકારક શોધ તેણે કરેલી છે. યહૂદીઓનું નિષ્કારણ છળ કરનાર હિટલર પર શાબ્દિક બૉમ્બ ફેંકીને તેણે હિટલરને ક્ષણભર ગભરાવી મૂક્યો હતો. હિટલરે એ રોજનીશી જપ્ત કરવાના અનેક પ્રયત્નો કર્યાં હતા પરંતુ તે વ્યર્થ નીવડ્યા છે. આજ પણ ડૉ. શુસ્નીગ એ રોજનીશી સતત લખી રહ્યો છે તેમાં હિટલરની પ્રણયિની, હિટલરનાં ગુપ્ત કારસ્થાનો, હિટલરને કારણે આત્મહત્યા કરનારી સ્ત્રીઓ, એ બધાની ગુપ્ત હકીકત તેમાં લખાઈ રહી છે. શુસ્નીગને વશ કરવા હિટલરે તેની પાસે એક સુંદર સ્ત્રીને મોકલી હતી, પરંતુ શુસ્નીગ વશ થવાને બદલે તેને જ વશ કરીને પોતાની અર્ધાંગના બનાવી હતી. હિટલરનો આવો પ્રચંડ પરાભવ આજ સુધી કોઈ પણ સ્ત્રીએ નથી કર્યો. હિટલરે ઑસ્ટ્રીઆ પર હુમલો કર્યો ત્યારે આ ગુપ્ત રોજનીશી બહારના કોઈ અન્ય રાષ્ટ્રમાં પહોંચી ગયાનું કહેવાય છે. હિટલરે તેને જપ્ત કરી હોય તો તે અગ્નિમાં ભસ્મસાત્ થઈ હોય એવો સંભવ છે; પરંતુ શુસ્નિગે તે હાથોહાથ પહોંચાડીને બીજા દેશમાં સુરક્ષિત સ્થાને રખાવી છે એવી વાર્તા છે. યુદ્ધ પૂરું થયા પછી કોઈ ને કોઈ વ્યક્તિ તેને પ્રસિદ્ધ કરાવીને હિટલરનાં અમાનુષી કૃત્યોને પ્રકાશમાં આણ્યા વિના નહિ રહે અને ત્યારે આજના વિદ્યુતવેગી આક્રમણો કરતાંય વધુ જબરો આંચકો દુનિયાને અનુભવવો પડશે.

### ડયુક ઑફ વિંડસર

ચોથો આત્મિક બૉમ્બ આ ત્રણથી ભિન્ન પ્રકારનો છે અને તે તૈયાર કરવાનું કામ ઇંગ્લૅન્ડના માજી સમ્રાટ ડયુક ઑફ વિંડસર અને તેમનાં અમેરિકન પત્ની ડચેસ ઑફ વિંડસર કરી રહ્યાં છે. વિંડસર ૧૯૦૭ થી ૧૯૩૦ સુધીનાં વર્ષોનું પોતાનું જીવનચરિત્ર લખે છે. આ ગ્રંથના બે ભાગ થશે. તેમાં રાજકીય અને વિવાદ્ય વિષયો મોટે ભાગે નહિ આવે. આ પુસ્તકના લેખનકાર્યમાં તેમનાં પત્ની તેમને ખૂબ સહાય કરી રહ્યાં છે. વિંડસર આવું પુસ્તક લખી રહ્યા છે તે બાતમી પ્રકાશકોની જાણમાં આવતાં જ તેઓ એ ગ્રંથરાજના અધિકારો મેળવવા પૈસાની થેલીઓ લઈને તેમની પાછળ પડ્યા છે.×

---

' વાંચવાનો સમય નથી મળતો ' એમ કહેનાર માત્ર બહાનું જ કાઢતો હોય છે. ગપ્પાં મારવામાં, આળસમાં આળોટવામાં કે વિચાર વગર બેસી રહેવામાં તે કેટલાય કલાકો બગાડતો હોય છે ! આ જાતની ટેવ જ પડી ગઈ હોય છે. અને તે એટલી સ્વાભાવિક થઈ ગઈ હોય છે, કે તેને એ શ્વાસોચ્છવાસ લેવા સરખું સહજ લાગતું હોય છે. ' સમય નથી ' એમ કહી દેનાર પોતાના અંતરને પ્રમાણિકપણે પૂછે, ખરેખર તો તે કેટલાયે કલાકો વેડફે છે ! આ જીવનનો કીમતી કાળ નિષ્ક્રિય રહીને ગાળતાં આંચકો આવવો જોઈએ જે માણસ જીવી જાણે છે તે પોતાનો જીવતરનો મહામૂલો કાળ ખોવા તૈયાર નથી હોતો. જીવનની પ્રત્યેક પળનો ઉપયોગ તે જાણે છે.

---

× 'પ્રજાબંધુ'માંથી.

# સિનેમાઓ બદીરૂપ કેમ બને છે ?

બે જુદા જુદા પત્રલેખકોએ 'સિનેમા દ્વારા ફેલાતી બદીઓ અટકાવવા માટે કેમ કશું લખતા નથી' એમ કાંઇક રોષથી ગાંધીજીને લખ્યું છે. ગાંધીજીએ તો સિનેમા જોયો જ નથી, એટલે એની બદીનો તાદૃશ ચિતાર તેમની પાસે ન હોય, તેથી તે પર તેઓ જાણુપૂર્વક ન લખી શકે એ સમજવું જોઇએ. ગાંધીજી મહાત્મા ગણાયા માટે સમાજમાં ચાલતા એકેએક સડા સામે એમણે જ આગેવાની લેવી જોઇએ એમ માનવું, એ વિચારની એક ભૂલ છે; અને એ જેનો વિરોધ ન કરે તે બધું એમને માન્ય જ છે એમ સમજવું, તે વિચારની બીજી ભૂલ છે.

સિનેમા મનોરંજન સાથે લોકશિક્ષણનું એક કીમતી સાધન થઇ શકશે ખરું, પણ આજે જે રીતે સિનેમા ફાલ્યા છે તે દારૂ કરતાંયે વધારે અનિષ્ટ ફેલાવે છે, તે વિષે મારા મનમાં શંકા નથી. થોડાં વરસ પર જ્યારે મેં 'હરિજનબંધુ'માં આવી ટીકા કરી હતી ત્યારે એક મિત્રને મારા લખાણમાં અતિશયોક્તિ લાગી, અને એમણે મને લખ્યું કે શું 'તુકારામ' જેવાં ધાર્મિક બોલપટોનો પણ હું અપવાદ નથી કરી શકતો ? અને એમણે મને તે અવશ્ય જોઈ ખાતરી કરી લેવા આગ્રહ કર્યો. થોડા મહિના પછી મને મુંબઇ જવાનો પ્રસંગ આવ્યો. તે વખતે ત્યાં સિનેમાસૃષ્ટિમાં 'તુકારામ'ની બોલબાલા હતી. ઘરનાં છોકરાંઓ તો સિનેમા પર મુગ્ધ હતાં જ. અને એકાદ બોલપટને પણ હું પાસ કરું તો તેમનો સિનેમાશોખ છેક અક્ષમ્ય ન ગણાય એ આશાએ મને તે જોવા આગ્રહ કરવા લાગ્યાં. ઘણાં વર્ષથી મેં સિનેમા જોયો નહોતો, અને બોલપટ તો એક પણ જોયો નહોતો. બોલપટમાં ધ્વનિ નિપજાવવાની પાછળ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની કઇ કરામત છે તે જાણવા કાંઇક કુતૂહલ હતું અને પેલા મિત્ર તથા છોકરાંઓએ આપેલી પ્રમાણપત્રની સચ્ચાઇની ખાતરી કરી લેવાનીયે ઇચ્છા થઇ. આથી હું તે જોવા ગયો. મારી દૃષ્ટિએ 'તુકારામ' જેવો બોલપટ પણ નિર્વિષ નથી; અને તે વિષ ધર્મના અનુપાન સાથે ભેળવીને આપવામાં આવે છે, તેથી એક રીતે તે ઉઘાડાં અનીતિમાન ચિત્રો કરતાં વધારે હાનિકારક પણ બને છે.

પહેલાં તો આવાં 'ધાર્મિક' કે 'ઐતિહાસિક' ચિત્રો ખોટાં જીવનચરિત્રો અને ખોટા ઇતિહાસ રજૂ કરે છે. દા. ત. એ ચિત્રમાં તુકારામના પ્રતિપક્ષી તરીકે સાલોમાલોનું જે રીતે ચિત્ર દોર્યું છે અને તેને જે રીતે તુકારામના જીવનના પ્રત્યેક પ્રસંગ સાથે સાંકળ્યું છે તે તદ્દન બનાવટી છે. તુકારામનું પ્રામાણિક જીવનચરિત્ર ન જાણનારા ભોળા પ્રેક્ષક તેને સાચું બયાન સમજવાની ભૂલ કરે છે, અને સાચા તુકારામને બદલે એક કાલ્પનિક તુકારામને મગજમાં સાચવે છે.

ઇતિહાસને આમ મરોડવાની પાછળ કેવળ પૈસા કમાવાનો ઉદ્દેશ રહેલો છે. સિનેમાની મોટી કમાણી હલકા મનોરંજનથી રીઝનારા લોકો મારફતે જ થાય છે. એમને રીઝવ્યા વિના સિનેમાવાળાને ચાલતું જ નથી. તેથી એમને સંતોષ આપનારાં દશ્યો એમને આપવાં જ પડે. તુકારામના ચરિત્રના એકલા સાત્ત્વિક અને ભક્તિમય પ્રસંગોમાં તેમને શો રસ પડે ? એ માટે સાલોમાલોનું બીભત્સ વેશ્યાજીવન રંગભૂમિ પર ખડું કર્યું છે; અને તુકારામના અમૃત સાથે તેનું બારોબાર ઝેર દાખલ કર્યું છે.

[ અનુસંધાન સામા પૃષ્ઠના ૭૨ ]

# ઐતિહાસિક નગરોનાં બદલાતાં નામો

સિંગાપુરનો વિકાસ સ્ટ્રેઇટ સેટલમેન્ટમાં કલિંગ દેશમાંથી આવેલા લોકોએ સિંહપુર નામનું અગાઉના સમયમાં જે નગર વસાવ્યું હતું, તેમાંથી થયો હતો. આજે પણ મલાયાવાસીઓમાં હિંદીઓ કલિંગ તરીકે જ ઓળખાય છે. આપણા પ્રાચીન પૂર્વજો ભારતીય સંસ્કૃતિ ઠેઠ મલાયા સુધી લઇ ગયેલા, તેની સ્મૃતિ સિંગાપુરનું નામ જગાવે છે. સિંગાપુર પડ્યું અને જાપાનની ડોમી એજન્સીએ જાહેર કર્યું, કે શહેરનું જૂનું નામ બદલી નંખાયું છે અને હવેથી સિંગાપુર " શોનાન " તરીકે ઓળખાશે, ત્યારે આપણામાંના ઘણાને આઘાત લાગ્યો હશે.

આપણને કહેવામાં આવે છે કે, શોનાનનો અર્થ " દક્ષિણનું તેજસ્વી પીછું " એવો થાય છે. જાપાનનાં જુદાં જુદાં શહેરોનાં નામોનો જ આ એક નમૂનો છે. એ યાદ લાવવું જરૂરી જણાશે કે, કોરીઆને સને ૧૯૧૦ માં જાપાન સાથે જોડી દેવામાં આવ્યું ત્યારે તેનું નામ " પ્રાતઃકાળની શાન્તિનો પ્રદેશ " એવું પસંદ કરવામાં આવ્યું હતું.

## સામાજિક પરિવર્તનો

નગરોનાં નામોનાં પરિવર્તન પાછળ સામાજિક લાગણી પણ ઘણી વાર મહત્ત્વનો ભાગ ભજવે છે. જૂના વખતથી વિરૂદુપતી તરીકે ઓળખાતા દક્ષિણ ભારતીય નગરને વિરુદ્ધનગર નામ આપવામાં આવ્યું છે. આ નામપરિવર્તન આ વિસ્તારના વતનીઓએ કરેલી સામાન્ય પ્રગતિનું સૂચન કરાવે છે. અલબત્ત, એવાં બીજાં ઘણાં સ્થળો છે, જે કોઇ આગળ પડતી વ્યક્તિઓનાં નામો સાથે જોડાયેલ હોય છે. દાખલા તરીકે, રશિયાનું હાલનું નગર સ્ટેલીન-

---

[ સામા પૃષ્ઠનું સાંધણ ]

કામોદ્દીપન અને ચોરી તથા ખૂનની કળા સિનેમાનું સ્થાયી અંગ છે, એમ કહેવાય. દારૂ પીનાર દારૂનું ઘેન ઊતરી ગયા પછી ડાહ્યો થઈ શકે છે. પણ સિનેમા પરનાં બીભત્સ દૃશ્યો બાળકો અને તરુણોનાં મન પર જે સંસ્કાર પાડે છે, તેની અસર તેમનું આખું જીવન બરબાદ કરી નાખે એવી હોય છે.

પણ જો ભણેલીગણેલી પ્રજા પણ એ જ ચિતારને માગતી હોય તો તેનો ઉકેલ શો? તરુણ-તરુણીને નૃત્યો ગમે, શૃંગારી ચિત્રો, વાર્તાઓ અને કાવ્યમાં રસ પડે, એટલે પોતે જોવા જાય જ. જોવા ન જાય ત્યારે રેડિયોમાં તેનાં ગીતો સાંભળવા બેસે. શાળાઓમાં પણ સિનેમાના જેવું નૃત્ય એ જ મહત્ત્વનું શિક્ષણ લેખાય. આમ પોતે જાય અને શીખવે, તે વિષે છોકરાંઓને શી રીતે તેઓ કહે કે તમારે તે જોવા જેવું નથી? એટલે તેમને પણ છંદ લગાડે. ચતુર ઉત્પાદકો પારખી જાય કે પ્રજાને જેમ જેમ આ વસ્તુ વધારે આપીએ તેમ તેમ કમાણી વધે છે, એટલે એ જુદી જુદી રીતે સજીને તે વાનીઓ પીરસી આપે.

જેમ પોતાની જાતને બચાવવા ઇચ્છનારે, કાયદાનો કે ધર્મનો પ્રતિબંધ હોય કે ન હોય, દારૂનો ત્યાગ જ કરવો ઘટે, તેમજ સિનેમાનું પણ.×

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

---

× 'હરિજનબંધુ'ના એક અંકમાંથી.

પ્રાક અગાઉ ઝારીટ્સીન તરીકે ઓળખાતું હતું. આ નગરમાંથી જ સ્ટેલીનનું ટ્રોટ્સ્કી સાથેનું નિર્ણાયક સંઘર્ષણ વિકાસ પામ્યું હતું.

## મથુરા ઇસ્લામાબાદ બન્યું.

ભારતવર્ષના ઇતિહાસમાં ધાર્મિક ઝનુન ને ધર્માન્ધતા પણ પ્રાચીન હિંદુ નગરોનાં નામો બદલાવવામાં કારણભૂત બનેલ છે. અલ્હાબાદનો દાખલો લ્યો. ક્યાં આપણું પ્રાચીન તીર્થ પ્રયાગ અને ક્યાં હાલનું અલ્હાબાદ ? " અલ્હાબાદ " એવું નામ બોલતી વખતે આપણે કદીએ વિચારીએ છીએ કે એનું પ્રાચીન પવિત્ર નામ પ્રયાગ છે ? મહાન્ મોગલ સમ્રાટ અકબરના વખતથી આ પ્રાચીન પવિત્ર તીર્થ પ્રયાગ અલ્હાબાદ અથવા અલ્હાબાદ તરીકે ઓળખાવા લાગ્યું. આજે યે અલ્હાબાદ તરીકે લોકો તેને ઓળખે છે. ૧૫૮૩ માં પ્રયાગનું નામ બદલીને અલ્હાબાદ રખાયું અને એક કિલ્લો પણ ઊભો કરવામાં આવ્યો. આ જ રીતે આપણા ઇતિહાસના બ્રાહ્મણી સુલતાનોના સમયમાં ગુલ્બર્ગનું નામ અરનાબાદ પાડી દેવાયું. અમદાવાદ અને હૈદ્રાબાદનાં પ્રાચીન હિંદુ નામો અસલાલી–કર્ણાવતી અને ભાગાનગર હતાં. પ્રાચીન હિંદુ નગરોનાં નામ ફેરવવામાં આનાથીએ વધુ મુસ્લીમ ધર્માન્ધતાનો નમૂનો શ્રીકૃષ્ણ ભગવાનના પ્યારા પવિત્ર નગર મથુરાને ઇસ્લામાબાદ એવું નામાભિધાન આપવામાં આવેલું મળી આવે છે. ૧૬૬૯ માં મથુરાનું કેશવદેવ મંદિર તોડી નંખાયું, અને એ નગરનું નામ ઇસ્લામાબાદ પાડવામાં આવ્યું હતું. આના પછી તરતજ પ્રાચીન પાપવિમોચન પવિત્ર તીર્થ કાશી વારાણસીના વિશ્વનાથનું મંદિર તોડી પાડીને ઔરંગઝેબે મુસ્લીમ ધર્મની સેવા બજાવ્યાનો સંતોષ લીધો. મથુરાનું કેશવદેવ મંદિર ભવ્ય અને કલાકારીગરીમાં ઘણું સુંદર હતું અને જહાંગીરના રાજ્યકાળમાં રાજા વીરસિંહ બુંદેલાએ ૩૩ લાખના ખર્ચે બંધાવ્યું હતું. ધર્માંધ ઔરંગઝેબે એ મંદિર તોડી પાડીને તે જ જગ્યાએ એક મોટી મસીદ બંધાવી દીધી. મથુરાને ઇસ્લામાબાદ નામ અપાયું ખરૂં, પણ કોઇએ એ નામને પ્રચલિત ન કર્યું અને છેવટે લોકોના સ્મૃતિપટ પરથી એ નામ સદંતર ભુંસાઇ ગયું. આજે આપણે સગર્વ ફરીવાર મથુરા તરીકે જ એને ઓળખીએ છીએ.

## દિલ્હીની રાજધાની ફેરવી.

આ જ રીતે યાદવ રાજ્યની રાજધાની દેવગિરિને મહમદ બીન તઘલખે દૌલતાબાદ નામ આપ્યું અને એને પોતાના રાજ્યની રાજધાની બનાવી. તઘલખ રાજ્યનો ઇતિહાસ ઘણાં ક્રૂર કાર્યોથી અંકિત છે, એ સર્વ સારી પેઠે જાણે છે. સુલ્તાન મહમદ બીન તઘલખે દિલ્હીના નાગરિકોને ઉપલી નવી રાજધાનીમાં વસવાની ફરજ પાડતો હુકમ કર્યો હતો અને લોકોને નિરૂપાયે ત્યાં સરસામાન સહિત જવું પડતાં કેવાં સંકટો સહેવાં પડયાં હતાં અને છેવટે ફરી પાછા તેઓ કેમ દિલ્હીમાં આવતા રહ્યા હતા, એની કરુણ વાર્તા તઘલખ વંશના ઇતિહાસમાં બદ્ધરૂપ છે.

## દિલ્હીનાં અનેક નામો

દિલ્હી પર તો અનેક રાજ્યોનાં ચક્ર ફરી વળ્યાં છે. એની સાથે એનાં નામો પણ બદલાતાં રહ્યાં છે. મહાભારતના સમયમાં તે ઇન્દ્રપ્રસ્થ તરીકે ઓળખાતું હતું. આ પછી દિલીપ રાજાનું દિલ્હી બન્યું. ત્યારબાદ જુદા જુદા મુસ્લીમ રાજકર્તાઓના સમયમાં તેણે ફિરોઝાબાદ, તઘલખાબાદ, શાહજહાંનાબાદ ઇત્યાદિ નામો ધરાવ્યાં. દિલ્હીનું તખ્ત ભોગવીને

કાળની અનંત ગુહાઓમાં વિલીન થઇ ગયેલા જુદા જુદા વંશો અને રાજકર્તાઓની કરુણ યાદગીરી એમનાં જૂનાં નામ આજે પણ આપણને આપે છે.

### લેનીનગ્રાડ

રશિયાના મહાન પીટરે રશિયા માટે સમુદ્રનો માર્ગ સરળ કરવા નીવા નદીના મુખ પર સેન્ટ પીટર્સબર્ગની સ્થાપના કરી હતી. અગાઉ રશિયાના ઝારોની તે રાજધાની હતી. કેટલોક વખત તે નગરી પેટ્રોગ્રાડ તરીકે પણ ઓળખાતી હતી, પણ રશિયન ક્રાંતિના મહાન નેતા લેનીન પરથી તેનું નામ લેનીનગ્રાડ રખાયું.

### પીપીન નગર

ચીનનું આજે ઓળખાતું પીપીન નગર અગાઉ પેકીંગ તરીકે પંકાતું. પેકીંગ તરીકેની તેની ખ્યાતિ પાંચ સૈકાથી વિશેષ રહી હતી, એટલે કે ૧૪૨૧ થી ૧૯૨૬ સુધી તે પેકીંગ તરીકે જ સુપ્રસિદ્ધ હતું. યુઆન વંશના રાજ્યકાળ દરમ્યાન ખાનબાલિગ રાજધાનીનું શહેર હતું, પરંતુ મીંગ વંશના ત્રીજા સમ્રાટે પેકીંગમાં પોતાની રાજધાની ફેરવી હતી. એ સમયથી તે પેકિંગ અથવા ઉત્તરની રાજધાની ગણાતું. પણ ડૉ. સુન યાટ સેને પોતાની રાષ્ટ્રવાદી સરકારનું વડું મથક નાનકીંગ બનાવ્યું. નાનકીંગ જ્યારે રાજધાની તરીકે જાહેર કરવામાં આવી, ત્યારે પેકીંગે પોતાનું જૂનું નામ પીપીન રાખ્યું. એનો અર્થ "ઉત્તર ચીનની શાંતિ" એવો થાય છે. ત્યાર પછી રાષ્ટ્રવાદી ચીનની રાજધાની તરીકે તે વધુ વખત નજ રહી શકી. ખરેખર ! આમ ચીનના એક મહાન યુગનો અંત આવ્યો.

### બળવાન પરિવર્તનોનાં સ્મારકો

આવા બળવાન ફેરફારોના સ્મારક સમું ઇસ્તંબુલ એક બીજું નગર છે. ડાલોકલેશ્યનના સમયથી રોમનોની નજર બોસ્ફરસ પર આવેલા આ વ્યૂહાત્મક નગર પર હતી. બાયઝેન્ટાઇન સામ્રાજ્યનું તે પૂર્વનું મજબૂત થાણું ગણાતું. ૩૩૦ માં કોન્સ્ટન્ટાઇને એ નગરની પ્રાચીન ભૂમિ પર કોન્સ્ટંટીનોપલ શહેર બાંધ્યું હતું અને ત્યાર પછી તે બાયઝેન્ટાઇન સામ્રાજ્યની રાજધાની બન્યું હતું. એક હજાર વર્ષ સુધી મધ્યપૂર્વનું તે અગ્રગણ્ય શહેર રહ્યું હતું.

### પાટલીપુત્ર

હાલના ઇસ્તંબુલની જેવો જ લાંબો ઇતિહાસ આપણા હિંદના પટણાનો પણ છે. મહાન સિકંદરની છાવણીના ગ્રીકો તેને પાલીપોતરા તરીકે ઓળખતા હતા. હાલનું પટણાનું એ મૌર્યકાલનું પાટલીપુત્ર હતું અને ગુપ્ત કાળમાં તે કુસુમપુર બન્યું હતું. આજે પાટલીપુત્રનું અપભ્રંશ પટણ બની ગયું છે અને આપણે જાણ્યે અજાણ્યે પટણાજ બોલવા લાગ્યા છીએ.

### આધુનિક દાખલાઓ

આવાં નામપરિવર્તનના આધુનિક દાખલાઓ પણ છે. દેવનપટ્ટમ અથવા તગનપટ્ટમનું નામ મદ્રાસના ગવર્નર એલીહુયેલે બદલાવીને ફોર્ટ સેન્ટ ડેવીડ રાખ્યું હતું.

આ બધાં દષ્ટાંતો પાછળ તો મોટા ઇતિહાસો પડેલા છે. અને તે બતાવે છે કે, જગત પરિવર્તનશાળી છે. સ્થળોનાં નામોના ફેરફારો તો એ વખતે માનવજાતનું ભાવિ ઘડવામાં સહાયરૂપ બનેલાં મહાન બળોનું પ્રતિબિમ્બ પાડે છે. *

* "ગુજરાતી" પત્રના એક અંકમાંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ જે મકાનવાળાં પુસ્તકાલયોના અંદાજો રૂ. ૧૫૦) અને તે ઉપરાંતનાં મંજૂર થયાં હોય તેમનો વાર્ષિક અહેવાલ પ્રસિદ્ધ થયો ન હોય તો જનતાની જાણ માટે વહેલી તકે છપાવી પ્રસિદ્ધ કરવો અને તેની પાંચ નકલો ખાતા તરફ મોકલી આપવી. ( જુઓ વટહુકમ નં. ૩૧ તા. ૩–૧૦–૩૫ )

૨ વેકેશનમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓની સહાયથી પુસ્તકાલયોનાં પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવી કમી કરાવવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી કમી કરાવવા તજવીજ કરવી.

૩ મકાનવાળાં પુસ્તકાલયોએ પુસ્તકાલયના નિયમો ઘડી મોકલવા વ. હુ. નં. ૩ સને '૪૦–૪૧ તા. ૮–૧–૪૧ થી સૂચવવામાં આવ્યું છે છતાં હજુ સુધી નિયમો જે તે પુસ્તકાલય તરફથી આવતા નથી. માટે જેણે તેણે નિયમો ઘડી વ્યવસ્થાપક મંડળમાં મંજૂર કરાવી તેની બે પ્રતો આ તરફ ચાલુ માસની આખર તારીખ સુધીમાં મોકલવા તજવીજ કરવી.

૪ કસ્બા પુસ્તકાલયોએ બીજા હપ્તાનાં બીલો મે તારીખ ૧થી મોકલવાનું શરૂ કરવું.

૫ ત્રિમાસિક નિવેદનો તા. ૫ મી મે સુધીમાં જૂથ મંડળોએ એકત્રિત કરી મહાલ મંડળમાં મોકલવાં અને મહાલ મંડળોએ એ હકીકત ખાતા તરફ તા. ૧૫ મી પહેલાં મોકલવી.

વડોદરા,
તા. ૧૧–૪–'૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

જાહેરાત અંક ૯ સને '૪૧-૪૨

## વિષય

### વિજાપુર તાલુકાનાં ગ્રામ્ય પુસ્તકાલયોએ ફરેલાં પુસ્તકો બંધાવવા બાબત

ગ્રામ્ય પુસ્તકાલયોને પોતાના પુસ્તકાલયનાં પુસ્તકો બંધાવવા માટે અતિ દૂર જવું પડે છે અને તેથી તેઓને રેલવે ખર્ચ વગેરે વધારે થાય છે. આ બાબતમાં મોજે કુકરવાડા તા. વિજાપુરના રહીશ બાઇન્ડર હસનભાઇ રહેમાનભાઇ મન્સુરીની અરજી આવેલી છે. તેમાં તેઓએ પૂરાં કાપડી પૂઠાંનો ભાવ દર સેંકડે રૂા. ૪૭) સુડતાળીસ પ્રમાણેનો આપેલો છે. તેઓનું કામ સંતોષકારક છે અને ભાવ પણ એકંદર સારા છે. સદર જાહેરાત વિજાપુર તાલુકાનાં સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવેલી છે અને તેઓ ઠરેલા ભાવથી તેમની પાસે પુસ્તકો બંધાવી લેશે એવી આશા છે. તા. ૭-૪-૪૨

લ. ચુ. પાઠક ઉ. મો. પટેલ

મદદનીશ વ્યવસ્થાપક

---

જાહેરાત નં. ૧૦ સને '૪૧-૪૨

## વિષય

### કલોલ મહાલે માનદ પ્રચારક તરીકે નિમણુંક કર્યા બાબત

કલોલ મહાલે માનદ પ્રચારક તરીકે નિમણુંક થવા બાબતની રા. ડાહ્યાલાલ અંબાલાલ બારોટની અરજી આવેલી છે. તેઓએ મંત્રી તરીકે કામ કરેલું છે અને પુસ્તકાલય શિક્ષણ વર્ગમાં પણ હાજરી આપી કામનો અનુભવ લીધેલો છે. સબબ તેમની નિમણુંક કલોલ મહાલ માનદ પ્રચારક તરીકે કરવામાં આવે છે. સદર જાહેરાત કલોલ મહાલનાં સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રી તથા ગ્રંથપાલની જાણ માટે પ્રગટ કરવામાં આવે છે. તા. ૭-૪-૪૨

લ. ચુ. પાઠક ઉ. મો. પટેલ

મદદનીશ વ્યવસ્થાપક

---

સૂચના નં. ૨૧

## વિષય

### પુસ્તકાલયોને ઉપયોગી સાહિત્ય અપનાવવા બાબત

સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલા "સ્વર્ગોનું દોહન" જેમાં સ્વ. પઢિયારનાં "સ્વર્ગ સાહિત્ય"માંથી ચિવટાઇપૂર્વક બોધક અને પ્રેરક પ્રસંગો ચૂંટી સંગ્રહ કર્યો છે તે પુસ્તક સામાન્ય જનતાને વાચન માટે ઘણું ઉપયોગી છે અને શિષ્ટવાચનના પ્રચાર માટે જરૂરી હોવાથી રાજ્યનાં મદદ મેળવતાં તમામ

પુસ્તકાલયોમાં તે જાય એ ઇચ્છવાજોગ છે. આ પુસ્તકો તમામ પુસ્તકાલયોમાં જાય તે માટે ગ્રંથમાળાં સારૂ ડિપોઝીટની રૂ. ૨) ની આંટ દૂર કરવામાં આવી છે અને તે માત્ર ગ્રંથમાળાની કિંમત રૂ. ૧-૪ ૦ માં જ મોકલવા ઠરાવ્યું છે.

પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલન માટે ગ્રંથપાલ, મંત્રી અને પ્રચારકોને ઉપયોગી થઇ પડે તેવું તેમજ ગ્રંથપાલને શિક્ષણવર્ગમાં જરૂરી થઇ પડે તેવું પુસ્તક **"વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકીકરણ"** જેમાં રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનો ઇતિહાસ, પુસ્તકાલયો સ્થાપવાના નિયમો, લોકોપકારક મંડળમાં નોંધાવવાની માહિતી, સૂચના સરક્યુલરોની વર્ગીકૃત સારરૂપે બોધક માહિતી તેમજ પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર માટે અને પુસ્તકોના વર્ગીકરણ માટે સમજપૂર્વકની માહિતી, પુસ્તકો કેમ ગોઠવવાં, રજીસ્ટરો કેમ બનાવવાં તે સંબંધે માહિતી અને હાલમાં મળતાં શિષ્ટ પુસ્તકોની વિસ્તૃત યાદી આપી છે. આ પુસ્તક પણ તમામ પુસ્તકાલયોમાં જાય તે ઇચ્છવાજોગ છે. સબબ તેની કિંમત રૂ. ૩-૮-૦ હોવા છતાં તે રૂ. ૨-૧૩-૬ માં પુસ્તકાલય સહાયક સહકારી મંડળને આપવા નક્કી કર્યું છે. સદરહુ બન્ને પુસ્તકો ચાલુ સાલનાં પુસ્તકો સાથે પારસલોમાં મોકલવા પુસ્તકાલય સહાયક સહકારી મંડળે તજવીજ કરવાની છે. આશા છે કે પુસ્તકાલયો તે પુસ્તકોના વાચન દ્વારા શિષ્ટવાચનના પ્રચારમાં અને પુસ્તકાલયપ્રવૃત્તિના ફેલાવામાં યથાયોગ્ય ઉપયોગ કરી પુસ્તકોને અપનાવી લેશે. તા. ૧૬-૪-'૪૨.

| લ. ચુ. પાઠક | ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક | ચ્યં. દિ. વાકનીસ<br>વ્યવસ્થાપક |
|---|---|---|

---

## સૂચના નંબર ૨૨ સને ૧૯૪૧-૪૨

# વિષય

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| અ. નંબર | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ રૂ. આ. પા. | સ્થળ |
|---|---|---|---|---|
| ૧ | વારતા | માસિક | ૩-૦-૦ | શિષ્ટ સાહિત્ય ભંડાર, નાના આંકડીઆ, કાઠીઆવાડ |
| ૨ | જનેતા | ,, | ૩-૦-૦ | ,, |
| ૩ | સર્વધર્મ | ,, | ૩-૦-૦ | ,, |
| ૪ | આરોગ્ય | ,, | ૩-૦-૦ | ,, |

| વડોદરા,<br>તા. ૮-૪-૪૨ | લ. ચુ. પાઠક | ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક |
|---|---|---|




૩૨૮ પાનાં : આંખને ઊડી
વળગે એવાં રૂપરંગ
અઢી રૂપિયા

## પ્રેમનું સૌન્દર્ય

અને

## સૌન્દર્યના પ્રેમ

ની

અનોખી અને અપૂર્વ દૃષ્ટિભરી
શ્રી. કિશનસિંહ ચાવડાની
સોળ વાર્તાઓ

# કુમકુમ

માં સંઘરાઈ છે અને પ્રગટ થઈ છે.

શ્રી. કિશનસિંહ ચાવડાના જેવી રચનાઓ વાંચવામાં આવે છે ત્યારે એમ થાય છે કે આ એના વર્ણને, આ એની તાજગીએ, આ એની ચોટે, આ એની માનસશાસ્ત્રીની સાચદિલીએ અને આ એના ફુવાણા પાત્રની કુમારી ઊડી જાય છે. —પ્રા. બ. ક. ઠાકોર

અઢારનું રૂપરંગ જેમ આંખે ઊડીને વળગે તેવું છે, તેવી જ અંદરની ગુણવત્તા હૈયામાં વસી જાય તેવી છે. પ્રા. વિજયરાય વૈદ્ય

જેમણે જીવન જીવ્યું છે, ગાયું છે, જિંદગીમાં તેજછાયાની સંતાકૂકડી ખેલી છે, નૃત્ય, સંગીત, સૌન્દર્યનો મદિરા કરતાં પણ બલવત્તર નશો અનુભવ્યો છે એવા નવલિકાકારોના વર્ગમાં શ્રી. કિશનસિંહજીનું સ્થાન છે. 'કુમકુમ' એ જીવાએ ચઢેલી જીંદગીમાં થતી વેદનાનું ફળ છે.

—શ્રી. ધનસુખલાલ મહેતા

આપણા સાહિત્યમાં કદાચ 'ધૂમકેતુ'ના અપવાદ સિવાય પાત્ર, સ્થળ અને પ્રસંગોનું આટલું વૈવિધ્ય બીજા કોઈપણ વાર્તાકારના એક પુસ્તકમાં ન મળે. આ વૈવિધ્ય એ શ્રી. કિશનસિંહ ચાવડાની વિશિષ્ટતા છે એ તો ચોક્કસ. —શ્રી. ગુલાબદાસ બ્રોકર.

પ્રણય મસ્તી અને માનવતાનો ત્રિવેણીસંગમ 'કુમકુમ' લગ્નભેટ આપવા
જેવી મનોરમ અને હૃદયંગમ ચીજ બની છે.

અમારું આખું સૂચિપત્ર મંગાવો.

## એન. એમ. ત્રિપાઠી એન્ડ કમ્પની

બુકસેલર્સ : પબ્લીશર્સ : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૭ મું | માર્ચ-૧૯૪૨ | અંક ૩ જો

## વાચકમંડળો સ્થાપો

—તંત્રીસ્થાનેથી

આપણે ત્યાં હવે તમામ કસ્બાઓ અને ગામડેગામડે પુસ્તકાલયો સ્થપાઈ ગયાં છે અને તેનો લાભ જનતા લઈ રહી છે. આ લાભ લેતી જનતામાં વિવિધ કક્ષાના વાચકો હશેઃ એ વાચકોમાં રાજદ્વારી વિચારસરણીવાળાઓ હશે, સામાજિક ક્ષેત્રમાં કામ કરનારાઓ પણ હશે, જ્ઞાન મેળવવા માટે જ વાંચનારાઓ હશે તેમ જ અભ્યાસની દૃષ્ટિએ પુસ્તકો–સામયિકો વાંચનારો વર્ગ પણ હશે.

પુસ્તકાલયોના ગ્રંથપાલો, પોતાને ત્યાં પુસ્તકો લેવા આવતા આવા તમામ કક્ષાના વાચકોનું એક મંડળ બનાવે, એ વાચકમંડળના સભ્યો નોંધે–એ મંડળના સભ્ય થવા માટે કોઈ જાતનું લવાજમ કે કોઇ ખાસ બંધન હોવું ન જોઇએ. પરંતુ એ પુસ્તકો લઈ જનાર વાચકો પોતે વાંચેલાં પુસ્તકમાંના વિચારો એક–બીજા સમક્ષ રજૂ કરી શકેઃ પોતાને કયું પુસ્તક પસંદ પડયું, શાથી પસંદ પડયું અને તે ઉપયોગી કે નિરુપયોગી કેવું છે તેમ જ જે તે પુસ્તકના વાચનથી તેમના મન પર શી અસર થઈ તેને લગતી આ મંડળમાં ચર્ચા ચલાવે.

મહિનામાં એક વાર અથવા અમુક નિયત કરેલા સમયે આવા વાચકો એકઠા મળે, વાચનવિનિમય ગોઠવે અને એકબીજાના વિચારોની આપ–લે કરે.

આથી કેટલાક પોતે નહિ જાણતા હોય તેવા ઉત્તમ વાચનથી પરિચિત થશે અને તેઓ પણ તેવાં પુસ્તકો વાંચવા પ્રેરાશે. આ ઉપરાંત સામાન્ય થોડું ભણેલાઓ પણ ઉત્તમ પુસ્તકો વાંચવા લલચાશે.

આવી એકાદ વ્યવહારૂ યોજના આવકારદાયક છે. ગ્રંથપાલ ભાઈ! તમારે ત્યાં કુમારમંડળ હોય તો તેના દ્વારા અથવા અન્ય પ્રકારે આવું એક વાચકમંડળ સ્થાપો, આમજનતાને વાચનમાં રસ લેતી કરો.

વળી વર્તમાનપત્રો વાંચનાર વર્ગમાંથી પણ કયો વર્ગ શું વિશેષ વાંચે છે તેની પણ તપાસ કરતા રહો. પરિણામે અનિષ્ટ વાચન પ્રતિની કુરુચિ જનતામાંથી સદાને માટે વિદાય લઇ જશે અને દિનપ્રતિદિન જ્ઞાન–વિજ્ઞાનપ્રેરક પુસ્તકો વધુ વંચાતાં થશે,

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

**ભારતીય** ઇતિહાસ પરિષદે હિંદનો ઇતિહાસ ૨૦ ગ્રંથોમાં લખાવવા માટે નક્કી કર્યાને એક વર્ષ વીતી ગયેલ છે. નીચેના ગ્રંથો તેમના સામે જણાવેલા નામવાળા ગૃહસ્થો લખનાર છેઃ—

ગ્રંથ ૧ દેશનાં લોકો અને પ્રાચીન ઇતિહાસ—રાવબહાદુર કાશીનાથ નારાયણ દીક્ષિત.

ગ્રંથ ૨ આર્ય વસાહત અને વેદકાળ—શ્રી. ક્ષિતીશચંદ્ર ચટ્ટોપાધ્યાય.

ગ્રંથ ૪ નંદ અને મૌર્ય સામ્રાજ્ય—અધ્યાપક કે. એ. નીલકંઠ શાસ્ત્રી અને ડૉ. હેમચંદ્ર રાય ચૌધરી

ગ્રંથ ૫ સુંગ, શાલીવાહન અને શક—ડૉ. પ્રબોધચંદ્ર બાગચી અને અધ્યાપક કે. એ. નીલકંઠ શાસ્ત્રી

ગ્રંથ ૬ વાકાટક અને ગુપ્તોનો સમય—ડૉ. રમેશચંદ્ર મજમુદાર અને ડૉ. અનંત સદાશિવ આલ્તેકર

ગ્રંથ ૧૨ અકબરનો કાળ—સર જદુનાથ સરકાર

ગ્રંથ ૧૫ પાછલો મોગલ અને પેશ્વાનો આગલો સમય—રા. બા. ગોવિંદ સખારામ દેસાઇ અને સર જદુનાથ સરકાર

નીચે દર્શાવેલા ગ્રંથો તેમની સામે નિર્દેશ કરેલા લેખકોને સોંપવામાં આવેલા છે. કેટલાક લેખકોનું કાર્ય ખૂબ આગળ ધપી રહેલ છે. ઇ. સ. ૧૯૪૨ માં બનતાં સુધી એ ગ્રંથો બહાર પડી શકશે.

× × ×

પુનાના ભાંડારકર ઓરીએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયૂટને મહાભારતનું સભા પર્વ પ્રગટ કરવા માટે મુંબઇ સરકારે દશ હજાર રૂપીઆની ગ્રાન્ટ આપી છે.

આવી આવૃત્તિ પ્રગટ કરવાને યુરોપીઅન વિદ્વાનોએ ૧૯૦૬ પહેલાં પ્રયત્ન કર્યો હતો, પણ ૧૯૧૪ માં તે પડતો મૂકવામાં આવ્યો હતો. આ રીતે હિંદના વિદ્વાનો પર આવી પડેલ કાર્ય, ભાંડારકર ઇન્સ્ટિટયૂટે ૧૯૧૯ માં માથે લીધું.

છેલ્લાં ૨૧ વર્ષો થયાં આ સંસ્થા આ કાર્ય પાછળ મંડી પડેલ છે. અત્યાર સુધીમાં આદિ, વિરાટ, ઉદ્યોગ પર્વ તથા આરણ્યક અથવા વનપર્વના ચોથા ગ્રંથનો અર્ધો ભાગ પ્રગટ કર્યો છે.

ઉદ્યોગ પર્વ છપાવવા માટે મુંબઇ સરકારે ૧૯૩૮–૩૯ માં ૪,૦૦૦ રૂ. ની ગ્રાન્ટ આપી હતી. સંસ્થાના મહાભારત વિભાગને વાર્ષિક ૬,૦૦૦ રૂ. ની ગ્રાન્ટ તો મળે છે.

× × ×

અખિલ હિંદ હિંદી સાહિત્ય સંમેલન તરફથી શ્રેષ્ઠ હિંદી પુસ્તક માટે દર વર્ષે અપાતું રૂા. ૧,૨૦૦ નું મંગળાપ્રસાદ પારિતોષિક, સંયુક્ત પ્રાંતના કેળવણી ખાતાના આગલા પ્રધાન શ્રી. સંપૂર્ણાનંદને તેમના પુસ્તક 'સામ્યવાદ' માટે આપવામાં આવ્યું છે.

× × ×

પી. ઇ. એન. ના હિંદના કેન્દ્રના પ્રમુખ તરીકે સ્વ. ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને બદલે શ્રી. સરોજિની નાયડુને ચૂંટી કાઢવામાં આવ્યાં છે.

× × ×

વિકટર હ્યુગોના ' લ મિઝરેબલ 'નું મલાયલમ નવલકથાલેખક વિદ્વાન કે. પ્રકાશમે ભાષાંતર કર્યું છે.

× × ×

પુનાની કૉલેજના એક વિદ્યાર્થી શ્રી. આર. એન. નાતુએ મરાઠી ભાષામાં ૮૦૦ પાનાનો જગતનો ઇતિહાસ છપાવ્યો છે. શ્રી. નાતુની ઉંમર પુરાં બાવીસ વર્ષની પણ થઈ નથી. તેની ઉંમરના યુવક માટે આ પ્રયત્ન અભિનંદનીય ગણાય. પુસ્તક સચિત્ર છે તથા તેને અદ્યતન બનાવવામાં આવ્યું છે. એટલે સુધી કે તેમાં રૂસો-જર્મન યુદ્ધનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. ચાર રૂપીઆની કિંમતે એ યુવકના પિતાએ તે પ્રગટ કરેલ છે.

× × ×

વિકી બૉમ ( Viki Baum ) ના પુસ્તક ' Secret Sentence 'નો મરાઠી અનુવાદ ' ગુપ્ત પ્રાયશ્ચિત્ત ' નામથી કોલ્હાપુરના પ્રોફેસર એન. એસ. ફડકેએ કર્યો છે.

× × ×

હિંદના સાહિત્યની જનતાને માહીતગાર કરવાના હેતુથી શ્રી. બી. જી. શિંદેએ અંગ્રેજીમાં Modern Marathi Short Stories ( મૉડર્ન મરાઠી શોર્ટ સ્ટોરીઝ ) નામે પુસ્તક પ્રગટ કર્યું છે.

× × ×

મી. જી. જોશુઆ તેલુગુ ભાષાના સુપ્રસિદ્ધ કવિ છે. અસ્પૃશ્યતા સામે પ્રચારકાર્ય કરવાને તેમણે કવિ કાલિદાસની યુક્તિ કામે લગાડી છે. ' ગાબ્બિ ' નામક કાવ્ય તેમણે લખ્યું છે. કાલિદાસના મેઘદૂતને બદલે બિચારો હરિજન પોતાની વીતક વાત જણાવવાને ચામાચીડિયાને દૂત તરીકે પસંદ કરે છે. હરિજન કરતાં ચામાચીડિયું વધારે સદ્ભાગી છે. કેમકે તેને મંદિરપ્રવેશની મનાઈ નથી.

× × ×

નિકોલર કોપર્નિસના પુસ્તક De Revolutionibus ( દ રેવોલ્યુશનિબસ ) ના પ્રકાશનની ચતુઃશતવર્ષી ઉજવવાને ન્યુયૉર્કમાં એક મંડળ સ્થાપવામાં આવ્યું છે. ૧૯૪૩ માં આ ઉત્સવ આવતો હોઇ તે ટાંકણે તેના પુસ્તકનું પહેલવહેલું અંગ્રેજી ભાષાંતર પ્રગટ કરવાની ' કોપર્નિકસ સોસાયટી 'ની યોજના છે. ડૉ. એડવર્ડ રોસેન ભાષાંતર કરવાના છે.

× × ×

માત્ર ' કવિતા 'જ આપતું હોય તેવું આપણે ત્યાં એક માસિક હમણાં જ પ્રગટ થવા માંડયું છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં માત્ર કવિતાનાં જ પચાસ માસિકો છે. ખૂબ ફેલાવો પામેલાં બીજાં માસિકો-જેમાં પણ બીજા વિષયો સાથે કવિતાઓ પણ હોય છે- તેની સંખ્યા વીસની છે. ઓછો ફેલાવો પામેલાં માસિકોની સંખ્યા લગભગ એકસોની છે.

× × ×

કેનેડાના રાષ્ટ્રીય મહેસૂલ ખાતાએ બ્રિટનમાં પ્રગટ થએલ ' ઇઝ વૉર ક્રિશ્ચિયન ' ( Is War Christian ) નામનું પુસ્તક બ્રિટિશ માસિક ' પીસ ન્યુઝ ' ( Peace News ) ને કેનેડામાં આયાત કરવા પર પ્રતિબંધ મૂકયો છે.

એવી દલીલ કરવામાં આવી છે કે બ્રિટનમાં વસ્તીનો મોટો ભાગ એંગ્લો-સેકસન હોઇ ત્યાં તે નુકસાનકારક ન હોય; પણ કેનેડામાં પચરંગી પ્રજા હોઇ ત્યાં તે જાહેર હિતમાં નુકસાનકર્તા છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# સંસ્કારનો વારસો

[ ટૂંકી વાર્તા ]

**ગુજરાતથી** દૂરદૂર અને સાંસારિક–સામાજિક ઉપાધિઓથી પર રહેવાનો મને સુંદર યોગ મળી ગયો હતો. કલકત્તા કૉલેજના સાહિત્યના પ્રોફેસરપદે એકાકી સંસ્કારજીવન ગાળતાં છ છ વરસ વીતી ગયાં છતાં, દેશમાં જવાની વૃત્તિ રહેતી ન હતી. દેશમાં ન તો કયાંય મકાન યા જમીન કે ન તો ખાસ સગાંવહાલાં હતાં. એક આકર્ષણ માત્ર સ્નેહીવર્ગનું હતું, જેમને અવારનવાર પત્રો દ્વારા મળી આનંદ મેળવી લેતો હતો. પરંતુ આ વખતે રમેશ અને બીજા મિત્રોએ ખૂબ આગ્રહ કર્યો, ને વર્ષો થયાં છોડેલી જન્મભૂમિની ઝંખના કરતો હું નીકળી પડયો. રમેશ તો છેક મુંબઈ સુધી લેવા આવ્યો હતો.

મિત્રો અને તેના પરિચિતો દ્વારા થયેલું સ્વાગત અદ્ભુત હતું. કોઇ કોઈ પ્રસંગોમાં તો વધારો પડતું પણ મને લાગતું હતું. કયાંક સભાઓ ગોઠવાઇ, કયાંક સમારંભો રચાયા, ક્યારેક વનભોજન, કયારેક સ્નેહસમારંભ અને કયારેક આનંદપ્રવાસ યોજાયા. એકાદ કન્યા-પાઠશાળાના વિવિધ સ્પર્ધાસમારંભની સમિતિમાં મને પ્રમુખસ્થાને બેસાડયો. બાળાઓના ગાયન-વાદન અને આલેખન, સાઇકલિંગ, મોટરિંગ અને સ્વીમીંગ, લેખનવક્તૃત્વ, ફોટોગ્રાફી અને રંગભૂમિની ભૂમિકાની હરીફાઇ થઇ. તેજની પ્રતિમૂર્તિ શી અનેક બાળાઓના પ્રસંગમાં આવતાં, તેમની સાથે વિવિધતાભર્યો વાર્તાલાપ કરવાની જિજ્ઞાસા ધરાવતાં અનેક નરનારીઓથી હું અલગ તરી આવવા લાગ્યો. આમ છતાં, આ પ્રસંગ પછી ઘણી બાળાઓ અવારનવાર, એક યા બીજા કારણે, મારા સંસર્ગમાં આવવા લાગી.

***

આવા સંજોગોથી દૂર થવાની મારી વૃત્તિ કળી જઇ, મુંબઇના કાર્યક્રમને ટુંકાવી, રમેશ મને ગુજરાતના પાટનગરમાં લઇ આવ્યો, જ્યાં ધંધાર્થે તેનો નિવાસ હતો. ઉમા ભાભીને હું આ પહેલી વાર મળતો હતો. એના ભાવભર્યાં શબ્દો અને ભરીભરી લાગણીથી મારૂં સ્વાગત તેમણે કર્યું, કે હું તેમના તરફ આકર્ષાયો. મુંબઇના દબદબાભર્યાં સમારંભો અને વૈભવથી ચમચમતા નવા પરિચયોની કૃત્રિમતાથી ગભરાઈ હું નાસી આવ્યો છું; તેથી કોઇ જાતના શિષ્ટાચાર કે મેળાવડા ન કરવા એમ રમેશે ઉમા ભાભીને સૂચવી દીધું. બંને કંઇ હસી પડયાં. ગમે તેમ પણ અહીં મારો કાર્યક્રમ જુદી રીતે રચાયો. હું મહેમાન મટી કુટુંબી હોઉં એમ મને લાગવા માંડયું.

નગર અને આસપાસનાં સંસ્કારધામો અને ઇતિહાસસ્થાનો જોવામાં અને બાલ્યકાળના અનેક રમ્ય પ્રસંગો અને ટીખળો યાદ કરી માણવામાં અમે ત્રણેક દિવસ વીતાવી કાઢયા. આ લોકોનું કુટુંબજીવન મધુર હતું. કદી કદી વાતવાતમાં ' વરવહુ ' લડી પડતાં ખરાં, પણ પાછાં એવાં–એવાં તો હસી પડતાં, અને એવાં ' એક ' થઈ જતાં કે મને એ કલહમાં પણ કલા દેખાતી.

***

રમેશ કંટ્રાકટર હતો અને ધંધાને અંગે અનેક જાતભાતના લોકોના પરિચયમાં આવતો. આ દંપતિ ભલાં, ભાવનાશીલ અને ખૂબ મળતાવડાં હોઇ કેટલેક સ્થળે ઠીક મૈત્રી અને આત્મીયતા પણ કેળવી હતી.

એક વખત એક મિલમાલિક શેઠ ચિમનભાઇને ત્યાં રમેશ મને તેડી ગયો. તેની ત્રણેય મિલનું ચણતર રમેશે કર્યું હતું. ચોથી મિલની જગા ખરીદાઇ ગઇ હતી અને બાંધવાની યોજના શેઠ વિચારી રહ્યા હતા. રમેશે શેઠજી સાથે મારું ઓળખાણ કરાવ્યું. મેં પણ શેઠનાં દર્શનનો લાભ મળવા માટે આનંદ અને આભાર પ્રદર્શિત કર્યો. લડાઇની વાતથી માંડીને સ્વરાજ્ય સુધી અનેક વિષયો ચર્ચાયા. મારા માટે શેઠને કાંઇ 'અદ્ભુત' છાપ પડી હોય તેમ જણાયું. દરમીઆન, ચ્હા–નાસ્તો આવ્યા, જેને ઉચિત ઇન્સાફ આપ્યો.

શેઠ કલારસિક હતા, એમ રમેશે કહ્યું. " તેમણે આખા હિંદુસ્થાનનો પ્રવાસ કર્યો છે ને હરેક સ્થળે ફરીને સારું સંગ્રહસ્થાન એકઠું કર્યું છે. " શેઠે ખૂબ ભાવપૂર્વક આખો બંગલો ફરીને દેખાડયો. રમેશનું કથન સાચું હતું. દીવાનખાના અને ઓરડાઓનો ખૂણે-ખૂણો વિવિધ પ્રકારની ચિત્રવિચિત્ર વસ્તુઓથી ઠસોઠસ ભર્યો હતો. દીવાલો ઉપર દેશવિદેશનાં રમ્ય દ્રશ્યો હતાં. એક ચિત્ર તો લંડનના કલા પ્રદર્શનમાં પ્રસિદ્ધિ પામેલું એક આંગ્લ ચિત્રકારની પીંછીથી દોરાયેલું હતું. કોઇ કોઇ સ્થળે કુલવધૂવિરચિત મોતીનાં ભર્યાંભર્યાં તોરણનો શૃંગાર સજેલો હતો.

એક ઓરડામાં પુસ્તકોનો સંગ્રહ પણ ઠીક ઠીક હતો. અંગ્રેજી તથા ફ્રેંચ નવલકથાકારોનાં પુસ્તકો મેં તેમાં જોયાં. પુસ્તકો રાખવાની કાશ્મીરી કલાની અખરોટના ઝાડની અને દક્ષિણના ચંદનવૃક્ષની કલાભરી ઘોડીઓ પણ બગડે નહિ તે માટે બંધ કરી કબાટોમાં સુરક્ષિત ગોઠવી હતી. ગુજરાતી પુસ્તકો ઓછાં હતાં.

કોઇ કોઇ ઠેકાણે ફુવારા અને ઇટાલિયન કળાનાં પૂતળાં પણ હતાં. તેનાં ભાવ અને અંગસૌષ્ઠવની રમેશે પ્રશસ્તિ કરી, અને આપણા દેશમાં પણ હાલ શિલ્પકળા વિકસતી જાય છે, એમ જણાવ્યું

બધે ફર્યા બાદ અમે વિદાય માગી. અને સાથે લઇને બીજે દિવસે જમવા આવવાનો શેઠે વિવેક કર્યો, અને મારી અનિચ્છા છતાં રમેશના આગ્રહથી શેઠના સુજનતાભર્યાં આમંત્રણને અમે સ્વીકાર્યું.

" કાં, કેવા નિરભિમાની અને કલારસિક છે ? ચાલો, હવે એવા જ બીજા સજ્જન શ્રીમંતની ઓળખાણ કરાવું. "

અમે મગનભાઇ શેઠને ત્યાં પહોંચ્યા. શેઠ તો બહાર ગયા હતા, પણ થોડા જ વખતમાં આવવાના હતા એમ શેઠાણીએ જણાવ્યું, અને હસતે વદને અમને આવકાર્યાં. મારો પરિચય રમેશે આપ્યોઃ

" અરે ! ત્યારે અમારાં મંત્રી ઉમાને કહેજોને કે અમારો ભગિની સમાજ અને ઉદ્યોગવર્ગો પણ દેખાડવાનું ગોઠવે. અમારા વાર્ષિક ઉત્સવમાં એમનેજ નિમંત્રોને. "

" ત્યારે સહમંત્રીને કહોને કે અત્યારે જ આમંત્રણ આપે. "

"મને લાગે છે કે તે ઉમાને મળવા જ ગઇ છે. ભાભી પણ સાથે ગયાં છે. આપણી મિલના નવા બાલમંદિરનું ઉદ્દઘાટન પણ કરવું છે. ચાલો, ઠીક થયું તમારા જેવા સંસ્કારી યુવાન આ ટાંકણે આવી ચડયા. એકાદું ભાષણ પણ ગોઠવીશું."

મેં સંકોચ પામતાં કહ્યું: "આભાર, ઉર્મિલા બહેન! માફ કરો. કોઇ વાર વળી આવીશ ત્યારે આપના ભાવભર્યા આમંત્રણને સ્વીકારી કૃતાર્થ થઇશ." શેઠાણીનું નામ ઉર્મિલા હતું.

રમેશ જ વચમાં બોલી ઉઠયો: "ના, ના. એકાદ કાર્યક્રમ અવશ્ય ગોઠવીશું. એ તો એનાં ભાભી એકાદ વ્યાખ્યાનનું ગોઠવી દેશે."

મને પાછું મુંબઇનું ગુંગળાવતું વાતાવરણ યાદ આવ્યું, ને રમેશ સામે મીઠા ઠપકાભરી નજરે જોયું.

શેઠાણીએ પ્રસંગ બદલ્યો: "શું લેશો?—ચ્હા-શરબત?"

"હમણાં જ હજી લીધેલ છે."

"ના, કંઇક તો લેવું પડશે." કહી ઉર્મિલા બહેન અંદર ગયાં. દીવાનખાનું કાઠિયાવાડી સુશોભનોથી દેશી રીતે શણગારાયેલું હતું. ભરતનાં તોરણો અને ટોડલિયાં પ્રવેશદ્વારો પર લગાડયાં હતાં. ખુરશીઓ ઉપર ચાકળા ને મેજ ઉપર ટેબલક્લૉથ પણ કલાભર્યાં ભરતનાં હતાં. પ્રાચીન ભારતના ભવ્ય પ્રતીક સમી મોટી પિત્તળની દીવી મધ્યભાગમાં ગોઠવેલી હતી. રાજપૂત અને મોગલપિંછીનાં થોડાં નાનાં ચિત્રો દીવાલે લટકાવવામાં આવ્યાં હતાં. બાજુના વાચનખંડની દીવાલ ઉપર ગાંધીજી, જવાહરલાલ, માલવીઆજી, ટાગોર, શિવાજી, પ્રતાપ, ગ્લેડ્સ્ટન અને કેટલાંક દેશી વિદેશી લેખકોનાં ચિત્રો સમાંતરે શોભતાં હતાં. પુસ્તકોનાં કબાટ પણ સાદાં અને સ્વચ્છ હતાં. મને પુસ્તકોનો ખૂબ શોખ છે. અમારી કૉલેજના પુસ્તકાલયનો હું માનદ મંત્રી છું. મેં પુસ્તકો તરફ ઘટતી નજર નાખી લીધી. કોઇ કોઇ તો નવીન અને જોવા જેવાં લાગ્યાં તે રસપૂર્વક જોયાં. બાજુમાં જ કક્કાવાર, કર્તાવાર, વિષયવાર યાદી હતી, તે પણ ફેરવી જોઇ. મને પુસ્તકોમાં આટલો બધો રસ લેતો જોઇ રમેશે કહ્યું: 'આ લોકોએ શયનખંડમાં પલંગ પાસે પણ વાચનના ઘોડાઓ ગોઠવ્યા છે." પલંગમાં બેઠાં કે સૂતાં સૂતાં પણ વાંચી શકાય તે માટે, જોઇએ ત્યારે આવે અને પછીથી ખસેડી શકાય તેવા ઘોડા અને સાથે વાચન માટે કરેલી પ્રકાશની યોજના મને ગમી. આ ખંડમાં પુરાણ ગ્રંથો પરથી ખાસ ચિતરાયેલા પ્રસંગો પણ સારા હતા. રમેશને આ ઘરમાં ગમે ત્યાં જવાનો અધિકાર હોય તેવું લાગ્યું. ત્રીજા એક અભ્યાસખંડમાં મને તે લઇ ગયો. ત્યાંનાં પુસ્તકો અને સામયિકો, તથા કેટલાંક ચિત્રો અને ફોટાઓનું પણ નિરીક્ષણ કર્યું.

શેઠના આગમનસૂચક મોટરના ભુંગળાનો અવાજ સાંભળી અમે પુનઃ મુખ્ય ખંડમાં આવ્યા. ખાદીનાં વસ્ત્રો અને ગાંધી ટોપીમાં સજ્જ થયેલ, તેજસ્વી મુખવાળા, મધ્યમ કદના મગનભાઇએ અમને હસતાં હસતાં 'નમસ્તે' કર્યાં.

"માફ કરજો, મને ખબર નહિ કે આપ આવવાના છો."

"ના, ના, કંઇ નહિ. અમે આ બાજુ નીકળ્યા ત્યારે થયું કે આપનાં દર્શન કરી આવીએ. આ મારા એક સંસ્કારી મિત્ર છે..." એમ કહી મારો લાંબો પરિચય આપ્યો.

ઉપાહાર આવ્યો અને અમારે મૌન રાખવું પડ્યું. આજકાલ બધેય મુખ્ય વિષય લડાઇનો થઇ પડે છે. આગળ વધતાં, લડાઇથી થતું હિંદુસ્તાનનું ઉદ્યોગીકરણ ઉપર વધુ ચર્ચા થઈ. લડાઇની સાહિત્ય ઉપર થતી અસર વગેરે સુંદર રીતે ચર્ચાયું. મને આ વાર્તાલાપમાં ઠીક રસ પડ્યો. વખત ઘણો થયો હતો એટલે અમે શિષ્ટાચારની વિધિ કરી વિદાય લીધી. રવિવારે ફરી વાર મને નિરાંતે લાવવા શેઠે ઇચ્છા પ્રદર્શિત કરી.

*

જમતાં જમતાં ઉમા ને રમેશે અમે ક્યાં ક્યાં ફરી આવ્યા તેની વાત કરી. " ચિમનભાઇ શેઠે બહુ આગ્રહથી આવતી કાલે જમવાનું આમંત્રણ આપ્યું છે. બહુ લાયક અને સંસ્કારી માણસ છે. હા, મગનભાઈ શેઠ પણ ખરા, પણ આ જરા ચડે. "

" તમે કદાચ તેની પાસેથી વધુ પૈસો પેદા કરતા હશો, જેથી આવી સરખામણી કરતા લાગો છો. હા, ચિમનભાઇ સજ્જન તો છે જ. "

" જા, જા, ઊર્મિલાબહેન તારાં મિત્ર છે એટલે તને પક્ષપાત છે. ચિમનભાઇ શેઠ અહીં ક્યાં બેઠા છે કે માખણ લઇ મારે અત્યારે પૈસો પેદા કરવો છે ? શેઠ કેળવણી અને શાળાઓમાં કેટલી મોટી રકમો ભરે છે ? "

' ત્યારે આ મગનભાઇ અને ઊર્મિબહેન કેટલી સંસ્થાઓ ચલાવે છે ? વળી ઘણે ઠેકાણે તો ગુપ્તદાન પણ આપે છે. "

" ચિમનભાઇની મિલ જેવી મોટી આ શહેરમાં કોઇ મિલ નથી. મિલને અંગે સારી ઇસ્પિતાલ પણ છે, જેનો લાભ બીજાઓને પણ મળે છે. "

ઉમા પણ ઓછી ન હતી. " ચિમનભાઈ શેઠને ચાર ચાર મિલો છે, જ્યારે મગનભાઇને એક જ મિલ છે, જેથી પણ સરસ દવાખાનું ચલાવે છે. બાલમંદિર, પુસ્તકાલય, સિનેમા, અને રેડીઓ જેવાં અદ્યતન સાધનો પણ તેમણે મિલમાં વસાવ્યાં છે. "

મારા માટે નિર્માયેલા મૌનપણે હું આ મિષ્ટ કલહ સાંભળી રહ્યો. મને લાગ્યું કે મોહમયી મુંબઇ જેવા કૃત્રિમ વાતાવરણમાં હું ન હતો, પણ જાણે મારા પોતાના કુટુંબમાં જ હતો. એમનો સંવાદ આગળ વધ્યો.

" ચિમનભાઇ મિલમાલિક મંડળના પ્રમુખ છે, ઘણે ઠેકાણે ચેરમેન છે, ઘણી મિલોના શેરહોલ્ડર ને ડિરેક્ટર છે. પણ ખુબીની વાત તો એ છે કે તેઓ આપણી સાહિત્યસભાના પ્રમુખ પણ છે. **સાહિત્યસભાનો પ્રમુખ એટલે સંસ્કારિતાનો સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ.** "

" શેઠ સાહિત્ય સભાના પ્રમુખ છે તો મગનભાઇ તેના માનદ મંત્રી છે. મંત્રી એ સંસ્થાનો આત્મા છે. તેના ઉત્સાહે તો આ સભા આટલી ચેતનભરી બની છે. "

મને લાગ્યું કે આમ તો આ ચર્ચા લાંબી ચાલશે. બંને પક્ષવાદ કરવામાં જબરાં હતાં. ' ઉમા ભાભી, આ ભેંશ ભાગોળે, છાસ છાગોળે ને ઘેર ધમાધમ શાની ? ".

' અમારે તો, આ બે શેઠની વાત નીકળે એટલે આવો જ વાદ થાય છે. તમે પણ બંને સ્થળે જઇ આવ્યા છો. અમારો રોજનો કજિયો મટાડો. તમે અમારા ન્યાયાધીશ. કહો–કહો ત્યારે, આ બંનેમાં કોણ વધુ સંસ્કારી ? " [ અપૂર્ણ ]

**પ્રતાપરાય ગિ. મહેતા**

# પુસ્તકાલયના હિસાબ અંગે કેટલીક સૂચનાઓ

## જમા બાબત

(૧) પ્રથમ રકમ વસૂલ ભરનાર ઇસમ લવાજમ કે ભાડા વગેરેનું રજૂ કરે તે વસૂલ, બાકીના પત્રકે તપાસ કરી તેમનું કયા પ્રકારનું કેટલું અને કઇ મુદતનું લહેણું લેવા પાત્ર થાય છે તેની રજિસ્ટરેથી ખાતરી કરી તે પછી જમા થવું જોઇએ.

(૨) જે તે ઇસમની જમા આવેલી રકમ જે તે તારીખે જ રોજમેળની બીતમાં તારીખવારનો મેળ દોરવી પ્રથમ ગુદસ્ત રોજની બાકી સિલક મૂકી, બાદ **ક્યા સદરનું ઉત્પન્ન** આવ્યું તેના હેડિંગના પેટામાં કોના તરફનું કઇ બાબતનું કોના હસ્તે અને કઇ પાવતી નંબરથી વસૂલ આવ્યું તેનો સ્પષ્ટ બોધ થાય તેમ જમા કરવું જોઇએ.

(૩) પાવતી ચોક્કસ સમજી શકાય તેવી સુવાચ્ય, કઇ બાબતનું વસૂલ આવ્યું તે, રોજમેળ પાન અને હસ્તે ભરનાર રકમની એકુણાત તથા સંસ્થાના સિક્કાવાળી લખી તેની સ્થળપ્રત રાખી વસૂલ ભરનારને પાવતી આપવી જોઇએ.

(૪) લગ્ન, ખુશાલી યા ઇતર ભેટની આર્થિક મદદ લાયબ્રેરી બહાર જઇ મેળવતી વખતે જે તે મદદ આપનાર ઈસમને તુરતને માટે આપવાની પાવતી રકમ લેનાર ઇસમે પોતાની સહીવાળી તુરત જ આપવી. અને મળેલી મદદની રકમ તે જ તારીખના મેળમાં જમા કરાવવી જોઇએ.

(૫) કદાચ અનિયમિત વખતે મદદની રકમ મેળવી પાવતી લખી આપી હોય તો પણ તે રકમનો મેળ પાવતીવાળી તારીખનો દોરવી જમા પકડી રકમ જે તારીખે જવાબદાર મંત્રી હવાલે સોંપી હોય તે બાબત તેમણે પોતાની સહી સાથે નીચે તારીખ નાખવી જોઇએ.

(૬) પાવતી અને વસૂલ, બાકીના પત્રકના મુકાબલે જે તે તારીખની જમાની રકમની મેળવણી કરી સદરવારના ખાતાની રાખેલી ખાતાવહીમાં ખતવણી થવી જોઇએ.

(૭) વસૂલ આવેલ રકમનો રોજમેળ, પાવતી લખતી વખતે જ વસૂલ બાકીના પત્રકમાં રકમ નીચે વસૂલ લીધાની તારીખ સહ ખતવવી જોઇએ.

(૮) જે તે માસ પૂરો થયે રોજમેળમાં માસ આખર પાછલા માસની બાકી સિલક મૂકી બાદ જમાની તારીખવારની રકમ મૂકી માસિક તારીજ કાઢવી.

(૯) વર્ષ પૂરું થયે માસિક તારીજ પ્રમાણે પાછલા વર્ષ આખરની બાકી સિલક મૂકી બાદ માસ વારની જમાની રકમ મૂકી વાર્ષિક તારીજ કાઢવી.

(૧૦) હિસાબી કામની ચોકસાઈ માટે જે તે સાલ પહેલી તથા બીજી છમાહી બિલ વખતે સાધનીક અસલ કાગળપત્રો સહ રોજમેળ, પાવતી વગેરે કાગળો રજિસ્ટરોથી હિસાબની મેળવણી જવાબદાર ઑડિટર્સથી કરાવી બિલમાં ખાતરીનું પ્રમાણપત્ર (સહી) લઇ ત્યારબાદ બિલ ખાતામાં મોકલવું જોઇએ.

એકંદર વાર્ષિક હિસાબ ઑડિટર્સ પાસે ચેક કરાવી તેમના તરફની ખાતરીનું પ્રમાણપત્ર વાર્ષિક રિપોર્ટમાં મેળવી ત્યાર બાદ વાર્ષિક ખાતામાં મોકલવા વહીવટ રાખવો.

## ખર્ચની બાબતો

(૧) ખર્ચની રકમો ખર્ચ પાડયા પ્રમાણે બજેટમાં મંજૂર થયેલી છે કે કેમ તેમ જ સદર રકમનો ખર્ચ પડતાં વધારો યા બચત થાય છે કે કેમ તેની ખાતરી માટે ખર્ચની સદરવારની ખતવણી અને મંજૂર થયેલા બજેટ તક્તા ઉપરથી ખાતરી કરી લઈ ખર્ચ પાડવો જોઇએ.

(૨) ખર્ચની રકમો જે તારીખે અદા કરવામાં આવે તે તારીખના મેળમાં રોજમેળમાં જે તે સદરના મુખ્ય હેડિંગના પેટામાં કોને કઇ બાબતના અદા કર્યા તેનો હસ્તે લેનારનો સ્પષ્ટ બોધ થાય તેમ ખર્ચ લખવો જોઇએ.

(૩) ખર્ચના વાઉચરો હિસાબી પદ્ધતના ધોરણે સંપૂર્ણ ચોકસાઇ અને સાધનિક કાગળોથી તૈયાર થવા જોઇએ. અને તેનો જે તે તારીખમાં ખર્ચ લખવામાં આવે કે તુરત **લાલ શાહીથી** વાઉચરના મથાળે ઉપલી કોરી બાજુમાં રકમ રૂ. આ. પા. અંકે અક્ષરોથી લખી, કયા રો. પા. ઉપર ખર્ચ લખ્યો તેનો શેરો કરી રોજમેળ લખનારની ડાબી બાજુ અને મંત્રીની જમણી બાજુ તારીખસહની સહી થવી જોઇએ.

(૪) ખર્ચના બિલનાં નાણાં જેને તેને ચોક્કસ અદા થવાં જ જોઇએ. તે માટે પાવતીઓ, બિલોમાં નાણાં લેનારની સહીઓ જવાબદાર (મંત્રી) રૂબરૂ લેઇ અદા થવી જોઇએ.

(૫) અભણ માણસને નાણાં અદા કરતી વખતે તેમના અંગુઠાનું નિશાન લઈ તેની સાક્ષી (ખાતરી) માટે તેમના વતીના બીજા માણસથી સહી કરાવી બન્ને રજુઆતે નાણાં અદા થવાં જોઇએ.

(૬) પરહદમાંથી ખરીદેલા માલધણીનાં અસલ બિલો, પાવતીઓ વગેરે જેના હસ્તક ખર્ચ પડે તે પાવતી સાથે સામેલ રાખવા જોઇએ.

(૭) જમાની બાબતમાં પેટા કલમ ૬ થી ૧૦ માં બતાવ્યા પ્રમાણે ખર્ચની બાબતો ખાતાવહીમાં ખતવી વસુલ બાકીના પત્રકે રકમ તારીખનો મેળ લઇ માસિક વાર્ષિક તારીજ પાછલી સિલક સહ કાઢવી જોઇએ. અને પહેલી તથા બીજી છમાહી બિલ ખર્ચની દેણેયાદી સાથે જનારા એકસહા ખર્ચના વાઉચરો ઑડિટર પાસે ચૅક કરાવી તેમની ખાતરીનું પ્રમાણપત્ર ( સહી ) બિલ ઉપર લઇ ત્યાર બાદ બિલ ખાતામાં મોકલવા વહીવટ રાખવો જોઇએ.

(૮) પહેલી તથા બીજી છમાહી બિલો સાથે ખર્ચનાં વાઉચરો મોકલતી વખતે બિલમાં મંજૂર થયેલ બજેટ તક્તાના અનુક્રમે બિલમાં હેડીંગો ( સદરો ) લાલ શાહીથી દાખલ કરી તેના પેટામાં અનુક્રમે બિલો ( પાવતીઓ ) દાખલ કરી તેનો જે અનુક્રમ નંબર નાખવામાં **આવે તે નંબરો** બિલ મંજૂર થઇ પરત આવેથી રોજમેળમાં જે તારીખે વાઉચરનો જમાખર્ચ લખ્યો હોય ત્યાં રોજમેળમાં ખર્ચ લખવાની ડાબી બાજુ રોજમેળથી **જુદી શાહીથી** લખવા કે જેથી મેળવણી કરનારને સુગમતા થઇ પડે.

(૯) જે તે સદરના ખર્ચની રકમમાં વધારો યા બચત જાણવા માટે ખતવણી ખતવતાં વધતી રકમો માટે સાલ આખર એકસહા મંજૂરી માટે તજવીજ ન થતાં જે તે વખત તજવીજ થવી જોઇએ. ( મતલબ કે સભામાં પ્રશ્ન મૂકી ) વર્ગફેરની મંજૂરી યા પૂરવણી બજેટ માટે તજવીજ થવી જોઇએ.

(૧૦) પોસ્ટ, વી. પી. કે મનીઑર્ડર વગેરેથી અદા થતાં નાણાંની પોસ્ટ રસીદો, વી. પી. લેબલો ઉપર કલમ ૩ પ્રમાણે શેરા થવા જોઇએ.

રાજગોર જેશંકર લાલજી
મંથપાલ, દામનગર મણિભાઈ સા. પુ.

# ઉત્તમ પુસ્તકોની પસંદગી માટે માગણી

**મુંબઇના “ ગુજરાતી ” પ્રેસ તરફથી નીચેનો ઉત્તમ શિષ્ટ પુસ્તકોની યાદી તૈયાર કરવામાં મદદરૂપ થવા એક જાહેર પરિપત્ર પ્રકટ કરવામાં આવ્યો છે. અમે એ યોજનાને આવકારીએ છીએ. પરંતુ સૌ વાચકો પાસેથી એવી માગણી વધારાપડતી લેખી શકાય. છતાં યોજના આવકારદાયક હોવાથી તે પરિપત્ર આ નીચે આપીએ છીએ. અને તેને અંગે “ પ્રજાબંધુ ” ના શ્રી. “ સાહિત્યપ્રિયે ” કરેલી નોંધ પણ નીચે આપી છે. આ કાર્ય પુસ્તકાલયોના ગ્રંથપાલો સારી રીતે કરી શકે, એવા સાહિત્યપ્રિયના મંતવ્ય સાથે અમે મળતા થઇએ છીએ અને સૌ ગ્રંથપાલોને કાળજીપૂર્વક આવી એકાદ યાદી તૈયાર કરી તેની એક પ્રત ‘ ગુજરાતી પ્રિં. પ્રેસ–મુંબઇ તરફ અને બીજી તંત્રી “ પુસ્તકાલય ” વડોદરા તરફ મોકલવા વિનંતિ કરીએ છીએ.**

**અં**ગ્રેજી સાહિત્યમાં સર જોન લબકે ઉત્તમ ૧૦૦ પુસ્તકોની નામાવલિ બહાર પાડ્યા પછી તેના અનુસરણરૂપે વિવિધ પ્રયાસો થયા છે. આપણે ત્યાં ગુજરાતમાં પણ ઉત્તમ ૧૦૦ પુસ્તકોની નામાવલિ પ્રસિદ્ધ કરવાના ઠીક ઠીક પ્રયાસો થયા છે. તેમાં અગાઉ ‘ બુદ્ધિપ્રકાશ ’ માં કોઇ વિદ્વાને પ્રયાસ કર્યો હતો. તે પછી રા. હરિ હર્ષદ ધ્રુવે અને ‘ સુદર્શન ’માં રા. મણિભાઇ નભુભાઇ દ્વિવેદીએ પણ એવા પ્રયાસો કરીને તેમના સમયના ( એટલે કે ઇ. સ. ૧૮૮૦–૧૯૦૦ સુધીનાં ) ૧૦૦ ઉત્તમ પુસ્તકોની તારવણી કરી જનતાને સારું માર્ગદર્શન આપ્યું હતું.

આ પછી આવા પ્રયાસો થયા હોય તો તે અમારી જાણમાં નથી; પરન્તુ તાજેતરમાં આવો *એકકે પ્રયાસ થયો જાણવામાં નથી.

ઉક્ત પ્રયાસો થયા પછી સાહિત્યમાં અનેક ઝોક આવ્યા છે અને ગયા છે; તેમ જ જમાનાએ પણ અવનવા રંગ જોયા છે. પરિણામે ઉત્તમ પુસ્તકોની ચૂંટણીના નવેસરના પ્રયત્નની આવશ્યકતા ઊભી થઇ છે.

અગાઉ થયેલા પ્રયાસો કેવળ વિદ્વાનો દ્વારા જ થયા હતા અને આવા પ્રયાસની આજે પણ આવશ્યકતા છે, પરંતુ જનસમાજની રુચિનું માપ કાઢવા માટે, જનતા કેવા સાહિત્ય તરફ પસંદગી બતાવે છે, એ જાણવા માટે, જનતા પાસેથી ઉત્તમ પુસ્તકોની નામાવલિની માગણી કરવી જરૂરી લાગે છે.

આવો પ્રયાસ કરવાનો અત્રે વિચાર કરેલો છે. એમાં જનતા પોતાનો મત દર્શાવીને. આ કાર્યમાં સહાય આપશે, એવી મને આશા છે.

આ પુસ્તકોની પસંદગી ૧૪ વિભાગમાં વહેંચાયલી છેઃ—દરેક વિભાગ માટે ૧૦ પુસ્તકો પસંદ કરવાનું સ્વીકાર્યું છે. એટલે એકંદરે ૧૩૦ પુસ્તકો પસંદ કરી શકાય, એવી યોજના છે.

વિભાગો આ પ્રમાણે છેઃ—(૧) કવિતા, (૨) નાટક, (૩) નવલકથા ( ઐતિહાસિક

* ત્યારપછી પણ આ દિશામાં પ્રયત્નો થયેલા છે. આણંદની ચરોતર એજ્યુકેશન સોસાઇટિએ ગુજરાત પુસ્તકાલય મંડળ માટે તેમ જ નવજીવન પ્ર. મંદિરે અને “ પુસ્તકાલય ” માસિકે પણ વખતોવખત આવી યાદીઓ પ્રકટ કર્યાની આ પરિપત્રકારને કદાચ માહિતી નહિ હોય.—તંત્રી

તેમ જ સામાજિક ), (૪) ટૂંકી વાર્તા—નવલિકા, (૫) વિવેચન, (૬) ચરિત્ર–જીવનકથા, (૭) ચિંતન–સાહિત્ય, (૮) ધર્મ અને તત્ત્વજ્ઞાન, (૯) ઇતિહાસ–રાજકારણ, (૧૦) સામાન્ય વિજ્ઞાન, (૧૧) વૈદ્યક આરોગ્ય, (૧૨) પ્રવાસ, (૧૩) નિબંધ, (૧૪) પ્રકીર્ણ.

પસંદગી કરનારે વિભાગ દીઠ ૧૦ પુસ્તકોની પસંદગી કરવાની છે. તેમાં પોતે કેટલાં સંપૂર્ણ વાંચ્યાં છે; તેમાંનાં કેટલાં મૌલિક છે અને કેટલાં અનુવાદિત સંયોજિત વગેરે છે, તે બનતાં સુધી જણાવવાની કૃપા કરવી. કોઇ વિભાગમાં પસંદગી ન કરવી હોય તો તે છોડી દેવો.

પસંદગીનાં પત્રો ૧૫–૪–૪૨ સુધીમાં 'ગુજરાતી' પત્રના તંત્રી પર મોકલી આપવા. એ પત્રના પરબીડીઆ પર ડાબા હાથના ઉપલા ખૂણે ' પુસ્તકોની પસંદગી ' એમ લખવું.

આ પત્રમાં પસંદગીનાં પુસ્તકો, કર્તાનું નામ અને પસંદગી કરનારનું ઠામઠેકાણું લખવા ઉપરાંત ઉપર માગેલી હકીકત ન આપવાની ઇચ્છા હોય તો કેવળ પસંદગીનાં પુસ્તકોની નામાવલિ મોકલવામાં આવશે તો પણ ચાલશે, ઉપલી કલમ ફરજીઆત નથી.

પસંદગીના મળેલા પત્રોનું વર્ગીકરણ થઇ રહ્યે તરત જ વહેલી તકે વધુ મત પ્રમાણે ક્રમવાર પસંદગી પામેલાં પુસ્તકોની યાદી પ્રસિદ્ધ કરવામાં આવશે.

આશા છે કે, ગુજરાતમાં સાહિત્યરસિકો આ કાર્યમાં પૂરતો સાથ આપી આ કાર્ય પાર પાડવામાં સહાયભૂત થશે.

આવાં પસંદગીનાં પુસ્તકો સંબંધમાં અગાઉ ક્યાં ક્યાં ચર્ચાઓ થઇ છે અને પરિણામ શું આવ્યું હતું તે જો કોઇ જાણતું હોય તો તેણે લખી જણાવવું.

***

[ " ચૌદ જુદા જુદા વિષયોમાંનાં ઉત્તમ પુસ્તકો ચૂંટી કાઢવા માટે 'ગુજરાતી' કાર્યાલય તરફથી વાચકો પાસેથી જે તેમની રુચિ અનુસારના અભિપ્રાયો પૂછવાની યોજના જાહેર થઇ છે તે યોજનામાં કાંઇ ખાસ આકર્ષણ રહેલું લાગતું નથી. અભિપ્રાય આપનારા વાચકોની કોટિનો જ્યાં-સુધી કશો નિર્ણય કરવામાં આવ્યો નથી ત્યાં સુધી હરકોઇ વાચક પોતાનો અભિપ્રાય દર્શાવે તે અભિપ્રાય તેની રુચિને સ્પષ્ટ કરી આપનારો બને, પરન્તુ તેથી ઉત્તમ જ પુસ્તકોની ચૂંટણી કેવી રીતે થઇ શકે ? લોકરુચિનું માપ કાઢવા માટે વાચકોને પૂછવા કરતાં **ગ્રંથપાલોને પૂછવાથી વધારે સહેલાઇથી નિર્ણય થઇ શકે;** કારણ તેઓ વધુ વંચાતાં પુસ્તકોની પોતાની માહિતી ઉપરથી વધારે સારી રીતે અભિપ્રાય આપી શકે. પરન્તુ એવી લોકરુચિ પણ પુસ્તકોની ઉત્તમતાના પ્રમાણપત્રરૂપ ન હોઇ શકે. સામાન્ય વાચકો માટેનાં પણ જો ઉત્તમ પુસ્તકોની પસંદગી કરવી હોય, તો એ વાચકોનાં પ્રમાણપત્ર પણ એટલાં ઉપયોગી નથી હોઇ શકતાં કે જેટલા ઉપયોગી વિદ્વાનોના અભિપ્રાયો હોય છે. ઉત્તમ પુસ્તકોની ચૂંટણી કરી આપવા માટે હરકોઇ વાચકને પૂછવા જવાને બદલે હજાર-પાંચસો વિદ્વાનો કિંવા સાહિત્યરસિક વાચકો કે જેમણે ઘણાં પુસ્તકોનું વાચન મનન કર્યું હોય, તેમની એક યાદી નક્કી કરી તેમના અભિપ્રાયો મેળવીને પુસ્તકોની ગુણવત્તા અનુસાર વીણણી કરવી જોઇએ. એવી વીણણી પાછળ પણ અનેક દૃષ્ટિઓ હોઇ શકે. ગામડાંના વાચકોની, જ્ઞાનપિપાસુ વાચકોની, મનોરંજક પુસ્તકોમાં રસ લેતા વાચકોની, ઉત્કૃષ્ટ સાહિત્યના રસિકોની ઈત્યાદિ. જુદી જુદી કોટિના વાચકવર્ગ માટેનાં ઉત્તમ પુસ્તકો પણ જુદાં જુદાં જ હોવાનાં તેથી આ રીતે પસંદગી કરવી એ અર્થરહિત બને છે. મને તો લાગે છે કે આવી રીતે અભિપ્રાય આપનારા ઉત્સાહી વાચકોની સંખ્યા પણ એટલી નાની નીકળી આવશે કે જેમના અભિપ્રાયો ઉપરથી કોઇપણ નિર્ણય કરવાનું જ મુશ્કેલ બનશે. એટલે પૂરું થએલી ઉત્તમ પુસ્તકોની યાદીઓની પૂરવણીરૂપે છેલ્લાં પાંચ કે દસ વર્ષમાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકોમાંથી જ ઉત્તમ પુસ્તકોની ચૂંટણીનું કાર્ય કરવામાં આવે તો તે વધારે ઇષ્ટ લેખાય. " —સાહિત્યપ્રિય ]



**૧. સ્વર્ગોનું દોહન**—સંપાદકઃ વડોદરા રાજ્ય પુ. મંડળ; પ્રકાશકઃ પુસ્તકાલ સહાયક સરકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૪+૫૦૪, સચિત્ર ક આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂા. દોઢ. ૧૯૪૨.

સ્વ. મોતીભાઇ અમીન સા. ના સ્વર્ગવાસ પછી વડોદરા રાજ્ય પુ૦ મંડળે સદ્દગત યાદગીરી કાયમ રાખવા માટે એક સ્મારક ફંડ ઊભું કરેલું. આ સ્મારક સમિતિએ એ ફંડ રકમમાંથી એક ગ્રંથમાળા શરૂ કરવાની યોજના કરેલી. એ યોજનાનુસાર એ સ્મારકમાળા પ્રથમ પુસ્તક તરીકે આ પુસ્તક પુસ્તકાલય સ. સ. મંડળ દ્વારા પ્રસિદ્ધ કરાયું છે.

સદ્દગતને પઢિયારરચિત સ્વર્ગોનાં પુસ્તકો-એ આમજનતા માટેનાં પુસ્તકો-માટે ખાસ વિશિષ્ટ પ્રેમ હતો. અને તેમની હયાતીમાં જ તેમણે આ "સ્વર્ગોનાં દોહન"ની યોજના કરેલી. એ યોજના પૂરી થાય તે પહેલાં તેઓનું અવસાન થયું અને પરિણામે, એમણે આદરેલું પણ અધુરૂં રહેલું કામ એમની જ આ સ્મારક સમિતિ દ્વારા પાર પડ્યું છે.

સ્વ. પઢિયારનાં સ્વર્ગોનાં પુસ્તકોનો આજે પરિચય આપવો અસ્થાને છે. એ પુસ્તકોમાંથી ખાસ પસંદ કરાયેલા ૧૨૪ લેખો ઉપરાંત સ્વ. પઢિયારે રચેલું અંત્યજ સ્તોત્ર પણ આમાં આપવામાં આવ્યું છે.

૫૦૪ ઉપરાંત પૃષ્ઠના પાકા બાંધેલા પુસ્તકની માત્ર દોઢ રૂપિયા જેટલી કિંમત ખરેખર અલ્પ જ લેખાય. એ માટે એના પ્રકાશક પુસ્તકાલય સ. સ. મંડળ ધન્યવાદને પાત્ર છે.

**૨. કુમારનાં સ્ત્રીરત્નો**—( આવૃત્તિ ત્રીજી ) સંપાદકઃ શ્રી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬ + ૨૪૦, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

એક કાળે જ્યારે આજની જેમ સામાજિક ચિત્રો ગ્રંથસ્થ કરનાર માત્ર ગણ્યાગાંઠ્યા લેખકો હતા ત્યારે, શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે આ રેખાચિત્રો લખેલાં. ઑફિસની ખુરશી પર બેસી કલ્પનાના ઘોડા દોડાવી એમણે આ સ્ત્રીરત્નોનું રેખાલેખન નથી કર્યું; પરંતુ એમની ભ્રમણશીલ વૃત્તિ દ્વારા સંપર્કમાં આવેલાં સ્ત્રીરત્નોનાં રેખાચિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે.

પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ ત્યારે જ એ ખૂબ વખણાયાં હતાં અને જાણે જીવતાં જાગતાં એમાંનાં પાત્રો હોય એમ અનેકોએ સ્વીકારેલું કહે છે.

આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે. આ આવૃત્તિ પ્રસંગે સંપાદકે લખેલી પ્રસ્તાવનામાં, પંદર વર્ષો પૂર્વે લખાયેલા પ્રશ્નો હજી પણ એવા જ અણઉકલ્યા હોઇને આજે પણ વખતસરના હોવાનું સૂચન કર્યું છે. પુસ્તક વાંચતાં પહેલાં વાચકે આ પ્રેરણાત્મક પ્રસ્તાવના ખાસ વાંચી જવા જેવી છે.

**૩. વ્યાયામ જ્ઞાનકોશ**—ખંડ પહેલો: સંપાદક અને પ્રકાશક: શ્રી. દત્તાત્રય ચિંતામણ મુજુમદાર, વડોદરા. રૉયલ આઠપેજી પૃષ્ઠ ૩૦ + ૪૪૮ + ૬ = ૪૮૪, પાકું છીંટનું પૂઠું, મૂલ્ય રૂ. સાત, ૧૯૪૧.

વડોદરા વ્યાયામવીરોનું એક વખતે જાણીતું ધામ હતું અને હિંદભરમાં એની વ્યાયામપ્રિયતા જાણીતી હતી. આજે કેટલેક અંશે એ વ્યાયામપ્રિયતા એ વખત જેટલી નહિ છતાં શ્રીમંત સરકારના તેમ જ વ્યક્તિગત અને શ્રી માણેકરાવજી તથા સરદાર શ્રી મુજુમદારના અખાડા દ્વારા એ પ્રવૃત્તિ અખંડપણે ચાલુ રહી છે. તેમાં પણ શ્રી. મુજુમદાર દ્વારા આ દિશાના નિત્યગતિમાન પ્રયત્નોએ સારું પરિણામ આણ્યું છે. એઓથી તરફથી ચાલતાં "વ્યાયામ" માસિકો દ્વારા વ્યાયામજ્ઞાન વખતોવખત અપાતું રહે છે; પરંતુ વ્યાયામને લગતી તમામ પ્રકારની સંપૂર્ણ માહિતી ગ્રંથબદ્ધ કોશરૂપે જનતાને આપવાનો તેમનો પ્રયત્ન તો સાચે જ એક અનોખા સાહસરૂપ છે. મરાઠી ભાષામાં આવા જ્ઞાનકોશની યોજના કરીને ગુજરાતી વર્ગને પણ તેનો લાભ મળે તે હેતુએ તેની ગુજરાતી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનું પણ તેમણે આ સાહસ જ ખેડયું છે. કારણ, આવા વિશિષ્ટ પ્રકારના સાહિત્યને વસાવનારા આપણે ત્યાં ગણ્યાગાંઠયાજ હોય છે. આમ છતાં શ્રી. મુજુમદારે આ સાહસ ઉઠાવી ગુજરાતને સાચે જ ઋણી બનાવ્યું છે.

વ્યાયામના ઇતિહાસથી માંડીને છેક નાનાં છોકરા–છોકરીઓની રમતો સુધીનું તમામ વ્યાયામવિષયક સાહિત્ય આ ગ્રંથમાં સંગ્રહાયું છે. તેમ જ તેમાં આપેલાં કસરતો અને રમતોનું હાર્દ સમજાવનારાં સંખ્યાબંધ ચિત્રોથી ગ્રંથ વધુ ઉપયોગી બન્યો છે. આવાં પુસ્તકો મળવાની તક વારંવાર મળતી નથી. એટલે બની શકે તે સૌ વ્યક્તિ તેમ જ પુસ્તકાલયોએ આ પુસ્તક પોતાને ત્યાં વસાવી વ્યાયામપ્રિય વાચકોમાં તે જેમ વધુમાં વધુ વંચાય તેમ કરવું જોઇએ.

આવા એકલે હાથે ઉપાડેલા સાહસને સૌ કોઇ આવકારે.

**૪. ઇશ્વરનો ઇન્કાર**—(આવૃત્તિ બીજી) લેખક: શ્રી. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૨ + ૧૯૭, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૮–૦.

દશ વર્ષ પહેલાં આ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે કેટલોક ઉહાપોહ થયો હતો; પરંતુ ભાગ્યે જ તેને કોઇએ સબળ દલીલો વડે શમાવ્યો હશે. વ્યક્તિમાત્રને પોતાના વિચારો વ્યક્ત કરવાનો સ્વતંત્ર હક્ક છે તદનુસાર લેખકે નિરીશ્વરવાદનું આ પુસ્તકમાં સમર્થન કર્યું છે. પુસ્તક પ્રથમ પ્રકટ થયાને દસ વર્ષ વીત્યા છતાં આજે પણ તેઓ તેમના મંતવ્યમાંથી જરાય ચલિત ન થતાં ઊલટા, વધુ દૃઢ બન્યા હોવાનું જાહેર કરે છે, એ ખરે જ લેખકની ભારે નૈતિક હિંમત અને દૃઢ વિચારશીલતા વ્યક્ત કરે છે. વિચારશીલ વાચકો ફરીવાર પણ આ વિચારો વાંચી જઇ ઊંડા ઊતરી તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરે.

**૫. સૌરાષ્ટ્રની રસધાર**—ધારા ચોથી (આવૃત્તિ ત્રીજી) લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮ + ૧૯૮, મૂલ્ય રૂ. ૨–૦–૦

સૌરાષ્ટ્રની રસધારના ત્રણ ભાગો પછીનો આ ચોથો ભાગ છે. એમાં પણ સૌરાષ્ટ્રની

૨૦ લોકકથાઓનો સંપાદકે સંગ્રહ કર્યો છે. છેલ્લા કેટલાક વખતથી નહિ મળતી આ ચોથી ધારા હવે પ્રકટ થઇ છે. પોતાને ત્યાં ન હોય તે પુસ્તકાલયો લઇ વસાવે.

**૬. મહારાજ્યોની યુદ્ધશક્તિ**—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, મુંબઇ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૨૯, આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨–૦–૦. ૧૯૪૨.

આજે વિશ્વયુદ્ધ ચાલી રહ્યું છે તે તબક્કે આ પ્રકારનું પ્રકાશન ખરે જ આવકારદાયક છે. આજના યુદ્ધમાં સંડોવાયેલાં રાષ્ટ્રો કેવાં છે, તેમની સંપત્તિ અને શક્તિ કેવી છે તેમ જ તેમની ઇતર પ્રકારની પરિસ્થિતિ જાણવામાં સહાયભૂત થાય તેવું આ પુસ્તક છે. એમાં બ્રિટન, જર્મની, જાપાન રશિયા અને અમેરિકાની યુદ્ધમાં કામ લાગે તેવા પ્રકારની સ્થિતિ-શક્તિઓનું વર્ણન અને માહિતી લેખકે આપી છે. લેખક આજે ગુજરાતી વાચક જનતાથી જરા પણ અપરિચિત નથી. અને અવારનવાર તેઓ યુદ્ધસંબંધી લેખો પણ સામયિકોમાં આપતા રહે છે. તેમણે આપેલું આ માહિતીભર્યું પુસ્તક આજે યુદ્ધવાર્તાની જિજ્ઞાસુ જનતાને જરૂર ગમશે

**મણિલાલ પ્ર. વ્યાસ**

**૭. શ્રીદેવી**—અનુવાદકઃ શ્રી. આનંદકુમાર ભટ્ટ; પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૦૨; સચિત્ર આચ્છાદન સહિત બૉર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૧૨–૦, પાકા પૂઠાના ૦–૪ ૦ આના વધુ.

અમદાવાદના નવચેતન સાહિત્ય મંદિર તરફથી પ્રસિદ્ધ થતી, ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ૭ મા વર્ષનું આ પહેલું પુસ્તક છે. અને તે બંગાળના જાણીતા નવલકથાકાર શ્રી બંકિમ-ચન્દ્ર ચટ્ટોપાધ્યાયે બંગાળીમાં લખેલી ‘ સીતારામ ’ની વાર્તાનો અનુવાદ છે. સીતારામ બંગાળની એક ઐતિહાસિક હિન્દુ વ્યક્તિ છે. જે વખતે-આજથી એકસો એંશી વર્ષો પૂર્વે—દિલ્હીની ગાદી ઉપર મહમદશાહ બાદશાહ રાજ્ય કરતા હતા, તે વખતની આ વાત છે. સીતારામ મુસલમાનોના ત્રાસથી કંટાળી, શ્યામપુર નામના ગામમાં હિંદુ રાજ્યની સ્થાપના કરી, પોતે તેનો રાજકર્તા બને છે. એ રાજકર્તાનું સાંસારિક જીવન કેવું હતું તે દર્શાવતી આ વાર્તા છે. આ પુસ્તકનું નામ ‘ શ્રીદેવી ’ તેની પહેલી રાણીના નામ ઉપરથી રખાયું છે. શ્રીદેવી સાથે પ્રેમમાં પડવાથી, સીતારામનો નાશ થશે એ પ્રમાણે જ્યોતિષમાં જણાયાથી સીતારામના પિતા તેનો ત્યાગ કરાવે છે; અને છતાંય શ્રીદેવી અને સીતારામ દૂર દૂરથી પણ એકબીજાને ખૂબ ચાહે છે અને સંકટપ્રસંગે એકબીજાને ખરી મદદ પણ કરે છે. એ આ વાર્તાનું મુખ્ય વસ્તુ છે. વાર્તાનું આ વસ્તુ સામાન્ય છે, પણ તે મુસલમાન બાદશાહો અને નવાબોનું રાજ્યતંત્ર કેવું હતું તેનો કંઇક ખ્યાલ આપે છે. અને તેની સાથે બંગાળના ભૂતપૂર્વ ઇતિહાસની પણ કાંઇક ઝાંખી કરાવે છે.

**૮. રામકહાણી**—લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ–૨; ૧૯૪૧, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૨+૩૪૮; રંગીન અને સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું; કિંમત રૂ. ૩-૦–૦

સમાજમાં આજે પૈસો એ એક મુખ્ય વસ્તુ થઇ પડી છે, અને એટલા કારણે તેને મેળવવા સૌ કોઇ અનેક પ્રકારના ખરા ખોટા પ્રયત્નો કરે છે. આ વાર્તાની શરૂઆત એનાથી

થાય છે. ખોટી રીતે પૈસો મેળવવાની લતમાં ચઢેલો એક યુવાન જુગારી, દારૂડીઓ અને વિષયી બને છે. પણ તેણે એક અકસ્માતથી પોતાના જીવનમાં બળજબરાઈથી પરિવર્તન લાવવું પડે છે. અને એમાંથી પોતાના મૂળ જીવન પર આવી પશ્ચાત્તાપ કરવાની તક મળતાં, છેવટમાં એ એક આદર્શ યુવક બની જાય છે. ' સમાજમાં કોઈ કોઈ વ્યક્તિ કોઇ કોઇ વખત ગંભીર ગુન્હો કરી બેસે છે, પણ એ ગુન્હાના બદલામાં શારીરિક શિક્ષા ન કરતાં, પશ્ચાત્તાપ કરવાની તક અપાય તો એ વ્યક્તિ ગુન્હો કરતી અટકી જઇ સુધરી જાય ' એ આ વાર્તાનું રહસ્ય છે. વાર્તાની વસ્તુગૂંથણી સરસ છે. અને તે સમાજને કંઇ કંઇ નવા વિચારો પણ અર્પે છે.

**૯. પ્રતિજ્ઞા**—લેખકઃ શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી; પ્રકાશકઃ શ્રી. સોમાલાલ મંગળદાસ શાહ, અધિપતિ ' ગુજરાતી પંચ ' ગાંધી માર્ગ, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૨૩; બોર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૦-૦.

' ગુજરાતી પંચ 'ની સન ૧૯૪૧ ની સાલના ભેટ પુસ્તક તરીકે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં એક સામાજિક વાર્તા અપાઇ છે. વાર્તાનું રહસ્ય એ છે કે, (૧) લગ્ન પહેલાં કોઇની સાથે પ્રેમમાં પડો નહિ અને પડો તો તેની સાથે પછી લગ્ન કરવાનો પણ મક્કમ નિશ્ચય કરો અને એવે પ્રસંગે સમાજ હડધૂત કરે તો તે પણ સહન કરતાં શીખો. (૨) પોતાની પરિણિતા પત્ની તરફ શંકાની દૃષ્ટિએ જુઓ નહિ અને જુઓ તો પૂરી ચોકસાઇ કરી, શંકા સાચી છે કે ખોટી તેનો નિર્ણય કરો. (૩) અને આમ કરતાં પણ જો ઉપરની ભૂલો થઇ જાય તો તે બદલ પશ્ચાત્તાપ કરતાં શીખો અને ભૂલોને સુધારવા પ્રયત્ન કરો. વાર્તાનું વસ્તુ સામાન્ય છતાં બોધક અને પ્રેરક છે.

' અ-દ્રષ્ટા '

**૧૦. પાનદાની**—લેખક-પ્રકાશકઃ પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી, જૂનાગઢ; પ્રથમ આવૃત્તિ ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૮+૧૭૬; પૂઠું બોર્ડ પટ્ટીનું જેકેટવાળું; કિં. રૂ. ૧-૮-૦; કાચું પૂઠું કિં. ૧-૪-૦

(૧) શાંતિયો, (૨) કાલીચરણની ઘરવાળી, (૩) ત્રિકમનું ઘર, (૪) દાસની દેશસેવા, (૫) નરભેરામની નર્મદ શતાબ્દી, (૬) વતનની રંજાડ, (૭) વજીનું હેવાતન, (૮) હુસેન પટાવાળો, (૯) બોલ્લપટની મુલાકાતે, (૧૦) કવિ કાલકૂટના સાથમાં, (૧૧) ભગવાનનો ન્યાય, (૧૨) દાદાભાઇની સંસારસખી, (૧૩) આત્મા ને પરમાત્મા, અને (૧૪) શિક્ષણના આદિ-ધામમાં—એ નામની ૧૪ ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ વાર્તાસાહિત્યના રસિયા વાચકવર્ગને રુચિકર થઈ પડશે. વસ્તુગુંથન એક વાતનું મઝાનું હોઈ દરેક વાર્તા સમાજજીવનનાં અને માનવસ્વભાવનાં વિવિધ ચિત્રો સચોટ રીતે રજૂ કરે છે. પાત્રાલેખન માપસરનું છતાં સુંદર ને ભાવવાહી છે. પુસ્તકાલયો ખુશીથી વસાવે.

**૧૧. વીરપૂજા**—લેખક અને પ્રકાશક-મોહનલાલ પાર્વતીશંકર દવે, સુરત; ૧૯૪૧; ૧૬ પેજી પૃષ્ઠ ૬+૨૩૪ + ૪; કાપડી પૂઠું, કિં. ૧-૮-૦.

(૧) હઝરત મહમદ પેગંબર, (૨) માર્ટીન લ્યુથર, (૩) મહારાજા અશોક તથા (૪) મહર્ષિ દયાનંદ સરસ્વતી એ ચાર સુવિખ્યાત ધર્મવીરોનાં ચરિત્રોનું સુંદર નિરૂપણ

ગ્રંથમાં થયેલું છે. તેથી અભ્યાસીઓને તેમ જ ચરિત્રનાયકોને યથાર્થ ઓળખવા માગનાર જિજ્ઞાસુઓને ખૂબ જ ઉપયોગી થઈ પડશે. પુસ્તકનું નામકરણ જેના પરથી થયું છે તે ' વીરપૂજા 'નો પહેલો લેખ તથા પ્રથમનાં બે ચરિત્રો ' કાર્લાઇલ 'ના અભ્યાસના ફળસ્વરૂપ છે, જ્યારે ' મહારાજા અશોક 'ના લેખમાં વિન્સેન્ટ મર્ચલના ગ્રંથનો અને ' દયાનંદ ' સરસ્વતીના લખાણમાં શ્રી. ઝવેરચંદ મેઘાણી તથા શ્રી. રમણલાલ વ. દેસાઈનાં પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે.

સંસ્કારી છતાં શુદ્ધ ને સરળ ભાષાશૈલી તથા વિચારોની સુવ્યવસ્થિત ગોઠવણને કારણે સામાન્ય વાચકોને માટે પણ આ ચરિત્રસંગ્રહનો ગ્રંથ વાંચવા લાયક બન્યો છે. પુસ્તકાલયો એને જરૂર અપનાવે.

**ના. નં.**

**૧૨. વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૫ મી**—પુસ્તિકાની સંખ્યા ૨૦, કુલ શ્રેણીનો ક્રમાંક ૮૧ થી ૧૦૦ એમાં નીચેની પુસ્તિકાઓનો સમાવેશ થાય છેઃ—

(૧) સતી પાર્વતી, લેખકઃ સૌ. બાલા મજમુદાર પૃ. ૨૦; (૨) શ્રી શંકરાચાર્ય, લેખકઃ રમણલાલ પી. સોની, પૃ. ૨૩; (૩) શ્રીમદ્ વલ્લભાચાર્ય, લેખિકાઃ શ્રી બાલા મજમુદાર, પૃ. ૨૦; (૪) શ્રી માધવાચાર્ય, લેખકઃ માધવરાવ ભા, કર્ણિક, પૃ. ૨૦; (૫) રામાનુજાચાર્ય, લેખકઃ માધવરાવ ભા. કર્ણિક, પૃ. ૨૦; (૬) મહારાજા કુમારપાળ, લેખકઃ ધીરજલાલ ટો. શાહ, પૃ. ૨૪; (૭) ગુરુ ગોવિંદસિંહ, લેખક સોમાભાઇ પટેલ, પૃ. ૨૪; (૮) રણજિતસિંહ, લેખકઃ બાલાભાઇ વીરચંદ દેસાઇ, પૃ. ૨૩; (૯) મહારાણી લક્ષ્મીબાઇ, લેખકઃ બાલાભાઇ વીરચંદ દેસાઇ, પૃ. ૨૮; (૧૦) શ્રી કેશવચંદ્ર સેન, લેખકઃ રમણલાલ પી. સોની, પૃ. ૨૩; (૧૧) શ્રી ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર, લેખકઃ ધીરજલાલ ટો. શાહ, પૃ. ૨૦; (૧૨) શ્રી મહાદેવ ગોવિંદ રાનડે, લેખકઃ ધીરજલાલ ટો. શાહ, પૃ. ૨૪; (૧૩) શ્રી દાદાભાઇ નવરોજી, લેખકઃ રમણલાલ પી. સોની, ૨૦; (૧૪) શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે, લેખકઃ ધીરજલાલ ટો. શાહ, પૃ. ૨૪; (૧૫) સ્વામી શ્રદ્ધાનંદજી, લેખકઃ પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, પૃ. ૨૪; (૧૬) શ્રી. ગોવર્ધનરામ, લેખકઃ બાલાભાઇ વીરચંદ દેસાઇ, પૃ. ૨૩; (૧૭) શ્રી જવાહરલાલ નેહરૂ, લેખકઃ ધીરજલાલ ટો. શાહ. પૃ. ૨૪; (૧૮) શ્રી સુભાષચંદ્ર બોઝ, લેખક; ધીરજલાલ ટો. શાહ, પૃ. ૨૪; (૧૯) શ્રી સેનગુપ્તા, લેખકઃ પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, પૃ. ૨૦; (૨૦) તારામંડળ, લેખક ધીરજલાલ ટો. શાહ, પૃ. ૨૩; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તા, અમદાવાદ. પ્રત્યેક પુસ્તકની કિં. ૦–૨–૦ સેટની કિં. ૨–૪–૦

ઉપરની ૧૯ પુસ્તિકાઓમાં પ્રત્યેકનાં સ્વતંત્ર જીવનચરિત્રો આપવા પ્રયાસ કરવામાં આવ્યો છે. અંક ૨૦ માં શ્રીનિવાસ રામાનુજન, ટપુ વસાણી, શશિમોહનદે, ડૉ. શ્રી. જદુનાથ સરકાર, એમ ચાર જણની ટૂંક માહિતી આપવામાં આવી છે.

પુસ્તિકાઓનું છાપકામ અને ટાઇટલ આકર્ષક બન્યું છે. હજી ચરિત્રલેખનમાં સુધારો કરવાની જરૂર છે. જોડણીની ભૂલો તરફ પ્રકાશનસંસ્થાનું ધ્યાન ખેંચીએ છીએ અને વાર્તા-સાહિત્ય પાછળ ઘેલા થયેલા કિશોરો–કુમારોને આવી પુસ્તિકાઓ વાંચવા નિર્દેશ કરીએ છીએ.

**૧૩. ફૂલદાની**—લેખક અને પ્રકાશકઃ ચંદ્રકાન્ત મંગળજી ઓઝા, કિં. ૦–૩–૦, પૃષ્ઠ ૫૧, પૂઠું ગ્લેઝ કાગળનું.

'ફૂલદાની'માં કુલ ૪૭ કાવ્યકુસુમો અપાયાં છે. લેખક એક સારા રાસકવિ છે. એમણે, ૧૦ પક્ષી–પ્રાણીઓની, ૭ કુદરતની, ૧૩ સામાન્ય બાબતોની, ૧ દેશની, ૩ ફૂલોની, ૪ કુટુંબી જનોની અને ૯ રોજ પરિચયમાં આવતી બાબતો લીધેલી છે.

ઢીંગલી, કૂબા, રેલગાડી, વાદળી, પતંગ, ચાંદા મામા, ઘોડેસ્વાર વગેરે બાળદુનિયાને ગમી જાય તેવી છે.

આજની મોંઘવારી જોતાં આ સુંદર પુસ્તક ફક્ત ૦–૩–૦ જેટલી કિંમતે મળે એ સસ્તુ લેખાય.

બીજી આવૃત્તિ વખતે કેટલીક જોડણીભૂલો સુધારવી બાકી રહે છે ખરી.

**૧૪. શ્રી ગિરીશચંદ્ર**—મૂળ બંગાળી લેખકઃ શ્રી. અવિનાશચંદ્ર ગંગોપાધ્યાય; અનુવાદકઃ શ્રી. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ; પ્રકાશકઃ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ; પૃ. ૧૦૩, પૂઠું ગ્લેઝ કાગળનું; કિં. ૦–૬–૦.

શ્રીરામકૃષ્ણ સેવા સમિતિએ ગુજરાતની જનતાને 'શ્રી ગિરીશચંદ્ર'ના ટૂંકા જીવનવૃત્તાંતનો સુંદર ખ્યાલ આપ્યો છે. એમણે બંગ નાટય સાહિત્ય અને બંગ રંગાલયનું સિંહાસન સુંદર રીતે દીપાવેલું. શ્રી રામકૃષ્ણ પરમહંસે એમને અજબ જ્ઞાનફોરમ આપેલી. મૂળ બંગાળી ગ્રંથના સારરૂપ આ પુસ્તક કોઇ જ્ઞાનેચ્છુઓએ વાંચવા જેવું છે.

પુસ્તકાલયો સત્વરે ખરીદે.

'દૃષ્ટા'

**૧૫. રાજનન્દિની**—લેખક અને પ્રકાશકઃ શ્રી. કેશવ હ. શેઠ; ખડાયતા મુદ્રણ–કલા મંદિર, ખાડીઆ, અમદાવાદ; ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદ; પૃષ્ઠ ૧૦+૧૭૦; સચિત્ર કાચું પૂઠું; કિંમત રૂ. ૧–૮–૦

'ખડાયતા મિત્ર' માસિકની સંવત ૧૯૯૭ ની સાલના ભેટ તરીકે પ્રસિદ્ધ થતું આ પુસ્તક, એક ઐતિહાસિક ત્રિઅંકી નાટક છે. એના લેખક સાહિત્યની આલમમાં એક જાણીતી વ્યક્તિ અને 'ખડાયતા મિત્ર' માસિકના તંત્રી છે. આ નાટકનું વસ્તુ, પાટણ–નરેશ કર્ણના જીવનમાંથી લેવાયું છે. અને તે એ છે કે, કર્ણ રાજા ચંદ્રાવતી નગરના નરેશની પુત્રી મીનળદેવી સાથે લગ્નથી જોડાય છે, પણ કર્ણ રાજા તેની સાથે સંબંધ ન રાખતાં એક નર્તિકાને ચાહે છે. એ નર્તિકા પોતાના હાથે જ મહારાજાનો પોતાના પ્રત્યેના પ્રેમનો ભોગ આપી, મહારાજાને અપવિત્ર થતાં અટકાવી, મીનળદેવી સાથે સુમેળ સાધી આપે છે. નર્તિકાનું આ કાર્ય, સમાજની નર્તિકાઓને ખરેખર સાચો આદર્શ શીખવે છે. આ વસ્તુ અંગે ગુંથાયલાં બીજાં પાત્રો પણ સુંદર આલેખાયાં છે. કોઇ કોઈ સ્થળે હાસ્યરસ પણ ઠીક ઠીક જણાય છે, પ્રસંગોપાત જોઇતાં ગાયનો પણ પીરસાયાં છે. સમાજને બોધક અને પ્રેરક થઇ પડે તેવું આ નાટક વાંચવા અને ભજવવા લાયક છે. 'અ–દૃષ્ટા'

**૧૬. નક્શકારક હુન્નરો** ભા. ૩ જો—સંપાદક અને પ્રકાશકઃ મૂળજી કાનજી ચાવડા સિતુગરા–અંજાર (કચ્છ). ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૫૦; સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪'.

" નક્શકારક હુન્નરો "ના આ અગાઉ બે ભાગો બહાર પડી ગયા છે. આ ત્રીજો ભાગ છે. આગલા ભાગોની જેમ આ ભાગમાં પણ જુદી જુદી બનાવટોના નુસ્ખાઓ આપવામાં આવ્યા છે. આ બધા નુસ્ખાઓ જુદી જુદી વ્યક્તિઓ તરફથી મોકલાયેલા તે અહીં સંગ્રહાયા જણાય છે. તે બધા જ કેટલે અંશે સફળ નીવડે તે તો અનુભવે જાણી શકાય. આ દિશામાં પ્રયત્નો કરનારા અને ઉદ્યોગધંધા માટે ફાંફાં મારનારાઓને કદાચ આમાંથી કોઇ સફળ અખતરા મળી આવે.

આના કરતાં સંપૂર્ણ અનુભૂત અને ખાત્રીલાયકના અખતરાઓનો સંગ્રહ જો બહાર પાડવામાં આવે તો તે વધુ આવકારદાયક થઇ પડે. મ. પ્ર. વ્યાસ

**૧૭. સ્વાતિ**—લેખકઃ કોલક; પ્રકાશકઃ મગનલાલ લાલભાઇ દેસાઇ, કવિતા કાર્યાલય, ગુરુનિવાસ, નહેરૂરોડ, વિલેપારલે; પૃષ્ઠ ૧૨૪ ડેમી; પૂઠું કાચું; કિંમત ૧–૮–૦.

આ પુસ્તકમાં જુદા જુદા વિષયો સંબંધી કવિતાઓ છે. આ કવિતાઓ આ પુસ્તકના પ્રકાશક શ્રી. મગનલાલે ' કોલક ' ઉપનામથી લખેલી છે. ' કોલક ' નામ એમણે એમના ગામ પાસે આવેલી છેક દક્ષિણ ગુજરાતમાંની કોલક નદી ઉપરથી લીધેલું છે. આ પુસ્તકમાંની કવિતાઓ વિવિધ વિષયોને લગતી તેમ જ વિવિધ છંદોમાં લખાયેલી છે. કુદરતનાં વર્ણન એમાંની કેટલીક કવિતાઓમાં સારાં આવે છે. ' બારીત્યાગ 'ની કવિતામાં કુટુંબસ્નેહ તથા વિનોદ ખાસ તરી આવે છે. આમાંની ઘણીખરી કવિતાઓમાં કુદરત, કુટુંબ, વતન વગેરેને લગતા મનોહર ભાવો ચિતરાયેલા છે. એકંદરે આ પુસ્તકમાંની કવિતાઓ વાંચવી ગમે તેવી છે. આ પુસ્તકનાં કાગળ, છપાઇ વગેરે સારાં છે. કવિતાના શોખીનોએ તથા મોટાં પુસ્તકાલયોએ તે ખરીદવા જેવું છે. આ જ કવિનું ' સાંધ્યગીત ' નામનું કવિતાઓનું બીજું પુસ્તક પણ પ્રસિદ્ધ થયેલું છે.

**૧૮. પરિમલ**—લેખકઃ રમણીકલાલ જયચંદભાઇ દલાલ, પ્રકાશકઃ શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; પૃષ્ઠ ૧૬૮ ડેમી; પૂઠું સાદુ સચિત્ર તથા કાચું; કિંમત ૨–૦–૦.

આ પુસ્તકમાં લેખકની જુદાં જુદાં માસિકોમાં પ્રસિદ્ધ થયેલી તેમ જ કેટલીક અપ્રસિદ્ધ કવિતાઓ છે. એના બે વિભાગ છે. પહેલા વિભાગમાં લેખકે સ્વતંત્ર રીતે લખેલી કવિતાઓ છે; અને બીજા વિભાગમાં એમણે અંગ્રેજી કવિતાઓ ઉપરથી લખેલી કવિતાઓ છે. આ કવિતાઓ ઊર્મિગીતોના પ્રકારની છે. આ કવિતાઓ વિવિધ છંદોમાં તેમ જ વિવિધ ભાવોને લગતી લખાયેલી છે. પહેલા વિભાગની કવિતાઓમાં લાગણીનો પ્રવાહ જોસબંધ વહેતો જોઇ શકાતો નથીઃ કવિ વિષયો ખોળી કાઢીને ભાષા તથા છંદની આવડતને આધારે કવિતાઓ લખતા હોય એમ દેખાય છે. આ પુસ્તકની પ્રસ્તાવના પ્રો. ચતુરભાઇ શંકરભાઇ પટેલે લખેલી છે; એમાં આ પુસ્તકમાંની કવિતાઓના સારા અંશ તરી આવે તેવી રીતે વિવેચન મુખ્યત્વે કરેલું છે. વળી એમાં શ્રી. ન્હાનાલાલ કવિની અસરવાળી તથા શ્રી. બળવંતરાય ઠાકોરની

અસરવાળી એવી બે પ્રકારની કવિતાઓ જણાવી તેમાંથી પહેલા પ્રકારની કવિતા બીજા પ્રકાર કરતાં ચડિયાતી છે, એમ મનાવવા પ્રયત્ન કરેલો છે. અમને આમ કરવામાં કંઇ સાર્થકતા જણાતી નથી. આ પુસ્તક કવિતાના અભ્યાસીઓને તથા તેના શોખીનોને ઉપયોગી થવા સંભવ છે. પુસ્તકનાં રૂપરંગ, કાગળ, છપાઇ વગેરે સારાં છે.

**શં. સો. પટેલ**

## સામયિકો

**૧. ચિત્રમય જગત**—(ખાસ મહાયુદ્ધ અંક) સંપાદકઃ શ્રી. સાકરલાલ તુ. યાજ્ઞિક, ચિત્રશાળા પ્રેસ, પૂના.

"ચિત્રમય જગત" દર વર્ષે તેના નવા વર્ષનો પહેલો અંક ખાસ વિશિષ્ટ અંક તરીકે પ્રસિદ્ધ કરે છે. તે યોજના મુજબ સદર માસિકનો માર્ચ માસનો ખાસ અંક–મહાયુદ્ધ અંક તરીકે પ્રકટ થયો છે.

આ અંકમાં સંપાદકે, યુરોપીય યુદ્ધ (અને હવે તો વિશ્વયુદ્ધ) ને લગતા કેટલાક જાણવા-જોગ માહિતીભર્યા લેખો આપ્યા છે. તેમાં યુદ્ધની શરૂઆતથી માંડીને આજ સુધીમાં બની ગયેલા બનાવોનું વિહંગાવલોકન આપવા ઉપરાંત જાપાનની મહત્ત્વાકાંક્ષામાં જાપાનનું યુદ્ધમાં ઝંપલાવવું અને તેની પાછળનું માનસ સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે; જ્યારે રૂસો જર્મન યુદ્ધશીર્ષક લેખમાં જર્મનીની રશિયા પરની ચડાઇને લગતી વિગતો આપી છે.

હાલના યુદ્ધને લગતી બાબતો જાણવામાં આ અંક ઠીક મદદરૂપ થાય તેવો છે.

**૨. કવિતા**—વર્ષ ૧, અંક ૬–૭ વાર્ષિક લવાજમ રૂા. દોઢ. તંત્રીઓઃ ઇન્દુલાલ ગાંધી, મગનલાલ દેસાઇ અને રતુભાઇ દેસાઇ; કવિતા કાર્યાલય, ગુરુનિવાસ વિલેપાર્લે.

છેલ્લા છએક માસથી "કવિતા" નામનું માસિક ઉપરના ઉત્સાહી કવિઓના તંત્રીપદે પ્રકટ થવા માંડયું છે. એના દરેક અંકે આજના કવિઓની ઠીક ઠીક કાવ્યસમૃદ્ધિ પ્રકટ કરે છે. અને કવિતાચર્ચા પણ આપે છે. આ કક્ષાનું આપણે ત્યાં આ એક જ માસિક છે. નવી–જૂની શૈલીના કવિઓનાં કાવ્યોનો રસાસ્વાદ આ "કવિતા"માં મળશે.

**મ. પ્ર. વ્યાસ**

---

[ સાંધણુ પૃ. ૧૨૪નું ]

**૨૦ કટાક્ષકાવ્યો**—લેખક અને પ્રકાશકઃ દેવકૃષ્ણ પીતાંબર જોશી, મુ. શિહોર, કાઠિયાવાડ; મૂલ્ય ૨–૦–૦

**૨૧ ચાંદામામા**—લેખકઃ શ્રી. નાગરદાસ ઇ. પટેલ, પ્રકાશકઃ બાલશક્તિ કાર્યાલય, મોડાસા ( ઉ. ગુજરાત ) મૂલ્ય ૦–૬–૦

**૨૨ સનમની શોધમાં**—લેખકઃ શ્રી. બેકાર, પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સૂરત. મૂલ્ય ૨–૮–૦

**૨૩ કેસૂડાં અને સોનેરુ**—લેખકઃ શ્રી. હરિશ્ચંદ્ર ભટ્ટ, પ્રકાશકઃ ધી ગ્રાફીક પ્રેસ, ગોવાલિયા ટેન્કરોડ, મુંબઇ, મૂલ્ય ૧–૦–૦

**૨૪ એશિયા ખંડના મહાન ધર્મો**—લેખકઃ શ્રી. ધીરજલાલ ચિમનલાલ દેસાઇ, પ્રકાશકઃ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, મૂલ્ય ૦–૫–૦



## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧ **રચનાત્મક કાર્યક્રમ-કેટલીક સૂચનાઓઃ** મૂળલેખકઃ બાબુ રાજેન્દ્રપ્રસાદ મૂલ્ય ૦–૩–૦.

૨ **સર્વોદય**—( બીજી આવૃત્તિ પુનર્મુદ્રણ ) લેખકઃ ગાંધીજી, મૂલ્ય ૦–૧–૬

૩ **નિર્ભયતા**—કિશોરલાલ મશરૂવાળા, મૂલ્ય ૦–૧–૬

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૪ **કાશીનાથ**—મૂળલેખકઃ શરદ્‌બાબુ, મૂલ્ય ૧–૧૨–૦

૫ **અડધે રસ્તે** – લેખકઃ શ્રી. કનૈયાલાલ મુનશી, મૂલ્ય ૩–૦–૦

૬ **જેલ ઑફિસની બારી**—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય ૧–૮–૦

૭ **સૌરાષ્ટ્રની રસધાર-ધારા ચોથી**—સંપાદકઃ ઉપર પ્રમાણે, મૂલ્ય ૨–૦–૦

૮ **રઢિયાળી રાત**—સંપાદક ઉપર પ્રમાણે, મૂલ્ય ૧–૮–૦

૯ **હાલરડાં**—આવૃત્તિ ત્રીજી, સંપાદક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૮–૦

૧૦ **રાજસંન્યાસી**—લેખકઃ શ્રી. ધૂમકેતુ, મૂલ્ય ૩–૦–૦

૧૧ **જનપદ**—આ. ત્રીજી-લેખકઃ શ્રી. મનુભાઈ જોધાણી, મૂલ્ય ૦–૧૨–૦

૧૨ **ખાટીમીઠી બાળવાતો**– લેખકઃ ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૧૨–૦

## ભારતી સાહિત્ય સંઘનાં પુસ્તકો

૧૩ **મહારાજ્યોની યુદ્ધશક્તિ**—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, મૂલ્ય ૨–૦ ૦

૧૪ **હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ**—અનુવાદઃ ઇન્દ્ર વસાવડા, મૂલ્ય ૨–૮–૦

## આર. આર. શેઠની કંપની—મુંબઇ તરફનાં પુસ્તકો

૧૫ **ઇશ્કની ખુશ્બુ**—લેખકઃ બકુલેશ, મૂલ્ય ૨–૮–૦

૧૬ **જળસમાધિ**—લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય, મૂલ્ય ૩–૦–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૭ **શ્રીદેવી**—મૂળલેખકઃ બાબુ બંકિમચંદ્ર, અનુવાદકઃ શ્રી. આનંદેશ; પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ, મૂલ્ય ૩–૦–૦

૧૮ **કુમકુમ**—લેખકઃ શ્રી. કિશનસિંહ ચાવડા, પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઇ ૨. મૂલ્ય ૨–૮–૦

૧૯ **દંતરત્ન**—ડૉ. કેખુશરૂ દોરાબજી જીલા, પ્રકાશકઃ જીલા બ્રધર્સ, નવસારી, મૂલ્ય લખ્યું નથી.

[ અધિક પૃ. ૧૨૩ ને છેડે ]



**કુમાર : ફેબ્રુઆરી : '૪૨**

**મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડે :** ગયા જાન્યુઆરીની ૧૮ મી તારીખે આ મહાપુરુષની સોમી જન્મજયંતિ હિંદભરનાં સંસ્કૃતિકેન્દ્રોમાં ઉજવાઈ હતી. તેમનો જીવનપરિચય આ લેખમાં છે. આજથી બરાબર એક સૈકા પૂર્વે જન્મી, આ વિભૂતિએ પોતાના વિશુદ્ધ ન્યાયનિષ્ઠ ચરિત્ર, સર્વક્ષેત્રસ્પર્શી વિશાલ પ્રતિભા અને જીવન તથા કાર્યમાં ભવ્ય બની રહેનારું ઉચ્ચ ધ્યેય આચરી જનાર એ વિરલ વિભૂતિનો જીવનપરિચય આ લેખમાં છે.

**ભૂતકાળની શોધમાં :** ગુજરાતના સંશોધનાત્મક આ લેખમાં લેખકે, હાલની સરસ્વતીના કિનારે પરિભ્રમણ કરી મેળવેલી માહિતી પુરાણકાલીન માહિતીની સરખામણી સાથે ઉત્તરગુજરાતના એ પ્રદેશનો કંઈક પરિચય આપ્યો છે.

**સંસારનાં શહેરો :** કલકત્તા–શહેરનો આ લેખમાં પરિચય આપ્યો છે. યુરોપ અને દૂરપૂર્વને મધરસ્તે આવેલું એનું બંદર પૂર્વ અને પશ્ચિમના વેપારનું સંગમસ્થાન છે. અને હુગલી નદીના કિનારા પર પથરાયેલી એની ભરચક બંદરગાહમાં લંડનની હરીફાઈ કરે એવી વહાણોની ઠઠ રાત ને દિવસ જામેલી રહે છે. એ શહેરનો વિસ્તાર પરાંઓ સહિત

૪૭ ચોરસમાઇલનો છે. અને હાઉરા સહિત એની વસ્તી લગભગ ૧૮ લાખની થવા જાય છે આ શહેરને લગતી કેટલીક ઐતિહાસિક તેમ જ ભૌગોલિક અને ઇતર માહિતી પણ આ લેખમાં છે.

**આંખથી બચવાના ઉપાય :** ગયા અંકે અપાયેલા આ લેખનો વધુ હપ્તો આ અંકે આપ્યો છે. આજના કટોકટીના કાળે એ લેખ ખાસ વાંચવા જેવો છે.

## કિશાર : નવેમ્બર-ડિસેમ્બર

**પ્રતિનિધિ :** છત્રપતિ શિવાજી મહારાજ પાસે ગુરુ રામદાસ સ્વામી ભિક્ષા માગવા જાય છે, શિવાજી મહારાજ રાજપાટ ભિક્ષામાં આપી દે છે; અને રસ્તાના ભિખારી બને છે અને પછી રામદાસ સ્વામી તેમને પોતાના પ્રતિનિધિ બનાવી તેમના જ માટે રાજપાટ ચલાવવા આજ્ઞા આપે છે, એ વાત કવિવર ટાગોરે લખેલી તેનો આ અનુવાદ છે.

**ઘાશીરામ કોટવાલ :** પેશ્વાઇના જમાનામાં નાના ફડણવીસ એક ઉત્તર હિંદુસ્તાની બ્રાહ્મણની રૂપવાન કન્યાને જોઇ તેના પર ખુશ થઇ ગયેલો અને તે બ્રાહ્મણને ઊંચી પાયરીએ ચઢાવેલો. એ બ્રાહ્મણ તે આ ઘાશીરામ. ઘાશીરામ અભણ હતો અને બુદ્ધુ જેવો પણ હતો. પરંતુ નાના ફડણવીસની મહેરબાનીથી ઊંચી પાયરીએ ચડયો હતો. તેને એક વાર એક અંગ્રેજ અમલદાર પાસે સંદેશો લઇ મોકલવામાં આવેલો. તેણે અમલદાર પાસે જે વાતચીત કરેલી તેનો રમુજી હેવાલ આ લેખમાં છે. અંગ્રેજે એની સાથેની વાતચીત પરથી કટાક્ષમાં કહેલું કે " આપના જેવા સમજદાર અને બુદ્ધિશાળી માણસ નાના સાહેબની સેવામાં છે એ જાણીને હું બહુ ખુશ થાઉં છું. "

**પશ્ચિમઘાટમાં :** પશ્ચિમઘાટની મુસાફરી દરમિયાન જોયેલું સૃષ્ટિસૌંદર્ય આ લેખમાં સંવાદાત્મકરૂપે આપ્યું છે.

**એડીસન :** વીજળીના દીવાનો શોધક. જીવનની શરૂઆત એણે ગાડીમાં પેપર વેચનાર છોકરા તરીકે કરેલી. તે પછી કેટલાક ટેલિગ્રાફના નોકરો એને તાજી ખબરો આપતા હતા. એટલે એણે જાતે જ ગાડીમાં નાનું પ્રેસ રાખી પેપર કાઢવાનો ધંધો કરેલો. પછી તો એક દિવસ એક સ્ટેશન માસ્તરના છોકરાને એણે જીવના જોખમે બચાવેલો તેથી તેણે તેને તાર ખાતાનું કામ શીખવેલું. પછી તો એ ફુરસદનો વખત નવીન શોધખોળ કરવામાં ગાળતો. એમ એની ઉત્તરોત્તર આપમહેનતે આગળ વધવાની ધગશ અને આવડતપૂર્વકની કાર્યસાધકતા વગેરે આ લેખમાંથી મળશે.

## ગુણસુન્દરી : માર્ચ : '૪૨

**સંયમ અને ત્યાગ :** આ લેખમાં લેખિકાએ જીવનમાં સંયમ કોને કહેવો તેને લગતી જુદી જુદી વ્યાખ્યાઓ આપી છે. લેખિકા સંયમ વિષે કહે છે: " સંયમના તાંતણા તો આપણી નસોમાં લોહીની નદીઓની માફક વીંટળાયેલા છે. × × × જીવનની શરૂઆત પહેલાં જ સંયમની શરૂઆત થઇ જાય છે. × × સંયમની ભાવનાથી જ ત્યાગનો ઉદ્ભવ થાય છે.

**સમાજવાદી સૃષ્ટિમાં સ્ત્રીઓનું સ્થાન :** કુ. ઇન્દિરા નહેરુએ રશિયામાં સ્ત્રીઓનું શું સ્થાન છે તેને લગતી હકીકત આંકડા સહિત આપી છે. ઝારશાહીના જમાનામાં સ્ત્રીઓનું શું સ્થાન હતું અને તે પછી ત્યાં ક્રાંતિ થતાં આજે સમાજમાં અને જાહેરમાં સ્ત્રીઓનું શું સ્થાન છે તે આ લેખમાંથી મળી આવશે.

**ઘરશાળા : ફેબ્રુઆરી : ’૪૨**

**શિક્ષણસંસ્થાનો આદર્શ :** કેળવણીની કોઇ પણ સંસ્થાનું કાર્ય મનુષ્યનો એકધારો અને સર્વાંગી વિકાસ સાધવાનો હોય છે. કામની કેવળ અનુકૂળતા ખાતર ઊભા કરવામાં આવેલા શિક્ષણના વિભાગો માનવીના સળંગ જીવનને જો વિભાગી નાખે તો કેળવણીનું પરિણામ વિપરીત આવે. જુવાન અને તાજા તથા પીઢ અને કસાયેલા શિક્ષણકારોએ પોતાની પાસે ભણવા આવેલા બાળકના વિકાસ પામી રહેલા એક સળંગ સૂત્ર આત્માનું દર્શન કરવાની આંખ કેળવવી પડશે.

**વર્ગશિક્ષકનું સાચું કામ :** વર્ગશિક્ષકે સાચું કામ સાચી રીતે કરવા માટે એની પાસે ચોક્કસ દૃષ્ટિ હોવી જોઇએ. પોતે વિદ્યાર્થીઓનો ઉપરી કે ગુરુ નથી, પણ મિત્ર અને માર્ગદર્શક છે, એમ દરેક શિક્ષકે માનવું અને આચરવું જોઇએ. આ વર્ગશિક્ષક નીચેનાં કામો કરી શકે: (૧) વિદ્યાર્થીની શરીરસ્વાસ્થ્યની માહિતી મેળવી લેવી, (૨) યોગ્ય સાધનો દ્વારા વિદ્યાર્થીની બુદ્ધિનો આંક જાણવો, (૩) વિદ્યાર્થીનું વર્ગમાં ધ્યાન, આવડત, વર્તન વગેરે સમજવા પૂરતું વિદ્યાર્થીનું માનસ તેણે સમજવું જોઇએ. આ અને બીજી અનેક બાબતો આ લેખમાંથી વર્ગશિક્ષકને જાણવાની મળે તેમ છે.

**પ્રસ્થાન : મહા : ૧૯૯૮**

**વિગ્રહના આર્થિક અત્યાઘાતો :** યુદ્ધને કારણે આપણે ત્યાં કેવા પ્રકારની કઈ કઇ બાબતો પર શી આર્થિક અસર થઇ છે તેનો આંકડા સહિતનો ખ્યાલ આ લેખ આપે છે.

**અલ્પાત્માનું આત્મપુરાણ :** જાણીતા હાસ્યલેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેએ એમની રમુજી શૈલીએ ત્રણ સંવાદો આપી–૧ સાહિત્યકાર, ૨ સત્યાગ્રહી અને ૩ બે સ્ત્રીઓના સંવાદ આપી પછી અલ્પાત્મા–હું–નું પુરાણવાચન એમની હમેશની હસાવનાર શૈલીએ આ લેખમાં આલેખ્યું છે.

**યુવક : માર્ચ : ૧૯૪૨**

**પોલાદી પુરુષ સ્ટેલીન :** ધર્મગુરુ બનાવવાની ખાહેશ ધરાવતી એની માતા એ પુત્રને તેવો બનાવવા માટે મઠમાં મૂકી આવેલી; પરંતુ સિપાઇગીરીને ચાહનારો સોસો એના માર્ગે કેવો આગળ વધ્યો તેને લગતી આજના રશિયાના સરમુખત્યાર સ્ટેલીનની જીવનકથા જાણીતા લેખક શ્રી. ડુંગરસી સંપટે આપી છે.

**વૃત્તિઓનું ઘડતર :** વૃત્તિઓને દબાવવાથી જેમ નુકસાન છે તેમ લાલન કરવાથી તેઓ હમેશને માટે ઘર કરી બેસવાનો ભય પણ તેટલો જ છે. ચોરી–ચૂપકીથી ભોગ કરવાની વૃત્તિને ભલે રહેવા દેવામાં આવે; પણ આપણે રમત–ગમત દ્વારા, વાર્તાઓ દ્વારા વગેરે વગેરે દ્વારા બીજી અસર વધારે ઊંડી ઊતરે એવો પ્રયત્ન કરવો જોઇએ.

**ન્યુઝીલેન્ડની રમતગમત પ્રવૃત્તિ :** આ લેખમાં લેખકે ન્યુઝીલેન્ડમાં નાનાં પ્રાથમિક શાળાનાં બાળકોથી માંડી વૃદ્ધો સુધીનાં ત્યાં વસનારાંઓની રમતગમતને લગતી માહિતી આપી છે. લેખક કહે છે: રમત-ગમતનો શોખ આ પ્રજાના હાડમાં ઊતરી ગયો છે. શહેરમાં મોટી મોટી પેઢીઓમાં કામ કરતી છોકરીઓનું પણ એ પેઢીનું રમતમંડળ હોય છે. જુદી જુદી પેઢીઓનાં રમત મંડળો મેદાન પર હાજર હોય; પોતાના ગણવેશ પહેરે, કૂચ કરે, કવાયત કરે, હરિફાઇઓ કરે કે મેળાવડા થાય.

રેખા : માર્ચ : ૧૯૪૨

**પાળેલા કૂતરા :** એક એકલવાયા કૂતરાને એક રોજ રસ્તે ફરવા જનાર માનવી મળી ગયો. એ માનવીને એની જીવનસંગાથિની મળી. એને એ જીવનસંગાથિની મળી તે પહેલાં અને તે પછી એ કૂતરા પરના માનવીના પ્રેમનો અને કૂતરાના જીવનનો પલટો આ વાર્તામાં રૂપકરૂપે રજૂ કરાયો છે.

**રાજીનામું :** એક અનાથાશ્રમના ગૃહપતિની ફરજો અને મુશીબતોનો ખ્યાલ આપતી એક હળવી વાર્તા. લોકશાસનવાળી સંસ્થામાં નોકરના હાલનું સુંદર ચિત્રણ આ વાર્તા રજૂ કરે છે.

આ ઉપરાંત **પ્રચાર** શીર્ષક લેખ ગીતા મંદિરની પ્રેરણા અને પ્રચારને લગતો હળવો કટાક્ષ આપે છે; જ્યારે **રક્ષણ** શીર્ષક લેખમાં લેખક, રક્ષણથી થતા ગેરફાયદા ગણાવે છે. આ બન્ને લેખો કટાક્ષવાચન વાંચવા માગનારને જરૂર ગમી જાય તેવા છે.

શારદા : ફેબ્રુઆરી : ૧૯૪૨

**મારા ગુરુઓ :** લેખક કહે છે કેઃ ગુરુની શોધમાં ઘણા મનુષ્યો અતિશય મહેનત કરે છે અને કરતા રહે છે. પણ ગુરુઓ તો રોજ પધારે છે, પણ આપણને તેઓને જોવાને, સમજવાને અને હૃદયમાં ઉતારવાને ભાન હોતું નથી. તેઓ જે સાદાં અને અમૂલ્ય શિક્ષણો આપી જાય છે તે આપણે સમજી લઇએ તો જીંદગી સફળ થઈ જાય. એવા કેટલાક ગુરુઓ લેખકે ગણાવ્યા છે. તેમાં એક–બે બાળકીઓનાં વચનો, એક ડોસીમાની કહાણી, એક સુકર્મ આદમી, તેમ જ માતા–પિતાના દાખલા આપ્યા છે.

**મા શારદા :** આ લેખમાં પરમહંસ રામકૃષ્ણદેવનાં સહધર્મિણી શારદામણિદેવીનો પ્રેરણાત્મક જીવનપરિચય આલેખેલો છે.

**આગગાડીના પાટા :** આ લેખમાં આગગાડીના પાટા જોતાં જે જાતજાતના વિચાર-તરંગો અને દશ્યો મગજ સામે ખડાં થાય છે તેનું હળવું પણ મનોરમ ચિત્ર લેખકે દોર્યું છે.

**વાચનરુચિ ઉચ્ચ ધોરણી ન કરી શકાય ? :** આજે જનતાની અભિરુચિને નીચી કક્ષાએ ઉતારે તેવા બહાર પડતા સાહિત્ય સામે લેખકે સમયસરનો સારો પોકાર ઉઠાવ્યો છે. તેઓની ફરિયાદ સાચી જ છે, કે જ્યારે આવા સાહિત્ય તરફ પ્રકાશકો–લેખકો જનતાને પ્રેરતા હોય ત્યારે વિવેકી, ચિન્તનપર, જ્ઞાનપ્રેરક, શાસ્ત્રસિદ્ધ સાહિત્યગ્રંથોનો ભાવ ક્યાંથી પૂછાય !

શિક્ષણ અને સાહિત્ય : માર્ચ : '૪૨

**બાળજીવનનાં મંથનોનું શિક્ષણકાર્ય :** બાળકનાં મંથનો ચોવીસે કલાક ચાલુ હોય છે, અને એ મંથનોને અનુકૂળ વાતાવરણ ઘરમાં જ સૌથી વધુ પ્રમાણમાં નિર્માણ થઈ શકે છે. બાળજીવનમાં આ મંથનો સમજી લેવામાં આવે તો ઘરમાં જ પડેલી બાલશિક્ષણની સામગ્રીનો સારો ખ્યાલ મળે. આને લગતી ૬ કંડિકાઓ, બાલમાનસના અભ્યાસી શિક્ષકો વાંચવા જેવી છે. લેખક કહે છે કે બાળકની દિનચર્યા જ એની સૌથી સરસ પાઠશાળા છે. એના જીવનની નાની મોટી પ્રવૃત્તિ એ જ એનાં જીવંત પુસ્તકો છે. અને બાળકોનાં આ સર્વ શિક્ષણનાં કાર્યો પણ લેખકે આ લેખમાં આપ્યાં છે.

**ધર્મનાં બાહ્યચિહ્નોની મહત્તા ને મર્યાદા :** જનોઇ, તિલક જેવાં બાહ્ય ધાર્મિક

[ સામે પૃ. ૧૨૯ ને છેડે ]

# પુસ્તકાલયોની તપાસણી

**પ્ગારદાર** પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાંચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; અને પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

૧. **વડોદરા નવસારી પ્રાંત પ્રચારક રા. છગનલાલ મથુરભાઇ પટેલ–માહે ફેબ્રુઆરીમાં–ડભોઇ મહાલનાં** (૧) અમરેશ્વર, (૨) કરમાલીઆપુરા, (૩) પુડા, (૪) રાજલી, (૫) ભીલાપુર, (૬) પલાંસવાડી, (૭) માવલી, (૮) કુંવરવાડા, (૯) બરાનપુરા, (૧૦) થુવાવી, (૧૧) ફરતીકૂઇ, (૧૨) નડા, (૧૩) છત્રાલ, (૧૪) નારીયા, (૧૫) બોરબાર, (૧૬) કુંવરપુરા, (૧૭) મેનપુરા અને (૧૮) દાંડિયાપુરા તા. વાઘોડિયા. દિન ૨૪ની કામગીરી.

૨. **મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટીકાભાઇ ઠાકર–માહે ફેબ્રુઆરીમાં–આંતરસુંબા મહાલનાં** (૧) વ્યાસવાસણા, (૨) ધડિયા, (૩) ઝંડા (વા.), (૪) શિહોરા, (૫) આંબવેલ; **વિસનગર મહાલનાં** (૬) જેતલવાસણા, (૭) સાંતીસણા, (૮) વડુ, (૯) ઉદલપુર, **ચાણસ્મા મહાલનાં** (૧૦) ધીણોજ; **મહેસાણા મહાલનાં** (૧૧) પોલીસ હેડ કવા. સા. પુ. મહેસાણા, (૧૨) બામોસણા (૧૩) મોતી દાઉ, (૧૪) પીલુદરા, (૧૫) નાગલપુર (વા.), (૧૬) તાવડીઆ, (૧૭) દેવરાસણ, (૧૮) બેરવા, (૧૯) મેઉ, (૨૦) લાખવંડ–કામગીરી દિન ૨૩.

૩. **વડોદરા મહાલ માનદ પ્રચારક રા. છોટાભાઇ રાયજીભાઇ પટેલ–ઑગસ્ટથી નવેંબર સુધીમાં** (૧) પોર, (૨) માંજલપુર, (૩) તરસાલી, (૪) કરચિયાં, (૫) સુંદરપુરા, (૬) જાંબુવા, (૭) ખલીપુર.

૪. **ભાદરણ મહાલ માનદ પ્રચારક રા. અંબાલાલ દ્વારકાદાસ પટેલ–માહે જાનેવારીમાં** (૧) વટાદરા, (૨) જલસણ, (૩) પીણાવ, (૪) કાણીસા.

૫. **કડી મહાલ માનદ પ્રચારક રા. સીતારામ સોમનાથ શુક્લ–માહે ડિસેંબર–જાન્યુઆરીમાં** (૧) નંદાસણ, (૨) માથાસળ, (૩) વડુ, (૪) આણંદપુરા, (૫) ચડાસણ, (૬) અંબાવપુરા, (૭) ઝુલાસણ, (૮) ધુમાસણ, (૯) કૈયલ.

૬. **ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. નાનજીભાઇ જે. પટેલ–માહે ફેબ્રુઆરી માસમાં** (૧) ચવેલી, ( ) વડાવલી, (૩) મુદેરા, (૪) લણવા.

---

[ સાંધણ પૃ. ૧૨૮નું ]

ચિહ્નો ધર્મક્રિયાનાં અંગ મનાય છે; તેવાં બાહ્યચિહ્નો ધારણ કરવામાં ધર્મ પાળવાપણું શી રીતે છે અને તેવાં ચિહ્નો ધારણ કરવાં કે છોડી દેવાં એ વિષે સ્વ. શ્રી ચિમનલાલ વૈષ્ણવે એક પત્ર લખેલો તે અહીં તેમનાં મંતવ્યોરૂપે રજૂ કરીને આપ્યો છે. ધર્મચિહ્નો વિષે જાણવા માગનાર એ વાંચી જાય.

ખાદીની ભૂમિકા : દેશના કામ કરી શકે તે સૌને કામ આપવામાં ખાદીનો ઉદ્યોગ કેવો મહત્ત્વનો છે તે અહીં આંકડા આપી સ્પષ્ટ કર્યું છે. મિલઉદ્યોગ વિ૦ ચરખા સંઘના ખાદી ઉદ્યોગને લગતી વિગતવાર હકીકત એના પુરાવારૂપે રજૂ કરી છે.




## વ૦ રા૦ પુસ્તકાલય મંડળ

**ફોર્મોની સગવડ:**—વિસનગર તથા આતરસુંબા મહાલ પુ. મંડળોના મંત્રીઓએ પોતપોતાના મહાલોનાં ગ્રામ પુસ્તકાલયોને ઉપયોગી બધી જાતનાં ફોર્મો મંગાવી લીધાં છે. તો જેમને જરૂર હોય તેમણે ત્યાંથી મેળવી લઇને પોતાની સંસ્થાનું વર્ગીકરણ તેમ જ દફતરી કામ ધોરણસર સુવ્યવસ્થિત કરી દેવાની ખાસ ભલામણ. બીજાં મહાલ મંડળો પણ આવી વ્યવસ્થા રાખે એ ઇચ્છવા જોગ.

**શિક્ષણવર્ગો:**—ચાલુ સાલે મહેસાણા તથા વડોદરા પ્રાંતો માટે પુસ્તકાલય શિક્ષણવર્ગો આગામી એપ્રિલ તથા મે માસમાં ભરાવાના હોઇ તત્સંબંધી ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૩ જોઇ લેવા લાગતા વળગતાઓને ભલામણ !

**પરીક્ષાનું પરિણામ:**—શિષ્ટવાચનની ૨૧મી પરીક્ષાનું પરિણામ ચાલુ માસે પ્રસિદ્ધ કરાવવાનું બની શક્યું નથી. આવતા માસના અંકમાં જરૂર તેમ થશે.

**મંત્રીપદનું રાજીનામુ:**—વ. રા. પુ. મંડળની સ્થાપનાથી તે અત્યાર લગી માનદ મંત્રી તરીકે મંડળનું સુકાન સંભાળી મંડળની જમાવટ ને ખીલવણી કરનાર શ્રીયુત ભાઇ મણિલાલ મં. કાશીવાળા અંગત રોકાણોને કારણે તા. ૧-૩-૪૨ થી રાજીનામું આપી એ પદેથી છૂટા થયા છે. રાજીનામું મંજૂર કરતી વખતે મંડળની કારોબારીએ એમની એકધારી ખંતીલી સેવાની ખાસ નોંધ લીધી છે.

**પ્રાંત પરિષદ:**—મહેસાણા પ્રાંતની ૪ થી પરિષદ ચાલુ એપ્રિલ માસની ૧૨ મી ૧૩ મી તારીખે ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇના પ્રમુખસ્થાને ચાણસ્મા મહાલના ધીણોજ ગામે ભરવાનું ઠર્યું છે.

**વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક:**—રા. છગનભાઇએ ચાલુ માસથી નવસારી પ્રાંતની ફેરણી શરૂ કરી હોઇ ગઇ સાલની ફેરણીમાં બાકી રહી ગયેલા પલસાણા, બ્યારા, સોનગઢ, મહુવા મહાલોમાં પ્રથમ ફરવાના છે. તો તે તે મહાલના મંત્રી ભાઇઓને પોતપોતાની સંસ્થાનું વર્ગીકરણ તેમ જ દફતરી કામ સુવ્યવસ્થિત કરી દેવા પૂરતો સહકાર પ્રચારકને આપવાની તથા જરૂરી ફોર્મો તૈયાર રાખવાની ભલામણ કરીએ છીએ.

**કોડીનાર મહાલ પુ. બીજી પરિષદ**—ઘાટવડ મુકામે તા. ૨૨-૩-૪૨ ના રોજ મે. રા. રા. અમરેલી પ્રાંત સુબા સાહેબના પ્રમુખપદે મળનાર છે.

**પેટલાદ મહાલ પુ. પરિષદનું છઠ્ઠું અધિવેશન**—સિરોલ મુકામે તા. ૧૫-૩-૪૨ ના રોજ શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરાના પ્રમુખપણે મળનાર છે. પરિષદ અંગે એક પુસ્તકાલય તથા આરોગ્ય પ્રદર્શન પણ યોજનાર છે.

**મહાલ તરફે શિષ્ટવાચન પરીક્ષા**—સિદ્ધપુર મહાલ પુ. મંડળ તરફથી બાળકો માટે લેવાયલી શિષ્ટ વાચન પરીક્ષા માટે "**મોતીભાઇ અમીનનું જીવનચરિત્ર**" મુકરર કરાયું હતું. પરીક્ષામાં ૧૬૦ પરીક્ષ્યો પૈકી ૧૨૭ ઉત્તીર્ણ થયાં હતાં.

**પુસ્તકાલયોને મદદ**

**સા. પુ. ધનોરી** (તા. ગણદેવી)ને ૫)તોરણગામના ખંડુભાઇ કલ્યાણજી નાયક તરફથી.

**સા. પુ. તોરણગામ** (તા. ગણદેવી)ને ૫) બે ઇસમોની તકરારમાં થયેલા સમાધાનથી મળ્યા. સ્તુત્ય.

**સા. પુ. કંડ** (તા. કડી)ને ૩) પા. રણછોડલાલ પરસોતમદાસ, ૫) પંચાલ આત્મારામ મોતીરામ તરફથી.

**સા. પુ. પીપળી** (તા. કોડીનાર)ને ૪) રાજપૂત જ્ઞાતિના બારોટ બચુભાઇ છત્રસિંહ તરફથી. ૧૦) ગામ આગેવાનો તરફથી.

**સા. પુ. મણુંદ** (તા. પાટણ)ને ૨) પાટણના પંચાલ નરભેરામ શિવરામ તરફથી. ૨) સિદ્ધપુરના પંચાલ હરગોવિંદ ઘેલચંદ તરફથી.

**સા. પુ. છઠીઆરડા** (તા. મહેસાણા)ને ૨) લીંચના શા. કસ્તુરચંદ ભાઇચંદ, ૨) જગુદણના શા. શિવલાલ ટોકરશી, ૩) છઠીઆરડાના શા. ઘેલચંદ રાયચંદ, ૧) છઠીઆરડાના પંચાલ ગોવિંદરામ ગંગારામ તરફથી.

**સા. પુ. કેલીસણા** ( તા. વિજાપુર )ને રૂા. ૩) લુગોરના પટેલ મૂળજીભાઇ અમીચંદ તરફથી.

**સા. પુ. ખરસદા** (તા. વિસનગર)ને ૫) લીંચના શા. શકરચંદ મનસુખલાલ, ૫) વેડાના શા. ત્રિભોવનદાસ રાયચંદ, ૫) પાંચોટના શા. લલ્લુચંદ કચરાચંદ.

**પુસ્તકાલયપર્વણી**—( ગતાંકના પૃ. ૫૮ થી ચાલુ ) (૨૮) બાકરોલ તા. પેટલાદ (૨૯) માણેજા તા. વડોદરા (૩૦) સાંતેજ તા. કલોલ, (૩૧) ખેરાળુ, (૩૨) મણુંદ તા. પાટણ (૩૩) મોટા આંકડીઆ (૩૪) દહીડા તા. અમરેલી.

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી

## માહે ફેબ્રુઆરી '૪૨ ની યાદી નં. ૨ : સંખ્યા ૪૩

**પાદરા**—નેદરા, બ્રાહ્મણવસી.

**શિનોર**—કુકસ.

**કરજણ**—ઉરદ.

**કડી**—ધુમાસણ, ખાવડ, પીડજ.

**કલોલ**—મોખાસણ, બાલવા, સઇજ, જામલા, ઉનાઉ, ધાનજ, તારાપુર.

**વિજાપુર**—ઉપખલ, સોખડા, માણેકપુર, બામણવા, પિલવાઇ, જંત્રાલ, પાલડીવ્યાસ, ચડાસણ, ડોલવડા, પડુસમા, ગવાડા, મહુડી, બીલોદરા, કુકરવાડા જેપુર આગલોડ, ગેરીતા, પુંધરા રણાસણ, દેલવાડા, રીદરોલ, ભાવસોર.

**વિસનગર**—ભાન્ડુ, વાલમ, ચિત્રોડા મોટા, મહિલા પુ. વિસનગર, કંસારાકૂઇ.

**સિદ્ધપુર**—બાલ પુ. ઉંઝા.

**પાટણ**—સંડેર.

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

**વડોદરાની હુસેન કમિટિ** તરફથી તા. ૧–૩–૧૯૪૨ ના રોજ "હુસેનદિન" ને. ના. દીવાન સા. ના પ્રમુખપદે ઉજવાયો હતો. હિંદુ–મુસ્લીમ એકતા અને સંસ્કૃતિ–વિષયક વ્યાખ્યાનો થયાં હતાં.

*

**ચીન દિન**—ગઇ તા. ૭ ૩–'૪૨ ના રોજ હિંદનાં કેટલાંક શહેરોમાં અને વડોદરામાં ને. ના. દીવાન સા. ના પ્રમુખપદે ચીન–દિનની ઉજવણી થઇ હતી. તે પ્રસંગે હિંદ અને ચિનની સંસ્કૃતિની સમાનતા વિષે જુદા જુદા વ્યાખ્યાતાઓનાં વિવેચનો થયાં હતાં.

*

**સાહિત્ય જીવનનું પ્રતિબિંબ**—એ વિષય પર મુંબઇમાં કે. આર. કામા ઇન્સ્ટીટ્યૂટમાં શ્રીમતી સરોજીની નાયડુએ એક જાહેર વ્યાખ્યાન આપ્યું હતું.

*

**કુમારશ્રી મોતીસિંહજી મહીડા સ્મારકગ્રંથ**—જાણીતા સદ્‌ગત સાહિત્યકાર માંડવાના કુમારશ્રી મોતીસિંહજી મહીડાની યાદગીરીમાં એક સ્મારક ગ્રંથ પ્રકટ કરવામાં આવનાર છે, જેનું સંપાદન કાર્ય જાણીતા લેખક શ્રી. તારાચંદ પોપટલાલ અડાલજાએ સ્વીકાર્યું છે.

*

**ચિની નેતા દંપતી**—માર્શલ અને મેડમ ચાંગ કાઈ શેક હિંદની મુલાકાતે આવી ગયાં અને બન્ને દેશોના સાંસ્કૃતિક સંબંધોની જૂની ગાંઠ દેશભરને તાજી કરાવી ગયાં.

*

**શાંતિનિકેતન** ખાતેના કવિવર ટાગોરે સ્થાપેલા વિશ્વભારતીને માર્શલ ચાંગ કાઇ શેકે રૂ. ૫૦૦૦૦ ની બક્ષિસ આપી છે.

*

**ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ** તરફથી એક માસિક પ્રચાર પત્રિકા પ્રકટ થવા માંડી છે. તેમાં ગુજરાતી સાહિત્યને લગતી સ્થળસ્થળની વિવિધ પ્રવૃત્તિઓને લગતી માહિતીઓ પ્રકટ થતી રહેશે.

*

**"સબકી બોલી"** હિંદી માસિક બંધ કરવામાં આવ્યું હોઇ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ–વર્ધા તરફથી "**રાષ્ટ્રભાષા સમાચાર**" નામની માસિક પત્રિકા વાર્ષિક લવાજમ રૂ. એકથી પ્રકટ થવા માંડી છે.

*

**પ્રાથમિક શાળાઓના શિક્ષકોને તાલીમ**—આપવા માટે અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી પ્રાયમરી ટિચર્સ ટ્રેનિંગ કૉલેજ કાઢવા નક્કી થયું છે. આવી જ એક કૉલેજ આણંદ ખાતે કાઢવાનું સ્વ. મો. ન. અમીન સ્મારક સમિતિ તરફથી પણ વિચારાઇ રહ્યાનું કહે છે.

*

"**આર્યકા ડંકા**" નામનું હિંદી ચોપાનિયું હિંદી સરકારે જપ્ત કર્યું છે.

*

"**વીસમી સદી**" માસિકની આજે જગ્યા સાચવનાર ગુજરાતી માસિક "નવચેતન"ના તંત્રી શ્રી. ચાંપશીભાઇ ઉદ્દેશી આ વર્ષે પચાસ વર્ષ પૂરાં કરી વનપ્રવેશ કરતા હોવાના ટાંકણે "નવચેતન" માસિકનો આગામી અંક ખાસ તેમની જ કલમે લખાયેલા તૈયાર થનાર છે.

*

**જાણીતા ગુ. નવલકથાકાર** સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇ પણ આ વર્ષે વનપ્રવેશ કરતા હોવાના સમાચાર મળે છે અને તેમનો પણ સુવર્ણ ઉત્સવ ઉજવવાની યોજના વિચારાઇ રહી હોવાનું કહે છે.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૧–૪૨

## યાદી નં. ૩ : સંખ્યા ૧૦૧

**ની**ચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૦–૩–૪૨ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧૬ મી માર્ચ ૧૯૪૨ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઈ ગઈ છે. હવે તા. ૧૦–૪–૪૨ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી ગયાં હશે તેમને એપ્રિલની ૧૬ મીથી પત્રો શરૂ કરવા ગોઠવણ કરવામાં આવશે. **યાદી પૈકી તેમ જ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—રામોદડી. **ભાદરણ**—વાસણા, સુંદણ.

**વડોદરા**—ધનીઆવી, વડદલા, મહાપુરા, કરાલી, અલ્હાદપુરા, દુમાડ, ઊંડીઆ મેઢાદ.

**પાદરા**—શાણપુર, સોખડા રાઘુ, મહુવડ, ભાણપુર.

**કરજણ**—સણીઆદ, અભરા, કીયા.

**શિનોર**—નાના હબીપુરા, પુનીઆદ, મિંઢોળ, દામાપુરા, ગરાડી, દરિયાપુર.

**સાવલી**—ગોઠડા, શાન્તિપુરા, બાકરોલ, ઉત્તમનગર.

**વાઘોડિયા**—કરમાલીઆપુરા, ગજાદરા.

**સંખેડા**—અરીઠા, લાછરસ, વડેલી, પાટણા, ઝરવણ, વાઘેથા.

**ડભોઈગામ**—કડવાડા, ધારીસણા, ધણુપ.

**કડી**—મણિપુર, વાધરોડા.

**કલોલ**—છત્રાલ, ધમાસણા, ભોંયણ રાઠોડ.

**વિજાપુર**—દેવડા, મહાદેવપુરા, ગણેશપુરા, માઢી, અંબોડ.

**વિસનગર**—રાજગઢ, સવાલા, કુંશી.

**મહેસાણા**—લીંચ, મહેસાણા પોલિસ હેડક્વાર્ટર્સ, ખદલપુર.

**સિદ્ધપુર**—મુંડાણા.

**એરાળુ**—લુણવા, વીડોડા, શોભાસણા, બહાદરપુર, બાબાંપુર, કેસીંપા, મછાવા, કરશનપુરા.

**પાટણ**—કીમ્બુંવા, પાટણ ટાંકવાડા, ખીમીઆણા, મેસર, પાટણ બાલ., વીસલવાસણા, એંદલા.

**ચાણસ્મા**—જેતપુર, વીરતા, ચડાસણા, સદુથળા, ધાણોધરડા, ટાકેરી.

**નવસારી**—માણેકપુર, આમડપુર. **ગણદેવી**—ખખવાડા, માણેકપુર માંસા.

**પલસાણા**—કડોદરા, સોયાણી. **કામરેજ**—દીગસ. બાદા.

**મહુવા**—ઉમરા. **માંગરોલ**—પીપોદરા, સીમોદરા, સરદા.

**અમરેલી**—કેરીઆનાગશ, પીઠવાજાળ, મોટા આંકડીઆ, મોટા ભંડારીઆ, લાશાવદર, પીપળલગ. **ધારી**—ગરમલી.

**કોડીનાર**—અરણેજ, કાજ, દેવળા. **ઓખા**—ખરડીઆ, ગોપીરાજપુર.

---

# જાહેરાત નં. ૩ સને '૪૧–૪૨

## ગ્રામ પુસ્તકાલયોના ગ્રંથપાલો અને મંત્રીઓ માટે પ્રાંતવાર શિક્ષણવર્ગો.

ગ્રામ પુસ્તકાયોનું કામ કરનારા મંત્રીઓ તથા ગ્રંથપાલો માટે પ્રાંતવાર તાલીમ-વર્ગો દર વર્ષે ભરાય છે. તે મુજબ ચાલુ સન ૧૯૪૧–૪૨ની સાલે મહેસાણા અને વડોદરા પ્રાંતો માટેના બે વર્ગો નીચેની વિગતે ભરવાનું ઠરાવ્યું છેઃ—

| પ્રાંત | તારીખઃ વાર | સ્થળ |
|---|---|---|
| ૧ મહેસાણા | એપ્રિલની તા. ૨૭–૨૮–૨૯ સોમ, મંગળ, બુધ | વાત્રક્તટે ઉત્કંઠેશ્વર મહાદેવમાં |
| ૨ વડોદરા | મે માસની તા. ૧૮–૧૯–૨૦ સોમ, મંગળ, બુધ | નર્મદાતટસ્થ વ્યાસક્ષેત્રમાં |

આ વર્ગો અંગે થતો બધો જ ભોજનખર્ચ રાજ્ય પુસ્તકાલય મંડળ ભોગવી લેશે અને હરકોઈ પુસ્તકાલયના મંત્રી વા ગ્રંથપાલ ઉમેદવારને થતો મુસાફરીખર્ચ જે તે પુસ્તકાલયના બજેટમાં પાડી શકાય તેવી યોજના રહેશે. આ શિક્ષણવર્ગો ચલાવવા માટે રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, રાજ્ય વ પ્રાંત પુસ્તકાલય પ્રચારક તથા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા જે તે પ્રાંતના ભાઈઓ હાજર રહેશે. પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ પણ આવશે જ.

શિક્ષણવર્ગોનું કામ ત્રણે દિવસ સવારના ૭॥ થી ૧૦॥ તથા બપોરે ૨॥ થી ૫॥ એમ બે કકડે ચાલશે. વચલો વખત ભોજન, આરામ, વાર્તાલાપ અને રમતગમત વગેરે માટે રહેશે. રાત્રે ૮॥ થી ૧૦ સુધીના વખતમાં શકય હશે તો મનરંજનનો કાર્યક્રમ રાખવામાં આવશે કે પછી ઉપયોગી છતાં આનંદજનક વાર્તાલાપ ચાલશે. ત્રીજે દિવસે સવારના ભાગમાં શંકાનિવારણનું કાર્ય અને સાંજના ભાગમાં નજીકમાં જોવા જાણવા જેવું કોઈ સ્થળ હશે તો તેની મુલાકાતે જવાનું ગોઠવાશે.

વર્ગ જે મહાલમાં ભરાય તે મહાલનાં પુસ્તકાલયોના મંત્રી વા ગ્રંથપાલ પૈકી જેમણે અત્યાર લગીમાં આવા કોઇ પણ વર્ગનો લાભ ન લીધો હોય તેમણે મહાલમાં ગોઠવાતા તાલીમવર્ગનો લાભ અવશ્ય લેવો જોઇએ, એવું ધોરણ ચાલુ સાલથી પુસ્તકાલય ખાતાએ લાગુ પાડયું છે. તો વડોદરા પ્રાંતના વર્ગ માટે શિનોર અને તિલકવાડા મહાલોની અને મહેસાણા પ્રાંતના વર્ગ માટે આતરસુંબા અને દહેગામ મહાલોની જે પુસ્તકાલય સંસ્થાઓના મંત્રી વા ગ્રંથપાલ પૈકી જેઓ બીનતાલીમી હોય તેમણે પોતાનાં નામઠામ, પોસ્ટનું સ્થળ, અભ્યાસ, ઉમ્મર, ધંધો અને પુસ્તકાલય અંગેની કામગીરીની હકીકત સાથેની અરજી અમારા તરફ અવશ્ય મોકલી આપવી. પ્રાંતના બીજા મહાલોના ઇચ્છુક ઉમેદવારો પણ જરૂરી હકીકત સાથે પોતાની અરજીઓ મોકલી શકશે, અને તે વર્ગની સંખ્યા જે ૫૦ ની છે તે પૂરી થતા લગી મંજૂર રખાશે.

મહેસાણા પ્રાંત માટેની અરજીઓ તા. ૨૦ મી એપ્રિલ સુધીમાં અને વડોદરા પ્રાંત માટેની અરજીઓ મેની ૧૦ તારીખ સુધીમાં મળી જવી જોઇએ.

આ શિક્ષણવર્ગો માટે ચાલુ સાલના બજેટમાં સવડ ન રખાઇ હોય તેવાં પુસ્તકાલયોએ જરૂરી રકમ પૂરતો ફેરફાર કરવાનું વા બીજી વ્યવસ્થા થવા માટે લખાણ પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ આ વાંચતાં બરાબર મોકલી આપવું.

આ વર્ગો માટે જેમની અરજીઓ મંજૂર થશે તેમને વ્યક્તિગત ખબર આપવામાં આવશે, અને તેમણે વર્ગનું કામ ઠરેલા પ્રથમ દિવસના સવારથી જ શરૂ થવાનું હોવાથી આગલી રાત્રે જ વર્ગના સ્થળે હાજર થઇ જવું જોઇશે.

પથારી, જળપાત્ર વગેરે અંગત જરૂરી સામાન ઉપરાંત પુ. ખાતાના વટહુકમ સૂચનાઓમાં એકીકરણના ત્રણે ભાગો, વર્ગીકરણ પદ્ધતિનું પુસ્તક, પોતપોતાના પુસ્તકાલયનું જનરલ રજિસ્ટર ઉપરાંત વિષયવારી નામવારી પત્રકો તૈયાર થયેલાં હોય તો તે અને રા. બ. ગોવિંદભાઇ દેસાઇકૃત " **ઘરમાં રમવાની રમતો** " એટલું સૌએ લેતા આવવું.

શિક્ષક હશે તેમની કામગીરી ગણાય એ માટે હાજરીના દાખલા શિરસ્તા મુજબ આપવાની વ્યવસ્થા રહેશે.

જે તે મહાલમા બીનતાલીમી મંત્રી કે ગ્રંથપાલ પૈકી હરકોઇ એક જણ અને જે તે પ્રાંત ખાતે નવીન ઊઘડેલા વા ઊઘડવાના પુસ્તકાલયોનું કામ કરનાર મંત્રી વા ગ્રંથપાલને તો આ વર્ગોનો લાભ લેવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

વડોદરા, રા. પુ. મંડળ<br>વડોદરા,<br>તા. ૬–૩–૪૨

**ના. નં. ચોકસી**<br>સહમંત્રી

---

## બાળક

બાળક આવતી કાલની આશા છે. આજે એ બાળક છે, પણ આવતી કાલે એ નાગરિક બનવાનું છે. મહાત્મા ગાંધી અને જવાહર એક વખતે બાળક હતા. વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઇ પણ એક કાળે બાળક હતા. કોણ કહી શકશે કે આપણા ગામમાંથી એવાં રત્નો નહિ પાકે ? પણ એ રત્નો પકવનારની પણ કેટલીક ફરજો છે.

માબાપ તરફથી બાળકને જેવા સંસ્કાર મળશે તેવું તે પાકવાનું. શિક્ષક તો બાળકને પાંચ કે ૭ કલાક ભણાવે છે, પણ માબાપ તો એને ૧૮–૧૯ કલાક ભણાવે છે.

શિક્ષક તો માત્ર મોઢેથી બોલીને ભણાવે છે. માબાપ તો પોતાની રહેણીકરણીથી ભણાવે છે. હવે તમે જ વિચારી જોજો કે માબાપની અને એમની રહેણીકરણીની કેટલી જવાબદારી છે !

( થામણા–ભીંતપત્રોમાંથી )

:

# સામયિક દોહન

## મારે મન જિસસ એટલે ?

મારી જિંદગીનો મોટો ભાગ મેં ધર્મના અભ્યાસમાં અને ધર્મગુરુઓ ને ધર્મપુરુષો જોડે બધા ધર્મોની ચર્ચા કરવામાં ગાળ્યો છે, છતાં મને બરોબર ભાન છે કે, ઇશુ ખ્રિસ્ત વિષે લખવું, અને મારે મન તેઓ એટલે શું ? તે બતાવવાનો પ્રયત્ન કરવો, એમાં મારી ધૃષ્ટતા જ લાગશે. પરંતુ, હું તે પ્રયત્ન કરું છું તે એટલા જ કારણે કે મારા ખ્રિસ્તી મિત્રોએ અનેક પ્રસંગોએ મને કહ્યું છે કે, હું ખ્રિસ્તી નથી, અને ( તેમના જ શબ્દો ઉતારીને કહું છું: ) મારા હૃદયના ઊંડાણમાં હું ઇશુને ઇશ્વરના એકમાત્ર પુત્ર તરીકે સ્વીકારતો નથી, એટલે ઇશુ ખ્રિસ્તના બોધનું ઊંડું રહસ્ય પામવું એ મારે માટે અશક્ય છે, અને મનુષ્યને કદાપિ મળેલા એવા અધ્યાત્મબળના એ મોટામાં મોટા ઝરાને હું જાણી અને તેનો અર્થ પામી નહિ શકું.

મારી બાબતમાં આ ખરું હોય કે ન હોય, પણ એ દૃષ્ટિબિંદુ ભૂલભરેલું છે, એમ માનવા માટે મારી પાસે કારણો છે. હું માનું છું કે, આ પ્રકારનો અભિપ્રાય, ઇશુ ખ્રિસ્તે દુનિયાને જે સંદેશો આપ્યો છે, તેની સાથે બંધબેસતો નથી. કેમકે કશોય બદલો માગ્યા વગર પોતાનું સર્વસ્વ આપવું, અને તેનો મેળવનાર કઈ ધાર્મિક માન્યતાવાળો છે તેની પરવા કર્યા વગર,-એવા પ્રકારે આપનાર માણસનો સર્વોત્તમ નમૂનો ઇશુ ખ્રિસ્ત હતા. આજ જો એ આપણી માનવદુનિયામાં જીવતા હોત તો, મને ખાતરી છે કે, જેમણે કદી એમનું નામ સરખું નહિ સાંભળ્યું હોય એવા અનેક માણસોને એ દુવા દેતા; પોતે જગત પર જે ગુણોના મૂર્તિમંત પ્રતિનિધિ હતા, તે ગુણો તે માણસોનાં જીવનમાં હોત તો બસ થાત. તે ગુણો એટલે પોતા જેટલો જ પડોશી પર પ્રેમ રાખવો અને પોતાનાં માનવ-બંધુઓમાં ભલાઇ અને ઉદારતાનાં પુણ્ય કામો કરવાં.

ખ્રિસ્તી ધર્મના મહાન ગ્રંથ બાઇબલમાં લખ્યું છે કે, " 'પ્રભુ પ્રભુ' કર્યા કરનાર નહિ, પણ પ્રભુને પ્રિય એવાં કામ કરનાર " આ વસ્તુ એમને મન સૌથી શ્રેષ્ઠ મહત્ત્વની હતી એમ હું માનું છું.

તો પછી મારે મન જિસસ એટલે શું ? મારે મન તે માનવસંસારના એક મોટામાં મોટા ગુરુ હતા. એમના અનુયાયીઓને મન, તે ઇશ્વરના એક માત્ર ' નીપજેલા ' ('બિગૉટન') પુત્ર હતા. આ માન્યતા હું સ્વીકારું કે ન સ્વીકારું એથી શું જિસસની મારા જીવન પર અસર ઓછી કે વત્તી થનારી હતી ? એથી શું એમના સદ્બોધ અને સિદ્ધાંતની બધી ભવ્યતા મને મળતી અટકાવવામાં આવશે ? હું એ માની શકતો નથી.

'બિગૉટન ' શબ્દનું રહસ્ય તેના સાદા શબ્દાર્થ કરતાં વધારે ગંભીર અને કદાચ વધારે ઉમદા હું સમજું છું. મને એમાં વધારે આધ્યાત્મિક જન્મનો અર્થ દેખાય છે. તે મારો અર્થ બીજા શબ્દોમાં કહું તો ખુદ જિસસના પોતાના જીવનમાં તેમના ઇશ્વરસાન્નિધ્યની ચાવી છે; બીજું કોઇ ન કરી શક્યું તે તેમણે કર્યું: ઈશ્વરને અને તેના આદેશને તેમણે જીવી બતાવ્યો. એ અર્થમાં હું એમને સમજું છું અને પ્રભુપુત્ર તરીકે ઓળખું છું.

પરંતુ હું જરૂર માનું છું કે, જે રહસ્યના સર્વોચ્ચ ઉદાહરણરૂપ જિસસ હતા, તે રહસ્યનો કાંઇક પણ અંશ, તેના ગંભીરમાં ગંભીર માનવગત અર્થમાં હયાત છે જ. આ મારે માનવું જ જોઇએ; ન માનું તો મારે શંકાવાદી બનવું પડે; અને શંકાવાદી બનવું એટલે કશી નીતિમત્તા વગરનું શૂન્ય જીવન જીવવું; અથવા આખી માનવજાતને કપાળે એક નકારાત્મક અંત જ ડામવો, એમ જ એ તો થયું.

એ ખરું કે, યુરોપના યુદ્ધરસિયાઓએ જે ઘાતકી ખૂનરેજી આજે છૂટીદોર મૂકી છે એ જોઇએ. અને દુનિયાને ખૂણે ખૂણે આજ વ્યાપતાં દુઃખ અને યાતના તથા યુદ્ધ બાદ અચૂક આવતાં ભયંકર ભૂખમરો અને રોગચાળો એ બધું વિચારીએ, તો શંકાવાદી બનવાને માટે ચોક્કસ કારણ છે.

આમ છતાં પણ માણસમાં અવતરેલા ઈશ્વરી અંશની વાત ગંભીરતાભેર કોઇ કરી શકે તે રીતે; એ કારણે કે, ત્રાસ અને ખૂનનાં આ કામો માનવ અંતરાત્માને ડંખે છે. માણસ જાણે છે કે તે અશુભનાં પ્રતિનિધિ છે; એની બુદ્ધિ અને હૃદયની ઊંડી ગુફામાં જુઓ તો માણસ તેમના પર અફસોસ કરે છે. અને વળી, જો માણસ ખોટી શિખવણીથી અવળે પંથે પડી કે જૂઠા નેતાઓને વાદે ચડી ભ્રષ્ટ થઇ ભૂલો ન પડે, તો તેના હૃદયમાં ભલાઇની આંતરપ્રેરણા અને દયાની દિવ્ય ચિરાગ હોય જ છે, કે જે કોક દહાડો જરૂર પૂરબહારમાં ઝળહળી ઊઠશે, એમ હું માનું છું; અને એ આખી માનવજાતની અમર આશા છે.

આ દિવ્ય ઝળહળાટનો દાખલો જિસસની મૂર્તિમાં અને જીવનમાં જોવા મળે છે. પોતાનાં પાપો ઓછાં કરવામાં એમના આ દાખલાનો ઉપયોગ ન કર્યો હોય એવો માણસ અત્યારે હયાત છે કે ક્યારે પણ હયાત હતો, એ માનવાની હું સાફ ના પાડું છું. હા, વગર જાણ્યે માણસ એમ વર્ત્યો હશે. બાકી, ઓછે કે વત્તે અંશે, બધાંનાં જીવન એમની હાજરીથી એમનાં કાર્યોથી, અને એમના દિવ્ય સંદેશના શબ્દોથી પલટાયાં જ છે.

દુનિયાના જુદા જુદા ધર્મોના ગુણો આંકવા અસંભવિત છે, એમ હું માનું છું; અને ઉપરાંત એમ પણ માનું છું કે, એમ કરવા મથવું બિનજરૂરી ને નુકસાનભરેલું પણ છે. મારા મત મુજબ, દરેક ધર્મમાં એકસમાન પ્રેરક ધ્યેય બળ—માનવજીવનને ઉન્નત અને સાર્થક કરવાની અભિલાષા—એ રહેલું છે.

જિસસના ચમત્કારોનો હું શબ્દાર્થ સમજતો નથી; તેમ કરવું એ તદ્દન મહત્ત્વરહિત છે, હું તેમને પેલી દયા અને ભલાઇની આંતરપ્રેરણાનું નાટ્યરસિક અને ન ભુલાય એવું પ્રગટ રૂપ માનું છું; આપણને આપી શકાય એવો સચોટમાં સચોટ બોધપાઠ એ છે. આ

બોધપાઠ એટલે માણસોને માંદગીમાં ન સબડાવવા, અને જગતની નજરે જેમણે પાપ કર્યાં છે તેમનો ન્યાય ન તોળતાં તેમને ક્ષમા આપવી, અને નવતર અને શુભતર જીવનમાં સૌ કોઈ પ્રવેશે એવી મદદ કરવી,–એવી અડગ શ્રદ્ધાથી કે, દ્વિજ બનેલો માણસ પોતાનાં પુરાણાં પાપો ધોઈ કાઢી પુણ્ય–પંથે વળી શકે છે.

જિસસના જમાનાનાં સ્ત્રીપુરુષોને જેમ આ બોધપાઠ મળેલો, તેમ જ એ પાઠ આજે આપણી સામે આવીને ખડો છે. આ બોધપાઠ અને પોતાના જીવનરૂપી પાઠ, એ દ્વારા જિસસે માનવજાતને તેના સાર્થકનો ભવ્ય ઉદ્દેશ અને જ્યાં પહોંચવા આપણે સૌ માનવોએ હામ ભીડવી જોઇએ, એવું એક ધ્યેય આપ્યું છે. જિસસે બોધેલા આવા આદર્શો અને ઉદ્દેશો અને એમના જેવા માનવની હયાતી–આથી કરીને જ હું નિરાશાવાદી થઈ શકતો નથી; પરંતુ ઊલટો આશા ધરૂં છું અને ઊજળા ભવિષ્યનો મને પૂર્ણ વિશ્વાસ રહે છે.

અને, મેં ઉપર જણાવી એ પ્રકારની ઉન્નતતા અને અર્થપૂર્ણતા જિસસના જીવનમાં રહેલી છે, તેથી હું માનું છું કે, તે માત્ર ખ્રિસ્તી ધર્મની જ માલકીના નથી, પણ આખા જગતના–તેમાં વસતી બધી પ્રજાઓના, બધા લોકના છે. કયો વાવટો, કયું નામ કે કયું ધર્મતત્ત્વ અપનાવી અમુક લોક કામ કરે છે, યા પરંપરાથી ઊતરી આવેલી કઇ ધાર્મિક માન્યતા તેઓ ધરાવે છે યા કેવી રીતની ઇશ્વિરપૂજા કરે છે–એ વસ્તુ અહીં આગળ કશા મહત્ત્વની નથી. *

**ગાંધીજી**

---

# વડોદરાની લોકોપકારક પ્રવૃત્તિઓ

આપણા દેશનાં હિન્દી રાજ્યોમાં વડોદરાનું રાજ્ય ઘણું આગળપડતું ગણાય છે. પ્રજાની સામાજિક, આર્થિક, ઔદ્યોગિક અને કેળવણીવિષયક ઉન્નતિ માટે એ રાજ્યમાં જેટલાં પગલાં લેવામાં આવ્યાં છે તેટલાં બીજા કોઇ હિન્દી રાજ્યમાં ભાગ્યે જ લેવાયાં હશે.

વડોદરા રાજ્યની સને ૧૯૩૯–૪૦ ની લોકોપકારક પ્રવૃત્તિનો સંક્ષિપ્ત હેવાલ અમને મળ્યો છે તે ઉપરથી જણાય છે કે ખેડૂતના હિતકારક કાયદા, સહકાર્ય પ્રવૃત્તિ, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ અને આરોગ્ય માટેની યોજનાઓ ઘણા મોટા પ્રમાણમાં આ રાજ્યમાં અત્યારે અસ્તિત્વમાં આવેલી છે. વડોદરા રાજ્યમાં કેળવણી પાછળ રાજ્યના ઉત્પન્નનું પંદર ટકા જેટલું ખર્ચ થાય છે. રાજ્યમાં ૨,૮૬,૭૧૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત છે. પદવીધરો ( Graduates ) ની કૉલેજો ઉપરાન્ત હુન્નર-ઉદ્યોગ, સંગીત, કલા, ખેતીવાડી, વ્યાયામ, સંસ્કૃત–એ સર્વ પ્રકારના અભ્યાસ માટે સંસ્થાઓ છે. સંગ્રહસ્થાન, ચિત્રસંગ્રહાલય, પુસ્તકાલયો, સ્ત્રીકેળવણીની સંસ્થાઓ, પછાત વર્ગની કેળવણી માટેની સંસ્થાઓ તથા છાત્રાલયો મોટા પ્રમાણમાં વડોદરા રાજ્યમાં છે. ગૃહઉદ્યોગોની ખીલવણી માટે ખાસ યોજનાઓ કરવામાં આવી છે અને ગૃહઉદ્યોગોને ઉત્તેજન

---

* ' શિક્ષણ અને સાહિત્ય 'માંથી

આપવા માટે દર વર્ષે ૨૮૦૦૦ રૂપીઆ વગર વ્યાજે અને યોગ્ય હપ્તાઓ દ્વારા ભરપાઇ કરવાની શરતે ધીરવામાં આવ્યા છે. સામાજિક સ્થિતિ સુધારવા માટે–ખાસ કરીને સ્ત્રીઓના વારસાહકકમાં સુધારા કરવા માટે અને હિન્દુ લગ્નજીવનની વિષમ સ્થિતિ સુધારવાના તથા અસમાન લગ્નોનાં કરુણ પરિણામ ટાળવાના હેતુથી અનેક કાયદા કરવામાં આવ્યા છે. પ્રજાના આરોગ્યવર્ધન માટે ઠેકાણે ઠેકાણે વ્યવસ્થિત વ્યાયામશાળાઓ ચાલે છે અને દવાખાનાં સ્થાપવામાં આવ્યાં છે. કલા–ચિત્રકલા અને સંગીતના ઉત્તેજન માટે સંસ્થાઓ સ્થાપવામાં આવી છે અને કલા ભવન જેવી મોટી સંસ્થા હુન્નરઉદ્યોગોના શિક્ષણ માટે મોટે ખર્ચે ચલાવવામાં આવે છે.

આટલી બધી પ્રવૃત્તિ લોકોન્નતિની સર્વ દિશામાં થતી હોવાનો હેવાલ વાંચીને એમ જ લાગે કે હિન્દમાં વડોદરાની પ્રજા સૌથી વધારે આગળ, સૌથી વધારે સુખી હોવી જોઇએ. પરન્તુ વસ્તુતઃ તેમ છે ખરૂં ? પ્રજાની આબાદી માટેની આટલી બધી યોજનાઓ હોવા છતાં બ્રિટિશ રાજ્યની પ્રજા કરતાં વડોદરા રાજ્યની પ્રજાએ વિશેષ પ્રગતિ સાધેલી જણાય છે ખરી ? જો એ પ્રમાણે ન હોય તો લોકોપકારક આટલી બધી પ્રવૃત્તિ નિષ્ફળ અગર ઇષ્ટ પરિણામ ઉપજાવનારી ન હોવાનાં શાં કારણો છે તપાસવાની જરૂર છે.

અમને આ સ્થિતિનાં બે મુખ્ય કારણ જણાય છે કે આ સર્વ પ્રવૃત્તિઓમાં લોકશાસનની–સ્વરાજ્યની–લોકોએ–પ્રજાએ કામ કરવાની નથી. આ સર્વ પ્રવૃત્તિઓનું તંત્ર રાજ્યના અમલદારોના હાથમાં મોટે ભાગે રહેલું છે, પ્રજાનો તેમાં બહુ જ થોડો અવાજ છે. અને બીજું કારણ એ પણ હોવાનો સંભવ છે કે આ સર્વ યોજનાઓ જેટલા પ્રમાણમાં કાગળ ઉપર જણાવવામાં આવી છે, તેટલા પ્રમાણમાં તેનો વ્યાવહારિક અમલ કદાચ ન થતો હોય.

લોકોપકારક પ્રવૃત્તિઓ પ્રજાજનો પોતાના જ હાથમાં લે, તેનો વહીવટ પ્રજાજનો જ કરે, તે પ્રવૃત્તિઓ અમલદારના કારભારની કે ખાતાના વહીવટની ન બની જાય એ બાબત ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે.

પ્રજાશાસનનો આદર્શ જ્યાં સુધી આ સર્વ પ્રવૃત્તિઓમાં રાખવામાં ન આવે ત્યાં સુધી એ સર્વ પ્રવૃત્તિઓ સાચી રીતે લોકોપકારક પ્રવૃત્તિ થઇ શકતી નથી, પરન્તુ માત્ર યોજનાઓ જ રહે છે.* ગ૦

---

# મનમનામણાં

અમારા ગામ નજીકમાં એક નાનકડું ગામડું આવેલું છે. ત્યાં નાગ બાપાનું મંદિર છે. અમારા ગામમાં કે એ નાના ગામડામાં જો કોઇ બિમાર થઇ ગયું હોય, કે બીજી તેવી અણધારી આફત આવી પડી હોય, તો કેટલાક અંધશ્રદ્ધાળુ લોકો નાગ બાપાને 'દૂધનું બેડું ચડાવવાની' માનતા કરે છે. અને જો ઠીક થઇ જાય અગર તો આવી પડેલી

* તા. ૭ ૩-'૪૨ ના "જ્યોતિર્ધર"માંથી.

આફત દૂર થાય, તો દૂધના બેડાને બદલે, નાની ઠીકરાની જે કુલડીઓ આવે છે તેને બેડું માની, એક કુલડી દૂધની નાગબાપાને ચડાવે છે. અને કહે છે કે, આજ તો નાગબાપાને દૂધનું ' બેડું ' ચડાવીને માનતા ઉતારી.

*

એક દિવસ કોઇ ભૂદેવની નાત જમવાની હશે. આગલે દિવસે લાડુ બનાવી રાખ્યા. બીજે દિવસે નાત જમવા બેઠી; કેટલાક ભૂદેવો લાડુ મળવાના ઉમંગમાં આમતેમ ખોટી દોડાદોડી કરી રહ્યા હતા. તેટલામાં જે ઠેકાણે લાડુ ગોઠવેલા હતા ત્યાં જઇને એક કૂતરૂં લાડુ ઉઠાવી આવ્યું. બધા ભૂદેવોએ આ જોયું. હવે શું કરવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. કેટલાક કહેઃ બધા લાડુ નકામા થઈ ગયા. પરંતુ જો બધા લાડુ ફેંકી દે તો તુરતમાં એટલા લાડુ બને નહિ અને ખર્ચ પણ ઘણો આવે. તેમ જ નાત પણ લાડુ જમ્યા વિના કંઇ ઊઠે! આખરે નાતના પટેલોએ એવો સગવડીઓ નિર્ણય કર્યો કે કૂતરાનું જેટલું વજન હોય તેટલા લાડુ નકામા ગણાય; બાકીના ચાલે. તેથી કૂતરાના વજનની અટકળ કરી તેટલા લાડુ ગાયને ખવડાવી દીધા ! અને બાકીના લાડુમાં નાત પણ ખુશીથી જમી રહી. આ તો ઠીક છે કે કૂતરૂં હતું પણ કોઇ મોટું ઊંટ હોત તો? કદાચ ઊંટ તો નાત જમતી હોય ત્યાં ન આવી શકે, પણ કોઇ અલમસ્ત ગધેડો હોત તો?

*

જો આપણે કોઇ ઢેડને અડી ગયા હોઇએ તો કહે છે કે જ્યારે નાહીએ ત્યારે આભડછેટ દૂર થાય, પરંતુ જો નાહવાની સગવડ ન હોય તો મુસલમાનને અડી જઇએ તો પણ ચાલે, એવું ઘણે ઠેકાણે માનવામાં આવે છે.

જો જમના નદીમાં સ્નાન કરવાની શક્તિ ન હોય તો પાણીથી ભરેલું એક વાસણ લઇ તેમાં જમનાજીની લોટીનું એક ટીપું નાખી સ્નાન કરવાથી જમના નદીમાં નહાયા જેટલું પુણ્ય મળે છે તેમ ઘણા લોકો માને છે.

શિવરાત્રી, રામનવમી અગર તેવા કોઇ બીજા તહેવારને દિવસે એક ડઝન કેળાં, સાબુચોખાની ખીચડી, રાજગરાની એકાદ ડઝન પુરી, બાફેલા અને મરી ચડાવેલા મજાના થોડાક બટાટા અને એલચી કે કેસરથી ભભકતો અર્ધોક શેરનો દૂધનો પ્યાલો ચડાવીને લહેજતથી આરામખુરશી ઉપર પેટ પર હાથ રાખીને બેઠા હોય, અને પોતાના દિલને ખોટા મનમનામણાં કરતાં હોય કે આજ તો મારે ઉપવાસ છે.

કેટલાંક માણસો ખાસ કરીને સ્ત્રીઓ, શંકર-પાર્વતીનું કે તેવું બીજું વ્રત લે છે. વ્રતમાં એવો નિયમ હોય છે કે જમતાં પહેલાં પોતે શંકરપાર્વતીનું નામ લે ત્યારે જ કોઈ પણ વસ્તુ ખાઇ શકાય. ક્યારેક એકદમ કકડીને ભૂખ લાગી હોય, અને કોઇ બીજું માણસ વ્રતનો જવાબ દેવાવાળું હાજર ન હોય તો તુલસીના ઝાડ સામું જોઇને પોતે બોલે અને તેના જવાબમાં પણ પોતે જ બોલે એટલે સામું માણસ બોલ્યા બરાબર જ માની કોઈ પણ ચીજ ખાઇ પી શકાય.*

મગનલાલ જી. વોરા

* તા. ૭-૩-'૪૨ના " જ્યોતિર્ધર "માંથી

# ગામડાંની સુરક્ષા માટે શ્રીમંતો ગરીબોને સંતોષશે ?

**દેશભરમાં આજે ભયના ઓળા પથરાતા થયા છે. શહેરમાં સલામતી નથી ભાસતી, શહેરીઓ ગામડાંગામમાં જઇ વસે છે ત્યારે ત્યાં પણ ભો ખડો છે.**

**નગરસમિતિઓ શહેરની આંતરિક શાંતિ અને વ્યવસ્થાની યોજનાઓ ઘડે છે, પણ ગામડાંમાં એવો સંપ જામતો નથી. ગામનાં શ્રીમંત અને ગરીબો વચ્ચે ઘણું અંતર છે. એનાં કારણો પણ અનેક છે.**

**શહેરમાં વસી જેમણે નાગરિકોનો સહવાસ સાધ્યો છે અને ગામડાં ભાંગતાં જોઈ તેનાં કારણોનો તલસ્પર્શી અભ્યાસ કર્યો છે અને એ કચડાયેલી આમ પ્રજાનો જેમણે સંપર્ક સાધ્યો છે, એવા ગુજરાતના એક અગ્રણી કાર્યકર્તા શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક આજના ઘેરાતા વાતાવરણમાં અસ્થિર બનતાં ગામડાંમાં સંપ જાળવણીના પ્રયાસો નીચેના લેખમાં ચીંધે છે.**

જૂનાં રાજનાં તંત્ર બહુ સંગઠિત, સખત ને સશક્ત નહોતાં. તે વખતના મુસલમાન કે મરાઠા સત્તાધીશો ગામડાંના અંદરના વહીવટમાં હાથ નહોતા ઘાલતા. તેથી સર્વે કોમ ને લોકોને એકબીજાની મહેરબાની પર નભવાની ફરજ પડતી. તેથી જ ગામના ટંટા ઘરમેળે પંચની મારફત પતાવાતા, ને ગામડાનું રક્ષણ ગામના જ વફાદાર રખાથી થતું.

## ગામ પ્રજાનું મટી સરકારનું થયું.

પણ સો દોઢસો વરસથી અંગ્રેજ સરકાર આવી ત્યારથી તેણે જુદી નીતિ અખત્યાર કરી. મહેસૂલની આંકણી ને જમીનની વહેંચણી, ગામડાં ને ગોચરની જાળવણી, દિવાની ને ફોજદારી તકેદારી, દારૂની દુકાનો ને ભણવાની નિશાળો—આ બધી બાબતોમાં સરકારે સીધી સત્તા ચલાવવા માંડી. તેથી ગામના મુખી–તલાટી પ્રજાના આગેવાન મટી સરકારના નોકર બન્યા. ગામનો ચોરો ગામ લોકોનું ધામ મટીને સરકારી ઑફિસ બન્યો. ત્યાં મુખી સાથે બેસનારા મોટેરા પ્રજાના પ્રતિનિધિ મટીને સરકારના આડતીઆ બન્યા. નવો દીવાની ને ફોજદારી અમલ જોશભેર શરૂ થયો એટલે ગામ પંચાયતો ઘણે ભાગે ભાંગી ગઇ. ગામની સુલેહશાંતિ આગ્રયના પાયા પરથી ખસીને ઉપરી સરકારને આધીન થઈ.

## આર્થિક અને સામાજિક ભેદો

આવા ફેરફારથી ગામડાંમાં જે ઝેરી ને ગુલામી વાતાવરણ ફેલાયું છે તેની બરોબર નોંધ લેવી જોઇએ. પંચના ગમે તેટલા મંત્ર ભણવાથી તે સ્થપાવાનાં નથી, તેથી કંઇ અર્થ સરવાનો નથી. મુડદાને શણગાર સજાવવાથી તેની વાસ ઓછી થતી નથી, ગામડાંનો આજનો રોગ પિછાનીને તેને હઠાવવો પડશે.

ખરી વાત તો એ છે કે ગામેગામ લોકોની વચ્ચે બે જાતના ભાગલા પડયા છે. પ્રથમ તો તેઓ આર્થિક સ્થિતિ મુજબ—એક શાહુકાર, જમીનદાર કે માલદાર ને બીજી પાસ ગરીબ ખેડુત–મજૂર આવા બે વર્ગમાં વહેંચાયેલા છે. કેટલાક શાહુકારો ઘણા ચકોર;

હોશિયાર ને પ્રમાણમાં સારા દિલના હોય છે. થોડાઘણા જમીનદારો મહેનત કરીને ઊંચી જાતની ખેતી કરે છે ને ઢોર પાળે છે. છતાં તેમની મોટા ભાગની આવક લેણદેણ, વ્યાજવટ્ટુ ને ભાગ-સાંથમાંથી જ આવે છે. આ બધો પૈસો ને માલ તેઓ પોતાના ને બીજા ગામના ગરીબો પાસેથી જ ખેંચે છે. તેને અંગે બેની વચ્ચે તકરારો ને બોલાચાલી થાય છે, કોર્ટમાં ઝગડા જાય છે, હુકમનામાં ને જપ્તી થાય છે, તેથી તેમની વચ્ચે સંબંધ ખારો થાય છે.

આ ઉપરાંત ઉપલા, મધ્યમ ને નીચલા વર્ગના લોકોમાં ન્યાત ને કુળના ભેદથી, લગનના ઝઘડાથી ને બીજાં વેરથી ભાગલા પડે છે. ગરીબ વાણિયા–બ્રાહ્મણ ને પાટીદાર-રજપૂતો, વગેરે ઉજળા લોક, બારૈયા, કોળી, ભીલ, નાયકા ને બીજા રાનીપરજને હલકા ગણે છે; પરિણામે ધૂળગજાની બાબતમાં તેમની વચ્ચે છુપા કે ઉઘાડા વિખવાદ ચાલ્યા જ કરે છે.

## જેમને દબાવ્યા એમને સંતોખો:

હવે સમજવાની વાત એ છે કે આ હલકી ગણાતી કોમ જ એકંદર ગરીબ હોય છે ને તે જ દેવા ને ગણોતના ભારણ નીચે દબાએલી છે. તે જ વસતિ સૌથી મોટી છે, ને તે જ વધારેમાં વધારે લડાયક ને મારકણી હોય છે. ગામડાંની શાંતિ કે અશાંતિનો આધાર પણ તેના સુખદુઃખ ને જ્ઞાન–અજ્ઞાન પર રહે છે. ઉપલા વર્ગે તેમને સરકારી કોર્ટ ને પોલિસની મદદથી દબાવીને જ અત્યારસુધી મોજ માણી છે, પણ હવે સરકાર ખૂનખાર જંગમાં રોકાઇ છે ત્યારે તેમને જ સંતોખીને ગામડાંમાં સુખશાંતિ જાળવવાનો અવસર આવ્યો છે.

નવા સંજોગોમાં ગામડાંમાં જૂનાં ઝેરવેર મિટાવીને નવો સંપ સાધવો હોય તો તેમાં માલદાર આગેવાન વર્ગે જ પહેલાં પગલાં ભરવાં પડશે. જો તેમને ફરીથી ગામની મોટી પ્રજાની પ્રીતિ ને પીઠબળ પર રહેવું હોય તો સ્વાર્થત્યાગનો સોનેરી મંત્ર તેમણે શીખવો પડશે; સરકારી કોર્ટનો છંદ તેમને છોડવો પડશે; પોલિસ ને બેલીફથી ડરાવીને ગરીબો પાસેથી સાંથ-દેવાં કસીને વસૂલ કરવાના રાહ તજવા પડશે. અસલના વખતમાં આવી તકરારો બધી કોમનાં પંચ મળીને પતાવતી. ખેડૂત જીવતો રહે ને શાહુકાર છેક પાયમાલ ન થાય એવી રીતે પંચ ચુકાદા આપતી. આ જૂને માર્ગે ન્યાય મેળવવાના કોલ માલદારોએ ગરીબ પ્રજાને પહેલાં આપવા પડશે.

## ગરીબી અને બેકારી દૂર કરો.

ઉપરાંત હાલના સંજોગો ધ્યાનમાં લઇને મોટેરાએ ખેડૂતોને ખાસ છૂટ આપવી જોઇશે. ગઈ સાલમાં રેલ, અનિયમિત વરસાદ ને તમાકુના નમાલા ભાવથી ખેડૂત દુઃખમાં ડૂબી ગયો છે. હજી શિયાળો પૂરો થયો નથી ત્યાં તો આખું વરસ કાઢવાની ચિંતા તેને મૂંઝવે છે. સરકાર પાસેથી આજે રાહતની આશા રાખવી ફોકટ છે. ખરી રાહત તો કંઇક સ્થિતિવાળા મોટાઓએ જ ગરીબોને આપવી જોઇશે. પંચ મેળવવાની પણ રાહ ન જોતાં તેમને સાથ દેવામાં છૂટછાટ મૂકવી પડશે, ને ખેડૂતો સાથે માણસાઇ ને મિઠાશથી વર્તીને તેમનો ભાઇચારો મેળવવો પડશે.

ઉપરાંત થોડાઘણા લોકો તો આજથી જ બેકાર બન્યા છે, ને રોટીના સાંસા ભોગવે છે. તેમની પાસે કંઈ લેવાની વાત તો બાજુએ રહી, તેમને તુરત જ કામ આપવાની જરૂર છે. મોટા ખેડૂતો તેમને પોતાનાં ખેતર ને કૂવા પર કામે લગાડે. લોકલ બોર્ડ, પંચાયત

અને ધાર્મિક સંસ્થાઓ માત્ર તેમને કામ આપે. વળી આજના મોંઘવારીના સંજોગોમાં સર્વે ગરીબોને રાહત આપવાને સસ્તા ભાવે જરૂરી અનાજ ને સામાન પૂરો પાડવાને દુકાનો ખોલવી જોઇશે. આ તો પ્રાથમિક પગલાં જ હશે, પણ એટલાથી જ સાચો સંપ નહિ સધાય. ભૂખ્યા પર ઊંચેથી રોટી ફેંકીએ તેથી તેનું મન ન મેળવાય.

## ગરીબ કોમોની ફરજ ઓછી નથી.

મોટી મિલ્કત કે ન્યાતકુળનાં અભિમાનવાન સર્વે ' ઉંચા ' લોકોએ તજવાં પડશે. આર્થિક અન્યાયથી તેમ જ સામાજિક તિરસ્કારથી જે દિવાલો માણસ માણસ વચ્ચે બંધાઇ છે, તે ત્યાગ ને માણસાઇથી જ તોડવી પડશે. બડેખાંઓ જરા નીચા વળીને દોસ્તીનો હાથ સર્વે વર્ણ તરફ લંબાવશે તો જ તેમનાં દિલ સંધાશે ને સારી સંપશક્તિ પેદા થશે.

ગરીબ લડાયક કોમના આગેવાનોએ પણ આજે તેમની જવાબદારી પિછાનવી જોઇશે. તેમના લોકોમાં અજ્ઞાન, વહેમ ને જૂના રિવાજોનું સામ્રાજ્ય ફેલાયેલું છે. તેમણે નિશાળો, રાત્રિશાળાઓ, પુસ્તકાલયો ને દવાખાનાંનો વધારે લાભ લેવા તેમના ભાઇઓને સમજાવવું પડશે. ગામના આગેવાનો તેમના તરફ દોસ્તીનો હાથ લંબાવે તે તેમણે ખરા ઉમળકાથી ઝીલવો જોઇએ. તેમના જુવાનીઆને દારૂ, જુગાર વગેરે બૂરા છંદથી અળગા કરવા જોઇએ. બીનજવાબદાર મૂરખ ને તોફાની માણસોને તેમણે કાબુમાં રાખવા જોઇશે. તેમણે જ બધાની સાથે રહીને ગામનું જતન કરવાની જવાબદારી લેવી પડશે.

આવી રીતે સર્વેનાં દિલમાંથી જૂનાં ઝેરવેર ને ભેદભાવ કમી થાય ને ખરી એકદીલી ને ભાઇબંધી જાગે તો જ ગામડાંમાં ખરી પંચાયતો સ્થાપી શકાય ને તેની મારફત ગામડાંમાં સુલેહશાંતિ જાળવી શકાય.* —ઇન્દુલાલ યાજ્ઞિક

---

# બળાત્કાર કે શિયળભંગ વખતે શું ?

આ વખત આખા જગતને સારૂ કસોટીનો છે. આ યુદ્ધ ચાલી રહ્યું છે તેમાંથી કોઇ છટકી નથી શકતું. રામાયણ અને મહાભારતમાં કવિની કલ્પનાઓ ભરી છે, પણ એના કર્તા કેવળ કવિ ન હતા, અથવા તેઓ ખરા કવિ હતા એટલે ઋષિ હતા. તે શબ્દના ચિત્રકાર નહિ પણ મનુષ્યસ્વભાવના ચિત્રકાર હતા. તેથી તેઓએ જે લખ્યું તે એ કાળમાં બન્યું કે નહિ એ જાણવાની આપણને જરૂર નથી રહેતી; કેમકે એ બધું આજે બની રહ્યું છે. આજે રાવણોની લડાઇ ચાલી રહી છે. તેઓ અતુલિત બળ બતાવી રહ્યા છે. હવામાં ઊડી પોતાનાં અસ્ત્રો ફેંકી રહ્યા છે. પોતાનાં ને પોતે માનેલાં દુશ્મનોનાં લોહી પાણીની જેમ રેડી રહ્યા છે. કોઇ બહાદુરી તેઓ ન બતાવી શકે એવું તો તેઓની કલ્પનામાંયે નથી આવી શકતું.

આમ મનુષ્ય ન લડે, આમ દેવ તો ન જ લડે; પશુ જ લડે. એટલે આપણે જોઇએ છીએ કે પશુમનુષ્યે લજ્જા છોડી છે. શરીરે હષ્ટપુષ્ટ એવા મદમસ્ત સોલ્જરો કે સિપાહીઓ

* તા. ૯-૩-'૪૨ ના " નવસૌરાષ્ટ્ર "માંથી;

દુકાનો લૂંટે છે ને સ્ત્રીઓની લાજ લૂંટતાં પણ શરમાતા નથી. રાજ્યસત્તા આવે સમયે રાંકડી બને છે. એણે ઊભું કરેલું લશ્કર પોતાની પાશવી હાજતો પૂરી પાડશે જ; રાજ્યસત્તા આંખ આડા કાન કરશે. જ્યાં બધા સોલ્જર કે સિપાહી છે ત્યાં તેઓની આ ટેવ તે પ્રજાની ટેવ ગણાય. એટલે સોલ્જર અમુક છૂટ લે એમાં કંઇ શરમ ન મનાય; તે લગભગ સભ્યતાનું રૂપ લે.

પણ હિંદુસ્તાન આ ટેવને સાંખે અથવા તેને સભ્યતા ગણવા લગી આવે તેને જમાના જોઇએ. તેથી એક બહેનના પત્રમાં નીચેના પ્રશ્ન મારી પાસે આવ્યા છેઃ

" ૧. કોઇ રાક્ષસરૂપ મનુષ્ય રસ્તે જતી બહેન ઉપર હુમલો કરે ને સફળ બળાત્કાર કરે તો તે બહેનના શિયળનો ભંગ થયો ગણાય કે?
૨. આવી બહેન તિરસ્કારને પાત્ર છે ? તેનો બહિષ્કાર કરાય કે ?
૩. આવી સ્થિતિમાં આવતી બહેને શું કરવું ? પ્રજાએ શું કરવું ? "

હું માનું છું કે વસ્તુરૂપે તો શિયળભંગ થયો એમ કહેવું જોઇએ, પણ જેની ઉપર સફળ બળાત્કાર થાય તે સ્ત્રી કોઇ પણ પ્રકારે તિરસ્કારને કે બહિષ્કારને પાત્ર નથી; તે દયાને પાત્ર છે. એવી સ્ત્રી તો જખમી થયેલી છે; તેથી જખમીની સેવા કરીએ છીએ તેમ તેની સેવા કરવી જોઇએ.

ખરો શિયળભંગ તો તે સ્ત્રીએ કરાવ્યો, જે તે ભંગમાં સંમત થઇ હોય. પણ જે તેનો વિરોધ કરતાં છતાં ઘવાઇ તેના શિયળનો ભંગ થયો એમ કહેવા કરતાં તેની ઉપર બળાત્કાર થયો એમ કહેવું વધારે બંધ બેસે છે. ' શિયળભંગ ' નામોશીનો સૂચક છે ને તેથી ' બળાત્કાર 'નો પર્યાયવાચી ન ગણાય. જેના શિયળનો બળાત્કારે ભંગ થયો છે તેને વિષે કશી નામોશી ન માનીએ તો આવા કિસ્સા છૂપા રાખવાનો રિવાજ પડયો છે તે દૂર થતાં લોકોમાં છૂટથી એની સામે ઉહાપોહ થઇ શકે.

અખબારોમાં બરોબર પોકાર ઊઠે તો જે છેડછાડ સોલ્જરો કરે છે તે ઘણે અંશે રોકાઇ જાય. સોલ્જરોના સરદાર તેઓને ઘણેભાગે રોકી શકશે.

શહેરોમાં રહેનારી સ્ત્રીમાત્રની ઉપર આજે જોખમ તો છે જ, અને તેથી પુરુષોને તેઓને વિષે ચિન્તા વેઠવી પડે છે. તેથી મારી સલાહ એવી છે કે બીકથી નહિ પણ સાવધાની ખાતર સ્ત્રીઓએ ગામડામાં જઇને વસવું ને ત્યાં ગામડાંની અનેકવિધ સેવા કરવી. ગામડાંમાં ઓછામાં ઓછું જોખમ હોવાનો સંભવ છે. એટલું યાદ રાખવું ઘટે છે કે ગામડાંમાં ધનિક બહેનોએ સાદાઈ અને ગરીબીમાં રહેવું પડશે. જો ત્યાં તેઓ ઘરેણાં ને કિંમતી પોશાક પહેરી પોતાના ધનનું પ્રદર્શન કરશે તો તેઓ એક જોખમમાંથી મુક્તિ મેળવી બીજું વહોરશે. એવું પણ બને કે ગામડાંમાં એકને બદલે બે વહોરે.

પણ મૂળ વસ્તુ તો બહેનોએ ભયરહિત કેમ થવાય એ જાણવાની છે. મારો દૃઢ વિશ્વાસ છે કે કોઇ પણ સ્ત્રી, જે નીડર છે, જે એવો દૃઢ વિશ્વાસ રાખે છે કે એની પવિત્રતા જ એના શિયળની સંપૂર્ણ ઢાલ છે, તેનું શિયળ સર્વથા સુરક્ષિત છે. એવી સ્ત્રીના તેજથી જ પશુપુરુષ અંજાઇને લજ્જિત થઇ જશે. આધુનિક કાળમાં પણ આવી રીતે જેમણે પોતાની રક્ષા કરી છે એવી સ્ત્રીઓના દાખલા મળી આવે છે. મારી જાણમાં આવેલી એવી બે સ્ત્રીઓ તો આ લખતાં પણ મારી નજર આગળ તરી આવે છે. આ લેખ વાંચનારી

બહેનોને મારી ભલામણુ છે કે આવી હિમ્મત તેઓ કેળવે. પરિણામ એ આવશે કે તેઓ ભયમુક્ત થશે ને રહેશે. સ્ત્રીઓમાં રહેલું કંપન એ છોડી દેશે. એવી સ્ત્રીઓને પરીક્ષામાં પાસ થવાને સારૂ કડુ અનુભવ ઇચ્છવાની મુદ્દલ આવસ્યકતા નથી. એવા અનુભવો કંઇ હજારો કે લાખોને થતા નથી. પ્રત્યેક સોલ્જર પણ બની જાય છે એવો કંઇ નિયમ નથી. એટલી નિર્લજ્જતા લગી જનારા સોલ્જરો પણ ઓછા જ હોય છે. ભયમાં રહેલી સ્ત્રીને ડરાવવા સારૂ એક કિસ્સાનું જ્ઞાન બસ થાય છે. ઝેરી સર્પ સોમાંથી વીસ જ હોય છે. વીસમાંથી પણ ડંખ તો કોઇક જ મારે છે. દબાયા વિના સર્પ હુમલો નથી કરતો. પણ એ જ્ઞાન બીકણને સારૂ કંઇ કામ નથી આવતું. સર્પને જોયો કે તેનું કંપન શરૂ થઈ જાય છે. એટલે નિર્ભય થવાની કેળવણી પ્રત્યેક સ્ત્રીએ મેળવવાની આવસ્યકતા છે. એ કેળવણી માબાપો અને પતિઓએ આપવાની છે. એ કેળવણી સહેલામાં સહેલી રીતે તો ઇશ્વિર ઉપર આસ્થા પેદા કરવાથી મળી રહે છે. અદસ્ય છતાં પ્રત્યેકની રક્ષા કરનારો એ અચૂક સાથી છે. જેનામાં એવી ભાવના પેદા થઇ છે તે બધી જાતના ભયોથી મુક્ત છે.

એવી આસ્થા કે નીડરતાની કેળવણી એક દિવસમાં આવતી નથી. દરમ્યાન શો ઉપાય હોઇ શકે એ પણ સમજવાની આવસ્યકતા છે. જે સ્ત્રીની ઉપર એવો હુમલો થાય તે એવે વખતે હિંસા–અહિંસાનો વિચાર નહિં કરે. એ વખતે પરમધર્મ સ્વરક્ષા છે. જે સાધન તે વખતે તેને સૂઝે એ વાપરીને પોતાની પવિત્રતાની, પોતાના શરીરની રક્ષા કરે. ઇશ્વિરે નખ આપ્યા છે, દાંત આપ્યા છે, જે બળ આપ્યું છે તેનો ઉપયોગ કરશે ને તે ઉપયોગ કરતી તે મરી જશે. દરેક પુરુષ કે સ્ત્રી જેણે મરણનો ભય છોડયો છે તે પોતે મરીને પોતાની અને સ્વજનમાત્રની રક્ષા કરશે. સાચી વાત એ છે કે મરવું આપણને ગમતું નથી તેથી છેવટે વશ થઇએ છીએ. કોઇ મરવાને બદલે સલામી પસંદ કરશે, કોઇ પૈસા આપશે, કોઇ મોઢામાં ઘાસ લેશે, કોઇ કીડાની જેમ પેટે ચાલશે, તેમ કોઇ સ્ત્રી લાચારીથી ઝૂઝવું છોડી પશુને વશ વર્તશે. આ વચન મેં તિરસ્કારથી નથી લખ્યાં; કેવળ બનેલી હકીકત લખી છે. સલામીથી માંડી શિયળભંગ લગીની ક્રિયાઓ એક જ વસ્તુની સૂચક છે. જીવવાનો લોભ માણસ પાસે શું નથી કરાવતો ? તેથી જીવવાનો લોભ છોડીને જે જીવે છે તે જીવ્યો. ' तेन त्यक्तेन भुञ्जीथाः ' એ દરેક વાંચનાર સમજ્પૂર્વક હૃદયમાં ગોખે. ભલે એ વેદવાક્ય કંઠથી નીચે જાય. કંઠમાં રહ્યું તે ડૂચાની જેમ ગુંગળાવશે. હૃદય લગી પહોંચશે તો તારશે. જીવવાનો લોભ તજીને જીવન ભોગવવું એ સહજ ધર્મ થવો જોઇએ.

આ તો સ્ત્રીનો ધર્મ થયો; પણ પ્રેક્ષક પુરુષે શું કરવું ? આનો જવાબ ખરું જોતાં ઉપર આવી ગયો. એ પ્રેક્ષક મટીને રક્ષક થશે. એ ઊભો રહ્યો સાક્ષી નહિ રહે. એ પોલિસને ગોતવા નહિ જાય. એ રેલવેની સાંકળ તાણીને પોતાને કૃતાર્થ નહિ માને. તેને અહિંસા આવડે તો તો તેનો ઉપયોગ કરતાં મરશે ને જોખમમાં પડેલી બહેનને ઉગારશે. અહિંસાથી નહિ તો હિંસા કરતો બહેનને બચાવશે. અહિંસા કે હિંસામાં છેલ્લી વસ્તુ તો મરણ છે. મારા જેવો ઘડપણથી અશક્ત થઇ ગયેલો, દાંત વિનાનો બુઢ્ઢો પણ જો એવે સમયે ' એમાં હું કમજોર શું કરી શકું ? મને તો અહિંસા જ આવડે ' કહીને છૂટી પડે તો તેનું માહાત્મ્ય તો તે જ ક્ષણે ધવાયું ને વગોવાયું. કેમકે જો તે એ વખતે મરી પડવા તૈયાર

થઈ જાય ને વચ્ચે પડે તો પેલી બહેન તો બચી જ સમજવી. એના માનભંગનો સાક્ષી તે નહિ રહે.

આ પ્રેક્ષકને વિષે પણ જો વાતાવરણમાં એવી માન્યતા દાખલ થઇ જાય કે હિન્દુસ્તાનનો કોઇ પણ પુરુષ કોઇ સ્ત્રીનો શિયળભંગ કદી સહન નહિ કરે, તો પશુસિપાહી પણ હિન્દુસ્તાનની સ્ત્રી ઉપર હાથ નાખવાનું ભૂલી જશે.

આપણા વાતાવરણમાં આ તેજ નથી એ તો શરમપૂર્વક કબૂલ કરવું પડે છે. પણ એ શરમને ભૂંસનાર વર્ગ નીકળી પડે તો ઘણું થયું ગણાશે.

જેઓનો સરકારમાં વગવસીલો છે તેઓ એનો પણ ઉપયોગ કરે તો કંઇક તો સરકાર પાસે પણ કરાવી શકાય. પણ ' પારકી આશ સદા નિરાશ ' એ વચન આવે વખતે યાદ રાખવાની આવશ્યકતા છે. આવે વખતે આપબળ અને ઇશ્વિરબળ સિવાય બીજું કોઇની પાસે નથી. જેઓ પોતાનું બળ બીજાઓને વશ કરવામાં વાપરે છે તેમને ઇશ્વિરનું બળ મળતું નથી. તેથી તેઓ તે બળનો ક્ષય કરે છે. જે આપબળને ઇશ્વિરબળમાં હોમે છે તે અજેય બને છે.*

**મોહનદાસ કરમચંદ ગાંધી**

---

# બૉંબથી બચવાના ઉપાય

( ગતાંકથી ચાલુ )

જુદી જુદી જાતના બૉમ્બ અને તેમની વિધ્વંસનશક્તિ વિષેની માહિતી ગયા અંકમાં આવી. સાધારણ રીતે મોટાં શહેરો પર હાઇ એક્સ્પ્લોઝિવ મીડિયમ કેસ બૉમ્બ ફેંકવામાં આવતા નથી, કારણ કે તે બહુ ખર્ચાળ હોય છે. વળી તેનું વજન પણ વધારે હોઇ તે વિમાનમાં સહેલાઇથી લઇ જઇ શકાતા નથી; માટે જ મોટાં શહેરો ઉપર ફ્રૅગ્મેન્ટરી બૉમ્બ જેવા નાના બૉમ્બ જ ફેંકવામાં આવે છે.

હવે બૉમ્બહલ્લા વેળા રક્ષણ માટે શું કરી શકાય તે વિચારીએ.

બહુ જ ઊંચાં અને મહેલ જેવાં ભવ્ય મકાનો આજના વિમાનયુગમાં ઉપયોગનાં નથી, એ તો દેખીતું છે. જમીન નીચે તૈયાર કરેલાં દર જેવાં આશ્રયસ્થાન ( શેલ્ટર્સ ) જ રક્ષણ કરી શકે છે. પણ માણસ કંઇ ઉંદરની માફક ચોવીસે કલાક દરમાં ન રહી શકે. તેથી ઘર, કારખાનાં, રમતગમતનાં મેદાનો, બાગબગીચા, થીએટરો, ધોરી રસ્તાઓ એ બધાંની નજીક શેલ્ટર્સ કરવાની જરૂર છે, જેથી રોજિંદો વ્યવહાર ચાલુ રહી શકે ને હલ્લા વખતે તેમાં દોડી જઇ આશ્રય લઇ શકાય.

સાર્વજનિક સ્થળોમાં બંધાવેલાં શેલ્ટર્સ બહુ મોટાં હોવાં જોઇએ. વળી તેમાં કેટલો વખત રહેવું પડશે તે નક્કી ન હોવાથી તેમાં શુદ્ધ હવા, પીવાનું પાણી વગેરેની સગવડ તેમ જ સંડાસની વ્યવસ્થા પણ કરવી જોઇએ. ખાનગી ઘર પાસેનાં શેલ્ટર તો, ઘરનાં જ્યાં

* હરિજનબંધુમાંથી.

માણસોને બેસવાની જગ્યા મળી શકે તેટલાં જ મોટાં હોય તો પણ બસ છે. અહીં તો આપણે ઘરમાં અથવા તો ઘરની નજીકમાં બાંધવામાં આવતાં શેલ્ટરની જ ચર્ચા કરીશું.

ઘરગથ્થુ શેલ્ટર માટે સારામાં સારી જગ્યા ભોંયરું છે. પણ જૂની પદ્ધતિથી બાંધેલાં ભોંયરાં નકામાં થઇ પડે છે. કારણ કે કદાચ ઉપરની ઇમારત જમીનદોસ્ત થઇ જાય તો પણ ભોંયરાનો ઉપલો ભાગ પડે નહિ તેટલો મજબૂત હોવો જોઇએ. વળી ભોંયરામાં ઝડપથી જઇ શકાય તેટલા માટે ઘરની બહાર ન જતાં અંદરથી જ જવાનો માર્ગ હોવો જોઇએ. ખુલ્લા મેદાનમાંના શેલ્ટરની દીવાલને આજુબાજુ પડતા બૉમ્બની કણીઓની ભીતિ હોય છે તે ભોંયરાને હોતી નથી. ભોંયરું જૂની પદ્ધતિનું હોય તો રિઇન્ફોર્સ્ડ કૉંક્રીટની દીવાલો અને ગર્ડર મૂકીને તેનો ઉપલો ભાગ મજબૂત કરવો જોઇએ.

નવાં મકાન બંધાવનારાઓએ જમીનની નીચે એક ભોંયરું અવશ્ય બંધાવવું જ જોઇએ. ભોંયરાનો બીજો પણ એક લાભ છે. બૉમ્બ ફાટવાથી હવાનું દબાણ પહેલાં એકાએક વધીને પછી તદ્દન ઓછું થઇ જાય છે અને તેને પરિણામે બહારની દીવાલો પડી જવાનો ભય રહે છે. પણ ભોંયરાની બહારની બાજુ તો જમીન નીચેની માટીથી રક્ષિત હોય છે તેથી તેની બાજુઓને કંઇ પણ ભય રહેતો નથી. ભોંયરું મકાનના મધ્ય ભાગ નીચે જ રાખવું એ વધારે સહીસલામતીભરેલું છે. પાણીની ટાંકી નીચે અથવા કોઈ પણ વજનદાર ભાગ નીચે ભોંયરું ન હોવું જોઇએ. હવા તથા પ્રકાશ માટે એકથી દોઢ ઇંચ જાડાં પોલાદનાં બારણાં રાખી શકાય. બૉમ્બની અસરથી કાચ ફૂટી જઇ અંદરના માણસોને ઇજા ન પહોંચાડે માટે બારણાં વાયરગ્લાસનાં રાખવાં. વાયરગ્લાસ તૈયાર કરતી વખતે તેમાં લોખંડના તારની જાળી બેસાડેલી હોય છે, જેથી કાચ ફૂટે તો પણ જાળીને લીધે તેના કટકા જ્યાં ને ત્યાં જ લટકતા રહે છે; છૂટા પડી પસરતા નથી. ભોંયરાના પ્રવેશદ્વારમાં અને બારીઓમાં, ઝેરી વાયુથી રક્ષણ કરવા માટે ખાસ તૈયાર કરવામાં આવતી જાળી બેસાડવી જોઇએ. તે વ્યવસ્થા ન થઇ શકે તો અંદરના પ્રત્યેક માણસ પાસે ગૅસ-માસ્ક હોવો જોઇએ. કદાચ ઉપરની ઇમારત ભોંયરા પર પડે અને દાદર તૂટી જાય, અથવા કોઇ પણ કારણને લીધે દાદરનું બારણું ઉઘાડવું અશક્ય બને, તો બહાર નીકળવા માટે બીજો એક ચોર દરવાજો રાખવો અને તેમાંથી કણીઓ અંદર ન આવી શકે તેની ગોઠવણ રાખવી.

બારીઓ બિલકુલ ન હોય અને પ્રકાશ માટે વીજળીના દીવાની ગોઠવણ કરવામાં આવી હોય, તો માણસ દીઠ આશરે સો ઘનફૂટ જગ્યા જોઇએ; એટલે તેમાં ૭ કલાક બેસી શકાય. દાખલા તરીકે ૧૦×૬ ફૂટ અને ૮ ફૂટ ઊંચું ભોંયરું હોય તો અંદરની જગ્યા ૪૮૦ ઘનફૂટ થાય. તેમાં પાંચ માણસ રહી શકે. જો એકાદ બારીની અંદર ફિલ્ટર બેસાડીને અંદરની બાજુએ ફિલ્ટરમાંથી હવા શોષી લેવા માટે વીજળીનો પંખો ( ભોંયરામાં ) રાખવામાં આવ્યો હોય તો માણસદીઠ ૫ થી ૬ ચોરસફૂટ જગ્યા જોઇએ; એટલે કે ઉપરની જગ્યામાં ૧૦ માણસ રહી શકે. ભોંયરું જેમ ઓછું પહોળું તેમ સારું. ૧૦×૮ ફૂટ કરતાં ૧૪×પાા ફૂટનું સારું. તેના કરતાં ૧૬×૫ ફૂટનું અને તેના કરતા પણ ૧૮×૪ાા ફૂટનું વધારે સારું. ઝેરી બૉમ્બ ફેંક્વામાં આવે તો યે જમીનની સપાટીથી ૨૫-૩૦ ફૂટ ઊંચાઇએ હવા શુદ્ધ હોય છે; એટલે ભોંયરાના ઉપલા ભાગમાંથી ૨૫-૩૦ ફૂટ ઊંચી નળી ઊભી કરી ઉપરની હવા અંદર લાવવાની યોજના કરી હોય તો ફિલ્ટર કે પંખાની જરૂર રહેતી નથી. પણ આવી નળી

બૉમ્બહલ્લા વખતે ટકવી મુશ્કેલ છે. ભોંયરામાં ભેજ ન આવે, દુર્ગંધ ન આવે અને બહારથી પાણી અંદર ન પેસે તે માટે વ્યવસ્થા કરવી જરૂરી છે.

જેમણે નવાં મકાનો બંધાવવાનાં હોય તેમણે યોગ્ય ઠેકાણે ભોંયરાની યોજના કરવી જરૂરની છે; પરંતુ ઘરની દીવાલો હંમેશ મુજબ પથ્થરની કે ઇટની બંધાવીને માળ ઉપર માળ ચડાવીને વજન વધારવાને બદલે ઠેકઠેકાણે પોલાદના થાંભલા અને ગર્ડર ઊભા કરી તેનું, અથવા તો રિઇન્ફોર્સ્ડ કૉંક્રીટના થાંભલા અને ગર્ડરનું, ચોકઠું બનાવરાવી વચ્ચે સામાન્ય રીતે થાય છે તેમ પથ્થર તથા ઈંટનું ચણતરકામ થવું જોઇએ. આથી ઉપરનો બધો ભાર થાંભલા પર જ આવે અને બૉમ્બથી એકાદ ભીંત પડે કે મકાનનું ચોકઠું જરા નમી પડે તો પણ ઉપરનો બધો ભાર ઇમારતને ઈજા કરી શકે નહિ. આંગણામાં, લાકડાનું ચોકઠું બનાવરાવી તેમાં દીવાલો બાંધવાની જે જૂની પદ્ધતિ છે તેના જેવી જ આ યોજના છે. ફક્ત લાકડકામને બદલે પોલાદી ગર્ડર અથવા રિઇન્ફોર્સ્ડ કૉંક્રીટ વાપરવામાં આવે છે તેટલો જ ફેર છે.

રહેઠાણના મકાનમાં ભોયરું ન હોય તો બહારની બાજુએ ઘરને અડીને જમીન પર ઘરની નજીકની જમીનમાં શુમારે સાડાત્રણ ફૂટ લાંબો મકાનના પાયા જેટલો ઊંડો ખાડો ખોદવો. તેની આગળ સાડાચાર ફૂટની જગ્યા છોડી શુમારે ૫ ફૂટ લાંબો અને ૯ ફૂટ ઊંડો ખાડો ખોદવો. ઓરડી ૨॥ ફૂટ લાંબી અને ૧૦ ફૂટ પહોળી જોઇતી હોય તો તેટલી જગ્યા વચ્ચે છોડી બંને બાજુએ એવા જ ૫ ફૂટ લાંબા અને ૯ ફૂટ ઊંડા ખાડા ખોદવા. આ બધામાં જમીન સુધી કૉંક્રીટ ભરવી. ત્યાર પછી ઓરડી જેટલી જગ્યા વચ્ચે ખાલી રહેવા દઇ ચારે બાજુ ૪॥ ઇંચ લાંબુ ઈંટનું અને રેતી સીમેન્ટનું વાટાકામ કરાવવું અને તે ચારે બાજુએ એકેક ફૂટ થાય એટલે તેની આજુબાજુ ભરવી. આ પ્રમાણે જમીનની અંદર ૭ ફૂટનું કામ થાય એટલે ઉપર એક વાટાકામ જેટલી જ જાડી કમાન ગોઠવી દેવી અને તેને મથાળે બીજો બે ફૂટ જાડો કૉંક્રીટનો થર કરવો. ત્યાર પછી એક બાજુએ દોઢ ફૂટ અને બીજી એટલે કે ઘરની બાજુએ ૭ ફૂટ જાડી રિઇન્ફોર્સ્ડ કૉંક્રીટ ભરવી, અને તે પર ઓરડીની ત્રણે બાજુએ રેતીના કોથળા મૂકવા જરૂર પ્રમાણે તળિયે ૪॥ ઈંટ કૉંક્રીટ અને તે પર લાદી પાથરવી. અલબત્ત, ઘરની ભીંતમાંથી ઓરડીમાં જવા માટે એક દરવાજો અને જમીન પર ઊતરવા માટે પગથિયાંની વ્યવસ્થા કરવી. આ પ્રમાણેની ઓરડી બનાવવાથી તેના પર કદાચ પાંચસો કે હજાર પૌંડનો બૉમ્બ પડે અથવા તો તેના પર ઘર ગબડી પડે તોપણ અંદરનાં માણસોને જરા પણ ઇજા પહોંચતી નથી. અંદરની બાજુએ ઈંટનું કામ કર્યું હોઇ કૉંક્રીટ ભરવાનું કામ સહેલું બને છે. આવું જ કામ બહારની બાજુએ કરી બંને વચ્ચે કૉંક્રીટ ભરી હોય તો વધુ સુગમતા થાય છે.

હવે મકાનની આજુબાજુના કૉમ્પાઉન્ડમાં જમીનની નીચે ભોંયરું કેમ તૈયાર કરવું તેનો વિચાર કરીએ. જમીનની નીચે ભોંયરું બનાવવામાં બે બાબત તરફ લક્ષ આપવાની જરૂર છે. (૧) વરસાદને લીધે, અથવા તો બૉમ્બના અસરથી નળ ફાટી જાય છે તેને લીધે, ભોંયરામાં પાણી પેસી જાય તો પ્રલયકાળ જેવી સ્થિતિ થાય. (૨) ભોંયરામાં જવા માટેનું બારણું માણસ સહેલાઇથી અંદર જઇ શકે તેવું અને બૉમ્બની કણીઓથી સુરક્ષિત હોવું જોઇએ.

ઘણી જુદી જુદી કંપનીઓએ તૈયાર કરેલા (ભોંયરાના) છૂટા ભાગ (Spare parts) વેચાતા મળે છે. તે એકત્ર કરી, જમીનમાં ખાડો ખોદી તેમાં શેલ્ટર મૂકી ઉપર માટીનો થર

પાથરી દઇએ એટલે બસ. આવા શેલ્ટર્સમાં ' બાગમાંનો શેલ્ટર ' (Booth's Garden Shelter) ઉલ્લેખનીય છે. જમીનમાં દસબાર ફૂટ ઊંડો ખાડો ખોદી તેમાં પહેલાં લોખંડી ગર્ડર અને ઍંગલ આયર્નનું ચોકઠું બેસાડી તે પર મજબૂત પતરાં બોલ્ટથી જડી દેવાં. પતરાં ઉપર સીમેન્ટ કૉંક્રીટનો થર પાથરી તે પર ત્રણચાર ફૂટ જાડો માટીનો થર કરવાથી શેલ્ટર તૈયાર થઇ જાય છે.

આટલી જ સહેલાઇથી કૉંક્રીટના નળનો શેલ્ટર તૈયાર કરી શકાય. છ થી સાત ફૂટ વ્યાસના છ ફૂટ લંબાઇના રીઇન્ફોર્સ્ડ કૉંક્રીટના નળ મળે છે. હિંદુસ્તાનમાં પણ હ્યુમ પાઇપ કંપની આવા નળ બનાવીને વેચે છે. જમીનમાં બાર તેર ફૂટ ઊંડો ખાડો ખોદી તેમાં બે કે વધારે નળ એકત્ર કરી, જેટલી જરૂર હોય તેટલી લંબાઇનો શેલ્ટર બનાવી શકાય છે. નળની ઉપર દોઢ બે ફૂટ કૉંક્રીટનો થર અને તેની ઉપર છ ફૂટ માટીનો થર કરવાથી સારી રીતે રક્ષણ થઇ શકે છે. નળના એક અથવા બન્ને મુખ આગળ કૉંક્રીટના પડદા મૂકી તેમાં પોલાદી બારણાં મૂકી શકાય છે. બંને મુખ ઉઘાડાં રાખીએ તોપણ વાંધો નથી. ફક્ત મુખ પાસે, કણીઓનો પ્રતિબંધ કરવા માટે, પડદા જેવી ભીંત તૈયાર કરવી જોઇએ. અંદર જતી વખતે દરેક જણે પોતપોતાનો ગૅસમાસ્ક પાસે રાખી લેવો જોઇએ. આ જાતનો શેલ્ટર ઘરની બહારની બાજુએ જમીનની નીચે ગોઠવીને તેનો ઉપયોગ ભોંયરા તરીકે થઇ શકે છે.

હવે જમીનની ઉપરના ભાગના શેલ્ટરનો વિચાર કરીએ. આ પ્રકારના શેલ્ટરમાં લોકપ્રિયતાની દષ્ટિએ જોતાં ઍન્ડર્સન શેલ્ટર પહેલે નંબરે આવે છે. ઇંગ્લંડમાં ૧૯૩૯–૪૦ માં સાત કરોડ પૌંડને ખર્ચે છ મહિનામાં ૯ લાખ ઍન્ડર્સન શેલ્ટર્સ તૈયાર કરી પંચાવન લાખ લોકોના રક્ષણની વ્યવસ્થા કરવામાં આવી. જે કુટુંબને આ શેલ્ટર મફત આપવામાં આવ્યો છે; અને પચાસ કરતાં વધારે મજૂર જે સ્થળે કામ કરતા હોય તેવાં કારખાનાંઓએ પોતપોતાના મજૂરો માટે શેલ્ટર્સની વ્યવસ્થા કરવી જ જોઇએ એવો કાયદો કર્યો.

ઍન્ડર્સન શેલ્ટર ઘરથી પંદરવીસ ફૂટ દૂર ત્રણ ફૂટ ઊંડો ખાડો ખોદી તેમાં ગોઠવવામાં આવે છે. તે મજબૂત પતરાંનો હોય છે, તેની લંબાઇ સાડાછ ફૂટ, પહોળાઇ સાડાચાર ફૂટ અને ઉંચાઇ છ ફૂટ હોય છે. તેનું વજન ૮ હંડ્રવેટ હોય છે અને તેમાં ૪ થી ૬ માણસો બેસી શકે છે. વધુ માણસનો સમાવેશ કરવો હોય તો બે શેલ્ટરને જોડી ચારેક માણસો વધુ સમાઇ શકે છે. ચૅનલ આયર્નનાં જાડાં મજબૂત પતરાં બેસાડી છૂટા ભાગ બોલ્ટથી જોડી કમાન જેવો આકારનો શેલ્ટર ઘર બેઠા ગોઠવી શકાય છે. ખોદેલી માટી, ઉપર પાથરવામાં કામ આવે છે. એક કે બે મજલાનું ઘર હોય તો ઘરની ઉંચાઈ જેટલે દૂર શેલ્ટર ગોઠવવો જોઇએ. અંતર પંદર ફૂટથી વધારે હોય તો પ્રવેશદ્વાર પાસે કાચી ઈંટની અગર માટીની દીવાલ બાંધી કણીઓથી દ્વારનું રક્ષણ કરવું જરૂરનું છે. અંદર ઇંટની કે કૉંક્રિટની જમીન બનાવવી. ઈંગ્લંડમાં આવા છ માણસ માટેના શેલ્ટરના આઠ પૌંડ બેસે છે. પરંતુ મુકરર જગાએ લાવીને ગોઠવવો. ફરસબંધી, છત, આગળની ભીંત, રેતીની ગુણો વગેરે મળીને કુલ ખર્ચ ૧૯ પૌંડ થાય છે. આવા ઘણી જાતના શેલ્ટર્સ મળી શકે છે, પણ બધામાં તત્ત્વ એક જ છે.

ઝેરી વાયુથી રક્ષણ કરવું બહુ મુશ્કેલ છે. ભોંયરામાં બારી હોય તો તેને ફક્ત પોલાદી બારણાં રાખ્યાથી કામ સરતું નથી. પણ બાજુની સપાટીઓમાં લ્હાપી પૂરીને તેની તીરાડો

બંધ કરવી જોઇએ. દીવાલમાં બારીક ચીરા પડ્યા હોય તો સીમેન્ટથી તે બંધ કરવા જોઇએ. ખાસ કરીને બહાર વાયુ હોય અને બંધ ભોંયરામાં બહારથી કોઇ માણસને અંદર દાખલ કરવું હોય ત્યારે બારણું ઉઘાડવું પડે છે, અને તેમ કરવામાં જોખમ છે. માટે જ ભોંયરાનું પ્રવેશદ્વાર અને સીડીનું દ્વાર એ બે વચ્ચે એકાદ માણસ ઊભો રહી શકે તેવી એક ઓરડી રાખવામાં આવે છે. તેમાં એક વખતે એક જ માણસને લાવી સીડીનું દ્વાર બંધ કરી દેવામાં આવે છે; પછી ભોંયરાનું પ્રવેશદ્વાર ઉઘાડી માણસને અંદર લઈ લઇને તે બંધ કરી દીધા પછી જ બીજા માણસને સીડીના દ્વારેથી દાખલ કરવામાં આવે છે. આવી ઓરડીને ' ઍર લૉક ' કહે છે.

પ્રજ્વલક બૉમ્બથી રક્ષણ કરવા માટે ઘર ઉપર અગાસી હોવી જોઇએ. તેના પર એકાદ જાડો ઍસ્ફાલ્ટનો થર હોવો જોઇએ. નળિયાંવાળું છાપરું હોય તો છાપરાની નીચેના મેડા પર લાકડાં છાણાં વગેરે સહેલાઇથી સળગી ઉઠે તેવા પદાર્થ રાખવા નહિ. છાપરાના લાકડકામને ફાયરપ્રૂફ પેઇન્ટના એકાદ બે હાથ મારવા. ટૂંકમાં, એકાએક આગ ન લાગે એવી વ્યવસ્થા કરવી.

રક્ષણ માટે જે જુદા જુદા પ્રકાર વર્ણવવામાં આવ્યા છે તે પૈકી કયા પ્રકારમાં કેટલું રક્ષણ થાય છે તેનું પ્રમાણ બતાવવામાં આવ્યું છે.* કેશવલાલ કા. જાની

---

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નંબર ૨૦ સન '૪૧-૪૨

# વિષય

## શિક્ષણવર્ગોમાં બીનતાલીમી મંત્રી-ગ્રંથપાલોએ અવશ્ય હાજર રહેવા બાબત

ચાલુ સન ૧૯૪૧-૪૨ ના પુસ્તકાલય શિક્ષણવર્ગો મહેસાણા પ્રાંતના આતરસુંબા મહાલે તથા વડોદરા પ્રાંતના શિનોર મહાલે ભરવાની યોજના છે. મહેસાણા પ્રાંતનો વર્ગ આતરસુંબા મહાલના વાઘજીપુર ગામની પાદરે આવેલા વાત્રક તટસ્થ શ્રી ઉત્કંઠેશ્વર મહાદેવના સ્થાનકમાં, અને વડોદરા પ્રાંતનો વર્ગ શિનોર મહાલમાં રેવાતટસ્થ શ્રી વ્યાસક્ષેત્રમાં ભરવાનું ઠરાવ્યું છે. રાજ્યનાં તમામ પુસ્તકાલયોનું કામ કરનાર મંત્રી વ ગ્રંથપાલ ભાઇઓ જરૂરી તાલીમ પામેલા હોય એ ખાસ ઇષ્ટ લાગતું હોવાથી ચાલુ સાલના આ વર્ગો આતરસુંબા અને દહેગામ મહાલો માટે તથા શિનોર અને તિલકવાડા મહાલો માટે ફરજીઆત ઠરાવવામાં આવે છે. તો મજકુર મહાલોની પુસ્તકાલય સંસ્થાઓના જે મંત્રી વા ગ્રંથપાલ ભાઇઓએ અત્યાર આગમચ કોઇ પણ શિક્ષણવર્ગનો લાભ ન લીધો હોય તેમણે ચાલુ અંકમાં આ બાબત પ્રસિદ્ધ થયેલ રાજ્ય પુ. મંડળની જાહેરાત નં. ૩ માં જણાવેલી વિગતો સાથે જાહેર કરાયલી મુદતની અંદર અરજી મોકલી આપવી.

વડોદરા,
તા. ૯-૩-૪૨

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

* પ્રા૦ ર. શ્રી. દેરાસરીના લેખના આધારે " કુમાર "માં છપાયેલા લેખ પરથી.

# આવતા માસની કાર્યદિશા

(૧) ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓ પોતાના પુસ્તકાલયનું વર્ગીકરણ અધુરૂં હોય તે પૂરું કરે અને ખાતામાં તે સંબંધી નિવેદન કરે.

(૨) સેન્ટરની શાળાના મુ. શિક્ષકો પોતાની તાબાની શાળાવાળાં ગામોનાં પુસ્તકાલયો-ની તપાસણી વર્ષના પહેલા છ માસમાં કરવા ઠર્યા છતાં હજી ઘણા થોડા જ મુખ્ય શિક્ષકોએ દફતર તપાસણી કરી છે; તો તે ભાઈઓ આ કાર્ય જલદી પૂરું કરી અમને ખબર આપે.

(૩) ત્રિમાહી નિવેદનો મોકલવા તજવીજ કરો.

(૪) ગ્રામપંચાયતની મદદ તુર્ત મોકલો, નહિ તો પુસ્તકો મોકલતાં જે રકમ લહેણી નીકળશે તે જે તે પુસ્તકાલય પાસેથી વસૂલ લેવી પડશે. ગ્રામપંચો અને પટેલ સાથે સહકાર રાખી માગણીની રકમ વેળાસર મેળવવા તથા તે બાબે જરૂરી તમામ તજવીજ કરવા મંત્રીએ ખાસ કાળજી લેવી.

(૫) પરિષદોમાં થયેલા ઠરાવોનો અમલ બરાબર કરશો એવી આશા છે.

(૬) પ્રજાના સામાન્ય લોકોમાં ઘેર ઘેર મફત વાચન મળે અને ગરીબ લત્તાઓમાં જ્ઞાનનો ફેલાવો થાય તથા પુસ્તકવાચન માટે રસ ઉત્પન્ન થાય એવા પ્રયાસો કરો અને એને લગતા અનુભવો પુસ્તકાલયના તંત્રી તરફ મોકલો.

(૭) રોજમેળ રોજનો રોજ લખવાનો વહીવટ જો કોઈ ન રાખતા હોય તો તે સત્વર દાખલ કરશો.

વડોદરા,
તા. ૯–૩–૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

મુંબઇ ખાતે મળનાર

# અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનો કાર્યક્રમ

અગાઉ દૈનિકો તેમ જ 'પુસ્તકાલય' માસિકના ગયા અંકમાં જાહેર થયા પ્રમાણે મુંબઇ યુનિવર્સિટી હૉલમાં તા. ૩-૪-૪૨ થી તા. ૬-૪-૪૨ સુધીના દિવસોએ ભરાનાર અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનો નીચે પ્રમાણે કાર્યક્રમ નક્કી થયો છે, જે પરિષદમાં ભાગ લેવા આવનાર ગ્રંથપાલો તેમ જ સદ્ગૃહસ્થો માટે સદરહુ પરિષદના માનદ મંત્રી, શ્રી. ડૉ. જોષી તરફથી જાહેર કરવામાં આવે છે.

### શુક્રવાર તા. ૩-૪-૪૨

અ. હિં. પુ. પરિષદ અંગે ભરાનાર પ્રદર્શનનો ઉદ્ઘાટનવિધિ સમારંભ ગુજરાતી સાક્ષર શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી એઓશ્રીના શુભ હસ્તે થશે.

### શનિવાર તા. ૪-૪-૪૨

મુંબઇ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર શ્રી. આર. પી. મસાણીનું પરિષદઉદ્ઘાટન સમારંભ વેળાનું ભાષણ. * પરિષદના સ્વાગતપ્રમુખ, દિવાન બહાદુર શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, માજી ન્યાયાધિશ એઓશ્રીનું ભાષણ * અખિલ હિંદ પુસ્તકાલય મંડળના માનદ મંત્રી તરફથી પરિષદ મુંબઇમાં બોલાવ્યા બદલ મુંબઇ યુનિવર્સિટીને અાટે તેમ જ સ્વાગત સમિતિને માટે આભારદર્શન * પરિષદ પ્રમુખ નામદાર હિંદ સરકારના કેળવણી ખાતાના વડા શ્રીયુત જોન સારજન્ટ, સી. આઇ. ઇ. એઓશ્રીનું ભાષણ * સ્વાગત સમિતિને "તાજમહાલ"માં ખાણું * પરિષદનો અધિવેશન-સમારંભ * સ્વાગતપ્રમુખ તરફથી પરિષદના મહેમાનોને યુનિવર્સિટી ગાર્ડનસમાં ટી-પાર્ટી.

### રવિવાર તા. ૫-૪-૪૨ તથા સોમવાર તા. ૬-૪-૪૨

મુંબઈ શહેરમાંનાં કેટલાંક પુસ્તકાલયો તથા પ્રિંટિંગ પ્રેસની મુલાકાતે પરિષદના મહેમાનો * પુસ્તકાલયશાસ્ત્ર અને પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે વાંચવામાં આવનાર કેટલાક નિબંધો * કારોબારી સમિતિની સભા, જનરલ મિટિંગ, ઠરાવો અને તે ઉપર થનારું વિવેચન * વાંચવામાં બાકી રહેલા નિબંધો તથા બાકી રહેલાં પુસ્તકાલયોની મુલાકાત * પ્રમુખનું ઉપસંહાર ભાષણ-ઉપસંહાર * અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના જનરલ સેક્રેટરી ડૉ. પી. એમ. જોષી તરફથી આભારદર્શન.

ઉપર મુજબના ભરચક કાર્યક્રમ બાદ પરિષદના કામની સમાપ્તિ થશે.

– પરિષદમાં ભાગ લેવા આવનાર મહેમાનો માટે રહેવા તથા જમવાની સગવડ માટે અત્રેનાં કેટલાંક નિવાસસ્થાનો-લૉજો અને હોસ્ટેલ્સ-જેવાં કે આર્યનિવાસ લૉજ, ભારતીય લૉજ, યુનિવર્સિટી હોસ્ટેલ ગ્રોન હોટેલ વગેરે સુવ્યવસ્થિત સ્થાનો શાકાહારી તેમ જ બીન-. શાકાહારી માટે યોગ્ય દર નક્કી કરવામાં આવ્યાં છે. જે માટે પરિષદના સેક્રેટરી શ્રી. જોષીને યુનીવર્સીટી લાયબ્રેરી, મુંબઇ એ સરનામે લખવાથી જ્યાં, જેવી રીતે. જેવી જાતના ખોરાકની જરૂરીઆત હોય ત્યાં તે પ્રમાણે વ્યવસ્થા રાખવા, પરિષદના સમયથી નિદાન એક અઠવાડિયું અગાઉથી જણાવેથી તે માટેનો પ્રબંધ કરવામાં આવશે. અ. હિ. પુ. મંડળના સભાસદોને આમંત્રણ પત્રિકા તેમજ કાર્યક્રમ મોકલવામાં આવેલ છે જ, જે પરિષદમાં ભાગ લેવા આવનાર સદ્ગૃહસ્થોએ તેમની પાસેથી જાણી લેવો. દૈનિક વર્તમાનપત્રોમાં માર્ચ આખર સુધીમાં, કાર્યક્રમમાં કંઇ ફેરફાર કરવાની જરૂર જણાશે તો, તે ફેરફાર સાથેનો કાર્યક્રમ જાહેર કરવામાં આવશે.

# પેટલાદ મહાલ છઠ્ઠી પુસ્તકાલય પરિષદ

મુ. સિહોલ : તા. ૧૫-૩-૪૨

## પ્રમુખ : શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરાનું ભાષણ

બહેનો અને ભાઈઓ,

હીરા નહિ મોતી નહિ,
માગું નહિ ધન લાભ કંઈ;
રાજ નહિ ને પાટ નહિ;
સત્તા તણા ઉચાટ નહિ.
સૂરજ ઉગે ત્યાં યાચવા,
માગી ઉભું કર જોડી હું;
જીવન એવું આપજે,
નિત પુસ્તકો સાથે રહું.

પૂર્વમાં આછી આછી લાલી પ્રકટે, સૂર્યનારાયણનાં તેજકિરણો આવકારવા ઉષાદેવી અવનીને આરે ઊતરે, એ વખતે જેને સાચું જીવન જીવવું છે, જેણે જીવનને જીવી જાણવું છે, માણી જાણવું છે એવો પૃથ્વીનો માનવી તેજના એ મહાન દેવ, પ્રકાશના એ પ્રભુ સૂર્યનારાયણને આવકારતાં કહે છે કેઃ—

ભલે ઊગ્યા ભાણ;
ભાણ તિહારાં ભાવણાં

સૂરજદેવને છ શબ્દોમાં આવકાર આપતું એ ચારણી કવિહૃદય સૂરજદેવ છે એટલે એને આવકારે છે એમ નથી. ત્યારે છે શું ? શા માટે રોજ પૂર્વ દિશામાં મુખ રાખી હજારો અને લાખો બ્રાહ્મણો જ્ઞાનના આચાર્યો, મહર્ષિઓ અને સંત-મહંતો રોજ પ્રાતઃસંધ્યામાં એકસરખા લીન થઇ જાય છે ?

એનો જવાબ બહુ ટૂંકો છે. સૂરજનારાયણને પ્રથમ પગલે અવનીનાં અંધારાં આથમે છે અને પૃથ્વીને પાટલે અજવાળાં આવી બેસે છે. એ અજવાળું—એ પ્રકાશ—સૃષ્ટિમાં સંજીવની ભરે છે. એટલે સૂરજની પૂજા એ પ્રકાશની પૂજા છે.

અંધારામાંથી અજવાળામાં લઇ જવાની પ્રાર્થના ભારતવર્ષમાં યુગયુગથી એકસરખી ચાલી આવે છે. એ પ્રાર્થનાનો અર્થ એ છે કેઃ ' હે પ્રભુ, મને અજ્ઞાનમાંથી જ્ઞાનમાં લઇ જા. ' અજ્ઞાન એ અંધારું અને જ્ઞાન એ અજવાળું.

અને એટલા માટે જ કવિ સૂર્યોદય પ્રસંગે યાચે છે કે એને હીરા મોતી કે ધનલાભ જોઇતા નથી, અને રાજપાટની તમન્ના નથીઃ એને તો માત્ર જરૂર છે જ્ઞાનજીવન જીવવાની. અને એટલા માટે જ એ કહે છે કેઃ—

' નિત પુસ્તકો સાથે રહું. '

કંઇક એવી ભાવનાથી આપણે અહીં ગ્રામ્ય જીવનના વાતાવરણમાં એકઠા મળ્યા

છીએ. વક્તા હો કે શ્રોતા હો, ઠરાવ ઘડનાર હો કે ઠરાવ મૂકનાર હો, ગ્રંથપાલ હો કે ગ્રંથના વાંચનાર હો. પ્રમુખ હો કે સ્વયંસેવક હો, તંત્રી હો કે મંત્રી હો, સહુ આજે 'નિત પુસ્તકો સાથે રહું ' એ ભાવનાને જીવંત રાખવા આજે આ મીઠો સહકાર સાધી રહ્યા છીએ.

વડોદરા રાજ્ય અને વડોદરા રાજ્યની પ્રજા સદ્‌ભાગ્યશાળી છે કે આજે સહુના હૈયામાં અજવાળાં જગાવવાની ભાવના એકસરખી જાગી રહી છે.

પુસ્તકાલય પરિષદની પ્રવૃત્તિ એ રીતે મારે મન તો એક ખાસ જરૂરની પ્રવૃત્તિ છે. આ પ્રવૃત્તિને કોઇ ત્રણ દિવસનો તમાશો ન માને, કોઇ ભાષણખોરોનો અખાડો ન ગણે. કોઇ ઠરાવોની જંજાળ ન સમજે, એવું હું માગી લઉં છું. હું તો આવી પુસ્તકાલય પરિષદોને ઠેરઠેર અજવાળાં જગાવતાં જંગમ તીર્થની કક્ષામાં મૂકું છું. લોકવેણ છે કે જ્યાં ' પંચ ત્યાં પરમેશ્વર ' એ વેણ જો સાચાં હોય તો આવી પરિષદની પ્રવૃત્તિમાં આપણી સાથે પરમેશ્વર છે અને હોવો જ જોઇએ.

અને પરમેશ્વર સાથે હોય એટલે આપણે હાથ જોડીને બેસી રહીએ અને પરમેશ્વર આપણું કામ કરી આપે એમ કોઇ માની લેશો નહિ. એને માટે તો શ્રીકૃષ્ણે ગીતાજીમાં અર્જુનને કહ્યું કે " હે અર્જુન, તારૂં નિયત થયેલું કાર્ય તું કર " એ રીતે આપણે સહુએ પણ આપણું નિયત થયેલું કાર્ય કરવાનું છે.

પરિષદનો પ્રમુખ હોય એ ભાષણ આપીને ભાગી જાય એટલું એને માટે બસ નથી. એણે તો બીજી પરિષદ ભરાય ત્યાં સુધી જે સ્થળે પરિષદ ભરાઇ હોય, જે ઉદ્દેશથી પરિષદની બેઠક મળી હોય ત્યાંના કાર્યકરોને એ ઉદ્દેશો સફળ કરવામાં સર્વ પ્રકારે સાથ આપવો જોઇએ. પરિષદના મંત્રી હોય એણે જે ઠરાવો થયા હોય એ ઠરાવોનો અમલ કરવા માટે ખાસ કાળજી રાખવી જોઇએ. ઠરાવોમાં હાથ ઊંચો કરનારા પ્રતિનિધિઓએ મંત્રીના એ કાર્યમાં સાથ આપવો જોઇએ.

પરિષદોમાં ઝાઝા ઠરાવો કરવામાં હું પોતે અંગત રીતે માનતો નથી. કાગળસોહામણા એકવીસ ઠરાવ કરતાં અમલમાં મૂકી શકાય એવો, એક ઠરાવ કોઈ પણ પરિષદ માટે બસ છે. એક ઠરાવમાં નિયત થયેલું કાર્ય જો પરિષદ કરી બતાવે તો આવતે વર્ષે આપણે સહુ જરૂર એક કદમ આગળ વધી શકીશું.

મુંબાઇના એક અગ્રગણ્ય શહેરી અને ધનાઢ્ય પુરુષ સાથે ગામડે ગામડે પુસ્તકાલયો અને વાંચનાલયો સ્થાપવા વિષેની ચર્ચા કરવાનો મને પ્રસંગ સાંપડ્યો. એ પ્રસંગે એ ચર્ચાના નવનીત તરીકે એક એવો મુદ્દો નીકળ્યો કે પુસ્તકાલયો અને વાંચનાલયો શરુ કર્યા પછી એનો ઉપયોગ કેવો થાય છે એ વિષે આપણે કાળજી રાખીએ છીએ ખરા ? ગામમાં કયા પ્રકારનો વાચકવર્ગ છે, એને કયા પ્રકારનું વાચન આપવું જોઇએ, ગામમાં ભણેલા કેટલા છે, એનું ભણતર કયાં સુધીનું છે, એને કેવું વાચન પચશે, કેવા વાચનથી એના જીવનનું ઘડતર થઈ શકશે એ વિષે ગામવાર કોઇએ તારવણી કરી છે ખરી ?

આ પ્રશ્ન એટલા માટે પુછાયો કે એ શ્રીમંત ગૃહસ્થ પોતા તરફથી ચાલતા એક

ગામડાના પુસ્તકાલયમાં ગયા. ત્યાં એણે કેટલાંક એવાં પુસ્તકો જોયાં કે જેમાંનું એક પણ પુસ્તક એ ગામના વાચકોએ કોઇ દિવસ ઉઘાડવાની તકલીફ લીધી નહોતી. એણે ગ્રંથપાલને આ વિષે સહેજ ઉંડાણમાં ઊતરીને પૂછ્યું. ગ્રંથપાલે પ્રમાણિકપણે એવો જવાબ આપ્યો કે ' શેઠ, હું તો મારું પુસ્તકો આપવાનું નિયત થયેલું કાર્ય કરું છું. આપના મુનીમે આ પુસ્તકો પસંદ કરીને મોકલ્યાં છે. શેઠે ગ્રંથપાલને પોતાને ઉતારે બોલાવીને કહ્યું કે ' જો, તમે આ પુસ્તકાલયના અહીં મુખ્ય પુરુષ છો. આ પુસ્તકાલયને સફળ બનાવવું એ તમારા હાથમાં છે. હું તો પૈસા આપી છૂટું. કેવાં પુસ્તકો અહીં વધુ વંચાય અને વાંચીને એનો જીવનમાં કેટલો ઉપયોગ થઇ શકે એ તમે વધુ સમજો. એક માણસ તમારી પાસે આવીને એક પુસ્તક માગે ને તમે એ પુસ્તક એને આપો એટલાથી જ તમારૂં કામ પૂરું થતું નથી. તમે આટલાં જ કામને તમારે માટે નિયત થયેલું માનતા હો તો એમાં તમારી થોડી ગેર-સમજ થાય છે. ગ્રંથપાલ તો વાચકવર્ગની નાડીના ધબકારા પારખી શકે એવો હોવો જોઇએ. વાચકવર્ગને અમુક પ્રકારનું વાચન આપવાથી એના જીવનનું ઘડતર થઇ શકશે એવું જે સાચે સ્વરૂપે સમજી શકે એ જ સાચો ગ્રંથપાલ.

કાઠિયાવાડના એક રાજવી સાથે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે વાતો કરી એમના રાજ્યમાં એ પ્રવૃત્તિ શરૂ થાય એવા અભિલાષ હું સેવતો હતો. પુસ્તકાલયો અને વાચનાલયોની યોજના એ રાજવીએ મારી પાસેથી સાંભળી લીધી. અને એ દક્ષ રાજવીએ વાતચીતમાં એક મુદ્દા તરફ મારું ખાસ લક્ષ ખેંચતાં કહ્યું કે ' પુસ્તકાલયોનો જે મુખ્ય અમલદાર હોય એની કાર્યપ્રણાલી ઉપર જ પુસ્તકાલયની ચડતીપડતીનો આધાર છે. એ સંસ્કારી હોય તો પુસ્તકાલયો ને વાચનાલયોને આર્ય સંસ્કૃતિની ગંગા–યમુના બનાવી શકે છે. એ કોઇનો પક્ષ ન કરે ને તટસ્થપણાથી દરેક ગામને સલાહ આપે, એની દોરવણી કરે. કોઇ પણ અનિષ્ટ તત્ત્વ, પ્રજાજીવનને હણનારી વસ્તુ અને માનવી તરીકે મિટાવી દેનાર સાહિત્યથી એમના હાથ નીચેનાં પુસ્તકાલયો દૂર રહે એને માટે એ ખાસ કાળજી રાખે.'

પુસ્તકાલયો અને વાંચનાલયોને અંગે આ રીતે જેનું જે જે નિયત થયેલું કાર્ય છે એ જો સહુ સહકારથી કરે, સમજીને કરે, આ પ્રવૃત્તિથી પ્રજાનું ઘડતરકાર્ય થાય છે એવી નેમથી કરે તો, પુસ્તકાલયો એ સાચેસાચ દેવમંદિર છે એવી પ્રતીતિ સહુને થતાં વાર નહિ લાગે.

વડોદરા રાજ્યની આ પુસ્તકાલય પ્રવૃત્તિની સફળતાનો સર્વ આધાર રાજ્યનું મુખ્ય પુસ્તકાલય ખાતું, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ અને જુદાં જુદાં પુસ્તકાલયો, એ ત્રણના સહકાર પર મુખ્યત્વે રહેલો છે. એ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિમૂર્તિ સમી ત્રણે સંસ્થાઓમાં જો સુમેળ રહે, પ્રજાકલ્યાણની દૃષ્ટિએ એ ત્રિપુટિ જો પોતાનું નિયત થયેલું કાર્ય કર્યે જાય તો માત્ર ભારતવર્ષની નહિ, પણ એક દિવસ એવો આવશે કે, જગતની શિક્ષિત પ્રજાઓ પુસ્તકાલયપ્રવૃત્તિ માટે વિશ્વામિત્રીના તટ પર ઊભેલ વડોદરાને આંગણે પ્રેરણા મેળવવા જરૂર આવશે.

આપણી પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવાનો એક મોકો હમણાં આવ્યો છે, એ તરફ આપનું લક્ષ ખેંચ્યા વિના હું રહી શકતો નથી. વર્ષોથી ગામડામાં જાઓ–ગામડાઓમાં પાછા

જાઓ–Back to Villages—એવા સાદ ચારે તરફથી સંભળાતા હતા. એ સાદ સાંભળવાની કોઇને ફુરસદ નહોતી. શહેરમાં કમાઇ શ્રીમંતો જન્મભૂમિમાં પાંચ પચીસ હજાર ખરચી મકાનો બંધાવે, પણ એ મકાનમાં આવીને વસવાની એમને ફુરસદ નહોતી. બહુ બહુ તો એમની માંદગી આવીને કોઇ કોઇ વાર એ મકાનોમાં આવીને વસતી. અર્થાત્ મકાન બંધાવનાર ગંભીર માંદગીમાં સપડાય ત્યારે જ દેશમાં આવીને રહે એવી સ્થિતિ હતી. આજે એ સ્થિતિમાં પલટો આવ્યો છે. કાળ ઝડપથી કામ કરી રહ્યો છે, મનુષ્યજાત સંક્રાંતિકાળમાંથી પસાર થઇ રહી છે. અર્ધી સદી સુધી જન્મભોમકાનાં દર્શન કર્યાં નહોતાં એવાં કંઇક શ્રીમંત કુટુંબો શહેરોમાંથી આજે ગામડામાં આવી વસ્યાં છે. એ કુટુંબો પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેય એ માટે આપણે ખાસ પ્રયત્ન કરવાના છે. વર્ષો સુધી પરદેશ રહેલો એ શ્રીમંતવર્ગ પુસ્તકાલયોની પ્રવૃત્તિમાં રસ લ્યે તો આપણાં પુસ્તકાલયો આજે છે તેથી વધુ સમૃદ્ધ જરૂર બને. એ પરદેશી બનેલા શ્રીમંતોનો સહકાર મળતાં પુસ્તકાલયો સારા અને શિષ્ટ લેખકોનાં પુસ્તકો નવેસરથી વસાવી શકે. સરકાર સાથે પ્રજાના શ્રીમંતવર્ગ તરફથી મળતી મદદ આ રીતે પુસ્તકાલયોને અને વાચનાલયોને વધુ પુસ્તકો, વધુ માસિકો, વધુ સાપ્તાહિકો અને વધુ દૈનિકો મેળવવામાં જરૂર સરળતા કરી આપશે. ગામડાંઓનાં પુસ્તકાલયો આ તકનો સદુપયોગ કરે એવી સૂચના આટલા થોડા શબ્દોમાં કરી લેવાનું મેં ઉચિત માન્યું છે.

પુસ્તકાલયો અને વાંચનાલયોને અંગે હંમેશ ચર્ચાતા વિષયોને ફરી ફરી ન સ્પર્શતાં એક મુખ્ય કાર્ય આપણી આ પરિષદ જો ઉપાડી લેય તો સિહોલ ગામની આ પુસ્તકાલય પરિષદની પ્રવૃત્તિ સમગ્ર મહાગુજરાતને ઉપકારક થઇ પડશે એમ હું માનું છું.

ગુજરાતી સાહિત્યનાં સો ઉપયોગી પુસ્તકોનાં નામો ગુજરાત આજે શોધી રહ્યું છે. કેટલાંક પત્રોએ એવાં નામો બહાર પાડવાના પ્રયાસો કર્યા છે અને કરે છે, પણ મોટે ભાગે એનું પરિણામ સંતોષકારક આવ્યું નથી ને આવવાનું યે નથી. ગુજરાતમાં આજે વાડાઓ અને પક્ષોનો મોટો રોગ લાગુ પડયો છે. જ્યાં એવો રોગ હોય ત્યાંથી સાચનાં દર્શન દુર્લભ છે. એટલે આપણી જો આ પરિષદ એ કામ ઉપાડી લેય અને પેટલાદ મહાલનાં પુસ્તકાલયોના ગ્રંથપાલોને એ કામ જો સોંપાય તો વાચકોની દૃષ્ટિએ ઉત્તમ લાગતાં સો ઉત્તમ પુસ્તકોનાં નામ ગુજરાતને સાંપડે. દરેક પુસ્તકાલયના વાચકો પાસેથી મેળવેલાં એ નામો એકઠાં કરી જે પુસ્તકોને વધુ ગામે પસંદ કર્યાં હોય એવાં સો પુસ્તકોનાં નામ આપણે ગુજરાત સમક્ષ મૂકી શકીએ તો મહાગુજરાતનાં સર્વ પુસ્તકાલયોને પુસ્તક પસંદ કરવાની બાબતમાં સાચું માર્ગદર્શન મળે.

પુસ્તકાલયપ્રવૃત્તિ એ તો મારી પ્રિય પ્રવૃત્તિ છે અને મારું ચાલે તો હું તો મારી સર્વ શક્તિઓ આ જ્ઞાનની પરબોને ચરણે ધરવામાં પાછી પાની ન જ કરું. હું તો હંમેશાં ગાયા કરું છું કેઃ—

'નિત પુસ્તકો સાથે રહું.'

આપે આ પરિષદનું સુકાન મારા હાથમાં સોંપી મને આ જંગમ તીર્થની યાત્રાએ નોતર્યો છે એ માટે આપનો હું ઋણી છું. ઇચ્છું છું કે આપ અને હું આપણાં નિયત થયેલાં કાર્યો પ્રભુકૃપાથી પાર ઉતારીએ.

જાઓ–Back to Villages–એવા સાદ ચારે તરફથી સંભળાતા હતા. એ સાદ સાંભળવાની કોઇને ફુરસદ નહોતી. શહેરમાં કમાઇ શ્રીમંતો જન્મભૂમિમાં પાંચ પચીસ હજાર ખરચી મકાનો બંધાવે, પણ એ મકાનમાં આવીને વસવાની એમને ફુરસદ નહોતી. બહુ બહુ તો એમની માંદગી આવીને કોઇ કોઇ વાર એ મકાનોમાં આવીને વસતી. અર્થાત્ મકાન બંધાવનાર ગંભીર માંદગીમાં સપડાય ત્યારે જ દેશમાં આવીને રહે એવી સ્થિતિ હતી. આજે એ સ્થિતિમાં પલટો આવ્યો છે. કાળ ઝડપથી કામ કરી રહ્યો છે, મનુષ્યજાત સંક્રાંતિકાળમાંથી પસાર થઇ રહી છે. અર્ધી સદી સુધી જનમભોમકાનાં દર્શન કર્યાં નહોતાં એવાં કંઇક શ્રીમંત કુટુંબો શહેરોમાંથી આજે ગામડામાં આવી વસ્યાં છે. એ કુટુંબો પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેય એ માટે આપણે ખાસ પ્રયત્ન કરવાના છે. વર્ષો સુધી પરદેશ રહેલો એ શ્રીમંતવર્ગ પુસ્તકાલયોની પ્રવૃત્તિમાં રસ લ્યે તો આપણાં પુસ્તકાલયો આજે છે તેથી વધુ સમૃદ્ધ જરૂર બને. એ પરદેશી બનેલા શ્રીમંતોનો સહકાર મળતાં પુસ્તકાલયો સારાં અને શિષ્ટ લેખકોનાં પુસ્તકો નવેસરથી વસાવી શકે. સરકાર સાથે પ્રજાના શ્રીમંતવર્ગ તરફથી મળતી મદદ આ રીતે પુસ્તકાલયોને અને વાચનાલયોને વધુ પુસ્તકો, વધુ માસિકો, વધુ સાપ્તાહિકો અને વધુ દૈનિકો મેળવવામાં જરૂર સરળતા કરી આપશે. ગામડાંઓનાં પુસ્તકાલયો આ તકનો સદુપયોગ કરે એવી સૂચના આટલા થોડા શબ્દોમાં કરી લેવાનું મેં ઉચિત માન્યું છે.

પુસ્તકાલયો અને વાંચનાલયોને અંગે હંમેશ ચર્ચાતા વિષયોને ફરી ફરી ન સ્પર્શતાં એક મુખ્ય કાર્ય આપણી આ પરિષદ જો ઉપાડી લેય તો સિહોર ગામની આ પુસ્તકાલય પરિષદની પ્રવૃત્તિ સમગ્ર મહાગુજરાતને ઉપકારક થઇ પડશે એમ હું માનું છું.

ગુજરાતી સાહિત્યનાં સો ઉપયોગી પુસ્તકોનાં નામો ગુજરાત આજે શોધી રહ્યું છે. કેટલાંક પત્રોએ એવાં નામો બહાર પાડવાના પ્રયાસો કર્યા છે અને કરે છે, પણ મોટે ભાગે એનું પરિણામ સંતોષકારક આવ્યું નથી ને આવવાનું યે નથી. ગુજરાતમાં આજે વાડાઓ અને પક્ષોનો મોટો રોગ લાગુ પડયો છે. જ્યાં એવો રોગ હોય ત્યાંથી સાચનાં દર્શન દુર્લભ છે. એટલે આપણી જો આ પરિષદ એ કામ ઉપાડી લેય અને પેટલાદ મહાલનાં પુસ્તકાલયોના ગ્રંથપાલોને એ કામ જો સોંપાય તો વાચકોની દૃષ્ટિએ ઉત્તમ લાગતાં સો ઉત્તમ પુસ્તકોનાં નામ ગુજરાતને સાંપડે. દરેક પુસ્તકાલયના વાચકો પાસેથી મેળવેલાં એ નામો એકઠાં કરી જે પુસ્તકોને વધુ ગામે પસંદ કર્યાં હોય એવાં સો પુસ્તકોનાં નામ આપણે ગુજરાત સમક્ષ મૂકી શકીએ તો મહાગુજરાતનાં સર્વ પુસ્તકાલયોને પુસ્તક પસંદ કરવાની બાબતમાં સાચું માર્ગદર્શન મળે.

પુસ્તકાલયપ્રવૃત્તિ એ તો મારી પ્રિય પ્રવૃત્તિ છે અને મારું ચાલે તો હું તો મારી સર્વ શક્તિઓ આ જ્ઞાનની પરબોને ચરણે ધરવામાં પાછી પાની ન જ કરું. હું તો હંમેશાં ગાયા કરું છું કેઃ—

'નિત પુસ્તકો સાથે રહું.'

આપે આ પરિષદનું સુકાન મારા હાથમાં સોંપી મને આ જંગમ તીર્થની યાત્રાએ નોતર્યો છે એ માટે આપનો હું ઋણી છું. ઇચ્છું છું કે આપ અને હું આપણાં નિયત થયેલાં કાર્યો પ્રભુકૃપાથી પાર ઉતારીએ.

Reg. No. B. 2216

# પુસ્તકાલય



: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂા. ૩-૮-૦ | પરદેશ રૂા. ૫-૦-૦ | છૂટક નકલ રૂા. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ૦

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

પુસ્તક ૧૭ મું | એપ્રિલ ૧૯૪૨ | અંક ૪ થો

# અનુક્રમણિકા



સામયિક દોહન



---


આ માસિક વડોદરામાં 'શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૦-૪-૪૨

# પુસ્તકાલય



: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂા. ૪-૮-૦ પરદેશ રૂા. ૫-૦-૦ છૂટક નકલ રૂા. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
બાપુજીભાઈ નારણભાઈ અમીન (બી. કોમ)

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

પુસ્તક ૧૭ મું | ફેબ્રુઆરી ૧૯૪૨ | અંક ૨ જો

# અનુક્રમણિકા



## અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ મુંબઈમાં

અગાઉ જાહેર થયા પ્રમાણે મુંબઈ યુનિવર્સિટી તરફથી આપવામાં આવેલા આમંત્રણને માન્ય રાખી ચાલુ સાલે **અખિલ હિંદ પુસ્તકાલય મંડળે** અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું પાંચમું અધિવેશન, આવતા એપ્રિલ માસની તા. ૪, ૫ અને ૬ ના દિવસોએ, મુંબઈમાં યુનિવર્સિટીના કોન્વોકેશન હૉલમાં ભરવાનું નક્કી થયું છે. તે પ્રસંગે પુસ્તકાલયોના ગ્રંથપાલો અને પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનાર ભાઈઓને પરિષદનો લાભ લેવા અ. હિં. પુ. પરિષદને અંગે નિમાયલા માનદ મંત્રી, મુંબઈ યુનિવર્સિટીના મુખ્ય લાયબ્રેરીઅન ડૉ. જોષી તરફથી આમંત્રણ આપવામાં આવે છે.

પરિષદની ઉદ્ઘાટનક્રિયા માટે મુંબઈ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર શ્રી. આર. પી. મસાણી એમ. એ., જે. પી. એઓશ્રીનું તેમ જ પરિષદના સ્વાગતાધ્યક્ષ તરીકે મુંબઈના નિવૃત્ત ન્યાયાધીશ શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનું નામ જાહેર થયું છે.

પુસ્તકાલયપ્રવૃત્તિને લગતા નિબંધો પરિષદમાં વાંચવા માટે મોકલવા ઇચ્છનાર ભાઈઓએ તેની બે પ્રતો અંગ્રેજીમાં સુવાચ્ય અક્ષરે અથવા મુદ્રાંકિત કરી ફેબ્રુઆરી માસની આખર સુધીમાં અખિલ હિંદ પુસ્તકાલય મંડળના માનદ મંત્રી અને ઇમ્પીરીઅલ લાયબ્રેરીના મુખ્ય લાયબ્રેરીઅન, ૬ એસ્પ્લેનેડ ઇસ્ટ, કલકત્તા, એ સરનામે મોકલી આપવા. તેમજ પરિષદમાં પુસ્તકાલયપ્રવૃત્તિને લગતી સૂચનાઓ પણ ઉપરોક્ત સ્થળે તા. ૧૫ મી માર્ચ સુધીમાં મોકલી આપવી.

પરિષદમાં આવનાર સદ્ગૃહસ્થો માટે રહેવાની ગોઠવણ યુનિવર્સિટીની હૉસ્ટેલ તથા વિલ્સન કૉલેજની હૉસ્ટેલમાં કરવામાં આવી છે. ભોજનના પ્રબંધ માટે સૌ સૌએ પોતાની જે તે સ્થળે વ્યવસ્થા કરી લેવાની છે.

પરિષદ માટેનો વિગતવાર કાર્યક્રમ હવે પછી જાહેર થશે.


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે
[પુ]સ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૨–૪૨

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનાં પુસ્તકો

**સટ ૧ લો:**–વંધ્યા ૦, કાકી ૦|≈, કાયદામાં સ્ત્રીનું સ્થાન ૦|≈, અર્ધાંગના ૦. ગૃહવ્યવસ્થાની વાતો ૦=, ખાંપણું ૦–, બલિદાન ૦–, ભવાટવી ૦, મા ૦, જયાના પત્રો ૦=.

આખો સેટ રૂ. ૨॥ ને બદલે રૂ. ૨॥–

**સટ ૨ જો:**–પતિની પસંદગી ૦, લીલીની આત્મકથા ૦|≈, રેઇ ૦, પારસી વાનીઓ ૦=, વિધવા ૦–, કોને પરણું ? ૧, સુઘડતા ને સુંદરતા ૦॥, હાસ્ય ફુવારો ૦॥, ભૂતના ભડકા ૧॥, વિષવૃક્ષ ૧॥.

આખો સેટ રૂ. ૬॥≈ ને બદલે રૂ. ૬|≈

**સટ ૩ જો:**–હાસ્ય કલાપ ૧॥, દેવી ચૌધરાણી ૧॥, વીરે રોઝા ૧|, હાસ્ય ઝરણાં ૧॥, "જરા ન્હા મૂકજો" ૧|, રાસરજની ૧॥, જીવન પલટો ૦, સુખી ઘર ૦|≈, ભરત ગુંથણ ૦॥≈, ચોર્યાસીનું ચક્કર ૦–.

આખો સટ રૂ. ૯॥= ને બદલે રૂ. ૯|

**સટ ૪ થો:**–રઝિયા બેગમ ૦|≈, ગૃહવિવેક અને બીજી વાતો ૦=, સખીના પત્રો ૦॥, રદવનું શાસ્ત્ર ૦|≈, સ્ત્રીહૃદય ૦|≈, માતૃપ્રેમ અને બીજી વાતો ૦, પારસી લગનગીતો અને ગરબા ૦=, દામ્પત્ય જીવન ૨॥, વહેમી પતિ ૦|≈, આરોગ્ય અને સુખ ૦=.

આખો સટ રૂ. ૫|= ને બદલે રૂ. ૪॥–

**સટ ૫ મો:**–સામાજિક વાતો ૦–, રમુજી વાતો ૦, ભલી ભાભી ૦|–, પતિ પ્રભુ છે ૦|–, માંદગી અને માવજત ૦, વાતનું વતેસર ૦|–, ઘરેણાંનો શોખ ૦|–, પારસી સતીઓ ૦=, એકાદશી ૦॥≈, રાણકદેવી ૦॥.

આખો સટ રૂ. ૨॥– ને બદલે રૂ. ૨॥=

**સટ ૬ ઠ્ઠો:**–શિવાજીની મા ૦॥=, સાસુની શિખામણ ૦|–, કાયદાનું અજ્ઞાન ૦|–, નામ વગરની નવલકથા ૧॥, નારીભિષક ૦, માસિક ધર્મ ૦|–, નવા સાથિયા ૦|≈, વીર તારા (બે ભાગ) ૨, ગોરમાનાં ગીતો ૦|–.

આખો સટ રૂ. ૫| ને બદલે રૂ. ૪॥

**સટ ૭ મો:**–મેડમ ડેમીડા ૦॥, સામાજિક વાતો ભાગ-૨ ૦|≈, ગુણિયલ ગૃહિણી ૦|–, સ્ત્રીસ્વાતંત્ર્ય ૦|–, દક્ષિણી રાંધણકળા ૦|≈, સતિ જસમા ૦=, સંસાર દર્શન ૦=, ભૂમિમાતા–આનંદમઠ ૧॥, બાળવિધવા ૦|≈, સાચાં સહોદર ૧॥.

આખો સટ રૂ. ૫|= ને બદલે રૂ. ૪॥–

**સટ ૮ મો:**–થેપડા અથવા એક પર બીજી ૦|≈, સુકન્યા ૦|≈, વીરાંગના નીલાદેવી ૦|–, રાસનન્દિની ૦॥, પ્રાતભાનો સ્વયંવર ૧, વિમાની ગીતાબાઇ ૦|≈.

( દરેકનું પોસ્ટેજ અલગ સમજવું )

**શ્રી શક્તિ કાર્યાલય, કેળાપીઠ, સુરત.**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૭ મું. ફેબ્રુઆરી-૧૯૪૨ અંક ૨ જો

## નિર્દોષ વ્યવસાયમાં પણ નફાખોરી ! !

—તંત્રીસ્થાનેથી

જેમ જેમ યુરોપીય યુદ્ધ હિંદની નજીક આવતું જાય છે, તેમ તેમ હિંદનાં બજારો તેજ થતાં જાય છે; મોંઘવારી વધતી જાય છે. આમાંની કેટલીક સ્વાભાવિક—માલની અછતના કારણે હોય છે; જ્યારે કેટલાક વેપારીઓ પોતા પાસે માલનો પૂરતો જથ્થો હોવા છતાં યુદ્ધસંજોગો કેમ જાણે તેમને કમાવા માટે જ ઊભા થયા હોય તેમ ધૂમ નફાખોરી કરવા મંડી ગયા છે.

અનાજ, કાપડ, તેમ જ ઇતર જરૂરિયાતની ચીજોમાં તો આ પ્રવૃત્તિ કૂદકે ને ભૂસકે વધતી ગઇ છે અને તેના પર સરકાર નિયંત્રણનાં પગલાં ભરી રહી છે, એટલે તે ટૂંક વખતમાં કદાચ કાબુમાં આવી જશે.

જનતાના સ્થૂલ ખોરાક અને જરૂરિયાતોની બાબત આ પરિસ્થિતિ ઉપસ્થિત થઇ છે ત્યારે, જાણે માનસિક ખોરાકની પણ તંગી ઊભી કરવા માટે, આપણા માનસિક ખોરાકના વિક્રેતાઓ પણ—બુકસેલરો પણ—આ ધંધો કરવા—ખોટી નફાખોરી દ્વારા લૂંટ ચલાવવા—આગળ આવતા હોય તેમ લાગે છે.

કાગળના ભાવો જ્યારે આજની કક્ષાએ નહોતા—તેમાં અત્યારના જેટલો ઉછાળો આવ્યો નહોતો તેવે વખતે છપાયેલાં પુસ્તકોની કિંમતો વધારવાનું પગલું કોઇ કોઇ જાણીતા બુકસેલરોએ લેવાના શ્રીગણેશ શરૂ થયા છે. આ ધંધામાં ગુજરાતી સાહિત્યના અગ્રગણ્ય કહેવાતા બુકસેલર પણ બહાર પડયા છે.

જે સંસ્થાનાં એ પુસ્તકો છે; જે સો ટચના સોના જેવાં હોઇને જેની માગણી અવારનવાર જાહેર જનતા તરફથી થતી રહે છે તેવાં પુસ્તકોની કિંમતો, છપાયેલી કિંમતો કરતાં સવાગણી વધારી દીધાના સમાચારો બહાર આવ્યા છે.

એ પુસ્તકોના મૂળ પ્રકાશકો—જ્ઞાનબળદાયક વાચન અલ્પ મૂલ્યે જનતાને

આપવાની નેમ ધરાવનારા એના આગલા પ્રકાશકો—ના એ ધ્યેયને, હાલના પ્રકાશકો તેના હક્કો ખરીદી લઇ વેપારી નફાખોરી કરવા મયદાને પડયા છે.

દાખલાતરીકે દક્ષિણામૂર્તિ પ્ર. મંદિરનાં પુસ્તકો. એના આદ્ય પ્રકાશકોએ જનતાને એ અલ્પ મૂલ્યે આપ્યાં હતાં; એ સંસ્થા બંધ થઈ, એના હક્કો એક વેપારી પેઢીને હસ્તક ગયા; આજના કાગળના ભાવો પહેલાંના ભાવવાળા કાગળો પર છપાયેલાં એમાંનાં પુસ્તકો, આજના કાગળના ભાવે છપાયેલાં પુસ્તકોની કિંમતે વેચવા એ પુસ્તકવિક્રેતાએ પ્રવૃત્તિ આદરી છે, એ ખરેખર આ નિર્દોષ વ્યવસાય માટે અફસોસની વાત છે.

જે " મહાભારતનાં પાત્રો "નો સેટ રૂ. ૪) ની કિંમતે મળતો તે જ ( આજે નવો છપાયેલો નહિ ) એના વિક્રેતા આજે ૫) રૂપિયાની કિંમતે વેચવા લાગી ગયા છે; **" હિંદુ ધર્મની આખ્યાયિકાઓ, "** જે એક રૂપિયાની કિંમતે વેચાતી તે પણ ઉપલા જ પુસ્તકની માફક સવા રૂપિયાની કિંમતે વેચાતી થઇ ગઇ છે. અને આ નફાખોરીની છૂરી બાળકોના પિતા અને બાલસાહિત્યના સર્જક સ્વ. ગિજુભાઇ—લિખિત—સંપાદિત બાલસાહિત્ય પર પણ એક કે બીજે પ્રકારે થોડે કે વત્તે અંશે ફરી છે.

આવું જ " રેખા અને ગતિ " કાર્યાલયનાં પુસ્તકો—જે બિલકુલ સસ્તી કિંમતે અને છતાં અદ્યતન શૈલીએ અપાતા સાહિત્યનાં પુસ્તકો છે તેને માટે પણ બનવા પામ્યું છે.

એ સંસ્થાનાં પુસ્તકો તો દોઢી અને બમણી કિંમતે મુંબઇના એક પુસ્તક ભંડારના સંચાલકે વેચવા માંડ્યાં છે.

કહે છે કે, આ ભંડારવાળા ભાઇ સાહિત્યપ્રચાર માટે જાણે ભેખધારી બન્યા છે અને જનતાને શિષ્ટ વાચન (સસ્તું ?) પૂરૂં પાડવા માટે મુંબઇની ઊંચી ઇમારતનો મજલો છોડી કાઠિયાવાડના ગામડામાં જઇ વસ્યા છે. શું ગામડાની જનતાને તેઓ આવાં સસ્તી કિંમતે પુસ્તકો પૂરાં પાડવાની મહેચ્છા સેવતા હશે ?

એ કહે છે કે, એ વિક્રેતાએ તો " ગુજરાતની અસ્મિતા " સરખું પુસ્તક જે એક રૂપિયાની કિંમતનું છે તે હવે સવા રૂપિયાની કિંમતે વેચવા માંડ્યું છે, જે હાલના સંજોગોમાં છપાયેલું નહિ પણ અગાઉના દિવસોમાં છપાયેલું હતું.

સાંભળવા મળ્યા છે તે સમાચાર જો સાચા હોય તો કહે છે કે, એ ભંડારવાળાએ રેખા—ગતિ કાર્યાલયનાં તમામ પુસ્તકોનો જથ્થો ખરીદી લઈ આ પ્રવૃત્તિ ઉપાડી છે અને એ કાર્યાલયને તેની કિંમત પૂરેપૂરી અદા નહિ કર્યાનું પણ કહે છે. આમાં કેટલું તથ્ય હશે તે અમે નથી જાણતા; પરંતુ મૂળ પ્રકાશકને છેતરી પ્રજાને પણ આમ છેતરવાનો અને નફાખોરી કરવાનો ઇરાદો એ ભાઇ રાખતા હોય તો તે સાહિત્યની દુનિયામાં એક દૂષણરૂપ જ લેખાવા જોઇએ,

એકાદ પુસ્તકવિક્રેતાએ આ પગલું ભરાયાનો કંઇ હર્ષ–શોક ન હોય, પરંતુ બનવા જોગ છે કે એ વિક્રેતાઓને પગલે પગલે આપણા સાહિત્યના અન્ય પ્રકાશકો–વિક્રેતાઓ પણ જવા પ્રેરાય; તેમ ન થાય તે હેતુએ જ આટલો નિર્દેશ અમારે અહીં કરવો પડ્યો છે.

સાહિત્યના ક્ષેત્રમાં પણ નફાખોરીનો પ્રવેશ થશે તો પછી દેશમાં ક્યાં નફાખોરી નહિ હોય એ વિચારવાજોગ ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થશે.

આવા સંજોગોમાં, અમારું તો નમ્ર મંતવ્ય છે કે, જે માત્ર નવાં પુસ્તકો પ્રકટ થાય તે જ–પસંદગીપાત્ર પુસ્તકો જ ખરીદવાં; જૂનાં પુસ્તકોની આવી છેતરનારી આવૃત્તિઓ ન લેવાનું ઠરાવીને જ હાલના સંજોગોમાં સંતોષ માનવો ઇષ્ટ છે.

દાખલા તરીકે મહાભારતનાં પાત્રો કે એવાં પાછળથી વધારવામાં આવેલી કિંમતનાં પુસ્તકો લેવાં જ મોકુફ રાખવાં અને જૂનાં હોય તેને ફરી બંધાવી અથવા નજીકના પુસ્તકાલય સાથે સહકાર સાધી કામ લેવું, કે જેથી આવી ખોટી નફાખોરીને સ્થાન જ ન મળે.

બીજાં પણ જૂનાં પુસ્તકો જેની કિંમત ખોટી રીતે વધારવામાં આવી હોય તેના સંબંધમાં પણ આવી જ નીતિ અખત્યાર કરવી યોગ્ય થઇ પડશે.

**જૂનાં પુસ્તકો ફરી બંધાવો; એ પુસ્તકોથી જ હાલના સંજોગોમાં વાચનપ્રચાર ચાલુ રાખો અને આ નિર્દોષ વ્યવસાયમાં પગપેસારો કરતી ખોટી નફાખોરીનો જડમૂળમાંથી જ નાશ કરો.**

---

## "ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ"

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ, તમામ કોમનાં ગુજરાતી બોલતાં, કોલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી. ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે કે, તેમણે ગુજરાતી ભાષામાં "ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ" એ વિષય ઉપર એક નિબંધ ૩૦ થી ૩૫ ફુલ્સકેપ કાગળના કદનો, તા. ૧૯–૬–૪૨ ને વાર શુક્ર સુધીમાં નીચેને સરનામે રજીસ્ટર્ડ પોસ્ટથી જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાના સરનામા સાથે મોકલવો.

વિદ્યાર્થીઓના નિબંધોમાંથી જેનો નિબંધ કમિટી પસંદ કરશે તેને રૂ. ૫૦) સુધીનું એક, તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એ જ રીતિએ જેનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; પસંદ થએલો નિબંધ તા. ૨૫–૭–૪૨ ને વાર શનિની જાહેર સભામાં વાંચવામાં આવશે. એ માટે નીચેને શિરનામે પત્રવ્યવહાર કરવો.

સહાયક મંત્રી, શ્રી ફા. ગુ. સભા, મુંબઇ.
૩૬૫, સભામંદિર, વિઠ્ઠલભાઇ રોડ, મુંબઇ નં. ૪.

# પુસ્તકોની બાંધણી

પુસ્તકની બાંધણીનો પ્રશ્ન પણ પુસ્તકાલયના સંચાલનનાં વિવિધ અંગોમાંનું એક છે. એ વિષેની ઊંડી માહિતી નહિ તોપણ થોડી ઘણી તો પુસ્તકાલયના સંચાલક-મંત્રી ગ્રંથપાલે મેળવવી જ જોઇએ.

પુસ્તકબાંધણીને લગતી કેટલીક જાણવાજોગ માહિતી ગામડે વસતા એક પુસ્તક બાંધનારે લખી મોકલી છે તે અહીં આપી છે. તેમાંથી પુસ્તક-બાંધણીને લગતું કંઇક પણ વાચકને જાણવાનું મળશે.

**આંખને** ના ગમે તે મનને કેમ ગમે ? શરીર ઢાંકયા વગર કોઇને ચાલતું નથી. આપણું કપડું ગમે તેવું કિંમતી હોવા છતાં અતિશય ગદું હોય–અંદરથી પરસેવાની દુર્ગંધ છૂટતી હોય એવું કપડું શરીરે અડકાડવું પણ ના ગમે. એથી ઊલટું સાદાં અને સ્વચ્છ કપડાં સૌને ગમે છે. આ વીસમી સદીના જમાનાને અનુસરી પુસ્તકના સંબંધમાં પણ અક્ષરશઃ આપણી મનોવૃત્તિ લાગુ પડે છે.

પુસ્તક રસપ્રદ હોવું જોઇએ તેની સાથે સાથે જ્ઞાનના ભંડારવાળું પણ હોવું જોઇએ. વળી વિશેષમાં તે રૂપેરંગે પણ સુઘડ અને સ્વચ્છ હોવું જોઇએ. ફાડીને ચુંથાઇ ગયેલું કે શાહી–પેન્સિલના ચિતરામણથી કુરૂપ કરી મૂકેલું હોય તે હાથમાં લેવું પણ ના ગમે.

ખાનગી માલકીનાં પુસ્તકાલયો કરતાં સાર્વજનિક પુસ્તકાલયોનાં પુસ્તકોની દશા કેટલેક ઠેકાણે ઘણી માઠી જોવામાં આવે છે. વાચકોની બેદરકારીથી પુસ્તકોનું આયુષ ઓછું થાય છે. ઘણા વાચકોએ તો એવી આદત પાડી દીધેલી હોય છે કે પુસ્તકને બેવડું વાળી દે છે. કાચા પૂઠાનું પુસ્તક હોય તેને વાંચતા જાય તેમ પાનાં પાછળ વાળતા જાય; એ તો જાણે સમજ્યા, પણ એ જુલમ પાકાં પૂઠાંનાં પુસ્તકો ઊપર થાય ત્યારે તો પુસ્તકનું ખૂન જ થાય છે.

પરંતુ વાચકો ઉપરાંત પુસ્તકાલયના મંત્રી કે ગ્રંથપાલ ફાટેલાં કે કાચા પૂંઠાનાં પુસ્તકો ફરી બંધાવવામાં બેદરકારી રાખે તો પુસ્તકોનો ઊલટો વહેલો નાશ થાય છે. અને બંધામણીમાં ખર્ચેલા પૈસાનો ખોટો વ્યય થાય છે. એટલે સાર્વજનિક પુસ્તકાલયોમાં બનતા સુધી પાકા પૂંઠાનાં પુસ્તકો બંધાવવાં જોઇએ અથવા એમ સવડ ના હોય તો પાકા બાઇન્ડિંગને મળતું ' ઓપન ' પાકા અસ્તર તથા ખુણાવાળાં બંધાવવાં, જેથી બેદરકાર વાચકોની બેદરકારી સામે પણ તે નભી શકે. બહારના ખોટા આડંબરવાળા રંગીન કાગળ જોઇ સંતોષ માનવા જેવો નથી. ખરું જોતાં પુસ્તકની બાંધણી તેના વપરાશમાં વધારો કરે છે.

પુસ્તકો બાંધવાના સામાન્ય રીતે ચાર પ્રકાર છેઃ

(૧) પુસ્તકના બધા ફર્માને એકઠા કરી તેની પીઠ ઉપર એક અથવા બે જગ્યાએ વાળાથી સીવી લેવું:–જેવાં કે આસિકો આવે છે તેવું;

(૨) પીઠ ઉપર ત્રણ કાણાં પાડી નિશાળમાં ભણતા બાળકો જેમ કોરા કાગળની નોટ બાંધે છે તેવું;

(૩) દરેક ફર્માને પીઠ ઉપર ચાર કાણાં પાડી દોરાની આંટીથી સાંકળી લે છે તે-આને ટુકડા સિલાઇ કહે છે;

(૪) દરેક ફર્માને અંદરથી દોરો પરોવી બધા ફર્માને એકબીજા સાથે સાંકળી લેવામાં આવે છે તેને " સેકશન " સિલાઇ કહે છે.

પહેલી વાયર સ્ટિચિંગ કરવાની તદ્દન સાદી સસ્તી અને સહેલાઇભરી રીત છે, તેવાં કેટલાંક પુસ્તકો, અઠવાડીકો અને માસિકો એ રીતે બાંધેલાં હોય છે. આ રીતમાં પૂંઠું માત્ર પીઠ સાથે લાહીથી ચોંટાડેલું હોય છે તે લાહીથી જલદી છૂટું પડી જાય છે.

બીજી રીતમાં પહેલીના કરતાં વાળાને બદલે દોરો વાપરેલો હોય છે એટલો જ ફરક; નહિતર આ રીત પહેલી રીતને તદ્દન મળતી છે. બાકી, ખરૂં જોતાં તો આ રીત સૌથી ખરાબ છે. બધા ફર્માને એકઠા કરી મોચી વાપરે છે તે આર વડે પીઠ ઉપર ત્રણ કાણાં પાડી દોરો બાંધી દીધો એટલે પત્યું; પરંતુ આ દોરો હાંસિયાનો બધો ભાગ દબાવી દે છે. તેનો વિચાર ર્ક્યા સિવાય આ રીત મુજબ પુસ્તકો બાંધવાનું કામ કરે તો ઉપરના રંગીન કાગળથી શોભતું પુસ્તક કોઇ અનાડી વાચક પાસે જાય અને વાંચવાના રસમાં પુસ્તક જોરથી ઉઘાડે તો તરત જ પુસ્તકનું મોત થાય છે. દોરો તૂટતાંની સાથે દરેક ફર્માં છુટા થઇ જાય અને એના એ જ પુસ્તકને પાછું " બાઇન્ડરની હૉસ્પિટલ "માં મોકલી આપવાનું બાકી રહે છે. બાઇન્ડરી સાધનો સિવાયના બાઇન્ડરો ખાસ કાળજી ના રાખે તો પુસ્તકોને ફરીથી આવો ઉથલો ખાવો પડે છે.

ત્રીજી સિલાઇને "ટુકડા સિલાઇ" કહે છે. તે સિલાઇ સેકશન સિલાઇના ઓપન બાઇન્ડિગને મળતી આવે છે. પુસ્તકાલયોનાં ઘણાં જૂનાં માસિકો તથા મોટાં પુસ્તકોની પીઠ કોઇ કારણસર ખવાઇ ગઇ હોય તો પુસ્તકના નાના ફર્માં છુટા પાડી તેમાં ચાર કાણાં પાડી વચ્ચેનાં બે કાણાંની મધ્યમાં પાકા કાપડની પટી ઊભી મૂકી દરેક ફર્માને તથા પટી દોરાની આંટીથી સાંકળી લેવાથી વાચક તે પુસ્તકને ગમે તેમ વાળે તો કમાનની માફક વળે છે; તેમ જ હજાર પૃષ્ઠનું પુસ્તક હોય તો પણ આવી સિલાઇથી મજબૂત થાય છે. ચોથી રીતને સેકશન સિલાઇનું ઓપન બાઇન્ડિંગ કહે છે. અને આ રીત સૌથી ઉત્તમ હોઇને નવાં પુસ્તકો બાંધવાની ખરી રીત છે. તેમાં દરેક ફર્માના કાણામાં દોરો પરોવી એકબીજા ફર્માને આંટી મારેલી હોય છે અને તેથી પુસ્તક આખું ઉઘડી શકે છે અને કોઇ વાચક ભૂલથી તે પુસ્તક બેવડું વાળે તો તે તૂટી જતું નથી. કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોનાં પુસ્તકો બાંધવા આપતી વખતે બાઇન્ડરને ટુકડા તથા સેકશન સિલાઇ આવડે છે કે નહિ તે પૂછી લેવું તે પુસ્તકાલયના મંત્રી યા ગ્રંથપાલની ફરજ છે. લોભાઇ સસ્તા બાઇન્ડરો ખોળવા જતાં પુસ્તક બંધામણીમાં થયેલો ખર્ચ નકામો જાય છે. આ બાબતોમાં પુસ્તકાલયના મંત્રી યા ગ્રંથપાલે ખાસ કાળજી રાખવા જેવી છે.

હાલના કસ્બા પુસ્તકાલયો કરતાં ગ્રામ પુસ્તકાલયનાં વંચાયેલાં પુસ્તકોની હદ ઉપરાંત માઠી દશા થયેલી જોવામાં આવે છે.

વાચક-પુસ્તકને લઇ જતી વખતે ગ્રંથપાલ ઇસ્યુ કરી તેમ જ વાચકની સહી લઇ વાંચવા આપે છે. પુસ્તક જ્યારે વંચાઇ પાછું ફરે અને તેના સ્થાને ગોઠવાઇ જાય તે પહેલાં પુસ્તક આપ્યું તે વખતની હાલતમાં છે કે કેમ તેનો વિચાર હાલની ચાલતી ઇસ્યુ બુકના પાનામાં એક નવા ખાનાનો સમાવેશ કરી તે ખાનાના મથાળે સારૂં છે કે ફાટેલું તેવી નોંધ રાખવાથી વાચક સુંદર પુસ્તક લઇ જઇ નઠારું કરી લાવતાં ગ્રંથપાલે પાછું લેતાં બન્નેના મગજ ઉપર સારી અસર થશે.

બાઇન્ડર હસનભાઇ રહેમાનભાઇ મન્સુરી

# પુસ્તકાલય પર્વણી

**લો**કભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિનો સંદેશ ઘેર ઘેર પહોંચતો કરી આમજનતાના વાચનરસને સંકોરવાના શુભાશયથી દર સાલ વસંતપંચમીને દિને પુસ્તકાલયપર્વણીદિન ઉજવવાનો શિરસ્તો, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે, આજ દશેક વર્ષથી પાડયો છે. તેને અનુસરીને રાજ્યનાં અનેક પુસ્તકાલયો એ દિન પુસ્તકાલયોની સાફસૂફી ને શણગાર, પ્રભાતફેરી વા સરઘસ, પુસ્તકપ્રદર્શન, વાચનશ્રવણના વર્ગો, વાર્તાકથન, ભજન મંડળીઓ, જાહેર સભા, ગરબા-સંવાદ ને ઇતર મનરંજનના કાર્યક્રમો, રોશની વગેરે પૈકી સગવડ પડતા વિવિધ કાર્યક્રમોથી ઉત્સાહભેર ઊજવે છે. ચાલુ સાલે પણ એ પર્વણીદિન તા. ૨૧-૧-૪૨ ના રોજ રાજ્યનાં અનેક પુસ્તકાલયોએ ઉજવ્યો છે. પૈકી જેમના અહેવાલ અમારા તરફ આવ્યા છે તેમની જરૂરી નોંધ આ નીચે પ્રગટ કરીએ છીએ. ઇચ્છા તો બધાં જ એવી રાખે કે અમારા હેવાલને સંપૂર્ણ સ્થાન અપાય. પરંતુ સ્થળસંકોચના કારણે અને કાર્યક્રમોમાં લગભગ સરખાપણું રહેલું હોવાને કારણે સ્થળ તેમ જ સભાના પ્રમુખના નામનિર્દેશ ઉપરાંત વિશિષ્ટ કાર્યક્રમનો ઉલ્લેખ માત્ર કરવાનું ઉચિત ગણ્યું છે:—

(૧) **અવાખલ તા. શિનોર**—વિદ્યાર્થીઓને તેમ જ પ્રૌઢશિક્ષણમાં પાસ થયેલાંઓને મનપસંદ પુસ્તકો આપ્યાં. પ્રમુખસ્થાને વ્ય. મં. ના પ્રમુખ. દૈનિક પેપર "જન્મભૂમિ" મળવા માટે ઠરાવ પણ સભામાં થયો.

(૨) **કંડારી તા. કરજણ**—સ્ત્રીઓ, બાળકો વગેરે ૮૯ વાચકોને ઘેર બેઠાં ૧૧૨ પુસ્તકો પૂરાં પાડવામાં આવ્યાં. જાન લઇ આવેલા ઉત્તમનગરના શ્રી. નારણભાઇ તરફથી શાળાની કન્યાઓને જર્મનના પ્યાલા આપવામાં આવ્યા તથા પુસ્તકાલયને રૂ. ૧૧) ભેટ અપાયા. સાકરનો પ્રસાદ વહેંચાયો.

(૩) **કરનાળી તા. તિલકવાડા**—પ્રમુખસ્થાને રા. રા. પંડ્યા મૂળજીભાઇ પુરુષોત્તમભાઇ, ભજનમંડળી, સંગીત, પતાસાં ને ચા-પાણી.

(૪) **બુજેઠા તા. તિલકવાડા**—સાફસૂફી શણગાર ને સભા.

(૫) **વરણામા તા. વડોદરા**—પ્રભાતફેરી ને જાહેર સભા. પ્રમુખસ્થાને પુ. ના વ્ય. મં. ના પ્રમુખ શ્રી. કાશીભાઇ પ્રાગજીભાઇ.

(૬) **વસો તા. પેટલાદ**—સરઘસ, સભા, પ્રમુખસ્થાનઃ વસો વિભાગ શાળાધિકારી.

(૭) **વેજપુર તા. સાવલી**—બાલવિભાગનાં સુંદર પુસ્તકોનું વાચન કરાયું. ભજન મંડળી બેઠી, પતાસાં પ્રસાદ વહેંચાયાં.

(૮) **સાંગમા તા. પાદરા**—સાંજરે વ્યવસ્થાપક મંડળની સભા મળી; પુસ્તક ગોઠવણી બાબત ખાતાને સુચનાના અમલમાં મંત્રીને મદદ કરવાનો નિશ્ચય કર્યો.

(૯) **વડનગર તા. ખેરાળુ**—મકાન શણગાર, સરઘસ, જાહેર સભા. પ્રમુખસ્થાને શેઠ શ્રી. મણિલાલ છોટાલાલ જોધપુરવાળા. બાળકોને મિઠાઇ.

(૧૦) **વિસનગર**—સાફસૂફી શણગાર. જાહેર સભા. પ્રમુખસ્થાને ન્યુ ઇ. સ્કૂલના હેડમાસ્તર શ્રી. કાશીભાઈ લાલભાઇ પટેલ.

(૧૧) **વાલમ તા. વિસનગર**—સવારની સભામાં પ્રમુખસ્થાને પાટણ વિભાગ શાળાધિકારી શ્રી. ગોવિંદજી સાહેબ. સાંજની સભામાં પ્રમુખ રા. જયપ્રસાદભાઇ; વ્યાયામનો મનોરંજક કાર્યક્રમ.

(૧૨) **સંડેર તા. પાટણ**—સહકારી મંડળીઓના તપાસણી કામદારના પ્રમુખસ્થાને મેળાવડો.

(૧૩) **ઉમતા તા. ખેરાળુ**—પુસ્તકાલયની સાફસૂફી ને શણગાર. જાહેર સભામાં વિવેચનો. પ્રમુખસ્થાને પા. વણારસીદાસ ત્રિભોવનદાસ, સાકર વહેંચાઇ, રોશની થઇ.

(૧૪) **ઉનાઉ તા. કલોલ**—કુમાર સાહિત્યનું પ્રદર્શન ગોઠવાયું. ઘંટિત પુસ્તકોનું વર્ગવાર વાચન શિક્ષકોએ કર્યું. ખાંડનો પ્રસાદ વહેંચાયો.

(૧૫) **બહિયલ તા. દહેગામ**—સરઘસ, સભા. પ્રમુખસ્થાને રા. શંકરલાલ બળદેવદાસ પારેખ. બાળકોને પતાસાં. પુસ્તકાલય તરફ ગ્રામ જનતાનું આકર્ષણ વધારવા સારુ મંત્રીએ એક પત્ર વાંચી સંભળાવ્યો.

(૧૬) **ડુનાવાડા તા. હારીજ**—સાફસૂફી, શણગાર, સભા. પ્રમુખસ્થાને ડૉકટર પરાંજપે. બાળકોને મિઠાઇ.

(૧૭) **વ્યાસવાસણા તા. આતરસુંબા**—સાફસૂફી, શણગાર, સરઘસ ને સભા. પ્રમુખપદે રા. વૈદ્ય નાથાભાઇ. રા. સગુરભાઇ તથા ચંદુલાલ એન્ડ મણિલાલ કું. તરફથી રૂપિયા એકેકનાં પતાસાં વહેંચાયાં.

(૧૮) **અમરેલી**—સાર્વજનિક, મહિલા તથા બાલ પુસ્તકાલયોના સહકારપૂર્વક સાફસૂફી શણગાર ને જાહેર સભાના કાર્યક્રમથી ઉત્સવ ઉજવાયો. પ્રમુખસ્થાને પ્રાંત સુબા મે. રા. રા. ઠાકોરલાલ દેસાઇ સાહેબ. નાના મોટા બીજા અમલદારો તથા પ્રજાનાયકો અને મહિલાઓની સારી હાજરી.

(૧૯) **ખાંભા**—જાહેર મેળાવડો. પ્રમુખપદે મહાલના અવલકારકુન શ્રી. નાથાલાલ સાકરલાલ ભટ્ટ. બાળકોને પતાસાં.

(૨૦) **બેટ**—સાફસૂફી, શણગાર, પ્રદર્શન, સરઘસ, મહિલા સંમેલન અને જાહેર મેળાવડો. પ્રમુખસ્થાને મહાલકરી શ્રી. જોશીપુરા સાહેબ.

(૨૧) **વાંકીઆ તા. ખાંભા**—સાફસૂફી ને શણગાર. સરઘસ, પુસ્તકપ્રદર્શન તથા જાહેર સભા. પ્રમુખસ્થાને રા. ભગવાનજી ક. બળદાણીઆ. પુસ્તકાલયને છૂટક રીતે રૂ. ૭-૮-૦ રા. ગોરધન જી. જોશી હસ્તે તથા રૂ. ૨) શ્રીયુત મનજીલાલ કે. ગાંધી તરફથી ભેટ.

(૨૨) **શાખપુર તા. દામનગર**—જાહેર મેળાવડો. પ્રમુખસ્થાને રા. રામભાઇ કરસનભાઇ પટેલ.

(૨૩) ઊંઝા—શ્રી મહિલા પુસ્તકાલયે શ્રીમતી ચંચળબેન શાહના પ્રમુખપદે પર્વણી ઊજવી. બાળાઓને પ્રમુખ તરફથી શ્રીફળ તથા સંસ્થા તરફથી પતાસાંની લ્હાણી વહેંચાઇ.

(૨૪) નારદીપુર તા. કલોલ—વ્ય. મંડળની સભા ભરવામાં આવી ને સંસ્થાને વેગ આપવા તથા લોકમદદ વધુ પ્રમાણમાં એકઠી કરવાની વિચારણા થઇ. સંસ્થાના નિયમો મંજૂર કરવામાં આવ્યા.

(૨૫) દેવકરણના મુવાડાં તા. આતરસુંબા

(૨૬) બારિયા તા. આતરસુંબા

(૨૭) સા. પુ. શિનોર—સાફસૂફી ને શણગાર, શેઠ હિરાલાલ કનૈયાલાલના પ્રમુખપદે જાહેરસભામાં પુસ્તકાલય, પુસ્તકો અને પત્રો સંબંધી વિવેચનો, વિદ્યાર્થીઓની હરીફાઇ અને ઇનામ સમારંભ.

---

# ૧૯૪૨ ની સાહિત્યસમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદના મંત્રી લખી જણાવે છે કે—" ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી વર્ષ ૧૯૪૨ના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કામ નીચેના ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે અને દરેક વિભાગવાર જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છેઃ—

| | |
|---|---|
| **વિભાગ ૧ લોઃ—** | સમીક્ષકઃ— |
| વિષયઃ—(૧) કવિતા, (૨) નાટક, (૩) નવલિકા, (૪) નવલકથા. | **પ્રો. મનસુખલાલ મ. ઝવેરી,** બાની બિલ્ડિંગ, રાજકોટ |
| **વિભાગ ૨ જોઃ—** | સમીક્ષકઃ— |
| વિષયઃ—(૧) નિબંધ, (૨) વિવેચન, (૩) જીવનચરિત્ર, (૪) ધર્મ—તત્ત્વજ્ઞાન, (૫) ઇતિહાસ—પુરાતત્ત્વ, (૬) ભાષાશાસ્ત્ર, (૭) કેળવણી, (૮) બાલસાહિત્ય, (૯) પ્રવાસ. | **પ્રો. સુંદરજી ગો. બેટાઈ** મૂળજી મિસ્રીનો નવો બંગલો, દાદાભાઇ રોડ, વિલેપારલે (પશ્ચિમ) |
| **વિભાગ ૩ જોઃ—** | સમીક્ષકઃ— |
| વિષયઃ—ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શારીર વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર વગેરે બધાં. | **પ્રો. યશવંત શુ. નાયક** નં. ૪૫, પ્રીતમનગર, એલિસબ્રિજ, **અમદાવાદ** |

તો દરેક પ્રકાશકો અને લેખકોને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે તેઓ પોતાનાં પ્રકાશનો અને કૃતિઓ ઉપર જણાવેલા સરનામાં પ્રમાણે તે વિભાગનાં સમીક્ષકને મોકલી આપવાં.

# વિજાપુર મહાલ બીજી પુ૦ પરિષદ

**વિજાપુર** મહાલ બીજી પુ. પરિષદ બીલોદરા મુકામે તા. ૨૫-૧-૪૨ ના રોજ કલોલ વિભાગ શાળાધિકારી શ્રી. દામોદર ગોવિંદ માલસે સાહેબના પ્રમુખપદે મળી હતી. પરિષદ સભા માટે સુંદર મંડપ નિશાળના કમ્પાઉન્ડમાં બાંધવામાં આવ્યો હતો. મંડપને તદ્દન સાદી રીતે અને ગામડામાં શોભે તેવી રીતે શણગારવામાં આવ્યો હતો. આસોપાલવનાં તથા આંબાનાં પાંદડાં અને કાપડી ધજાપતાકાઓથી આભૂષિત કરવામાં આવ્યો હતો. તેમાં સ્વાગતનાં સુંદર બોર્ડો રાખવામાં આવ્યાં હતાં. મંડપમાં કોઇ કોઇ ઠેકાણે કહેવતનાં પણ બોર્ડ લટકાવવામાં આવ્યાં હતાં.

બેઠકની શરૂઆતમાંજ મંડપ ચિકાર ભરાઇ ગયો હતો. રજપૂતોનું ગામ પડદાનશીનના રિવાજવાળું છતાં બહેનોની હાજરી ધ્યાન ખેંચે તેવી હતી. સાંજની બેઠકમાં તો બહેનો માટે રાખેલી બેઠકમાં જગ્યા પણ ન રહી. આમંત્રિત ગૃહસ્થોમાં ચાણસ્મા અને વિજાપુર મહાલ શાળાધિકારી સાહેબો, રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇ, તેમ જ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ આવ્યા હતા. પ્રતિનિધિ, પ્રેક્ષક મળીને બહારગામના લગભગ ૧૨૦ થી ૧૫૦ સુધીની સંખ્યા હતી.

બરાબર નવ વાગે "પ્રભુજી તુમ ચંદન હમ પાની" એ ઇશ્વિરસ્તુતિ સ્થાનિક મંદિરના મુખીઆજી રા. જયંતીલાલે ગાતાં કાર્ય શરૂ થયું. પછી સ્વાગતગીત, શ્રીમંતપ્રશસ્તિ અને પૂજારણનો ગરબો થયો.

ત્યાર બાદ સ્વાગતપ્રમુખનું ભાષણ શેઠ પાનાચંદ વયોવૃદ્ધ હોવાથી તેમના પુત્ર રા. બાબુભાઇ શેઠે વાંચ્યું હતું. તેમાં તેમણે જણાવ્યું હતું કે,

આવી પરિષદોથી તાલુકાનાં પુસ્તકાલયોને પ્રચારની દૃષ્ટિએ ખૂબ વેગ મળે છે. કોઇ નાસીપાસ થયેલા કાર્યકર્તાઓ આવાં સંમેલનોમાં ભેગા થાય, તો તેમને પણ સતેજ થવાની ભાવના ઉત્પન્ન થાય છે. અને શિથિલતા દૂર થઇ પાછાં વેગવંતાં બને છે. આ પરિણામ અમે જોઇ શક્યા છીએ.

સંમેલનોથી વિદ્વાનોનો સમાગમ થાય છે. અને આવા સમાગમોથી દરેક પ્રગતિ ઇચ્છનાર વ્યક્તિને તો જરૂર લાભ થાય છે. સાથે સાથે બીજાઓને પણ ચેતનવંતી પ્રેરણા આડકતરી રીતે મળી રહે છે, પુસ્તકાલય પ્રવૃત્તિથી ઘણા ફાયદા થાય છે, તે આપ સૌને વિદિત છે જ.

ત્યાર બાદ પ્રમુખશ્રીની વરણી માટે દરખાસ્ત અનુમોદન થતાં શ્રી. માલસે સાહેબે પ્રમુખસ્થાન સ્વીકારી તેમનું ભાષણ વાંચ્યું હતું. તેમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે,

## પ્રમુખશ્રીનું ભાષણ

વિજાપુર મહાલે આ બીજી વખત પરિષદ ભરાય છે. પહેલી પરિષદ આગલોડ મુકામે સને ૧૯૩૮-૩૯ માં ભરવામાં આવેલી હતી. ત્યાર પછી બે વર્ષનો ગાળો ખાલી ગયો તો

પણ આપણે આજે અહીં વિચારવિનિમય કરીશું તે ઉપરથી કાર્યકર્તાઓનો ઉત્સાહ જાગ્રત થયેલો જણાય છે. વિજાપુર મહાલ આખા પ્રાંતમાં સહુથી મોટો છે. વસ્તી વધારે છે, સારો ફળદ્રૂપ છે. મોટા મોટા લક્ષ્મીપુત્રો આ ભૂમિમાં વસે છે, લોકોમાં ઉત્સાહ પણ ખૂબ છે અને તેમ છતાં આપણે શિથિલ રહીશું તો તેમાં દોષ કોનો ? મારી સર્વેને વિનંતિ છે કે આ પરિષદ આ મહાલે નિયમિત દર વર્ષે ભરાય.

હવે આપણે પછાત રહીશું તો તે ચાલશે નહિ. દુનિયા પ્રગતિમાન છે અને આપણે પણ તેની સાથે પ્રગતિ કરવી જોઇએ. અને હવે કોઇને અભણ રહી ચાલવાનું નથી.

આ માટે જ શ્રીમંત સરકાર તરફથી પ્રૌઢ શિક્ષણની યોજના થયેલી છે. શિક્ષકોએ અને પ્રજાજનોએ આ કામ માથે લઇ પાર પાડવાની આપણી ફરજ છે. ૪૫ વર્ષની અંદરનો પ્રજાજન-પછી તે સ્ત્રી કે પુરુષ હોય તે અભણ રહેવો જોઇએ નહિ. આ કામ કોઇ પણ વ્યક્તિ અગર સંસ્થાનું નથી. આ કામ પ્રજાનું છે અને પ્રજાએ જ તે પાર પાડવું જોઇએ. મારી આપ સૌને વિનંતિ છે કે આપ સૌ આ કામમાં તન મનથી મદદ કરશો અને કોઇ પણ માણસ અભણ રહી ન જાય એવી તકેદારી રાખશો.

ઉપર જણાવ્યું તેમ પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ થયે ૩૦ વર્ષ થઇ ગયાં છે, એટલે તે હવે ભરજુવાનીમાં કહી શકાય; તેથી તેનાં તમામ અંગોની ખીલવણી સુદૃઢ અને સર્વપોષક થાય એવી આપણી તૈયારી હોવી જોઇએ. **લોકોએ પત્રવત્ છાપાં અને નોવેલો વાંચી સંતોષ માનવાનો નથી. પણ પોતાનું જીવન ઉન્નત શી રીતે બને અને તેને જ પોષવા માટે કયા વાચનની જરૂર છે.** તે નક્કી કરી તે દિશામાં પ્રયાણ કરવું જોઇએ. **પુસ્તકોની પસંદગી વખતે ગામ લોકોનો સાદ સાંભળવો જોઇએ.** ગ્રંથપાલે પણ પુસ્તકાલયમાં તમામ પુસ્તકોથી પરિચિત રહી પ્રજાને યોગ્ય રસ્તે દોરવી જોઇએ.

પુસ્તકાલય ખાતા તરફથી આ માટે શિષ્ટ વાચનની યોજના શરૂ થઇ છે. સારાં પુસ્તકો મુકરર કરી પરીક્ષા માટે સમજાવવામાં આવે તો વાચન સારૂં થાય અને એક વખત રસ લાગ્યાથી બીજાં પુસ્તકો વાંચવા પ્રેરાય, એ આ યોજનાનો હેતુ છે. આ યોજનાનો લાભ આ તરફના લોકો સારા પ્રમાણમાં લેતા નથી એમ આગળ આવેલી હકીકત ઉપરથી જણાય છે. મારી આપ સર્વેને વિનંતિ છે કે આ યોજનાનો લાભ આપ જરૂર લ્યો અને બીજા પાસે લેવરાવો.

ગામના લોકોની એવી ફરિયાદ હોય છે કે અમને વાંચવા વખત ક્યાં છે ? આ ફક્ત બહાનું છે. જેવી રીતે ખાવા પીવા અને સુવાની કુદરની હાજતો પૂરી કરવા વખત મળે છે, તેવી જ રીતે વાચન માટે દરરોજ અગર આંતરા દિવસે અગર અઠવાડિયામાં એક બે વખત અગર જેટલો મળે તેટલો વખત કાઢીને પણ વાચનની વૃત્તિ પોષવી જોઇએ. જૂના વખતમાં જ્યારે પુસ્તકો નહોતાં ત્યારે રામલીલાવાળાઓ આવાં જ કામ પ્રજા આગળ કરતા. અને પ્રજા તેમાં ભાગ લેતી. હવે પુસ્તકો મોટા પ્રમાણમાં મળી શકે છે, ઠેકઠેકાણે પુસ્તકાલયો છે અને આપણા રાજ્યમાં તો આની ગામેગામ શ્રીમંતે પરબો બેસાડેલી છે.

ગયા ઑક્ટોબર માસના "પુસ્તકાલય" માસિકમાં પુસ્તકાલયોની સ્થિતિ સંબંધી આંકડા પ્રસિદ્ધ થયા છે. તેમાં કુલ વસ્તી પૈકી ભણેલા કેટલા અને તે પૈકી વાચક કેટલા તેના આંકડા આપેલા છે. આ આંકડા જોતાં તે ઘણા જ ઓછા છે. વિજાપુર તાલુકાની ૧૬૨૭૦૯ ની વસ્તીમાંથી ૩૫૨૪૨ ભણેલા છે. અને તેમાંથી ફક્ત ૭૮૯૬ વાચકો છે. આ ઉપરથી આપને જણાશે, કે પુસ્તકાલયોનો લાભ જેટલા પ્રમાણમાં લેવાવો જોઇએ તેટલા પ્રમાણમાં લેવાતો નથી. શાળામાંથી જે બાળકો ઉઠી ગયાં છે તેમને બોલાવીને પુસ્તકો વાંચવા આપવાનો હુકમ ખાતાએ ખાસ કરેલો છે. શિક્ષકો આ કામ કરે છે, પણ તેની સાથે લોકો જો પોતાનો પૂરેપુરો સહકાર આપે તો સારી સફળતા મળે તેમ છે. પુસ્તકાલયોના કાર્યકર્તાઓને મારી વિનંતિ છે કે, તેમણે આ દિશામાં ખાસ સહકાર આપવો.

આવી જાતની પુસ્તકાલયની અનેક પ્રવૃત્તિઓ છે. અને તેની ખીલવણીનો બધો આધાર પ્રજા ઉપર છે. આપણે બીજા દેશોના દાખલા જોઇશું તો તેઓએ તેમની નિરક્ષરતા બહુ જ ટૂંક મુદતમાં ટાળી છે. તો આપણે પણ તેમનો ધડો લઇને દેશની નિરક્ષરતા ટાળવા, પ્રજામાં વાચનનો શોખ વધારવા અને તેમનું જીવન ઉન્નત કરવા પ્રયત્નો કરવા જોઇએ. આ બધું કરવામાં જ્ઞાનપિપાસા ઉત્પન્ન કરવી એ જ મુખ્ય સાધન છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે જ્ઞાન જેવી બીજી એક પણ વસ્તુ પવિત્ર નથી. તો આ સાધન આપણે આંગણે છે, છતાં તેનો લાભ આપણે ન ઉઠાવીએ તો તેમાં વાંક કોનો કાઢવો ?

પ્રમુખશ્રીનું વક્તવ્ય પૂરું થઇ રહેતાં સભામાં પરિષદકાર્યક્રમ મંત્રી રા. કરુણાશંકરે શ્રી. ચોકસી, માજી મુ. જેઠાલાલ દલપતરામ અને અમદાવાદના રાષ્ટ્રભાષા મંત્રી શ્રી જેઠાલાલ ડી. જોષીના પરિષદને સફળતા ઇચ્છતા સંદેશા વાંચી સંભળાવ્યા.

ત્યાર બાદ મહાલ પુ. મંડળના મંત્રી રા. મૂળશંકરભાઇએ સને ૧૯૪૦ ૪૧નું મહાલ પુ. મંડળનું તેમ જ સા. પુ. બીલોદરાનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું. પછી નિબંધ-વાચન થયું હતું. બાદ ચાણસ્મા મહાલ શાળાધિકારી શ્રી. મફતલાલે તેમ જ વ. રા. પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇએ પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

## પ્રદર્શન ઉદ્‌ઘાટનવિધિ

ત્યારબાદ પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા મે. રા. વિજાપુર મહાલ વહીવટદાર સાહેબના હસ્તે થવાની હતી, પરંતુ તેઓશ્રી અસ્વસ્થ તબીઅતને કારણે નહિ આવી શકવાથી મે. રા. ગોઝારીઆ મહાલ શાળાધિકારી સાહેબે પ્રદર્શનનું વર્ણન કરી પ્રમુખશ્રીને ખુલ્લું મૂકવા માટે વિનંતિ કરી. પ્રમુખશ્રીએ પ્રદર્શનથી થતા લાભ સમજાવી પ્રદર્શન ખુલ્લુ મુકાયેલું જાહેર કર્યું હતું ત્યાર બાદ પ્રમુખશ્રી સાથે પુસ્તકાલયના મકાનમાં ગોઠવેલું પ્રદર્શન જોવા ગયા.

બાદ સભાનું કામ ગરબાથી શરૂ થયું હતું. ત્યારબાદ નીચેના ઠરાવો પસાર થયા હતાઃ

## પસાર થએલા ઠરાવો

ઠરાવ ૧—શ્રીમંત પરમકૃપાળુ મહારાજા સાહેબ પ્રતાપસિંહ ગાયકવાડ એઓશ્રીનું આ પરિષદ દીર્ઘાયુ ઇચ્છે છે અને રાજ્યકુટુંબ સુખી રહે તેવી પરમકૃપાળુ પરમેશ્વરને પ્રાર્થના કરે છે "

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૨—બધાં વર્તમાનપત્રો ભેટ પુસ્તક વેળાસર મોકલી આપે છે, પણ "સયાજી વિજય" પત્ર તે પ્રમાણે કરતું નથી. તો ભેટ પુસ્તક બહાર પડેથી તુર્ત સાર્વ૦ પુસ્તકાલયને પહોંચાડવાની વ્યવસ્થા કરવા પત્રના માલિકને વિનંતિ કરવામાં આવે છે. તથા મહાલ-મંડળમાં કામ કરતા ભાઇઓને પણ આવાં ભેટપુસ્તકો ન સ્વીકારવા વિનંતિ કરવામાં આવેછે.

દ. મુ. કચરાલાલ વહાલભરામ અનુ. વિઠ્ઠલભાઇ રેવાશંકર

ઠરાવ ૩—વિજાપુર તાલુકાના તથા તેના નજીકના તાલુકાના મંત્રી, ગ્રંથપાલોને પુસ્તકાલયના કામકાજનો લાભ મળે તે માટે વિજાપુર તાલુકાના સ્ટેશનવાળા યોગ્ય સ્થળે જેમ બને તેમ વેળાસર પુસ્તકાલય શિક્ષણવર્ગ ઉઘાડવા રાજ્ય પુ૦ મંડળને વિનંતિ કરવામાં આવે છે.

દ. મુ. અંબાલાલ દુર્લભરામ અનુ. જયશંકર ઉમીઆશંકર પાઠક

ઠરાવ ૪—દરરોજ ગામને ઉપયોગી સમાચાર પ્રજાને સહેલાઇથી અને જલદી મળી શકે તે માટે ગામના યોગ્ય સ્થળે જ્યાં જાહેર અવરજવર કે બેઠકનું સ્થાન હોય ત્યાં દિવસ-પત્ર બનાવી દરરોજના ટુંકા સમાચાર લખવાનો વહીવટ રાખવા આ પરિષદ તાલુકાના તમામ મંત્રી ભાઇઓને વિનંતિ કરે છે.

દ. મુ. કરૂણાશંકર મોહનલાલ વ્યાસ અનુ. મૂળશંકર નથુરામ જોષી

ઠરાવ ૫—ભણેલું ભૂલી ગયા હોય અથવા જેઓ મુદ્દલ ભણેલા નથી તેમને નિદાન છાપેલું વાંચી લખી શકે તેવું જ્ઞાન આપવાની દરેક ભણેલાની પહેલી ફરજ છે. અને તેથી જે ગામે આવા પ્રૌઢ શિક્ષણવર્ગો શાળા ખાતા તરફથી ચાલે છે ત્યાં પુસ્તકાલય વ્ય૦ મંડળ પોતાનાથી બનતી સક્રિય મદદ કરે તેવી તમામ પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મુ. મૂળશંકર ન. જોષી અ. આ. શ્રી. જેઠાલાલ વહાલભરામ
મ. શાળાધિકારી, વિજાપુર

છેલ્લા બે ઠરાવો આભારદર્શનના હતા.

પછી શ્રી. રા. ઉમેદભાઇ સાહેબે પુસ્તકોને વિષયવાર ગોઠવવાનું બહુ સુંદર રીતે સમજાવ્યું. બાલસાહિત્યની પસંદગી પ્રમાણે પુસ્તકો મંગાવી તેમાં સુધારાવધારા મોકલવા. લોદરા, આગલોડ, કુકરવાડા, પીલવાઇ અને ગોઝારીઆ પુસ્તકાલયોને ખાસ સૂચના કરી. કનનું મહત્ત્વ સમજાવ્યું. ત્યારબાદ બજેટમાં ટકાવારીનું ધોરણ ચુસ્તપણે સાચવી બજેટ ાાવવા વિષે સમજૂત આપી હતી.

પછી મે. પ્રમુખ સાહેબે ઉપસંહાર કરતાં જણાવ્યું કે, "શિષ્ટવાચનની પરીક્ષા-પુસ્ત-કાલયનું કામ કરનારને યોગ્ય સૂચનાઓ આપી, અને અંતમાં આભાર માની દરેક શિક્ષકો પુસ્તકાલયનું કામ સેવાભાવે કરે છે તે બદલ ધન્યવાદ આપ્યો. અને શિક્ષકોને જે જે મુશ્કે-લીઓ પડતી હોય તે માટે પોતાને જરૂર સૂચન કરવા જણાવ્યું.

બાદ સ્વાગતપ્રમુખ તરફથી ફૂલહાર થઇ રાજગીત ગવાઇ સભા વિસર્જન થઇ હતી.

# પુસ્તકોના કમિશન વિષે ખુલાસો

**પુસ્તકાલય સ. સ. મંડળ લિ.** વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની અનેકવિધ સેવાઓ કરે છે, એ સુવિદિત છે. તેની પ્રવૃત્તિઓમાંની મુખ્ય પ્રવૃત્તિઓ નીચે મુજબ છે:—

૧. પુસ્તકાલયો વતી પત્રો માસિકોનું લવાજમ ભરવું.
૨. પુસ્તકાલયોનાં કાયમ ફંડનો વહીવટ કરવો.
૩. પુસ્તકાલયોના હિતાર્થે ટ્રસ્ટફંડો સ્વીકારવાં અને તેનો વહીવટ વગર મહેનતાણે કરવો.
૪. પુસ્તકાલયોને જોઇતાં પુસ્તકો, બીજું સાહિત્ય અને હિસાબી ફૉર્મ પૂરાં પાડવાં.
૫. "પુસ્તકાલય" માસિક દ્વારા પુસ્તકાલયોને ઉપયોગી માહિતી તથા પુસ્તકાલય ખાતાની સૂચનાઓ અને હુકમો દરેક પુસ્તકાલયને પહોંચાડવા.

આ પ્રમાણે થતા કામની કદર પુસ્તકાલયો તેમ જ જાહેર જનતા કરે છે. પરંતુ મુંબાઇ, અમદાવાદ કે બીજાં સ્થળના કોઇ કોઇ બુકસેલરોએ કેટલાંક પુસ્તકાલયોને અમુક પુસ્તકો પુ. સ. સ. મંડળ કરતાં ઓછી કિંમતે આપવાનું જણાવ્યાથી વા કોઇ બીજા કારણે કેટલાંક સ્થળેથી પુ. સ. સ. મંડળનું પુસ્તકો ઉપરનું મહેનતાણું–વળતર ઘટાડવા માગણી કરવામાં આવે છે. આ પ્રશ્નનો વિચાર મંડળના વ્યવસ્થાપકોએ તથા પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબે ખૂબ વિચારપૂર્વક કર્યો છે અને પરિણામે હાલ તુર્ત ચાલુ નીતિ જ કાયમ રાખવાનું નક્કી કર્યું છે.

પુસ્તકાલય સ. સ. મંડળને પુસ્તકાલયોની સેવા અર્થે જ ચલાવવામાં આવે છે. એટલે લાગતા વળગતા ભાઇઓ તેની નીતિ સમજીને કામ લે એ જરૂરનું છે. આ સંસ્થા જાહેર સંસ્થા હોવાથી એની નીતિ આડે પડદો રાખવાનું કોઇને કંઇ કારણ નથી. એટલે આ બાબતમાં મંડળના વ્યવસ્થાપક મંડળે કરેલા વિચારની આછી રૂપરેખા " પુસ્તકાલય " માસિકમાં આપવાની સૂચના જવાબદાર કાર્યકર્તાઓએ કરતાં, સંસ્થાની કાર્યપદ્ધતિમાં રસ લેનાર ભાઇઓને એ નીતિથી વાકેફ કરવા આ લેખ લખ્યો છે.

## હાલની નીતિ અને કમિશનનું ધોરણ

અત્યારે મંડળ જે પુસ્તકો વેચે છે તેમાં મંડળ બને એટલું ઓછું કમિશન લે છે. મંડળને મળતા કમિશનમાંથી ૬½ % મહેનતાણાના અને ૩½ % ખર્ચના ( પેકીંગખર્ચ, નૂર, જકાત, મજૂરી ) મળી ૧૦ % બાદ કરી બાકીનું બધું કમિશન પુસ્તકાલયોને તેમ જ મંડળના સભાસદોને પરત આપે છે. એટલે કે ૧૦૦) રૂપીઆનાં પુસ્તકો ઉપર મંડળને ૩૦ % કમિશન મળતું હોય તો ૧૦ % રાખીને ૨૦ % પુસ્તકાલયોને આપી દે છે–અર્થાત્ રૂ. ૧૦૦) ની કિંમતનાં પુસ્તકો વેચવાથી મંડળને ૧૦ % જ મળે છે; જ્યારે પુસ્તકાલયોને ૨૦ % ચોખ્ખા મળે છે. તેમાં પણ મંડળને મળતા ૧૦ % માંથી લગભગ ૩½ % ખર્ચના જતાં મંડળને એના મહેનતાણા તરીકે તો ફક્ત ૬½ % જ રહે છે. એટલે ૧૦ % માં જે કંઈ ઘટાડો કરવામાં આવે તે મંડળને મળતા ૬½ % માંથી જ કપાય એ સ્વાભાવિક છે.

અમારી નમ્ર માન્યતા મુજબ બધા પ્રકારનાં પુસ્તકો આટલા ઓછા નફાથી વેચવાનું ખાનગી વહેપારીને તો પાલવે પણ નહિ. અને છતાં ખોટી હરિફાઇને ખાતર કોઇ પુસ્તક વેચનાર આથી ઓછે નફે ધંધો કરવાની તૈયારી બતાવે તો પણ, તે જ કારણે, મંડળને છોડીને ખાનગી વહેપારીને પસંદગી આપવી એ કોઈ પણ પુસ્તકાલયને માટે ઇષ્ટ કે શોભાસ્પદ નથી.

મંડળમાં કોઇને વ્યક્તિગત હિતસંબંધ નથી. એને કદાચ વધુ નફો મળશે તો પુસ્તકાલયપ્રવૃત્તિના હિત માટે જ એક યા બીજી રીતે વપરાશે. વળી પુસ્તકોના વેચાણ સિવાય બીજી અનેક રીતે મંડળ પુસ્તકાલયોની સેવા કરે છે; એ વાતનો ખ્યાલ રાખી મંડળને આ સદરેથી કંઇક નફો મળતો હોય તો તે જોઇ ખોટો ઉહાપોહ કરવો યોગ્ય નથી. મંડળ કંઇક નફો કરતું હશે–અર્થાત્ તેના કાર્યક્ષેત્રમાંથી એક યા બીજી પ્રવૃત્તિમાં કદાચ નફો મેળવતું હશે. અને આવાં નફો મળે એવાં કામોમાં જ હરિફાઇ કરનાર તો મળી જ રહે, એમાં નવાઈ નથી. પરંતુ મંડળની તમામ પ્રવૃત્તિઓનો સમગ્ર રીતે વિચાર કરીએ તો જણાશે કે આટલા થોડા મહેનતાણે આટલું બધું કામ કરવાનું કોઇ પણ ખાનગી વહેપારી ભાગ્યે જ માથે લેશે. આ મંડળ તો પુસ્તકાલયોની સેવા અર્થે જ સ્થપાયું છે. એટલે એના વળતર સામે ન જોતાં તેના સંચાલન અને ઉપયોગિતા પર ધ્યાન આપવાની જરૂર છે. એટલે કોઇ એક બે કે પાંચ પુસ્તકો કે પત્રો માસિકો સસ્તાં આપવાની વાત કરે તેનાથી લોભાઇ જેઇ જે પુસ્તકાલયો મંડળ સાથેનો સંબંધ ઓછો કરવા તૈયાર થાય તે એક યા બીજી રીતે આ સંસ્થાને મદદ આપતા બંધ થાય છે. અને પુસ્તકાલયોની સેવા કરતી આ સંસ્થાને પોતાનો સંપૂર્ણ સહકાર આપવાની અગત્યની ફરજમાંથી ચૂકે છે. એટલે થોડા અંગત સ્વાર્થને ખાતર નફાની બાબતમાં કોઇ કંઇક લાલચ દેખાડે તો તેથી દોરવાઇ ન જવું જોઇએ.

મંડળ પોતાનું કમિશન ઘટાડવા માગતું જ નથી, એમ કહેવાનો અહીં આશય નથી. પરંતુ અત્યારના સંજોગોમાં મંડળ પોતાનું કમિશન ભાગ્યે જ ઘટાડી શકે. આ હકીકત સમજવા મંડળનો નફો, વેચાણ વગેરે વિગતોની છણાવટ કરીએ.

### પુસ્તકાલય સ. સ. મંડળની છેલ્લાં ચાર વર્ષની કેટલીક હકીકત

| વર્ષ | વેચાણ રૂપીઆ | વાર્ષિક ઉત્પન્ન | ખર્ચ | વાર્ષિક બચત |
|---|---|---|---|---|
| ૧૯૩૭ ૩૮ | ૪૦૫૯૭ | રૂા. ૧૧૨૮૭ | રૂા. ૮૫૬૯ | રૂા. ૨૭૧૮ |
| ૧૯૩૮–૩૯ | ૪૨૨૫૦ | ,, ૧૧૬૯૧ | ,, ૭૯૧૫ | ,, ૩૭૭૫ |
| ૧૯૩૯–૪૦ | ૩૯૧૮૫ | ,, ૧૧૧૭૦ | ,, ૮૩૬૫ | ,, ૨૮૦૫ |
| ૧૯૪૦–૪૧ | ૪૮૪૦૦ | ,, ૧૨૫૭૭ | ,, ૮૭૧૪ | ,, ૩૮૬૫ |

સને ૧૯૪૦ ૪૧ માં પુસ્તકોનું વેચાણ લગભગ રૂ. ૪૮૪૦૦)નું દેખાય છે. કારણ કે આ વર્ષમાં પાછલી સાલનું ચડેલું કામ પૂરું કરી નાખવામાં આવ્યું હતું. એટલે મંડળનું સરેરાશ વાર્ષિક વેચાણ રૂ. ૪૦૦૦૦)નું જ ગણવું યોગ્ય છે. મંડળના નફાનો અંદાજ કાઢતાં છેલ્લાં દશ વર્ષના આંકડા અને હવે યુદ્ધસંયોગોને લીધે વેચાણ ઘટશે અને ખર્ચ વધશે એ નવા ઉભા થનાર સંજોગો જોતાં એમ લાગે છે કે મંડળનો સરેરાશ નફો રૂ. ૩૦૦૦) આસપાસ થશે એમ માનીને જ ચાલવું જોઇએ.

આ નકશામાંથી રિઝર્વ ફંડ ખાતે રૂ. ૭૫૦) લઇ જવા પડશે. અને શેર હોલ્ડરોને ૪½% લેખે ડિવિડન્ડ આપવા લગભગ રૂ. ૧૭૫૦) જોઇએ. તે રીતે લગભગ રૂ. ૨૫૦૦) જતાં મંડળ પાસે લગભગ રૂ. ૫૦૦) ફાજલ પડે.

બીજી તરફ પુસ્તકોના વેચાણ ઉપર ૧ % ઘટાડવામાં આવે તો આવકમાંથી લગભગ રૂ. ૪૦૦) ઓછા થાય. પરંતુ આ રકમ આશરે ૧૩૦૦) પુસ્તકાલયોમાં વહેંચાઇ જાય. એટલે કમિશનમાં ૧ % ઘટાડવાથી દરેક પુસ્તકાલયને સરેરાશ પાંચ આના જ લાભ થાય એમ છે. આ રીતે અત્યારના કમિશનમાં ૧% જેટલો નામનો ઘટાડો કરવાથી પુસ્તકાલયોને વ્યક્તિગત રીતે ઝાઝો-ફાયદો થાય એમ નથી; જ્યારે એમ કરવાથી મંડળને રૂ. ૪૦૦–૫૦૦ જેવી મોટી રકમનું નુકસાન થાય એમ છે, એટલું જ નહિ પરંતુ ભવિષ્યનો વિચાર કરીએ તો આટલો ઘટાડો કરવાથી મંડળની પ્રગતિ વધતી અટકી પડવાનો ભય છે. કેમકે:—

૧. અત્યારે વધતી રકમ મંડળ પોતાના રિઝર્વ અને બીજાં ફંડમાં લઇ જાય છે. તેનાથી તેની સ્થિતિ સદ્ધર બનતી જાય છે, જ્યારે આ રકમ વધતી બંધ થશે તો મંડળનાં ફંડો વધી શકશે નહિ.

૨. અત્યારના સંજોગોમાં મંડળ પુસ્તકોના પ્રકાશનની બાબતમાં કંઇ પ્રવૃત્તિ કરી શકતું નથી. કારણ કે હાલ એમાં જોખમ છે. આ જોખમ વહોરવાની શક્તિ વધારવા માટે હજુ મંડળનાં ફંડોમાં સારા પ્રમાણમાં વધારો થાય તે જરૂરનું છે.

૩. મંડળને હજુ પોતાનું મકાન નથી. અને પુસ્તકાલયો થોડાં વર્ષ થોડો ત્યાગ કરી કમિશનના ઘટાડાની માગણી મુલતવી રાખે તો અત્યારે વધતી ફાજલ રકમ એકઠી કરી એક સુંદર મકાન બંધાવી શકાય. અને પુસ્તકાલયોના સહકારનું એક પ્રત્યક્ષ પરિણામ લોકોને જોવા મળે.

૪. અત્યારે મંડળમાં પગારનું ખર્ચ લગભગ રૂ. ૪૦૦૦) છે. હજુ સ્ટાફને માટે પ્રોવિડન્ટ ફંડની વિચારણા કરવાની છે. મંડળનો નફો હાલ છે તે કાયમ રહે તોપણ વખત જતાં વખતોવખત સ્ટાફનો પગાર વધતો રહેવાનો. અને પ્રોવિડન્ટ ફંડની યોજના થતાં પણ કંઇક ખર્ચ વધવાનું. આ બે બાબતો અમલમાં આવતાં અત્યારે જે કંઈ ફાજલ રહે છે તે રહે એ સંભવિત નથી. એટલે ભવિષ્યની દૃષ્ટિ ખ્યાલમાં રાખી હાલ આ બાબતમાં ઉતાવળ કરવી યોગ્ય નથી.

## ડિવિડન્ડ ઘટાડીને કમિશન ઘટાડવા બાબત

એક સૂચના એવી હતી કે શૅર ઉપરનું ડિવિડન્ડ ઘટાડીને પણ કમિશન ઘટાડવું. આ સૂચનાનો બધી રીતે વિચાર કરતાં લાગે છે કે આમ કરવાથી પણ પુસ્તકાલયોને કંઇ જ લાભ નથી અને મંડળને નુકસાન થાય તે તો દેખીતું જ છે. કારણ કે:—

૧. અત્યારે શૅર ઉપર ૪½ % વ્યાજ આપવામાં આવે છે. તેને બદલે ૩ % રાખવામાં આવે તો ડિવિડન્ડ ખાતે રૂ. ૧૭૫૦ ને બદલે લગભગ રૂ ૧૧૬૦ વપરાય. ને મંડળને લગભગ ૫૯૦ બચે. તેનાથી ૧ % કમિશન ઘટાડી શકાય.

૨. પરંતુ ૪½ % કરતાં ઓછું વ્યાજ કરવા જતાં મંડળના શૅરનું ભંડોળ વધતું અટકી જાય; જ્યારે આપણે તો શૅરનું ભંડોળ જેટલું વધારી શકાય તેટલું સારૂં એમ માનીએ છીએ. કારણ કે લાખેક રૂપીઆનું ભંડોળ ભેગું થાય તો આગળ જતાં આ મંડળ

પુસ્તકપ્રકાશનનું કામ ઉપાડવાનું સાહસ કરી શકે. અને ગુજરાતભરમાં આ વ્યવસાયમાં એને એક અજોડ સંસ્થા બનાવી શકાય.

૩. શૅરનું ડિવિડન્ડ ઘટાડવાથી આખરે પુસ્તકાલયોને જ નુકસાન છે તે નીચે પ્રમાણે:—

ડિસેમ્બર ૧૯૪૧ આખરે મંડળના શૅર હોલ્ડરોની સંખ્યા નીચે મુજબ છે:—

| | | | | |
|---|---|---|---|---|
| રાજ્યનાં પુસ્તકાલયો | ૩૯૯ | એમના | શેર | ૧૦૧૦ * |
| વ્યક્તિઓ અને ઇતર સંસ્થાઓ | ૧૭૭ | ,, | ,, | ૫૪૦ |

હવે ૪½ % ને બદલે ૩ % ડિવિડન્ડ થાય તો લગભગ રૂ. ૫૯૦) બચે એ વાત સાચી. પરંતુ આ બચત મેળવવા જતાં શૅર ધારણ કરનાર પુસ્તકાલયોને જ ખોટ જવા સંભવ છે. કારણ કે અત્યારે ૪½ % લેખે ૩૯૯ પુસ્તકાલયોને રૂ. ૧૧૪૦) ડિવિડન્ડ તરીકે મળે છે; જ્યારે ૩% લેખે તેમને લગભગ રૂ. ૭૬૦) મળશે, એટલે તેમને લગભગ રૂ. ૩૮૦) ની ખોટ જશે. એટલે પુસ્તકોના વેચાણ ઉપર ૧ % ઘટાડવાથી ૧૩૦૦) પુસ્તકાલયોને જેટલો લાભ મળે એમ છે તે લાભનો મોટો ભાગ ૩૯૯ પુસ્તકાલયોને ડિવિડન્ડના ઘટાડાથી થનાર ખોટમાંથી જ ઊભો થાય એમ છે. વળી ૪½% લેખે ટ્રસ્ટ ફંડોના શૅર ઉપર ડિવિડન્ટ રૂ. ૧૮૦ મળે છે. તેમને ૩ % લેખે ૧૨૦) મળશે; એટલે રૂ. ૬૦ ખોટ જશે. અને આ રૂ. ૬૦) ઉપર પુસ્તકાલયોને સરકારની અને પંચાયતની મદદ મળે છે તે પણ ઓછી થશે. એ ગણીએ તો ટ્રસ્ટ ફંડના વ્યાજથી ચાલતી લાયબ્રેરીઓને ઘણી ખોટ જવા સંભવ છે. આ રીતે પુસ્તકોનું કમિશન ઘટાડવા માટે જ ડિવિડન્ટ ઘટાડવાની યોજના સરવાળે લાયબ્રેરીઓને બિલકુલ લાભદાયી નથી. અને ૪½ % કરતાં ઓછું ડિવિડન્ડ કરવું એ મંડળની પ્રતિષ્ઠાને હાનિકર લાગે છે. એટલે આ યોજનાનો અમલ કરવાનું પણ ઇષ્ટ જણાતું નથી.

ઉપર પ્રમાણે દરેક રીતે વિચાર કરીને મંડળના વ્યવસ્થાપક મંડળે હાલ આ બાબતમાં ચાલે છે તે જ ધોરણ ચાલુ રાખવાની નીતિ ધારણ કરી છે. અને પુસ્તકાલયપ્રવૃત્તિના હિતનો સમગ્ર રીતે વિચાર કરનાર દરેક ભાઇને ખ્યાલ આવે તે માટે આ પ્રશ્નને જાહેર રીતે ચર્ચ્યો છે.

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો અને રાજ્યના પુસ્તકાલય ખાતાના અમલદાર સાહેબો આ મંડળને સારી રીતે સહકાર આપતા આવ્યા છે, અને તે આપ્યે જશે એવી અમને ખાતરી છે. છતાં કેટલીક વખતે કોઇ વેપારીઓ આ મંડળને મળતા કમિશન કે બીજી રીતના ફાયદા બાબત વ્યક્તિગત રીતે કોઇ પુસ્તકાલયને વધારે કમિશન આપવાનો લોભ લગાડે અને તેનાથી "મંડળ વધારે નફો લે છે" એવી ગેરસમજ ઊભી થાય એ બનવાજોગ છે. આવી ગેરસમજો દૂર થાય તે માટે મંડળના આંતરિક વહીવટની આવી બાબતો પણ જાહેરમાં ચર્ચાય એમાં મંડળના વ્યવસ્થાપકો કશું ખોટું માનતા નથી. આ મંડળ કોઇ એક વ્યક્તિનું નથી, એનો આ પુરાવો છે. રાજ્યનાં તમામ પુસ્તકાલયોને એકત્ર કરનાર અને તેમની સેવા કરનાર આ સંસ્થાને બને એટલી વધુ મજબૂત બનાવવામાં પોતાનો ફાળો આપવાની પ્રેરણા સૌને મળો.

વડોદરા
તા. ૨-૨-'૪૨

ચિમનભાઇ મૂ. અમીન
સભ્ય, વ્ય. મંડળ
પુ. સ. સ. મંડળ લિ.

---

* આ સંખ્યામાં પુસ્તકાલયોના ટ્રસ્ટ ફંડોના શેરનો સમાવેશ થાય છે.




**૧. માનવતાનાં મૂલ**—લેખકઃ શ્રી. રામાનારાયણ નાગરદાસ પાઠક; સંપાદકઃ રામભાઇ પટેલ; પ્રકાશકઃ યુગધર્મ કાર્યાલય, મુંબઇ; પ્રથમ આવૃત્તિ; સં. ૧૯૯૭; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૪ + ૩૨૭; પાકું પૂઠું; કિં. ૩–૦–૦.

હરિજનો અને તેમાંય ખાસ કરીને ભંગી કોમના હરિજન સમાજની હાડમારીઓનો તથા હરિજનસેવકોની વિવિધ કાર્યપદ્ધતિઓનો તાદશ ચિતાર રજૂ કરનારી આ મૌલિક નવલકથા સહુએ વાંચવા જેવી છે. પ્રવેશક–લેખક પૂ. કાકા સાહેબ કાલેલકર કહે છે કે " આ નવલકથા આપણા સામાજિક સાહિત્યમાં લાંબા વખત સુધી જીવતી રહેશે; એનું કારણ એ છે કે જ્યારે અસ્પૃશ્યતા પૂર્ણ રીતે નેસ્તનાબૂદ થઇ હશે અને ભંગી કામનો કાયમનો ઉકેલ આવ્યો હશે, ત્યારે આજના જમાનામાં હિંદુસ્તાનની, ખાસ કરીને હિંદુ કોમની સામાજિક સ્થિતિ કેવી વિચિત્ર હતી, એ બતાવી આપનાર એક કીમતી દસ્તાવેજ તરીકે આ નવલકથા કામ આવશે. "

શ્રી. કાકાસાહેબના આ દરેલ અભિપ્રાય પછી, આ નવલકથાની ઉપયોગિતા બાબત વિશેષ કહેવાનું શું હોય ? સિવાય કે અસ્પૃશ્યતાનિવારણના સળગતા પ્રશ્નના ઉકેલ તરીકે, લેખકે રજૂ કરેલ સવર્ણ હરિજનસેવકોએ હરિજન કોમની સાથે હળવામળવા અને ભેગા વસવાનો જ નહિ પણ તેમના ધંધામાં પણ સાથ આપવાનો માર્ગ સાવ અવ્યવહારુ નથી, એમ તો હરિપુરા મહાસભાના સફાઇખાતાનું એ અભૂતપૂર્વ દૃશ્ય જોનારાંઓએ કબૂલવું જ જોઇએ.

ભાષાશૈલી સરળ ને રસપ્રદ હોઇ લેખકની ' **પચાસ વર્ષ પછી** ' ' **આવતી કાલ** ' વગેરે બીજી નવલકથાઓની જેમ આ પણ રસથી વંચાશે એમાં શક નહિ.

**૨. દેવદાસી**—અનુવાદકઃ રામભાઈ પટેલ; મુદ્રક–પ્રકાશકઃ અનિલ પ્રિન્ટરી, ભદ્ર, અમદાવાદ; પહેલી આવૃત્તિ ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૪+૧૮૯; પાકું પૂઠું; કિં. ૧–૮–૦.

રસભેર વંચાવાની ખાતરીવાળા આ વાર્તાસંગ્રહમાં શ્રી. શરદ્ચંદ્ર, શ્રી. રવીન્દ્રનાથ વગેરે પ્રથમ હરોળના બંગીય વાર્તાલેખક–લેખિકાની એકેક એવી ૮ ટૂંકી વાર્તાઓ સંચિત થયેલી છે. તેમાંની બીજી વાર્તા ' **દેવદાસી** ' પરથી પુસ્તકનું નામકરણ થયેલું છે. છતાં કુળગૌરવના ગુમાન અને વાંકડાની પ્રથાના પૂજારીઓને ચીમકીરૂપ ' **અપરિચિતા** ' નામની શ્રી. રવીન્દ્રનાથની તેમ જ પ્રકૃતિ આગળ માનવીની લાચારીનો ચિતાર રજૂ કરનાર ' **રુદ્રનો આવિર્ભાવ** ' નામની શ્રી. સેનગુપ્તની વાર્તાઓએ અમારા મન પર સવિશેષ અસર કરી છે. ' મંદિર ' ' દેવદાસી ' ' ગંભીર ' ' મુક્તિ ' ' સુલોચનાની કથા ' તથા ' કુળવાનનો દીકરો ' એ વાર્તાઓનું વસ્તુ પણ બોધક ને પ્રેરક છે.

**૩. સંઘવ્યાયામ**—સંપાદક વ પ્રકાશક: શ્રી ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, મુ. પો. કરાડી જિલ્લે-સૂરત; પ્રથમ આવૃત્તિ ૧૯૪૧; સોળ પેજી પૃષ્ઠ ૧૪ + ૧૬૩; કાચું પૂઠું; કિં. રૂા. ૧-૨-૦.

ગુજરાતી આલમમાં વ્યાયામનો શોખ જન્માવવા અને કેળવવામાં અગ્રગણ્ય ભાગ ભજવનાર શ્રી ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે હવે વ્યાયામોપયોગી સાહિત્ય પ્રગટ કરવાની યોજના કરી તેને માટે ખાસ પ્રકાશનઘર ખોલ્યું છે, એ બહુ આનંદની વાત છે. ગુજરાતી સમાજે એમાં રાચવું જ રહ્યું. પણ એકલું રાચ્યે નહિ ચાલે. ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં વ્યાયામ-વિષયક સાહિત્યની જે ભારે ઊણપ છે તેને પૂરવાની શુભ નિષ્ઠાપૂર્વક ઊઘડેલા એ પ્રકાશન-ઘરને નિભાવવાની ફરજ ગુજરાતીમાત્રની ગણાવી જોઇએ.

પ્રસ્તુત પુસ્તક ' **સંઘવ્યાયામ** 'માં સંઘશક્તિ જમાવવા અને ખીલવવાને ઉપયોગી એવા (૧) કેલેસ્થિનિક્સ (૨) દંડ કવાયત (૩) ડંબેલ્સ કવાયત (૪) મગદળ સંઘ (૫) લાઠી સંઘ (૬) આસનસંઘ (૭) લેઝિમસંઘ અને (૮) વાંસ કવાયત નામના આઠ સાંઘિક વ્યાયામોની યોજના, સાધનો ને ધારાધોરણોની વિશદ સમજૂત સંચિત થયેલી છે. સંઘગોઠવણી તથા તાલીમપદ્ધતિનું પણ આરંભનાં ૩૦ પૃષ્ઠોમાં નિરૂપણ થયેલું છે. એટલે આ પ્રકાશન, વ્યાયામશિક્ષણને સ્થાન આપનારી શાળા-પાઠશાળાઓ માટે, વ્યાયામવર્ગો માટે તેમ જ વ્યાયામમંદિરો માટે અતીવ ઉપયોગી આધારગ્રંથ થઇ પડશે, એમાં શક નહિ.

ગુજરાતી વ્યાયામ દુનિયાના માનીતા શ્રી. અંબુભાઇ પુરાણીની પ્રસ્તાવનાથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો જ થાય છે.

ના. નં.

**૪. શરદ્વંદના**—સંગ્રાહક અને અનુવાદક: શ્રી. રમણલાલ સોની; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦+૧૯૦, દ્વિરંગી આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૮-૦. ૧૯૪૧

જાણીતા બંગનવલકથાકાર શ્રી. શરદ્બાબુ આજે આપણા નવલવાચકોથી ભાગ્યે જ અજાણ હશે. એમનાં નવલકથા-સર્જનોમાંથી બોધપ્રદ અને જાણવા જેવી વિચારકણિકાઓ ઉઠાવી લઇ વિષયવાર આ પુસ્તકમાં સંગ્રહાઇ છે.

શરદ્બાબુના સ્ત્રીજાતિવિષયક વિચારો તો તેમની નવલકથાઓમાં પ્રતિબિંબિત થયેલા જ છે; પરંતુ અન્ય બાબતોમાં પણ તેમનું કેવું મંતવ્ય હતું તે આ વિચારકણિકાઓ પરથી સહજે સમજાઇ શકે તેવું છે.

આ વિચારકણિકાઓ વાંચતાં કેટલીક વાર તો જાણે આપણે કોઈ સનાતન સૂત્રો વાંચતા હોઇએ તેવો ખ્યાલ થઇ આવે છે. આ પુસ્તકમાં મુખ્યત્વે નારીવિષયક, માનસવિજ્ઞાનને લગતાં, ધર્મનીતિ પ્રબોધતાં તેમ જ પ્રકીર્ણ બાબતો સમજાવતાં શરદ્બાબુનાં મંતવ્યોનો સંગ્રહ કરાયો છે. છેલ્લે એમની વર્ણનશૈલીની કળાનો પણ કંઇક પરિચય મળે તેવાં વર્ણનાત્મક સૂત્રો પણ છે.

શરદ્બાબુના સાહિત્ય પ્રત્યે ખાસ આગ્રહ ધરાવનાર અને એમની નવલોને રસપૂર્વક વાંચનારે આ પુસ્તક અવશ્ય સંઘરવા જેવું છે,

**૫. નગરલક્ષ્મી**—મૂળલેખક: કવિવર રવીન્દ્રનાથ ટાગોર; અનુવાદક, કદ અને પ્રકાશક ઉપર પ્રમાણે; પૃષ્ઠ ૧૨+૧૮૪, મૂલ્ય રૂા. ૨–૮–૦.

કવિવર ટાગોરે રચેલ ' કથા ઓ કાહિની 'માં આપેલી વાર્તાઓ આજે સર્વત્ર–ખાસ કરીને બંગાળમાં–ઘેર ઘેર જાણીતી છે. મૂળ એ પદ્યમાં રચાયેલી હોઇને અતિ પ્રેરક અને ભાવનાથી ભરપૂર છે. એમાંની પહેલી જ વાર્તા " નગરલક્ષ્મી " પણ એટલી જ માનવજાત પ્રતિની ફરજનું સરસ ભાન કરાવે તેવી છે. એ જ પ્રમાણે બીજી પણ લગભગ બધી જ વાર્તાઓ એક યા બીજા સ્વરૂપે વાચકને ભાવનાથી ભીંજાવી દે છે. આમાંની કેટલીકના તો કાવ્યમય અનુવાદો રાષ્ટ્રીય શાયર શ્રી. મેઘાણીએ આપણને આપ્યા છે.

એ " કથા ઓ કાહિની "માંની વાર્તાઓ ઉપરાંત બીજી પણ કવિવરની રચેલી વાર્તાઓ આ વાર્તાસંગ્રહમાં આપવામાં આવી છે.

**૬. ઐતિહાસિક સંશોધન**—લેખક: શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી; પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ભારતીય વિદ્યા ભવન, અંધેરી-મુંબઈ. ડેમી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૧૨+૭૪૦, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૫–૦–૦.

ગુજરાત સાહિત્ય પરિષદનું કરાંચી અધિવેશન મળ્યા પછી એમ કહેવાતું કે એ સક્રિય કામ કરતું બંધ થઇ ગયું છે. પરંતુ લાંબા ગાળે પણ એનું છેલ્લું ચૌદમું અધિવેશન કવિશ્રી. ખબરદારના પ્રમુખપદે મળ્યા પછી વળી પાછા પરિષદના કાર્યવાહકો સચેત-જાગ્રત થયા જણાય છે. અને કંઇક કંઇક કામગીરી ઉપાડી હોય તેમ, હાલમાં જ પ્રસિદ્ધિ પામેલા ચાર ગ્રંથો પરથી જાણવા મળે છે.

એ ચાર ગ્રંથો પૈકીનો આ ગ્રંથ આપણા ઐતિહાસિક સાહિત્યમાં સારો ફાળો આપે છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી એક અચ્છા સંશોધક છે, એ વાત તેમના અવારનવાર જુદાં જુદાં સામયિકોમાં છપાયેલા ઐતિહાસિક લેખો પરથી જણાય છે. આ ગ્રંથમાં ૬ ખંડોમાં સંશોધન-વ્યક્તિવિષયક, ધાર્મિક, દેશ નગર અને જાતિવિષયક તેમ જ સામાજિક અને પ્રકીર્ણ સંશોધનલેખો ઉપરાંત પઢિયાર સ્મારકમાળા દ્વારા પ્રસિદ્ધ થયેલ " ગુજરાતનાં તીર્થસ્થાનો "નો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આજે જ્યારે ગુજરાતનો પ્રમાણભૂત ઇતિહાસ લખાવાની અહીંતહીં વિચારણાઓ ચાલે છે ત્યારે, આ ગ્રંથસ્થ ઐતિહાસિક લેખોમાંથી એવા ઇતિહાસકારને ઠીક ઠીક સામગ્રી મળી રહેશે. ઉપરાંત, અવારનવાર સામયિકોમાં છપાયેલા આ લેખો ભવિષ્યની પ્રજાને પણ વાંચવા સુલભ થાય તે માટે પુસ્તકાકારે એને પ્રસિદ્ધ કરી આવતી કાલના નાગરિકોને પણ પરિષદે ઋણી બનાવ્યા છે.

**૭. પરિષદ્પ્રમુખોનાં ભાષણો**—પ્રકાશક, કદ અને ઉઠાવ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮+૫૫૮, મૂલ્ય રૂા. ચાર.

ઉપર જણાવ્યું તેમ પરિષદપ્રવૃત્તિના વધુ ફાલરૂપ આ પ્રકાશન કહી શકાય. ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાપનાથી તેર અધિવેશન સુધીના પ્રમુખોનાં ભાષણો આ પુસ્તકમાં સંગ્રહાયાં છે.

પરિષદના પ્રમુખોનાં ભાષણો, કેવાં ઉપયોગી અને માર્ગદર્શક હોય છે એ ભાગ્યે જ કોઇને સમજાવવાપણું હોય. અને એ ભાષણો માત્ર પરિષદના હેવાલોમાં જ રહી જાય તે બરાબર નથી.

પરિષદે આ બધાંય સંમેલનોના પ્રમુખોનાં વ્યાખ્યાનો ગ્રંથસ્થ કરીને ભવિષ્યમાં પણ ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખનાર વા એના અભ્યાસીને ઉપયુક્ત સામગ્રી પૂરી પાડવાનું કાર્ય કર્યું છે.

દરેક પ્રમુખના વ્યાખ્યાન પહેલાં જે તે પ્રમુખનો ટૂંક પરિચય પણ આપ્યો છે.

**૮. શ્રી હેમ સારસ્વત સત્ર : અહેવાલ અને નિબંધસંગ્રહ**—પ્રકાશક, કદ અને ઉઠાવ ઉપર મુજબ; મૂલ્ય રૂ. ત્રણ.

કરાંચી ખાતે મળેલ સાહિત્ય પરિષદના અધિવેશનમાં, હેમ સારસ્વત સત્ર ઉજવવા ઠર્યા પ્રમાણે ૧૯૩૯ ના એપ્રિલ માસની તા. ૭, ૮, ૯ ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદનું ખાસ સંમેલન પાટણ મુકામે યોજાયેલું. તેનો સવિસ્તર અને વિગતવાર હેવાલ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. સત્ર અંગેના જુદા જુદા પ્રમુખોનાં ભાષણો ઉપરાંત પ્રસંગને અનુરૂપ, વડોદરાના ને. ના. દીવાન સા. નું વ્યાખ્યાન પણ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યું છે.

આ સિવાય સંમેલન અંગે આવેલા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજીના જીવન અને સર્જનને લગતા નિબંધો પણ જોડેલા છે. એટલે ગુજરાતની અસ્મિતા જગાવનાર આ વિરલ વિભૂતિના જીવન–સર્જનનો અભ્યાસ કરવા ઇચ્છનારને એમાંથી ઘણું જાણવા જોગ મળે તેમ છે. આકરગ્રંથ તરીકે પણ આ ગ્રંથ સારો ઉપયોગી છે.

**૯. ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન ૧૩ મું અધિવેશનનો હેવાલ અને નિબંધસંગ્રહ**—પ્રકાશક, કદ અને ઉઠાવ ઉપર મુજબ; પૃષ્ઠ ૮+૬૨૦, મૂલ્ય રૂ. ચાર.

આ પુસ્તકમાં સાહિત્ય પરિષદના કરાંચી મુકામે મળેલા અધિવેશનને લગતો હેવાલ–દરાવો વગેરે ઉપરાંત વિભાગીય પ્રમુખોનાં ભાષણો અને પરિષદપ્રસંગે નિમંત્રણના પરિણામે આવેલા અને વંચાયેલા નિબંધો સંગ્રહવામાં આવ્યા છે.

છેવટના ભાગમાં કુમાર કાર્યાલયવાળા શ્રી. બચુભાઇ રાવતે લખેલ પરિશિષ્ટરૂપ ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા–પ્રાચીન અને અર્વાચીન–આખાય પુસ્તકમાં ધ્યાન ખેંચે છે.

પરિષદના વ્યવસ્થાપકોએ આવી પ્રકાશનપ્રવૃત્તિ ઉપાડી પરિષદને ફરી વાર જાગ્રત કરવાનું કામ હાથ ધરી પરિષદ સંસ્થાને સજીવ બનાવવા માટે અભિનંદન.

**૧૦. વડોદરા રાજ્યની સામાજિક સેવાઓ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. રમેશનાથ ર. ગૌતમ; વડોદરા. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૮+૧૪૪, બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ. ૧૯૪૧.

દેશી રાજ્યોમાં વડોદરા રાજ્યે પ્રજાના વિકાસમાં જે વિવિધ પ્રકારે ફાળો આપ્યો છે તે વિશિષ્ટ છે. ખરી રીતે જોઇએ તો રાજ્યમાં પ્રજાવિકાસના સાર્વદેશિક વિવિધ પ્રયત્નો થયેલા છે. તેમાં પણ સામાજિક ઉન્નતિના પ્રયત્નોનો પણ સમાવેશ છે.

લેખકે આ પુસ્તકમાં રાજ્ય તરફથી પ્રજાવિકાસ માટે જે જે દિશામાં જે પ્રકારના પ્રયત્નો કરવામાં આવ્યા છે તેનું વિહંગાવલોકન કરાવ્યું છે. દાખલા તરીકે, રાજ્યની શિક્ષણ–પ્રવૃત્તિ, વૈદકીય અને આરોગ્યરક્ષણને લગતાં સાધનો, રાજ્યના ગ્રામોન્નતિપ્રેરક પ્રયાસો, તેમ જ ઉદ્યોગવિકાસને લગતી માહિતી આપી છે. આ ઉપરાંત અંત્યજોના હિતાર્થે રાજ્યે કરેલા પ્રયાસો અને સાહસિકને ઉત્તેજન આપવામાં પણ રાજ્યનો કેટલો વિશિષ્ટ ફાળો છે તે બધું લેખકે પોતે કંઇજ ન કહેતાં રાજ્યના બોલતા હેવાલો મારફતે બધું જણાવ્યું છે.

પુસ્તકનું નામાભિધાન " સામાજિક સેવાઓ " રાખવામાં આવ્યું છે તેને બદલે લેખકે " સાર્વદેશિક સેવાઓ " રાખ્યું હોત તો તે વધારે બંધ બેસતું હતું.

" નોંધ, બે બોલ, પ્રસ્તાવના વગેરે લખવાની ખ્યાતિ ધરાવતા " સાક્ષરશ્રી રમણલાલ વ. દેસાઈએ આ પુસ્તકના બે બોલ લખીને " રાજ્યની સેવા બજાવનારથી ભાગ્યેજ જાહેર રીતે થઈ શકે " તેવું વિવેચન ન લખતાં માત્ર " બે બોલ "જ લખી પુસ્તકનો પરિચય આપ્યો છે.

એકંદરે, વડોદરા રાજ્યની વિશિષ્ટ પ્રવૃત્તિઓથી અજાણને, ( જો કે એવા અજાણ ક્વચિત જ મળશે ) ઉપયોગી થઈ પડે તેવું આ પુસ્તક છે.

**૧૧. કંકાવટી**—( પાંચમી આવૃત્તિ ) સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; ક્રાઉન કદમાં પૃષ્ઠ ૫૬+૧૨૫, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦ ૧૨–૦

ગુજરાતને લોકસાહિત્યમાં રસ લેતું કરનાર શ્રી. મેઘાણી છે. તે અગાઉ છૂટાછવાયા આ દિશાના સંશોધકોએ પ્રયત્નો કરેલા; પરંતુ શ્રી. મેઘાણીના પ્રયત્નોનું આ દિશાનું સુપરિણામ આજે જનતાને ઓળખાવવું પડે તેમ નથી.

એમના એ પ્રયત્નોનાં યશસ્વી પરિણામોમાંનું આ પણ એક છે. અને એની આ પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે એ એના જનતાએ કરેલા આદરના પુરાવારૂપ છે. પુસ્તકમાં ગુજરાતમાં લોકમુખે કહેવાતી ગુજરાતની વિવિધ વ્રતકથાઓનો સંગ્રહ છે. બહેનોમાં આ પુસ્તક જેમ બનેતેમ વધુ વંચાય તેવા પ્રયત્ન પુસ્તકાલયોના ગ્રંથપાલો અવશ્ય કરે.

**૧૨. સોરઠી બહારવટિયા–ભા ૨ જો** ( આવૃત્તિ ચોથી )—સંપાદક, પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૬+૨૪૬, પાકું છીંટનું પૂઠું. મૂલ્ય ૨–૦ ૦.

" સોરઠી બહારવટિયા "નો આ બીજો ભાગ ઘણા વખતથી મળતો બંધ થયો હતો. અને તેની માગ પણ ચાલુ હતી, તેનો ઉલ્લેખ આ જ પુસ્તકના પ્રથમ ભાગની નવી આવૃત્તિનો પરિચય આપતાં અમે જણાવ્યું હતું. હવે એ બીજો ભાગ બહાર પડી ગયો છે. જેમની પાસે ન હોય અથવા હવે નવું વસાવવું પડે તેમ હોય તેઓ આજે હવે તે સુલભ થયું છે. એટલે વસાવી લે.

**૧૩. જનપદ–ભા. ૨ જોઃ**—લેખકઃ શ્રી. મનુભાઈ જોધાણી; પ્રકાશક, કદ ઉપર મુજબ. પૃષ્ઠ ૮+૧૨૦, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦. ૧૯૪૧.

" જનપદ "ના પહેલા ભાગમાં બાલભોગ્ય સરળ અને તળપદી ભાષામાં ગામડાના જુદા જુદા વર્ગોનાં કેટલાંક રેખાચિત્રો લેખકે આપ્યાં હતાં. આ બીજા ભાગમાં તે જ શૈલીએ એવાં બીજાં ૨૧ રેખાચિત્રો આપ્યાં છે. એમાંનાં કેટલાંક લેખકે અગાઉ લખેલ " ગામડાનું ગૌરવ "માંનાં નવે રૂપે પણ છે. આમાં બ્રાહ્મણ, કંદોઇ, ભાવસાર, બાવો, કાછિયો, ગઢવી, કુંભાર, તરગાળો, હજામ વગેરે વગેરે કોમોવાળાનાં રેખાચિત્રો અપાયાં છે. પુસ્તકને છેડે તળપદી શબ્દોના આપેલા અર્થ આપણા શબ્દભંડોળમાં ઠીક ઉમેરો કરે છે,

પુસ્તકાલયોમાં આવતાં બાળકો માટે આ જ પુસ્તકના પહેલા ભાગની માફક આ બીજો ભાગ પણ વસાવવા જેવો છે.

મણિલાલ પ્રં. વ્યાસ

**૧૪. પ્રકંપ**—લેખકઃ શ્રી. હરિકૃષ્ણ વ્યાસ; પ્રકાશકઃ સબરસ કાર્યાલય, લાઠી ( કાઠિયાવાડ ); ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૯૬; સચિત્ર કાચું પૂઠું; મૂલ્ય ૦-૧૨-૦.

લેખકે પોતે શરૂ કરેલ ‘ સબરસ સાહિત્ય શ્રેણી ’નું આ પહેલું પુસ્તક છે; એમાં પ્રકંપ, જિગરની જ્વાળા, અફલાતુન, માની ખોટ, આકાશવાણી, શામ્બાનો શિકારી, પરણેતર, કુદરત અને કલા અને બહારવટિયો–એ નામની ટૂંકી ટૂંકી નવ વાર્તાઓ મૂકવામાં આવી છે. આ વાર્તાઓ આ પહેલાં ગુજરાતનાં કેટલાંક સામયિકોમાં પ્રસિદ્ધ થઇ ગયેલી છે. પુસ્તકનું નામ ‘ પ્રકંપ ’ નામની પહેલી વાર્તા ઉપરથી રખાયું છે. આ પહેલી વાર્તાનું વસ્તુ સમાજને આશ્ચર્ય અને હેરત પમાડે તેવું છે. મરણ પામનાર વ્યક્તિની કોઇ છેવટની પ્રબળ ઇચ્છાશક્તિના કારણે, તેનું વ્યક્તિત્વ, કોઇ બીજી જીવતી વ્યક્તિમાં દાખલ થઇ તે દ્વારા, તે પોતાની ઇચ્છાઓ પાર પાડે છે, એ આ વાર્તાનું રહસ્ય છે. આ રહસ્ય કેટલે અંશે સત્ય છે એ સમજી શકાતું નથી. ‘ શામ્બાનો શિકારી ’ એ સાહસ અને શૌર્ય દર્શાવતી વાર્તા છે. આ સિવાયની બીજી વાતો સમાજના કેટલાક કુટિલ પ્રશ્નો ચર્ચે છે. વાતોનું વસ્તુ સામાન્યપણે ઠીક છે.

**૧૫. પ્રભાનો ભાઇ**—લેખકઃ શ્રી. અમૃતલાલ ઓધવજી જોશી; પ્રકાશકઃ ‘ બે ઘડી મોજ ’ કાર્યાલય, ૧૦-૧૪ બેંક હાઉસ લેન, કોટ, મુંબાઇ; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૯૨; કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૦-૦.

‘ પ્રભાનો ભાઇ ’ એ એક સામાજિક વાર્તા છે. માજણ્યાં ભાઇબહેન એકબીજાને ચાહે તેમ જ એકબીજાના સુખે સુખી થાય વા એકબીજાના દુઃખે દુઃખી થાય એ સમાજનો સ્વાભાવિક ધર્મ છે; પણ એક માનાં જણ્યાં ના હોય તેવાં, અકસ્માતથી ભેગાં થતાં ભાઇબહેન, સાચાં ભાઇબહેન થઇને રહે અને ભાઇબહેન તરીકેના પોતપોતાના ધર્મો શુદ્ધ નિષ્ઠાથી અને પવિત્રપણે બજાવે જાય એ સમાજનો એક સાચો આદર્શ કહેવાય. એ આદર્શ આ વાર્તા સમજાવે છે. વાર્તાનું વસ્તુ બોધક અને પ્રેરક છે, લેખનશૈલી પણ સાદી અને સરળ છે. સામાન્ય જનસમાજ વાંચી અને સમજી શકે તેવી આ વાર્તા છે. પણ ત્રુટિ માત્ર એક જ છે અને તે, વાર્તાના વાચન સાથે અનેક પ્રકારની અયોગ્ય અને સ્ત્રી–પુરુષની જાતીય લાગણીઓને ઉશ્કેરનારી જાહેરાતો આવીને ઊભી રહે છે. આવા પ્રકારનાં પુસ્તકો વાર્તાના આદર્શને કચડી નાખે છે. અને સમાજને બીજે રસ્તે દોરે છે. પ્રકાશક ભાઈ બીજે પ્રસંગે આ વસ્તુ ખાસ વિચારે.

**૧૬. શ્રી. રામચંદ્ર દત્ત અને શ્રી. નાગ મહાશય**—અનુવાદકોઃ શ્રી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા અને શ્રી. એમ. એમ. ભટ્ટ; પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; સન ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૬ + ૩૦૦; બૉર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂા. એક

અમદાવાદના સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થતી, વિવિધ ગ્રંથમાળાના ૩૦ મા વર્ષના અંક ૩૪૭–૩૪૮ રૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. શ્રી. રામચંદ્ર દત્ત અને શ્રી. નાગ મહાશય, બંગાળના સુપ્રસિદ્ધ મહાત્મા પરમહંસ શ્રી. રામકૃષ્ણદેવના ખાસ શિષ્યો હતા. આ પુસ્તકમાં તેઓની જીવનકથા આપવામાં આવી છે. આ બંને શિષ્યો સંસારમાં રહ્યા છતાં, તેમાં મોહાયા વગર, પોતાના ગુરુ શ્રી રામકૃષ્ણ પાછળ તલ્લીન થઇ જઇ, ઇશ્વરને ઓળખવા અને સમજવા સાચો પ્રયત્ન કરે છે. અને એને પરિણામે એ બંને વ્યક્તિઓ

બંગાળમાં મહાન અને પૂજ્ય બની જાય છે. મહાન અને પૂજ્ય બનવા છતાંય તેઓનામાં અહંવૃત્તિ સહેજે જણાતી નથી. ત્યાગવૃત્તિ, નમ્રતા, જનસેવા, ગુરુસેવા અને ઈશ્વર ઉપરની અનહદ શ્રદ્ધા-એ ગુણો વિશિષ્ટપણે એમના જીવનમાં જણાઇ આવે છે. સાદી અને સરળ ભાષામાં આ મહાન વ્યક્તિઓની જીવનકથાનો આ અનુવાદ સમાજમાં પ્રચારપાત્ર છે. બંને ચરિત્રો બોધ અને પ્રેરણા આપે તેવાં છે.

૧૭. રાષ્ટ્રીય ઉદ્યોગ—લેખકઃ ' મૃદુલ '; પ્રકાશકઃ સૌ. વિન્ધ્યાબહેન દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કાઠિયાવાડ; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૮+૧૬૮, રંગીન અને સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂંઠું; કિંમત રૂ. ૧-૮-૦.

નવયુગ પુસ્તક ભંડાર તરફથી પ્રગટ થતી, લીલાવતી ગ્રંથમાળાના આઠમા વર્ષના ચોથા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થતું આ પુસ્તક, નિત્ય ઉપયોગમાં આવતી વસ્તુઓની બનાવટ કેમ કરવી તે દર્શાવે છે. અને જનતાને તે દ્વારા ઉદ્યોગના ક્ષેત્ર તરફ ખેંચે છે. આ પુસ્તકમાં શાહી, માથામાં નાખવાનાં તેલ, હેર લોશન, સાબુ, શરબત, આસવ, નેત્રાંજન, દંતમંજન, વૅાર્નિશ, પેટંટ દવાઓ, પાપડ, મસાલા, મુરબ્બા વગેરેની બનાવટો મૂકવામાં આવી છે. નકલી સોનું, ચાંદી અને ઢોંગ કેમ બનાવવાં તે પણ દર્શાવાયું છે. આવા નકલી પ્રયોગો સમાજ આગળ રજૂ ન કરાયા હોત તો એક રીતે સારૂં હતું. ઉપરની સઘળી બનાવટો કેટલે અંશે સાચી હશે એ તો અજમાયશ કરે જ સમજાય.

૧૮. ખાંડાના ખેલ—લેખકઃ શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૨+૩૪૭; રંગીન અને સચિત્ર આચ્છાદન સહિત, પાકું પૂઠું; કિંમત રૂ. ૩-૦-૦.

વીર અને શૌર્યરસથી ભરપૂર ઐતિહાસિક વાતોનું આ સચિત્ર પુસ્તક, લેખકે આ પહેલાં પ્રસિદ્ધ કરેલાં ' વીરની વાતો ' અને ' વીરાંગનાની વાતો 'ના જેટલો જ વાંચવામાં રસ ઉપજાવનારૂં છે. આ પુસ્તકમાં કુલ ૨૨ વાર્તાઓ મૂકવામાં આવી છે. અને તે વાંકાનેર, પાટડી, બગસરા, અંબર, જોધપુર, જૂનાગઢ, જામનગર, મેવાડ અને હળવદ વગેરે રાજ્યોના ભૂતપૂર્વ રાજવીઓ, ગરાસદારો અને સંત મહંતોનું સ્મરણ કરાવી, તેમની શૂરવીરતા અને પ્રજા પ્રત્યેનો પ્રેમ કેવો હતો તેનો સચોટ ખ્યાલ આપે છે. હાલ હરિજન નામે ઓળખાતી ઢેડ જ્ઞાતિ પણ કેટલી બહાદુર અને વફાદાર હોય છે તે દર્શાવતી ' ભડવીર ભાયો ' અને ' મોંઘી મહેમાની 'ની વાતો હરિજન પ્રત્યે પ્રેમ અને આદર ઉપજાવે એવી છે. અમરેલી પ્રાંતમાં આવેલું ધારી, શ્રી. ગાયકવાડના હસ્તક કેવી રીતે આવ્યું; જમણી સૂંઢવાળા ગણપતિનું મંદિર ધારીમાં કેવી રીતે સ્થપાયું અને ધારી મહાલમાં આવેલા ચલાળાના દાના ભગતની જગ્યાનું તપોબળ કેટલું હતું તે દર્શાવતી ' લોહીની થાપા ' ' સાધના અને સિદ્ધિ ' અને ' રામ લેખાં લેશે ' એ વાતો અમરેલી પ્રાંતનો કંઇક ઇતિહાસ આપે છે.

પુસ્તકમાંની તમામ વાતો વાંચવામાં ખૂબ રસ અને આનંદ સાથે, વીર અને શૌર્ય-રસનો પાનો ચડાવે તેવી છે. લેખનશૈલી પણ સાદી અને સરળ હોઈ સામાન્ય શિક્ષણ મેળવેલ જનતા પણ વાંચી શકે તે પ્રકારની આ છે.

' અ-દ્રષ્ટા '

**૧૯. દેશી રાજ્યોનો પ્રશ્ન**—લેખકઃ મોહનદાસ કરમચંદ ગાંધી; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૪૭૪, કિંમત દોઢ રૂપિયો. આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીના લેખો તથા વાર્તાલાપ પ્રસિદ્ધ થયા છે. તા. ૧૨-૧-૧૯૨૮ થી શરૂઆત કરીને તા. ૨૦-૯-'૪૧ સુધીના આ લેખો જેમ જેમ વાંચતા જઈએ છીએ, તેમ તેમ દેશી રાજ્યોના બધા બનાવો આંખ આગળ તરી આવે છે. મહાત્માજીની આ વિચારશ્રેણી એટલે મહાસભાની દેશી રાજ્ય પ્રત્યેની નીતિ. મહાત્માજી દેશી રાજ્યોને સારી રીતે ઓળખે છે. દેશી રાજ્યની પ્રજાને રચનાત્મક કાર્યક્રમ ઉપાડી લેવા જણાવે છે. તેમણે દારૂનિષેધ, અસ્પૃશ્યતાનિવારણ, ખાદી અને હિંદુમુસ્લિમ એકતા ઉપર ખૂબ ભાર મૂકયો છે; એટલું જ નહિ પણ આવા રચનાત્મક કાર્યક્રમમાં રાજાઓ મદદ કરે તેવું પણ તેમણે જણાવેલું. કેટલાંક દેશી રાજ્યોના જુલમો તેઓ સારી રીતે જાણતા અને પોતાની મેળે ઉકેલ લાવવા ખૂબ પ્રયત્ન પણ કરતા; પરંતુ જ્યારે પરિષદો ભરાય ત્યારે બીજાં દેશી રાજ્યોના જુલમો સંબંધે ઠરાવો લાવવાની ના પાડતા હતા, અથવા તે જાતનો સંયમ રાખવા પરિષદને સમજાવતા; રાજ્યપરિષદ પોતાના રાજ્ય માટે ટીકા કરે તેમાં અંતરાય લેતા ન હતા.

મહાત્માજી રાજાઓના દોરદમામ અને અઢળક ખર્ચો તથા વિલાસો માટે સારી રીતે ટીકા કરતા. દેશી રાજ્યનાં ગામડાંની ગરિબાઈ તેમને ખૂબ ખૂંચે છે.

આવી કરોકટીની પળે મહાત્માજીના આ લેખો દેશી રાજ્યોની પ્રજાને તેમ જ બ્રિટિશ હિંદના કાર્યકર્તાઓને ઘણા ઉપયોગી થઈ પડશે. દેશી રાજ્યોની રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેનાર દરેક જણ જરૂર એક વખત કાળજીપૂર્વક આ લેખો વાંચીને મનન કરે.

**ચુનીલાલ પુ. શાહ**

**૨૦. હિમાલયસ્વરૂપ અને બીજાં નાટકો**—કર્તાઃ સૌ. હંસા મહેતા; પ્રકાશકઃ જમનાદાસ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય ભંડાર, મુંબાઈ નં. ૨; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, આચ્છાદનવાળું પાકું પૂઠું; પૃષ્ઠ ૧૨૪; મૂલ્ય રૂ. ૧-૪-૦

જુદે જુદે સમયે અને જુદાં જુદાં સામયિકોમાં છપાયલી આકૃતિઓ ૧૯૪૧ માં પહેલી જ વાર પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે. પ્રથમ કૃતિ સને ૧૯૧૯ માં વીસમી સદીમાં પ્રસિદ્ધ થએલી. કોઈક વાર્તારૂપે થએલી તેને પણ નાટકરૂપે અહીં પ્રસિદ્ધ કરવામાં આવી છે. એકંદરે ૬ નાટકો છે-બધાં પ્રહસનો છે. બાળકો માટેનાં રમુજી અને શિક્ષા આપે એટલે જ્ઞાન સાથે ગમ્મત આપે એવાં પુસ્તકો લખી પ્રસિદ્ધ કરાવવા માટે એ જાણીતાં છે. આ પુસ્તકમાં કુલ ૬ પ્રહસનો નાટકરૂપે એકઠાં કરાયાં છે. દરેક જુદે જુદે સમયે જુદાં જુદાં માસિકો માટે લખાયાં હતાં. અસલમાં યોગ્ય લાગ્યો ત્યાં ફેરફાર કરી પ્રસિદ્ધ થયાં છે. પુસ્તકની શરૂઆતમાં શ્રીમતી હંસાબહેને એ સંબંધી નિવેદન કર્યું છે. નાટકો રમુજી અને ગમ્મત આપે એવાં હોવા ઉપરાંત એમાં સામાજિક બદી સામે કટાક્ષો પણ નજરે પડે છે. એમની સૂક્ષ્મ અવલોકન દૃષ્ટિ એમાં નજરે પડે છે. આધુનિક સમયમાં તંત્રીઓ કેવી રીતે પોતાના પત્રનો ફેલાવો અયોગ્ય રીતે કરે છે તે, તેમ જ વિધુર સગાને સુખી કરવા માટે વિધવા કાકી મામીઓ પોતાના વળની છોકરીઓને ઠેકાણે પાડવા વિધુરની પાછળ કેવાં પડે છે અને તેને કેટલો હેરાન કરે છે અને કેવાં હાસ્યાસ્પદ બને છે તે, ગામડાંમાં ઉછરેલી સ્ત્રીને શહેરનું વાતાવરણ કેવું ગૂંગળાવી નાખે છે તે તેમ જ શહેરના ખર્ચથી, મંદવાડથી બેજાર બની ગામ

ચાલ્યા જવા પતિને વિનવે છે પરંતુ અભ્યાસમાં ચળકતા સિતારા જેવા પતિને સાંસારિક મુશ્કેલીઓને લીધે ગામમાં જવું પાલવે એમ નથી, તેથી ગમે તેવું પણ શહેરી જીવન જીવવું પડે છે તે; પ્રજાના પ્રતિનિધિ થવાને દ્રવ્યનો નિરર્થક વ્યય કેવો થાય છે; ધનિકો ખુરશી શોભાવવા માટે કેવા આંધળા ખર્ચ કરે છે અને સ્વાર્થી પુરુષો તેમને ચડાવી કેવા નીચોવે છે અને આખરે મૂર્ખ બનાવે છે તે, સાહિત્ય શું ? એટલું પણ નહિ જાણનારા અજ્ઞાન ધનિકો પાસે પૈસા ઓકાવવા સાહિત્ય સભાના સંચાલકો કેવા કેવા દાવો ફેંકે છે એ ધનિકો સમજે છે; પરંતુ મોટાભા બનવાનો મોહ છોડી શકતા નથી અને વગર ખપની કુળધામાં કેવા સપડાય છે તેમ જ ધનિકો પાસે માગણી કરનારા પણ કેટલા કેટલા આવે છે તે, અને છેલ્લે ત્રિયારાજમાં પુરુષોની દશા કેવી હોય અને હાલમાં સ્ત્રીઓ જે લડત સમાન હક્ક માટે લડી રહી છે તે સમયમાં પુરુષો લડતા હોય એવો પ્રસંગ ચીતરી રાજસભાનું રમુજી દશ્ય બહુ સુંદર રીતે રજૂ કર્યું છે. આ બધું ખાસ વાંચવા લાયક અને બોધદાયક છે. શાળા તેમ જ પુસ્તકાલયોમાં ખાસ ઉપયોગી હોઇ જુદા જુદા પ્રશ્નોના મુદ્દાઓ સહેલાઇથી સમજી શકાશે. બહુ નીચલા થરના વાચકો માટે આ પુસ્તક નથી. છપાઈ, શૈલી, કાગળ, વગેરે સારું છે.

**૨૧. અમારા ગુરુદેવ**—લેખકઃ શ્રી. સુશીલ ( ભીમજી હરજીવન ગણાત્રા ); પ્રકાશકઃ દીપચંદ બાંઠીઆ, મંત્રી, શ્રી. વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા શરાફા, ઉજ્જૈન ( માળવા ); ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૩૧+૨૧૫; કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

ઉપરોક્ત ગ્રંથમાળાનું આ ૫૫ મું પુસ્તક છે. એમાં ભાઇ સુશીલે, પોતાનાં કાશી યશોવિજયજી પાઠશાળામાં તેમ જ તેમના બંગાળા વિહારમાં પૂજ્ય ગુરુદેવશ્રી વિજયધર્મસૂરીશ્વર જોડે ગાળેલા દિવસોનાં તેમ જ આચાર્ય મહારાજના ગુણ, ચાતુર્ય, ગંભીરાઈ, વાક્પટુતા, તેમ જ પ્રતિભા વગેરેનાં આબેહૂબ વર્ણનો સંગહિત કર્યાં છે. આચાર્યશ્રીની વિદ્વત્તાને લીધે, ડૉ. ટેસીટોરી વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો પણ તેમની મુલાકાત લેવા ચૂકતા નહિ. જૈનો તેમ જ જૈનેતરો પણ એમના તરફ પૂજ્યભાવ ધરાવતા અને એમનું યોગ્ય સન્માન કરતા. શ્રીમાન કાશીનરેશ જેવા સનાતની રાજવી ઉપર પણ એમની છાપ બહુ સારી પડી હતી. એમના અથાગ પરિશ્રમને જ કારણે યશોવિજયજી પાઠશાળા, કાશીમાં એક આદર્શ સંસ્થા ગણાતી હતી. પોતે શિષ્યોને ભણાવતા, નાણાં એકઠાં કરતા અને શિષ્યો ઉપર સીધી દેખરેખ રાખતા. આવા શિષ્યો તૈયાર કરી એમના દ્વારા જૈન કોમની ધાર્મિક, નૈતિક અને સામાજિક ઉન્નતિ કરવાની ધારણા હતી; પરંતુ એઓ બનારસથી ગયા પછી એ સંસ્થા મૃતપ્રાય થઇ ગઇ. એ સંસ્મરણો સાચવી રાખવા ભાઇ સુશીલે જાત્યનુભવ આમાં પ્રગટ કર્યો છે. પુસ્તક જૈનોએ તેમ જ જૈનેતરોએ પણ વાંચવા અને મનન કરવા યોગ્ય છે. આચાર્યશ્રીનું સંપૂર્ણ જીવનચરિત્ર તો એમના અનન્ય શિષ્ય અને ભક્ત શ્રીમાન્ વિદ્યાવિજયજી મહારાજે અલાયદા પ્રસિદ્ધ કર્યું છે. તેમ આ પુસ્તકમાં ' આમુખ 'માં એમણે ગુરુદેવને માનભરી અંજલિ અર્પી તેમની ગહનતા, વિચારશીલતા, વિદ્વત્તા, વિશાળ દષ્ટિ વગેરેનો સારો પરિચય કરાવ્યો છે. આ પુસ્તકની વિશિષ્ટતા તો એ છે કે ભાવનગરવાળા શ્રી. વિઠ્ઠલરાય મહિપતરાય મહેતા જેવા સનાતની વિદ્વાને પણ ગુરુદેવને ભાવભીની અંજલિ અર્પી છે. કાગળ, છપાઇ, રૂપરંગ, વગેરે ઉત્તમ છે.

**૨૨. શયતાન** ( મહાત્મા ટૉલ્સ્ટૉય કૃત )—અનુવાદકઃ માણેકલાલ ગોવિંદલાલ જોશી:

પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદ, પૃષ્ઠ ૧૧+૧૨૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૦-૦.

મહાત્મા ટૉલસ્ટૉયની આ કૃતિનો એક અનુવાદ 'પ્રેમનો દંભ' એ નામે પ્રસિદ્ધ થઇ ચૂકી છે; એટલે અનુવાદકે પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે આ બીજો અનુવાદ છે. એમાં એમના પોતાના સમયના રશિયન સમાજના જાતીય સંબંધો વિષે વિવેચન તેમ જ અનુવાદકના લખવા પ્રમાણે કાઉન્ટ ટૉલસ્ટૉયના પોતાના જીવનનો એક પ્રસંગ એમણે ખુબીથી વર્ણવ્યો છે. યુજીન ઇર્ટિનેવ નામનો યુવક કાયદાની ઊંચી પરીક્ષા પસાર કરી પોતાના પિતાના અવસાન પછી માતાનું મન સાચવી, દેવું પતાવતાં જે બાકી રહ્યું તે સર્વનો વહિવટ જાતિ-દેખરેખ નીચે કરે છે. જુવાનીમાં શ્રીમંતોમાં બને છે તેમ, એણે પોતાના ગામની એક સુંદર સ્ત્રી સાથે પ્રેમસંબંધ બાંધ્યો હતો. પોતાની તબીઅત માટે એની જરૂર છે એમ મનને સમજાવી મોજમજાહ માની રહ્યો હતો. છેવટે માતાની મરજીને આધીન થઇ એકલીઝા એનેસ્કાયા નામની સુંદર કુમારિકા સાથે પરણ્યો હતો અને પોતાની પત્નીને વફાદાર રહેવા એણે મનથી નિશ્ચય કર્યો. બન્ને વચ્ચે પ્રેમ ઘણો હતો, પરંતુ સ્ટિપેન્ડા વખતોવખત અચાનક મળતાં એને આકર્ષતી. આકર્ષણ ઘણું હતું. છતાં એ મક્કમ હતો પરંતુ માતા તથા સાસુના વિખવાદને લીધે એ જાગીરમાં ફરતો અને ત્યાં એને સ્ટિપેન્ડા જ નજરે પડતી. આખરે એને છોકરો થાય છે પરંતુ લીઝા પતિની બેચેની પારખી જઇ મુંઝાતી હતી. યુજીનીએ પણ પોતાના હૃદય ઉપરનો કાબુ જતો રહેશે એવી ધાસ્તી લાગતાં પોતાના કાકાની મદદ માગી પરંતુ એટલામાં પોતે લીઝાને દ્રોહ કરે છે એવી ખાતરી થતાં એ લીઝાને ગોળી મારી, મારી નાખે છે. અથવા તો પોતે એક ચિઠ્ઠીમાં હકીકત લખી આપઘાત કરે છે. અંત કરુણ છે પરંતુ ગમે તેવા દૃઢ હૃદયના આદમીને પોતાના નિશ્ચયને વળગી રહેતાં કેટલું સહેવું પડે છે તે આ વાર્તા ઉપરથી બહુ સરસ સમજાય છે.

મહાન ટૉલસ્ટૉયની કૃતિ તરીકે એ વિખ્યાત તો છે જ એટલે એનો અનુવાદ પણ આદરને યોગ્ય છે. પુખ્ત ઉંમરના વાચકો માટે એ યોગ્ય છે. બાળકોના હાથમાં આ પુસ્તક જવા ન દેવું એવો મારો અભિપ્રાય છે. મનની દૃઢતા, સંયમ અને એકપત્નીત્વ વગેરેનો સારો બોધ આ પુસ્તક આપે છે. છપાઇ, કાગળ, બાંધા વગેરે સુંદર છે.

૨૩. વેણુનાદ—લેખક: ગોવિંદભાઇ રા. અમીન; પ્રકાશક: કર્તા પોતે, ૧૧, શારદા સદન, મુંબાઇ ૭; ૧૯૪૧; સચિત્ર કાચું પૂઠું; પૃષ્ઠ ૮૧; ક્રાઉન ૧૬ પેજી કદ; મૂલ્ય રૂ. ૦-૧૪-૦ ( ચૌદ આના )

આમાં નં. ૧૮૨૦; દારૂડો ગગરો, દયાશંકર, કાળી રાત, વેણુનાદ એ નામનાં ૫ નાટકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. લેખક મહાશયનું આ ૩ જું પુસ્તક છે. આમાંનાં બે નાટકો 'માનસી'માં તેમ જ એ 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થએલી વાર્તા ઉપરથી અગાઉ પ્રસિદ્ધ થઇ ગયાં છે. આમાં ભાઇ ગોવિંદભાઇએ સામાજિક ત્રુટિઓ ચર્ચી છે. નં. ૧૮૨૦ માં શરતમાં ઇનામ લાગેલી ટિકિટ ચોરવા સંબંધી રમુજી વાર્તા નાટકરૂપે છે. ક્રાફભાઇ અને રૂક્મણી પોતાની જ હોંશીઆરીનાં ભોગ બને છે અને મગનજી અને સરસ્વતી આખરે પોતાની

ટિકિટ મેળવવામાં ફતેહ પામે છે. ' દારેલા ગગરા 'માં લોભ અને વ્હેમનાં માઠાં પરિણામ જણાવ્યાં છે. ' દયાશંકર 'માં ધનિકો ગરીબ માણસ તરફ કેટલાં વહેમી અને જુલમી થઇ શકે છે તે શિક્ષકના પ્રસંગથી જણાય છે. હાર ધીરુભાઇ આપે છે પરંતુ તે ત્રાસ અને બેઆબરૂ થવાની બીકે. શિક્ષક દયાશંકરનો જીવ જાય છે. ત્યારપછીના કારણ કે એઓ બહાર ગયા હતા અને એમનાં શ્રીમતીએ પોતાનું પાણી જણાવ્યું હતું. પોતાની બેદરકારીનો ભોગ બિચારો પંતુજી બન્યો. ' કાળી રાત 'માં સંજોગોનો વિચાર કર્યા વિના પતિપત્નીનું એક-બીજા પ્રત્યેનું વૈમનસ્ય આખરે કરુણાંતમાં પરિણમે છે. ' વેણુનાદ 'માં ધર્મની અંધશ્રદ્ધા તેમ જ છોકરા વહુની નિષ્કાળજીને પરિણામે માતા ' વેણુનાદ 'ની ધૂનમાં વરસતે વરસાદે દૂર ને દૂર ચાલી જાય છે. આખરે ટાઢમાં ઠુઠવાઇ મરી ગયો અને પટેલ અને અન્ય ગામ અધિકારીઓ પુત્ર પાસે દમદાટીથી પૈસા પડાવે છે. નાટકોમાં વિવિધતા તેમ જ દરરોજ સમાજમાં જણાતાં અનિષ્ટો સંબંધી ઉહાપોહ કરવામાં આવ્યો છે. નાટકો ટૂંકાં, સરળ અને બોધક છે. કાગળ, છપાઇ, બીબાં વગેરે સારાં છે.

**૨૪. સાહિત્યદૃષ્ટાને**—લેખક તથા પ્રકાશકઃ શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી; પ્રૉફેસર બહાઉદ્દીન કૉલેજ, જૂનાગઢ. ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૧૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૧૨–૦

ગુજરાતીના અધ્યાપક તરીકે સાહિત્યનાં વિવિધ અંગોનો અને સાહિત્યસર્જકોનો કરવો પડેલો વિચાર તથા કૉલેજના વૃત્તપત્રના તંત્રી તરીકે લખેલા લેખોનો આ સંગ્રહ અધ્યાપકે પ્રસિદ્ધ કરી એમના અભ્યાસનો તેમ જ સરળ શૈલીનો અને ભાષાજ્ઞાનનો આપણને પરિચય કરાવ્યો છે. લેખો તથા પત્રો પત્રરૂપે જ છે. લેખોમાં વિવિધતા છે. વિષયો પણ ચૂંટી કાઢેલા છે અને બીજા ખંડ વ્યક્તિપરિમલમાં, વિદ્વાન લેખકો અર્વાચીન અને આધુનિક સંબંધી પોતાની સમીક્ષા આપી છે. ગુજરાતી સાહિત્યની જરૂરીઆતો પણ આમાં લેખકે સ્વતંત્ર રીતે ચર્ચી છે. એમના વિચારો તથા લેખો સ્વતંત્ર અને મૌલિક છે. વિદ્વાનોએ આ પુસ્તક વખાણ્યું છે. ગુજરાતી ભાષાના અભ્યાસકને તો આ પુસ્તક ખાસ ઉપયોગી છે. વિદ્યાર્થીઓને તો એના વિના ન ચાલે એ સ્વાભાવિક છે. કિંમત માફકસર છે. કાગળ, છપાઇ વગેરે ઉત્તમ છે. બે ખંડોમાં મળી ૯+૭=૧૬ લેખો સને ૧૯૩૮ થી ૧૯૪૧ સુધીમાં પત્રોરૂપે લખાયલા તે આમાં છે.

**૨૫. રાધિકા**—લેખકઃ ' અજ્ઞાત '; પ્રકાશકઃ ચંદુલાલ લ. વોરા, કલ્યાણ પ્રકાશન મંદિર, રમકડા મારકીટ, અમદાવાદ, ૧૯૪૧; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૧૨૮; મૂલ્ય રૂા. ૧–૮–૦

' કલ્યાણ ' ગ્રંથાવલિનું આ ૩ જું પુસ્તક એક નવલકથા છે. વિષય સામાજિક હોઇને મિશ્ર શાળામાં બને છે તેમ રમાકાન્ત નામનો ગરીબ માબાપનો છોકરો રાધિકા નામની ધનિક કન્યાના પ્રેમનું પાત્ર બને છે. માબાપ વિરુદ્ધ છે; ખાસ કરીને પિતા; મેટ્રિકમાં પાસ થતાં રાધિકા એને પોતાને ઘેર લઇ જાય છે અને પછી એની જોડે રમાકાન્તને ઘેર જાય છે. રમાકાન્ત ચાલાક અને હોંશિયાર હોવાથી આગળ ભણવા ઇચ્છે છે, પરંતુ પિતા ના પાડે છે અને રમાકાન્ત ઘર છોડે છે. રમાકાન્તનો મિત્ર દિનેશ તથા તેની પત્ની સુધા એને પોતાને ઘેર રાખે છે અને સુધા એની બહુ બરદાસ્ત કરે છે. આખરે એ કૉલેજમાં ભણી પરવારી

નોકરી લે છે અને રાધિકા જોડે પરણે છે. મેજિસ્ટ્રેટની નોકરી મળે છે. અને પોતાના જ ગામમાં ન્યાયાધીશ થાય છે. પરંતુ કલબ વગેરે સ્થળે એક ઉષા નામની યુવતીના સંસર્ગમાં આવે છે અને એ મોહ એટલો બધો વધી જાય છે કે રમાકાન્ત ઉષાને પરણી રાધિકાને નિરાધાર બનાવે છે. રાધિકાની ઇચ્છા રાખનાર એ જ ગામના ધનિક વિશ્વામિત્ર શેઠનો કુલાંગાર પુત્ર રામદત્ત રાધિકાની નિરાધાર દશા જોઇ એને ફસાવવા ઇચ્છે છે; પરંતુ સુધાની હિંમત તથા સમયસૂચકતાથી રામદત્ત પાછો પડે છે અને એના મળતીઆ સાથે પોલિસમાં પકડાય છે. વિશ્વામિત્ર શેઠ લાંચથી દિનેશ તથા સુધાને પોતાને હાથ કરવા મથે છે. પરંતુ તેમાં ફાવતા નથી અને બેઆબરૂ બની પાછા જાય છે. સુધા એમને ખૂબ ઉધડા લે છે. રમાકાન્ત પાસે કેસ હોવાથી એને મળવા જાય છે પરંતુ એ ન મળવાથી ઉષાને રૂપીઆ આપી પોતે ચાલ્યા જાય છે. રમાકાન્ત આ જાણી ગુસ્સે થાય છે અને ઉષાથી કંટાળેલો રાધિકાને જોવા જવા તૈયાર થાય છે તેને પણ ઉષા અટકાવે છે. છેવટે બન્ને વચ્ચે અણુબનાવ થાય છે અને દિનેશ એને સમજાવીને રાધિકા મૃત્યુશય્યા પર છે ત્યાં લઇ જાય છે. ભારે પગે ત્યાં જઇ રમાકાન્ત રાધિકાને મળે છે. અને છેવટે પતિના ખોળામાં વફાદાર પ્રેમી પત્ની સ્વર્ગમાં સંચરે છે.

પુરુષોની ભ્રમર જેવી સ્થિતિ પર પ્રહારો ઉપરાંત સ્ત્રીઓની પતિપરાયણતા ઉપર પ્રશંસાના ઉદ્‌ગારો વર્ષાવ્યા છે. વાર્તા વાંચવા લાયક તથા બોધક છે. સામાજિક ચિત્ર આબેહૂબ છે.

**૨૬. આબુ ભાગ ૨ જો**—સંગ્રાહક, સંપાદક વગેરે મુનિરાજ શ્રી. જયન્તવિજયજી; પ્રકાશકઃ દીપચંદ બાંઠીઆઃ મંત્રી, શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા શરાફા, ઉજ્જૈન ( માળવા ); ૧૯૩૮; પૃષ્ઠ ૧૨૦+૬૪૦; પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩-૦-૦.

ઉપરોક્ત ગ્રંથમાળાનું આ ૪૦મું પુસ્તક છે. પ્રથમ ભાગ 'આબુ-એક વર્ણન' સને ૧૯૩૩ માં ૧ લો ભાગ પ્રસિદ્ધ થયા પછી ૬ વર્ષે આ ભાગ પ્રસિદ્ધ થયો છે. એ વિલંબનું કારણ પ્રકાશકે પોતાના નિવેદનમાં આપેલું છે. કર્તાની માંદગી તેમ જ અન્ય પ્રતિકૂળતા આને માટે જવાબદાર જણાય છે. પહેલા ભાગમાં આબુની સવિસ્તર વર્ણનાત્મક માહિતી આપેલી છે ત્યારે આ ભાગમાં ૬૬૪ શિલાલેખો મૂળ તથા ગુજરાતી ભાષાંતર અને ટિપ્પણ સાથે આપવામાં આવ્યા હતા. આ પુસ્તકની વિશિષ્ટતા એ છે કે કર્તાએ જાતે આ બધી માહિતી જાતઅનુભવથી મેળવેલી છે એટલે એમાં અશુદ્ધતા નથી. જ્યારે અગાઉ સં. ૧૯૮૨ માં મુનિશ્રી જિનવિજયજીએ પ્રસિદ્ધ કરેલા ૨૦૮ લેખો સંગ્રહિત તથા અન્ય પાસેથી મેળવેલા હોવાથી એમાં અશુદ્ધિ રહી ગઇ હતી, એમ પ્રસ્તુત પુસ્તકના કર્તા કહે છે. કુલ ૬૬૪ શિલાલેખોમાં ૫૬૫ લેખો સંવતવાળા, ૧૧ લેખો સંવતના માત્ર બે જ આંકડાવાળા અને બાકીના ૮૮ સંવત વિનાના છે. મંદિરમાં મૂર્તિઓની બેઠકની બન્ને બાજુએ તેમ જ પાછળના ભાગમાં લેખો છે. એ સિવાય મૂર્તિ, પદ્માસન, બારસાખ, ચોકી, ટોડલા, દિવાલો, છતો, થાંભલા અગર જ્યાં દેખાયા અને વંચાયા ત્યાંથી લેવાયા છે. આટલા બધા એક જ સ્થળના લેખો સામટા જાળવી રાખવાનો આ સ્તુત્ય પ્રયાસ છે તે ઇષ્ટ છે. સંશોધકો તેમ જ અભ્યાસીઓને એ બહુ અનુકૂળ થઇ પડશે. લેખો ઉપરાંત તેની જરૂર પડે ત્યાં સ્પષ્ટતા ખાતર ટિપ્પણીઓ પણ આપી છે. એ ઉપરાન્ત 'ગામો, ગચ્છો તથા અમુક અમુક વ્યક્તિઓના સંબંધમાં ૧૭૯ ટિપ્પણીઓ તથા ૧૭ વંશવૃક્ષો પણ અત્રે પ્રસિદ્ધ કર્યાં છે. વિસ્તૃત 'વક્તવ્ય'માં

પુસ્તકની જન્મકથા, અવલોકન, લેખોની વિશેષતાઓ, પ્રકાશનપદ્ધતિ વગેરે ઉપર ઠીક સમજૂતી આપી છે. જૈન લેખો તથા શિલ્પશાસ્ત્રના અભ્યાસકોને આ પુસ્તક બહુ ઉપયોગી થઈ પડશે. અનુક્રમણિકાઓ પણ જુદી જુદી આપી છે.

આ ગ્રંથ પ્રગટ કરવામાં લેખકે અથાગ શ્રમ-મહેનત અને ઉત્સાહ બતાવેલાં છે, એ માટે મુનિશ્રી જયંતવિજયજીને ધન્યવાદ. ઇતિહાસસંશોધકોને અને ખાસ કરી ગુજરાતના ઇતિહાસના સંશોધકોને તો આ પુસ્તક ઘણું જ આવકારદાયક થઈ પડશે.

જૈન કોમના વાચકોને તો આ પુસ્તક બહુ ગમશે.

**૨૭. ગ્રામિઝમ ( ગ્રામવાદ )**—મૂળલેખક: રામરાય મોહનરાય મુનશી, અનુવાદક: મંજુલાલ સાકરલાલ દેસાઈ, પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; ૧૯૪૧; સચિત્ર આચ્છાદનવાળું બોર્ડપટીનું પૂઠું; પાનાં ૨૦+૨૭૦; મૂલ્ય રૂ. ૩ ૦-૦.

ભાઈ રામરાયે મૂળ પુસ્તક અંગ્રેજીમાં લખેલું તેનો આ અનુવાદ નવચેતન સાહિત્ય મંદિરના સંચાલકો તરફથી ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ૩૦ મા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે. વકીલાતના ધંધામાંથી તેમ જ ખેડૂતમંડળના કાર્યમાંથી સમય મેળવી પોતાના પ્રિય વિષય ગ્રામવાદ ઉપર આવું સુંદર પુસ્તક લખવા બદલ ભાઈ રામરાયને અભિનંદન ઘટે છે. આખો વિષય બહુ ઝીણવટથી એમણે છણ્યો છે. વ્યાખ્યાથી માંડી વિગ્રહ, કામદારો, સ્ત્રીઓ અને મહાયુદ્ધ સુધીનાં ૮ પ્રકરણોમાં આ પુસ્તક વહેંચાયલું છે. શ્રીમતી વિદ્યાબહેન તથા આચાર્ય આનન્દશંકરભાઈની પ્રસ્તાવના આ પુસ્તકની પ્રશંસા પૂરી પાડે છે. છેક રામાયણ તથા મહાભારતના યુગથી માંડી ચાલુ સમય સુધીની ગ્રામવાદની ઓળખ તથા તેને ખમવા પડેલા અને ખમવા પડતા પ્રહારો, અડચણો તેમ જ ગામલોકોએ શું કરવું જોઈએ વગેરે બાબતો આમાં વિસ્તારથી વર્ણવી છે. ભાઈ રામરાયના ત્રીસ વર્ષના અથાગ શ્રમ, ઉત્સાહ અને પ્રેરણાનું આ ઉત્તમ ફળ છે. નૂતન ગ્રામ કેવું હોય, તેની સરકાર શું કરે, ગ્રામવેદ અને આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા વગેરે બાબતો બહુ ઉપયોગી માલુમ પડશે.

**ના. ચં. દીવાનજી**

---

[ સાંધણ પૃ. ૮૦નું ]

**૧૮ પ્રતિજ્ઞા**—લેખક: શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી; પ્રકાશક: ગુજરાતી પંચ ઑફિસ, ગાંધીરોડ, અમદાવાદ, મૂલ્ય રૂા. ૨–૦-૦

**૧૯ સ્વાતિ**—લેખક: શ્રી. કોલક; પ્રકાશક: લાલભાઈ મગનલાલ દેસાઈ, કવિતા કાર્યાલય, નેહેરુ રોડ, વિલેપાર્લે, મૂલ્ય દોઢ.

**૨૦ નફાકારક હુન્નરો**—ભા. ત્રીજો. સંપાદક અને પ્રકાશક: મૂળજી કાનજી ચાવડા; સિનુગરા-અંજાર-( કચ્છ ) મૂલ્ય રૂા. ૩ ૦-૦

**૨૧ કીર્તિ**—લેખક: શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા; પ્રકાશક: ગુણસુન્દરી કાર્યાલય, રાવપુરા, વડોદરા. મૂલ્ય રૂા. ૨-૦-૦

**૨૨ દહીંવડાં**—લેખક: શ્રી. હિંમતલાલ મર્યંક, પ્રકાશક: નવચેતન સા. મંદિર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય ૦-૬-૦



## ગુજરાતી સાહિત્ય પરિષદનાં પુસ્તકો

૧ ઐતિહાસિક સંશોધન - સં. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, મૂલ્ય રૂા. ૫-૦-૦
૨ હૈમ સારસ્વત સત્ર—અહેવાલ અને નિબંધસંગ્રહ; મૂલ્ય રૂા. ૩-૦-૦
૩ ગુ. સાહિત્ય પરિષદ સંમેલન–૧૩ મું અધિવેશન—અહેવાલ અને નિબંધસંગ્રહ; મૂલ્ય ૪-૦-૦
૪ પરિષદપ્રમુખોનાં ભાષણો—મૂલ્ય ૪-૦-૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ તરફનાં

૫ સોરઠી બહારવટિયા–ભા. ૨ જો—સંપાદક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; રૂા. ૨-૦ ૦
૬ કંકાવટી—સંપાદક ઉપર મુજબ, મૂલ્ય ૦-૧૨-૦
૭ જનપદ ભા. ૨ જો—લેખક: શ્રી. મનુભાઈ જોધાણી; મૂલ્ય ૦-૧૨-૦
૮ આનંદરાત્રિ અને બીજી વાતો—લેખક: શ્રી. ધૂમકેતુ; મૂલ્ય ૦-૩-૦
૯ વિલોચના—લેખક શ્રી. ચુનીલાલ વ. શાહ; મૂલ્ય રૂા. ૩-૦-૦
૧૦ ઈશ્વરનો ઇન્કાર—( નવી આવૃત્તિ ) લેખક: શ્રી. નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ; મૂલ્ય રૂા. ૧-૮-૦
૧૧ પરિમલ—લેખક: શ્રી. રમણીકલાલ જ. દલાલ; મૂલ્ય રૂા. ૨)
૧૨ વિદ્યાર્થી વાચનમાળા—( શ્રેણી પાંચમી ) મૂલ્ય સેટના રૂા. ૨-૪-૦

## એન. એમ ઠક્કરની કંપની–મુંબઇ તરફનાં

૧૩ ફુલવતી—મૂળલેખક: શરદ્‌બાબુ; અનુ. શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂા. ૨-૦-૦

## નવજીવન પ્ર. મંદિર–અમદાવાદનાં

૧૪ Constructive Suggestions—By Babu Rajondra Prasad; મૂલ્ય ૦-૪-૦

## આર. આર. શેઠની કંપની-મુંબઇનાં

૧૫ રામકહાણી—લેખક: શ્રી. ગુણવંતરાય આચાર્ય; મૂલ્ય રૂા. ૩-૦-૦
૧૬ વીરાંગનાની વાતો-ભા. ૨ જો—લેખક: શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા; મૂલ્ય રૂા. ૩-૮-૦

## અન્ય પ્રકાશનો

૧૭ સ્વર્ગોનું દોહન—સં. વડોદરા રાજ્ય પુ. મંડળ; પ્રકાશક: પુસ્તકાલય સ. સ. મંડળ લિ. પો. બો. ૧૦, રાવપુરા, વડોદરા, મૂલ્ય રૂા. ૧-૮-૦

[ સાંધણ પૃ. ૭૯ને છેડે ]

# આસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
| --- | --- | --- | --- | --- |
| કિશોર | ૬ | ૯–૧૦ | સપ્ટે. ઑક્ટો. | ૧–૧–૪૧ |
| કુમાર | ૧૯ | ૧ | ફેબ્રુઆરી | ૨૭–૧–૪૨ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૩૦ | ૬ | ફેબ્રુઆરી | ૨– .–૪૨ |
| ગુણસુન્દરી | ૩૫ | ૨ | ફેબ્રુઆરી | ૧–૨–૪૧ |
| ગ્રામજીવન | ૧૨ | ૭ | ફેબ્રુઆરી | ૧–૨–૪૨ |
| ઘરશાળા | ૨ | ૬ | જાન્યુઆરી | ૧૨–૧–૪૨ |
| ચરોતર | ૧૨ | ૨ | જાન્યુઆરી | ૧૬–૧–૪૨ |
| ચિત્રમય જગત | ૨૭ | ૧૨ | ફેબ્રુઆરી | ૪–૨–૪૨ |
| નવચેતન | ૩૮ | ૫ | ફેબ્રુઆરી | ૧–૨ ૪૨ |
| નવરચના | ૬ | ૯ | ડિસેમ્બર | ૨૪–૧૨–૪૧ |
| પાટીદાર | ૧૯ | ૪ | માઘ | ૨૬–૧–૪૨ |
| પ્રસ્થાન | ૧૭ | ૩ | પોષ | ૧૦–૨–૪૨ |
| બાલજગત | ૪ | ૨ | ફેબ્રુઆરી | ૧–૨·૪૨ |
| બાલજીવન | ૨૨ | ૪ | ફેબ્રુઆરી | ૮–૨–૪૨ |
| બાલમિત્ર | ૨૧ | ૭ | ફેબ્રુઆરી | ૨–૨–૪૨ |
| બાલસખા | ૫ | ૯ | ફેબ્રુઆરી | ૧–૨–૪૨ |
| બાળક | ૨૦ | ૨ | ફેબ્રુઆરી | ૧–૨–૪૨ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૪ | ઑક્ટો.–ડિસેમ્બર | ૨૬–૧૨–૪૧ |
| યુવક | ૧૨ | ૧ | ફેબ્રુઆરી | ૧૦–૨–૪૨ |
| રેખા | ૩ | ૭ | ફેબ્રુઆરી | ૩૦–૧–૪૨ |
| વૈદ્યકલ્પતરુ | ૪૭ | ૨ | ફેબ્રુઆરી | ૬–૨–૪૨ |
| વ્યાયામ | ૨૭ | ૪ | જાન્યુઆરી | ૧૫–૧–૪૨ |
| શારદા | ૩૬ | ૪ | જાન્યુઆરી | ૧૫–૧–૪૨ |
| શિક્ષણ અને સાહિત્ય | ૩ | ૫ | ફેબ્રુઆરી | ૧–૨ ૪૨ |
| સુવાસ | ૪ | ૧૦ | ફેબ્રુઆરી | ૯ ૨–૪૨ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૫ | ૨ | નવે. ડિસે. જાન્યુ. | ૧૦–૧–૪૧ |
| સ્ત્રીબોધ | ૮૬ | ૨ | ફેબ્રુઆરી | ૩–૨–૪૨ |
| સ્કાઉટવીર | ૧૧ | ૧૨ | ડિસેમ્બર | ૧૫–૧૨–૪૧ |

# સ્વ. મો. ન. અમીન સા. ની ત્રીજી સંવત્સરી

સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબની ત્રીજી સંવત્સરી વડોદરાના કમાટી બાગમાંના રામજી મંદિરમાં સ્વર્ગસ્થે સ્થાપેલા ચરોતર બોર્ડિંગ હાઉસમાં તા. ૧-૨-૪૨ ને રવિવારના રોજ રાજમિત્ર શ્રી. ભાઇલાલભાઇ અમીનના પ્રમુખપદે ઉજવવામાં આવી હતી.

સદ્ગતને અંજલિ અર્પવા ચરોતર બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થીઓ ઉપરાંત ગૃહપતિ અને શહેરના સંભાવિત ગૃહસ્થોની સારી હાજરી હતી; જેમાં રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ, વડોદરા શહેર સુધરાઈ અને પ્રાંત પંચાયતના પ્રમુખ શ્રી. મગનભાઇ શંકરભાઇ, એલેમ્બીકવાળા રાજમિત્ર શ્રી. ભાઇલાલભાઇ અમીન, શ્રી. તુળસીભાઇ બ. અમીન, વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ શ્રી. છોટાભાઇ સુતરિયા અને મહામંત્રી તથા મંત્રી શ્રી. પ્રાણલાલ મુનશી અને શ્રી. ચુનીલાલ શાહ ઉપરાંત ધારાસભાના કેટલાક લોકનું સભ્યો અને પુસ્તકાલયપ્રવૃત્તિમાં કામ કરનારાઓ ખાસ હતા.

છાત્રાલયના ચોગાનને એક સુંદર મંડપાકારે સજાવામાં આવ્યો હતો. પ્રમુખના સ્થાન નજીક જ સ્વ. ની યાદને તાજી કરતી છબિ હતી અને પ્રમુખશ્રીની સામે તેમ જ બન્ને બાજુએ સ્વર્ગસ્થ પ્રત્યે માન-મમતા ધરાવનારાઓએ બેઠક લીધી હતી.

પ્રમુખશ્રીની વરણીનો વિધિ થઇ જતાં તેઓશ્રીએ પ્રમુખસ્થાન લીધું હતું.

શરૂઆત એક વિદ્યાર્થીએ " મંગલ મંદિર ખોલો " એ પ્રાર્થનાથી કરી હતી. બાદ છાત્રાલયના ગૃહપતિ અને ચ. વિ. સ. સ. મં. લિ. ના સહમંત્રી શ્રી. વાઘજીભાઇએ ટૂંક નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

મંત્રીનું નિવેદન થઇ રહેતાં સ્વર્ગસ્થનું જીવનચરિત્ર લખનાર શ્રી. પુરુષોત્તમદાસ શાહે સ્વર્ગસ્થના કેટલાક જીવનપ્રસંગો કહી સંભળાવ્યા હતા, જેની શરૂઆતમાં વક્તા કંઇક લાગણીપ્રધાન બનતાં ગળગળા થઇ ગયા હતા. આ પ્રસંગોમાંના કેટલાક તો બિલકુલ કોઇને નહિ જાણવા મળેલા તેવા હતા. વક્તાએ સ્વર્ગસ્થને " અનુપમ " જણાવ્યા હતા. અર્થાત્ ઇશ્વર કે કોઇ મહાપુરુષને લગાડવામાં આવે તેવાં બધાં વિશેષણો જુદી જુદી વ્યક્તિઓએ સ્વ. ના નામ સાથે જોડ્યા છતાં પોતે તો માત્ર ટૂંક જ વિશેષણ વાપર્યું હોવાનું જણાવ્યું હતું અને તે " નમ્ર પણ મહાન. "

શ્રી. શાહનું વક્તવ્ય પૂરું થઇ રહેતાં ચરોતર એજ્યુકેશન સોસાઇટિના મંત્રી શ્રી. ચંદુભાઇ પટેલ જેઓ આ પ્રસંગે હાજર હતા તેમણે તેમ જ વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. ચોકસીએ પણ ટૂંક વિવેચન કર્યું હતું.

બાદ સ્વ. ના તૈયાર થયેલા જીવનચરિત્રમાંથી છાત્રાલયના એક વિદ્યાર્થીએ થોડુંક વાચન કર્યું હતું.

છેલ્લે પ્રમુખશ્રીએ પોતે પણ સ્વર્ગસ્થના પરિચય દ્વારા મેળવેલા પ્રસંગોની યાદ આપી તેમની ન્યાસપદ્ધતિની પ્રશંસા કરી હતી અને પોતે પણ તેવું ન્યાસ આપવા પ્રેરાયાનો ઉલ્લેખ કર્યો હતો.

# મધ્યવર્તી પુસ્તકાલયમાં મુંબઇના ના. ગવર્નર

તા. ૧૯ મી જાન્યુઆરી ૧૯૪૨ ના રોજ મુંબઇના ના. ગવર્નર અને લેડી લુમ્લી વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતે પધાર્યા હતા. ને. ના. દીવાન સાહેબ પણ સાથે હતા. અહીં તેમનું વિદ્યાધિકારી શ્રી. મહેતા સાહેબે મધ્યપ્રવેશદ્વારે સ્વાગત કર્યું હતું. બાદ ને. ના. દીવાન સાહેબે શ્રી. ગ્યં. દિ. વાકનીસનું પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક તરીકેનું ઓળખાણ આપ્યું હતું.

મુલાકાતની શરૂઆતમાં વ્યવસ્થાપક સાહેબે મહેમાનોને પુસ્તકાલયનો આપ-લે વિભાગ બતાવ્યો હતો. અને જણાવ્યું હતું કે, આ મધ્યવર્તી પુસ્તકાલયનો વડોદરાવાસીઓ ઉપયોગ કરે છે અને તેનો ઉપયોગ કરવા માટે કોઇ જાતનું લવાજમ લેવામાં આવતું નથી. પુસ્તકાલયનો તમામ ખર્ચ સરકાર તરફથી પૂરો પાડવામાં આવે છે. આગળ ચાલતાં તેઓશ્રીએ પુસ્તકાલયના કામકાજનો વખત, તેમ જ રોજનાં આશરે ચારસો પુસ્તકોની આપ-લે અને કેટલોગ પદ્ધતિની વિગત સમજાવી હતી.

બાદ મહેમાનો પુસ્તકોની આલમારીઓવાળા ઓરડામાં ગયા હતા, જ્યાંની તાજગીની ભારે પ્રશંસા કરવામાં આવી હતી. લેડી લુમ્લીને ઊંચી બારીઓ અને સ્વચ્છ કાચની ફરસબંદી ખૂબ જ ગમી ગઈ હતી. આગળ ચાલતાં સૌ બીજે માળે ગયા હતા, જ્યાં ગુજરાતી–મરાઠી આકર ગ્રંથો ગોઠવાયેલા હતા. અહીં મે. રા. રા. વ્યવસ્થાપક સાહેબે આ ભાષાઓમાં સર્વ પ્રકારનું સાહિત્ય હોવાનો ઉલ્લેખ કર્યો હતો. લેડી લુમ્લીએ હિંદુસ્તાનની ભાષાઓમાં પ્રસિદ્ધ થતાં પુસ્તકોની સંખ્યા વિષે પૂછપરછ કરતાં મે. રા. રા. વ્યવસ્થાપક સાહેબે, ગુજરાતી–મરાઠી ભાષાનાં પુસ્તકોને લાગેવળગે છે ત્યાં સુધી, અંગ્રેજીમાં પ્રસિદ્ધ થતાં પુસ્તકોની વાર્ષિક ૧૬૦૦૦ ની સંખ્યાની સરખામણીમાં ૪૦૦ ગુણુ મળી શકે એમ જણાવ્યું હતું.

અહીંથી બધા રેફરન્સ વિભાગમાં ગયા હતા, જ્યાં વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસને લગતા નકશાઓ ટાંગવામાં આવેલા હતા. આ નકશાઓ તેઓએ રસપૂર્વક જોયા હતા અને કેટલાંક ચિત્રો જોઇ આનંદ વ્યક્ત કર્યો હતો. પછી સૌ બાલ પુસ્તકાલયના ખંડમાં ગયા હતા. અહીં તેઓ નામદારોનું ધ્યાન દીવાલ પરનાં રંગીન ચિત્રો તરફ આકર્ષ્યું હતું.

આ સ્થળે, મે. રા. રા. વ્યવસ્થાપક સાહેબે, રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત હોવાથી પુસ્તકાલયપ્રવૃત્તિનો મુખ્ય હેતુ બાળકોની સેવા પર ગુંથાયો હોવાનું જણાવ્યું હતું. અને શાળાશિક્ષકો આને લગતી નોંધ રાખતા હોવાની સમજૂત આપી હતી. અને રાજ્યમાં ૧૫ ગામોમાં આવાં ખાસ બાળ પુસ્તકાલયો હોવાની માહિતી આપી હતી.

ત્યાંથી સૌ બહારના વરંડામાં આવ્યા હતા, અને ફરતા પુસ્તકાલયની પેટીઓ જોઇ હતી. આ ઉપરાંત પુસ્તકાલયના જુદા જુદા વિભાગો પણ તેમને બતાવવામાં આવ્યા હતા. ત્યાંથી નીચે આવતાં સૌ મહિલા પુસ્તકાલયમાં ગયા હતા.

છેલ્લે, પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબે મહેમાનોને વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને લગતાં માર્ગદર્શક પુસ્તકો ભેટ આપ્યાં હતાં. અંતે, મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબે મહેમાનોને હારતોરા કર્યા હતા. અને તેઓશ્રી સાથે તેમજ વ્યવસ્થાપક સા. સાથે હસ્તધૂનન કરી વિદાય લીધી હતી.




### ૦ ૨૦ પુસ્તકાલય મંડળ

**બહાર પડી ગયું છેઃ**—સ્વ. શ્રી. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ **સ્વર્ગોનું દોહન'** સ્વર્ગસ્થની ત્રીજી સંવત્સરીને દિને બહાર પડી ગયું હોઇ નોંધાયલા હકોને મોકલાવી આપવાની તજવીજ ચાલે છે. ૫૦૦ ઉપરાંત પૃષ્ઠના આ દળદાર પુસ્તકની મત ગ્રાહકો માટે રૂ. ૧-૪-૦ તથા છૂટક લેનારને માટે રૂ. ૧-૮-૦ રખાઇ છે. સ્થાયી હક તરીકે નોંધાવવા સારૂ પુસ્તકની કિંમત ઉપરાંત રૂ. ૨) ડિપોઝિટના પુ. સ. સ. મંડળ . તરફ મોકલી આપવાની યોજના છે. ટપાલરસ્તે મંગાવવું હશે તો ટપાલખર્ચના -૫-૦ અલગ.

**પરિણામઃ**—તા. ૨૫-૧-૪૨ ના રોજ લેવા ઠરેલી શિષ્ટવાચનની ૨૧ મી પરીક્ષા વાઇ ગઇ હોઇ તેનો લાભ ૧૩૫ જણે લીધો હોવાનું જણાય છે. પરિણામ ઘણું કરીને ાર્ચના અંકમાં પ્રસિદ્ધ કરાશે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષાઃ**—સદર પરીક્ષા માટે જાહેર થયેલી ૭-૩-૪૨ ની તારીખ નક્કી છે. ઉમેદવારોને સ્થળ વગેરેની ખબર વ્યક્તિગત રીતે પહોંચાડવામાં આવશે.

**પુસ્તકાલયના આજીવન સભ્યો નોંધાયાઃ**—તા. ૨૧-૧-૪૨ ને દિવસે ઉજ- વાયલા પર્વણીદિને ખેરાળુના શ્રીયુત માધવલાલ પ્રહ્‌લાદજી ઓઝા તથા મણુંદના શ્રીયુત મોહનલાલ મગનલાલ જોશી પોતપોતાના પુસ્તકાલયના આજીવન સભાસદો તરીકે નોંધાયા છે. શ્રીયુત મોહનલાલ જોશીએ રૂ. ૫૧) આપ્યા છે.

### પુસ્તકાલયોને મદદ

**કબાટની ભેટઃ**—માથાસુળ તા. કડી ગ્રામ પુસ્તકાલયને માથાસુળના પા. પુંજાદાસ રણછોડદાસે સ્વપુત્રના લગ્નપ્રસંગે રૂ. ૨૦) સુધીનું કબાટ ભેટ કર્યું છે.

**સા. પુ. મહુવરિયા** ( તા. મહુવા ) ને દેસાઇ મગનલાલ પ્રાગજી તરફથી રૂા. ૨૦) રોકડા તથા તેમના પુત્ર વિનોદરાય મગનલાલ તરફથી રૂા. ૩૦-૧૨-૦ નાં પુસ્તકો.

**સા. પુ. માંગવાપાલ** ( તા. અમરેલી ) ને જુદી જુદી જનો તરફથી રૂા. ૧૦)

**સા. પુ. રૂણ** ( તા. પેટલાદ ) ને નવાગામ તા. પેટલાદના પટેલ શામળભાઈ જીવા- ભાઇ તરફથી રૂા. ૩૫) નું ઘડિયાળ, ૩) કાકા તળશીભાઇ ગુરુ રામજી કાકા તરફથી.

**સા. પુ. પાંચોટ** ( તા. મહેસાણા ) ના મકાનનો ઉદ્‌ઘાટનવિધિ મે. મહાલ વહીવટ- દારનાં હસ્તે થયો હતો. કહે છે કે આ ગામે આવો સમારંભ આ પહેલો જ હતો. આ પ્રસંગે પુસ્તકાલયને નીચે મુજબ મદદ મળી હતી. પા. અમથાભાઇ શવજીદાસ તરફથી ટેબલ નં.

રૂ. ૧૦) નું, પા. બેચરભાઇ કરસનદાસ તરફથી મોટું ટેબલ નં. ૧ રૂા. ૨૫) નું, શાહ શિવલાલ ખેમચંદ તરફથી ઘડીઆળ રૂ. ૧૫) નું, શાહ જેઠીદાસ રંગછોડદાસ તરફથી બાંકડો રૂ. ૧૩) નો, સ્વ. પા. લલ્લુભાઇ દેવકરણદાસ તરફથી બાંકડો રૂા. ૧૩) નો, પા. બેચરભાઇ રામદાસ તરફથી ખુરશી રૂ. ૫) ની, પા. શિવલાલ મોતીલાલ તરફથી ખુરસી રૂ. ૫) ની, પા. બબલદાસ પુરુષોત્તમદાસ તરફથી પેપરબોર્ડ રૂ. ૪) નું, ભાવસાર અંબાલાલ દેવચંદ તરફથી ખુરસી રૂ. ૫) ની. ઉપરના સદ્‌ગૃહસ્થોએ પુસ્તકાલયની જરૂરીઆતને ઉત્સાહથી પૂરી પાડી નાણાંનો સદુપયોગ કર્યો છે.

**વીસનગર મહાલ પુ. મંડળની** એક સભા તા. ૧-૨-૪૨ ના રોજ મળી હતી, જે વખતે સ્વ. મો. ન. અમીન સા. ની સંવત્સરી ઉજવવામાં આવી હતી. સભામાં પ્રાસંગિક વિવેચન ઉપરાંત નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—૬ ઠી મહાલ પુ. પરિષદ ગોઠવા ગામે તા. ૧૨-૪-૪૨ ના રોજ પાટણ વિભાગ શાળાધિકારી સા. ના પ્રમુખપદે ભરવાનો, મહાલ પુ. મંડળે જોઈતાં ફોર્મ છપાવેલાં તેના ખર્ચની મંજૂરીનો, વગેરે.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; તથા પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

૧. **વડોદરા નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ માહે જાન્યુઆરીમાં ડભોઇ મહાલનાં** (૧) કુકડ, (૨) સમશેરપુરા, (૩) બોરિયાદ, (૪) કરણેટ, (૫) ભીમપુરા, (૬) વડજ, (૭) પીસાઇ, (૮) સાઠોદ, (૯) ગામડી, (૧૦) સીતપુર, (૧૧) અકોટી, (૧૨) જૂની માંગરોળ, (૧૩) ધમેલી, (૧૪) વસાઇ, (૧૫) કડધરા, (૧૬) ઢોલાર, (૧૭) અંતોલી, (૧૮) કરાલી.

૨. **સાવલી મહાલ માનદ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશી માહે ડિસેંબરમાં** (૧) પીલોલ.

૩. **મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર માહે જાન્યુઆરીમાં કલોલ મહાલનાં** (૧) શેરથા, (૨) સઇજ, (૩) રાંધેજા, (૪) કલોલ. **મહેસાણા મહાલનાં** (૫) સાંગણપુર, **દહેગામ મહાલનાં** (૬) બહિયલ, **આતરસુંબા મહાલનાં** (૭) કનીપુર, (૮) હીલોલ, (૯) હિલોલ વાસણા, (૧૦) કમાલબંધ વાસણા (૧૧) દેવકરણના મુવાડા, (૧૨) બારીઆ, (૧૩) વાઘજીપુર, (૧૪) સંદેશર, (૧૫) આતરસુંબા કસ્બા, (૧૬) ઉકરડીના મુવાડા, (૧૭) કાણિયલ, (૧૮) ગરોડ, (૧૯) વડાલી.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## [ શિષ્ટવાચનની પરીક્ષા ૨૧ મી તા. ૨૫-૧-૪૨ ]

ટીપઃ—

( ૧ ) જવાબો માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો તે સીવી લેવા.

( ૨ ) દરેક ઉમેદવારે પોતાની ઉત્તરવહીના પૂઠા પર નામ, ઠામ સાથે ઉમ્મર અભ્યાસ અને અવશ્ય જણાવવાં.

( ૩ ) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા.

( ૪ ) જવાબ લખતી વખતે પુસ્તકની વા બીજી કોઇ રીતની મદદ લેવી નહિઃ પ્રામાણિ પૂરેપૂરું જાળવવું.

( ૫ ) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયલા જવાબ વધારે પસંદગીપાત્ર લેખ

### પ્રશ્નપત્ર

# સ્મરણયાત્રા

[ સૂચનાઃ—૧ લો અને ૧૦ મો સવાલ ફરજિયાત છોડી બીજા ૬ મળી કુલ આઠ સવાલ છોડવા. ]

૧. ' સ્મરણયાત્રા 'ના લેખકનાં નામ તથા અટકના વ્યુત્પત્તિ-અર્થ સમજાવોઃ ગુજરાત તેમને ક્યારથી ને કેવી રીતે ઓળખતું થયું ? તેમની હાલની પ્રવૃત્તિ વિષે શું જાણો છો ?

૨. દીનપરસ્ત કુત્તીનો પ્રસંગ લખો.

૩. કાકા સાહેબના મગજની ફલદ્રૂપતા અથવા સહજબુદ્ધિ પૂરવાર કરનાર ગમે તે બે યુક્તિઓ વર્ણવો.

અથવા

કાકાસાહેબનું નિશ્ચયબળ અને સંકલ્પબળ પૂરવાર કરનારા પ્રસંગો વર્ણવો.

૪. દયાનો લોભ નહિ રાખવાની ભાઉની શિખામણનો આખો પ્રસંગ સમજાવો.

૫. ' મરચાંબહાદર ' અને ' કાંકરાબહાદર 'નાં પરાક્રમો વર્ણવો.

૬. ' ગોકર્ણ ' ની ઉત્પત્તિ ને માહાત્મ્ય વિષે જાણતા હો તે લખો.

૭. ' અમલદારનાં છોકરાંઓનું જીવન બેવડું હોય છે '-એ કથન સાથે સંબંધ ધરાવનાર પ્રસંગ આલેખો.

૮. ' યલ્લામા 'નો અર્થ સમજાવી એની યાત્રામાં ' ફજેત ફાળકાની મોજ ' અને ' બલિદાન 'ના પ્રસંગોનો તથા તે વેળા લેખકના મનમાં ચાલેલી વિચારમાળાનો ખ્યાલ આપો.

૯. કાકા સાહેબની વિજિગિષા વિષે જાણતા હો તે લખો.

૧૦. નીચે પૈકી ગમે તે કથનો પૂર્વાપર સંબંધ સાથે સમજાવોઃ—

(૧) ' હવે આવીશ મા; ઘરનાં છોકરાંઓને ઘી દૂધ આપતો જા એટલે બસ. " (૨) ' પણ એણે બધું હશ અપ ( Hush up ) કર્યું છે. ' (૩) ' એને કહેજે કે જમવા આવી જાય.' (૪) ' મારી કૂતરીને કેમ મારો છો ?' (૫) મને ખબર નહિ કે તું આવો મારો હોઇશ. ' (૬) ' Do you think you deserve the first place ? ( તું માને છે કે તું ૧ લા નંબરને યોગ્ય છે ? ) (૭) ' औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः '

અથવા

ટૂંક નોંધ લખોઃ—

(૧) ધોળો હાથી (૨) ' પોવલી ' (૩) સંતોનું પિયર (૪) હવા લગાડવી (૫) પંચાયતન (૬) ભાર્મિયનની ભેટ.

૧૧. કાકા સાહેબનું પ્રિયમાં પ્રિય જનાવર કયું ? એના પ્રત્યેના એમના ચાહ વિષે જાણતા હો તે લખો.

૧૨. નીચેની ક્રિયાઓની રીતો સમજાવોઃ—

(૧) સોપારીનાં ઝાડ પરથી સોપારી ઉતારવાં. (૨) માટલામાં કહોળું ઉગાડી બતાવવું. (૩) કંટાળો ઉપજાવતા ઢોળકીનાદને બંધ પાડવો. (૪) પગની એડીઓમાં પડતી ફાટો વા ચીરાડા મટાડવા.

૧૩. પ્રેમનું સામર્થ્ય અમોઘ છે એ સૂત્રનું રહસ્ય લેખકના દિલમાં પહેલવહેલું કયા પ્રસંગથી પ્રકટ્યું ? એ આખો પ્રસંગ વર્ણવો.

૧૪. ભલી બૂરી મૈત્રીના ગુણદોષ દર્શાવનારાં લેખકનાં સંસ્મરણો આલેખો.

૧૫. માનું મીઠું વહાલ અને મોટાભાઇની કર્તવ્યબુદ્ધિનો ખ્યાલ આપતો વાર્તાલાપ વર્ણવી તેની અસર કાકા સાહેબના બાલહૃદય પર કેવી નીપજી તે સમજાવો.

૧૬. ' કૉપી કરવા કરાવવાની વિદ્યાર્થીસુલભ વૃત્તિ અને બાલ કાલેલકર વિષે શું જાણો છો ?

૧૭. ' શરાબી વાચન ' એટલે શું ? એ વિષે કાકા સાહેબનો અનુભવ અને અભિપ્રાય લખો.

૧૮. ' સિંહનાદ ' અને તેના ભેદ વિષે જાણતા હો તે લખો.

૧૯. વિદ્યાર્થીઓના ચારિત્ર્યઘડતરમાં શિક્ષકનું વર્તન કેવો અદ્‌ભુત ભાગ ભજવે છે તે વામન માસ્તરના દૃષ્ટાંતથી સમજાવી તે પરથી શિક્ષકો તથા વિદ્યાર્થીઓ શો બોધ લઇ શકે તે લખો.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૧–૪૨

### યાદી નં. ૨ : સંખ્યા-૪૩૬

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૭–૨–૪૨ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૪૨ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઈ ગઈ છે. તા. ૧૦–૩–૪૨ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી ગયાં હશે તેમને માર્ચ ૧૫ મીથી પત્રો શરૂ કરવા ગોઠવણ કરવામાં આવશે. **યાદી પૈકી તેમ જ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—અરડી, કણીઆ, ફલોલી, ગંગાપુર, ધુંટેલી, ડેમોલ, નવાગામ, પચરાણીઆ (ધૈર્યપુરા), પલોલ, પાડગોલ, પેટલી, બામણોલી, ભૂરાકોઈ, ભંડેરજ, મઘરોલ, મલાતજ, પચરાણીઆ, માનપુરા, રૂણજ, વસો બાલ પુ., વિરોલ, વિશ્નોલી, સીલવાઈ.

**ભાદરણ**—કણુઝટ, કીંખલોડ, જલસણ, જહાજ, જોશીકુવા, પીંપળ, ફીણાવ, ભુવેલ, મોટી શેરડી.

**વડોદરા**—કાશીપુરા, કોયલી, ગોત્રી, તરસાળી, પોર, બાજવા, માંજલપુર, મેઘાકુઈ, રૂવાદ, વડસાલા, શેરખી, સરાર, સલાડ, સાંકરદા, સેવાસી, ખાનપુર, વડસર, ફાજલપુર (પોર), વેમાલી, અટલાદરા, અકોટા, ગોકળપુરા, અંપાડ, દામાપુરા, લાલજીપુર, માણેજા.

**પાદરા**—અભોળ, અંબાડા, આંતી, કણઝટ, કરણાકુવા, કલ્યાણકુઈ, કાંદા, ગામેઠા, ગોરીઆદ, ધાયજ, ચાણસદ, ચિત્રાલ, ચોકારી, ડબકા, તાજપુરા, તિથોર, દૂધવાડા, નરસીપુરા, પીપળી, ભોજ, મુજપુર, મેઢાદ, મોભા, વિશ્રામપુરા, સરસવણી, સાદરા, સાધી, સાંપલા, સેજાકુવા, સોખડાખુર્દ, હરણમાળ, હુંસેપુર, કોટણા, પીંડાપા, ભદારી, સિહોર, દણોલી, સોમજીપુરા.

**કરજણ**—કંથારીઆ, કોઠીઆ, ખાંધા, ગણપતપુરા, પુરા, ફતેપુર, સાંપા, ધામણજા, મીયાગામા રણાપુર, સંભોઈ, સીમળી, ભરથાલી, ભરથાણા, મેસરાડ, પીંગળવાડા, કોણા, વીરજઈ, તરવા, કણભા, લતીપુર ટીંબી.

**ડભોઇ**—અંગુઠણ, કરણેટ, કરમાલ, કુકડ, કુંવરવાડા, ઢોલાર, થુવાવી, ધમેલી, નાના-ફોફળીઆ, નહારીઆ, પુનીઆદ, ખોરીઆદ, ભીમપુરા, બીલુપુર, મઢેલી, મેનપુરા, મંડાળા, મોટા હબીપુરા, વડજ, વઢવાણા, વસાઈ, વ્યારા, કરાળી, સમશેરપુરા, કુંવરપુરા, ગોજાલી.

**શિનોર**—અચીસરા, અનસૂયા, અવાખલ, ઉતરાજ, છાણભોઈ, ટીંબરવા, તેરસા, માંડવા, વણીઆદ, સતીસણા, સીમળી, શિરોળા, કણજેઠા, નાના કરાળા, માલપુર, અંબાવી, માંજરોળ, દામનગર, ટીંગલોદ, બાવળીઆ.

**સાવલી**—ઈંદ્રાડ, ખાખરીઆ, નમીસરા, શારદાપુરા, ધર્મપુર, કડાચલા, તુલસીપુરા, પોઈચા, સાવલી બાલ પુ. લાંમડાપુરા.

**વાઘોડિયા**—કાશીપુરા, ખંધા, ગણેશપુરા, ડાંડિયાપુરા, પીપળીઆ, ગુતાલ, લીલોરા, આસોજ, અઢીરણ, મુગલપુર.

**સંખેડા**—કમુંબીઆ, માંકણી, સરડીઆ, સૂર્યાઘોડા, સોનગીર (ઈંદ્રાડ), ડોળમાર, અલ્લાદપુર, ઝાજ, કાટા, ગરડા, પીઠા, હરેશ્વર.

**તિલકવાડા**—આમરોલી, ભુજેઠા.

**દહેગામ**—કરોલી, છંડવા, બહીઆલ, ભાવડા, વાસણા રાઠોડ, હાલીસા, પાટનાકુવા, ચીસોડા, ચાંપા, જલુંદ્રા મોટા, લવારપુર.

**આતરસુંબા**—આંબવેલ, વડાલી.

**કડી**—કાસ્વા, ખેરજના દોડા, ઝુલાસણ, ડરણ, થોળ, દેઉસણા, નંદાસણ, જાસલપુર, આદુંદરા, ચારોલ કરજીસણ સૂરજ, કણઝરી, ગલેદરા, બાલઠી (કુમારપુરા), નાની કડી, સેદરડી, આણંદપુરા શિયાપુરા.

**કલોલ**—ઇસંડ, કોલવડા, જાસપુર, ટીંટોડા, ડીંગુચા, પલીઅડ વેડા, સાંતેજ, વાવોલ, શોભાસણ, કોઠા, બાદોલ, અલુવા.

**વિજાપુર**—આગ્લોલ, ડાભલા, દગાવાડીઆ, નવા સંઘપુર, પામોલ, બોરૂ, લોદ્રા, સમૌ, બીલીઆ, સરદારપુર રણસીપુર, ગુંદરાસણ, પેઢામલી. કેલીસણા, ઇબરામપુરા, તાતોસણ, ખણુંસા નવા રામપુરા, વિજાપુર મહિલા.

**વિસનગર**—ખરવડા, ગોઠવા, તરભ, દવાડા, બાલક, વડુ, ગુંજા, ખદલપુર, ખંડોસણ, ચલોટા, સેવાલીઆ, બાકરપુર.

**મહેસાણા**—અંબાસણ, પીલુદરા, માકણુજ, મુલસણ, મોટી દાઉ, લાંઘણજ, સાલડી, ખલોદર, ચામેત્રા મીઠા તાવડીઆ.

**સિદ્ધપુર**—ચંડાલજ, ઐઠોર, કરલી, કલ્યાણા, કાકોસી, ડાભી, સમોડા, બીલીઆ, નાગવાસણા, ડીંડરોલ વણાગલા, કુંવારા.

**ખેરાળુ**—ઉણાદ, હસનપુર મંડાલી, હીરવાણી મોટી, ચાડા.

**પાટણ**—માતપુર, મહમુદપુરા, પાટણ મહિલા, કોસા, ચારૂપ, માંડોત્રી, સમોડા, ચંદુમણા, કમલીવાડા, રની.

**ચાણસ્મા**—કનોડા, લણવા, વડાવલી, વસાઇ, સેલાવી, મોટપ, ઇસ્લામપુરા, અંબાલા, ટાકોદી ધરમોડા, રૂપપુર, બરિયફ, કારોડા, ધેલિયા વાસણા.

**હારીજ**—અડીઆ, પીપલાણા.

**નવસારી**—ઉભરાટ, કોલાસણા, ડાભેલ, પેપડા, સાગરા, વેજલપુર, બાઠા, નડોદ, નીમળાઇ, ખેરસી, નવસારી સ્ટે. વા.

**ગણદેવી**—ધનોરી, નાંદરખા, બીલીમોરા મહિલા.

**પલસાણા**—એના, કરાડ ચલથાણ, તાંતીથૈયા, દસ્તાન, બગુમરા, સાંકી, ખરવાસા, કણાવ.

**કામરેજ**—કઠોદરા, કોસમાડા, જોખા, ધાતવા, ભૈરવ, લાડવી, તેત્રંગ.

**મહુવા**—અનાવળ, કરચેલીઆ, કાન્હી, કુરેલ, મહુવા, ધડાઇ, વડીઆ, ગુણસવેલ, વલવાંડા, હળદવા, ઓડચ, બીલખડી, લસણપોર, બામણીઆ, ડુંગરી, મહુવરીઆ. વહેવલ.

**માંગરોલ**—કુંવારદા, કોસાડી, નંદાવ, લીમોદરા, ગીજરમ.

**વ્યારા**—ડોલવાણ બેડચીત, કાંજણ, કટાસવાણ, વ્યારા મહિલા, વડકૂઇ.

**અમરેલી**—ઇશ્વરીઆ, ચાંદગઢ, જાળીઆ, દેવળીઆ, દેવરાજીઆ, નાના આંકડીઆ, બાબાપુર, વરસડા, સરંભડા, દહીડા, મોટા માંચીઆળા, સણોસરા, તરકતલાવ, માલવણ, ટીંબલા, સોનારીઆ, ચાંપાથળ.

**દામનગર**—કાંચરડી, ગણેશગઢ, ઠાંસા, મુફણીઆ, નાના રાજકોટ, પાડરસિંગા, રૂપાવટી (પૂરવણી).

**ધારી**—ગોવિંદપુર, ઝર, દેવળા, ભલગામ, વીરપુર, ભાડેર.

**કોડીનાર**—આલીદર, છાછર, પીપળી, માલસરમ, મીતીઆજ, હરમડીઆ, ડોલાસા, દેવલપુર, અડવી, સિંધાજ.

**ખાંભા**—ખાંભા, તાંતણીઆ, વાંકીઆ, તાલડા.

**રતનપુર**—ઇશ્વરીઆ, સેવાસા, મોણપુર, શાહપુર.

**ઓખામંડળ**—આરંભડા, કાસણવેલ, દ્વારકાં બાલ.

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી

### માહે જાન્યુઆરી ’૪૨ ની યાદી નં. ૧ : સંખ્યા ૫૦

**ભાદરણ**—લાલપુરા.

**આતરસુંબા**—ધડીઆ, કાણીએલ, વ્યાસવાસણા, સિહોરા, ઉકરડીના મુવાડા, હિલોલ.

**દહેગામ**—ચંદ્રાલા, નાંદોલ, કડાદરા, છાલા, મગોડી.

**કડી**—કુડાલ, ઢોરિયા, કલ્યાણપુરા, માથાસુળ, કુશેત્રા, વડાવી, રંગપુર, ડાંગરવા, મેડા આદરજ, ભટાસણ, મોકાસણ, સરસાવ.

**કલોલ**—વાસણ, મોટી આદરજ, સેરિસા, મુબારકપુર, સોજા, રૂપાલ, પીપળજ, સેરથા, નારદીપુર રાંધેજા.

**વિસનગર**—ધાધરેટ, કમાણા, બાસણા, રાલીસણા, રંગાકૂઇ, મગરોડા, સદુથળા, ખરસદા, લાછડી, દેણપ, ભોકરવાડા, સાદુસણા, જેતલવાસણા, મહિલા-વાલમ, પાલડી, ગણેશપુરા,

# સામયિક દોહન

## હોળી યા હુતાશની

હોળી યાને હુતાશનીના તહેવારો કેમ ઉજવશો ? હુતાશનીના તહેવારો ઋતુ બદલાય તે વખતે આવે છે. શિયાળો પૂરો થઇ ઉનાળો બેસવાનો વખત છે. શિયાળાની ઋતુમાં અનેક કારણોને લીધે ઘરોમાં કોઢિયામાં, આંગણામાં, વાડામાં અને શેરીઓમાં કચરો ભેગો થાય છે. આ કચરાની ગંદકીને લીધે જાહેર જનતાનું આરોગ્ય બગડે છે તેથી આ તમામ ગંદકી ભેગી કરી શેરીએ શેરીએ ઢગલા કરી બાળીને હોળી કરવાથી તન્દુરસ્તીને હાનિ પહોંચાડનાર જીવાતોનો નાશ કરી હવા શુદ્ધ કરવાનું હોય છે.

ધર્મનું એ જ ફરમાન છે. આરોગ્ય વધવા સાથે આવરદા વધશે. ગમે તે સાહસ કરી આર્થિક સુધારો થઇ શકે. મનુષ્યજાતનો ષડરિપુ–કાળ, મોહ, મદ, મત્સર, રાગદ્વેષને હોળીમાં બાળી ભસ્મ કરી માતૃભૂમિનો ઉદ્ધાર કરવા આ તહેવારો મુખ્યત્વે યોજાએલા છે.

હોળીઓમાં લાકડાં, છાણાં કે પારકાની અન્ય કિંમતી ચીજો બાળવાની નથી. લડાઈ અને તદંગભૂત તેમ જ ઇતર કુદરતી પ્રકોપોને લીધે મોંઘવારી વધી છે. આર્થિક સ્થિતિ કફોડી થઈ છે. પેટપૂરતું અનાજ વસ્તીના મોટા ભાગને મળતું નથી. આવા પ્રસંગે લાકડાં છાણાં વગેરે કિંમતી ચીજો બાળી નાખવામાં **પાપ** છે.

આ તહેવારોમાં ચોરી અને નિશા કરવાની છૂટ ધર્મે આપેલી છે ? ચોરી શાની ? જે માણસ આળસથી કે બેદરકારીથી પોતાનું ઘરઆંગણું સાફ નથી કરતો તેના ઘરમાં ઘૂસી જઇ તે ઘરમાંની તમામ ગંદકી અને તંદુરસ્તીને હાનિ પહોંચાડનાર ચીજો બહાર ખેંચી લાવી હોળીમાં બાળી નાખવાની છે.

પોતપોતાની ખાળકૂંડીઓ સ્વહસ્તે સાફ કરી કાદવ–ભીનાશવાળી ગંદકી ફેંકી દઈ તડકે સૂકવવાની છે.

આ દિવસોમાં ખોરાક પણ હલકો લેવાનો હોય છે. શેકેલા ચણા, મગફળી, ધાણી, ખજૂર વગેરે ભાંગ ઘુંટી પીવાનો પણ રિવાજ છે. આવું ગંદુ કામ કરતી વખતે આ પેયની કદાચ જરૂર હોય તો તેથી નિશા કરવાની છૂટ પૂર્વજોએ રાખી હોય છે. બે ત્રણ દિવસ આ તહેવારો ચાલે છે. આ મુદતમાં ઘરોમાંની, અને શેરીઓમાંની તમામ ગંદકી સાફ થઈ જાય તે માટે આ યોજના શાસ્ત્રે ધર્મની દૃષ્ટિએ કરેલ છે કસરત અને અંગબળની–ખાસ કરી દેશી રમતોની હરીફાઇઓ રાખવાથી શરીરસ્વાસ્થ્ય વધે.

દરેક વ્યક્તિ પોતાનું ઘર, કોઢિયું, આંગણાં, વાડા પૂરેપૂરી રીતે સાફ કરી મહોલ્લે મહોલ્લે ઢગલા કરી હોળી કરશે; વપરાશના ખાટલા, ગોદડાં અને લૂગડાં સુકાવશે, જેથી કરી માંખ, માંકડો, મચ્છર, ચાંચડ અને જૂ જે માણસનું લોહી ચૂસનારી ને અનારોગ્ય ફેલાવનારી જીવાતો છે તે નાશ પામશે.

સ્વચ્છતા એ જ સુંદરતા છે, એ જ પ્રભુતા છે, એ ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે.

એમ. પી. કીકી

## : : : : : : : : યુદ્ધકાળની આફત સામે

# ગ્રામ સંરક્ષણ યોજના

ગ્રામ રક્ષણની નીચેની યોજના ખેડા જીલ્લા સમિતિના તેમ જ પેટલાદ તાલુકાના જાણીતા કાર્યકર્તા શ્રી. રાવજીભાઇએ તૈયાર કરેલી છે તે આખા ગુજરાત માટેની છે.

આ યોજના કંઇ માત્ર કોઇ એક જ સંસ્થા વા વ્યક્તિ માટે નથી; હરકોઇ જાતની વિચારશ્રેણી ધરાવનાર માટે છે. એકલા હિંદુ માટે પણ નથી, પરંતુ સૌ કોમો માટે છે.

આ યોજનાને પ્રજા અપનાવે, સરકારી અમલદારો અપનાવે, સહાય આપે, હાર્દિક મદદ કરે અને સરકાર જોઇતી મદદ કરે—તો લોકકલ્યાણના આ માર્ગે આપણે બહુ આગળ વધીશું. આ યોજના નીચે પ્રમાણે છે—

ચાલુ વિશ્વયુદ્ધ દિનપ્રતિદિન આપણાં ગામડાંઓમાં ભયભીત પરિસ્થિતિ કરી મૂકે એવો સંભવ છે. બ્રિટિશ રાજ્યમાં કે દેશી રાજ્યમાં સત્તાનાં યંત્રો લડાઇના કાર્યમાં ગુંથાઇ જશે એ નિર્વિવાદ છે. પ્રજારક્ષણનો કોયડો કદાચ એ ઉકેલી શકશે નહિ. તેથી પ્રજાએ જ પોતાનું રક્ષણ કરવું રહ્યું. જે ગામની પ્રજા પોતાનું રક્ષણ કરવા તૈયાર નહિ થાય તેની સહીસલામતી જોખમમાં છે. મહાસભાએ કે પ્રજામંડળોએ કે અન્ય કોઇ સંસ્થાઓએ પ્રજાને દોરવણી આપી તેમની સાથે ઊભા રહી, ગામડાંઓમાં સુલેહશાન્તિ જળવાય, તેની આંતરિક વ્યવસ્થા નિર્વિઘ્ને સુલેહભરી ચાલ્યાં કરે, તે માટે કોઇ પણ વ્યવસ્થા ગામડાંની પ્રજા મારફત ઉપાડી લેવી જોઇએ. તે વિષેના કેટલાક વિચાર પછી નીચેની યોજના હું ગામડાંની પ્રજા સમક્ષ મૂકું છું.

હાલની પરિસ્થિતિમાં પરદેશી દુશ્મનોનું કદાચ આપણા ઉપર આક્રમણ થાય તે ઉપરાંત ગામોની સુલેહશાંતિના ભંગનાં મુખ્યત્વે ત્રણ કારણો છે :

(૧) એક યા બીજા કારણે વ્યક્તિવ્યક્તિઓ વચ્ચે કુસંપ અને કજીઆને લીધે ઉત્પન્ન થતા ગુન્હા;

(૨) વિશ્વયુદ્ધને કારણે ઊભી થયેલી મોંઘવારી તથા લગભગ નિષ્ફળ ગયેલા ચોમાસાના પાકના કારણે વધતી જતી બેકારી અને તેથી ઉત્પન્ન થતા ભૂખમરાને લીધે થતા ગુન્હા, ચોરી અગર લૂંટ;

(૩) બદમાશીના કારણે થતા ચોરી અગર લૂંટના ગુન્હા.

ઉપરનાં ત્રણેય કારણોથી ગામડાંઓમાં સુલેહનો ભંગ થવાનો મોટો સંભવ છે અને તે દિનપ્રતિદિન વધવાનો ભય છે. પ્રજાને સુખે રોટલો ખાવો હોય તો આ ભયનાં મૂળ શોધીને તેને જ નષ્ટ કરવાં જોઇએ. મહાસભાના કે અન્ય કાર્યકર્તાઓને ગામડાંની આમજનતાનો પૂરો સહકાર મળે તો તેની સ્થાનિક સમિતિઓ દ્વારા ગામોમાં થતી અંધાધૂંધીને કાબુમાં રાખી શકાય અને અટકાવી પણ શકાય. તે કેવી રીતે તેની કંઇક રૂપરેખા આ નીચે આપી છેઃ—

(અ) દરેક જુદા જુદા ગામના રક્ષણનો વિચાર નહિ કરતાં એક પ્રદેશનું મુખ્ય ગામ

લઇને તેની સાથે આર્થિક, વ્યાવહારિક અને વેપાર અગર ખેતીનો સંબંધ ધરાવતાં આજુ-બાજુનાં બીજાં ગામો સામેલ કરી એક જૂથ નક્કી કરવું અને તેને એકમ ગણવું. (ब) કાર્યની સરળતાની ખાતર દરેક તાલુકામાં આવાં ગામડાંનાં જૂથ પાડી તેમને અલગ અલગ એકમોમાં વહેંચી નાખવાં. (क) આ એકમોમાં વસતા વીસ વીઘાંથી વધારે જમીન ધરાવતા ખેડૂતો કે જમીનદારો, અને સાધનસંપન્ન વેપારી કે ગૃહસ્થોની ગામવાર યાદી તૈયાર કરવી. (ड) એક જૂથના દરેક ગામમાંથી સામાન્ય રીતે તેની વસ્તી પ્રમાણેના પ્રતિનિધિત્વવાળું એ જૂથના અંગે એક મધ્યસ્થ પંચ નીમવું. તે પંચે બીજાઓની મદદ લઇ બધાં ગામોની સુલેહ શાંતિ સાચવવાને પોતાનો પૂરો સમય આપવો જોઇએ. (इ) ઉપરના મધ્યસ્થ પંચ ઉપરાંત હરેક ગામમાં હરેક કોમના પ્રતિનિધિત્વવાળું એક પંચ પણ સ્થાપવું, જે મધ્યસ્થ પંચના કાર્યક્રમનો સંપૂર્ણ રીતે અમલ કરે.

ઉપરના પંચોએ પોતાના ગામમાં અને પોતાના ગામને લગતાં અન્ય ગામોમાં તે તે ગામોના પંચોના સહકારથી નીચે પ્રમાણે કાર્યક્રમ કરવો. આ પંચોએ શરૂઆતમાં તો ઉપર દર્શાવેલા ત્રણ પ્રકારના ગુન્હાઓને સમાવવાને વ્યવહારુ પદ્ધતિ અખત્યાર કરવી જોઇએ.

(૧) પહેલા પ્રકારના ગુન્હા સમાવવાને વ્યક્તિવ્યક્તિઓ વચ્ચેના કજીઆ–દિવાની કે ફોજદારી–ખાનગી રીતે પતાવવાનું કામ હાથ લેવું. આ કામ જૂથનું મધ્યસ્થ પંચ કરે.

(૨) બીજા પ્રકારના ગુન્હા અટકાવવાને માટે બેકારી ટાળવાને અને તેથી ઊભો થતો ભૂખમરો અટકાવવાને પણ વ્યવહારુ યોજના હાથ ધરવી. સામાન્ય રીતે તો આવી બેકારી ટાળવાના કામને સરકાર જ પહોંચી વળી શકે; પણ સરકાર અત્યારે તે કામ કરી શકે એમ લાગતું નથી તેથી તે પ્રજાએ જ કરવું રહ્યું. આ કામ માટે વ્યવહારુ યોજના એ છે કે, વીસ અને તેથી વધારે વીઘાં જમીન ધરાવતા જમીનદાર દર વીઘે ક્રમમાં કમ બે રૂપીઆ પ્રમાણેની રકમ પોતાની જમીનમાં દુરસ્તી અંગે જૂના કૂવા દુરસ્ત કરવામાં કે નવા કૂવા ખોદાવવામાં અને કુવેતર રવિપાક કરાવવામાં ખર્ચે. આ કામમાં તે ગામના બેકાર લોકોને પૂરતું કામ મળશે.

બીજી બાજુ ખોરાકીની ચીજોની મોંઘવારીમાંથી ગરીબોને બચાવવાને હરેક જૂથમાં પડતર ભાવે ખોરાકીની ચીજો વેચવાની એક દુકાન ખોલવી, જે માટે આખું જૂથ જવાબદાર હોય. આને લીધે મજૂરી કરતા વર્ગને રાહત મળશે અને નફાખોરી બંધ થશે.

(૩) ત્રીજા પ્રકારના ગુન્હેગારોને પહોંચી વળવા બે રીતો અખત્યાર કરવી પડશે. જે ગામોને જરૂર જણાય તેવાં ગામોમાં પોતપોતામાંથી જરૂરી સંખ્યામાં પગારદાર ગ્રામરક્ષકો ઊભા કરવા; પણ આ ત્રીજા પ્રકારના ગુન્હા સમાવવાને ઉપરના ગ્રામરક્ષકોનું એકલું બળ અસરકારક નહિ નીવડે; કારણ કે " એકની દવા બે "ના હિસાબે ભય તો ઊભો જ રહેવાનો. માટે દરેક ગામે ગ્રામસેવકો ઊભા કરવા જોઇએ. તેની યોજના નીચે પ્રમાણે છે:—

(अ) હરેક ગામે ગામની વસ્તીના પ્રમાણમાં ઓછામાં ઓછા બે ટકાની સંખ્યામાં ગ્રામસેવકો ઊભા કરવા. (ब) આ ગ્રામસેવકો ૧૮ વર્ષથી મોટી ઉંમરના હોવા જોઇએ. (क) તેમની સેવા બદલ તેઓ કોઇપણ જાતના બદલાની આશા રાખે નહિ. (ड) તે સર્વના ગણવેશ

તરીકે પોતાને અનુકૂળ પડે તેવો પોષાક એકસરખો હરેક ગામ રાખે. બનતા પ્રયત્ને ખાદીનો રાખવો. (ઇ) એ ગ્રામસેવકોને શિસ્તની તાલીમ આપવાને ગુજરાત સેવાદળ અગર ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ પોતાના નિષ્ણાતોને મોકલે તેવી વ્યવસ્થા કરવી. (ફ) આવા ગ્રામસેવકો દારૂ અફીણ જેવાં કેફી વ્યસનોથી મુક્ત હશે. (ગ) આ ગ્રામસેવકો શી રીતે સેવાભાવે પોતાની ફરજ બજાવે અને ગ્રામજનતાને શી રીતે ઉપયોગી થાય તેની તાલીમ માટે વારંવાર તેમની પાસે પ્રવચનો ગોઠવવામાં આવે.

## ગ્રામસેવકોની ફરજો

(૧) ગ્રામસેવકો પૈકી થોડાક ગ્રામરક્ષકો સાથે ચોકીમાં રહે. તે ગ્રામસેવકો પોતે બનતા સુધી અહિંસક રીતોથી અને સમજાવટથી તોફાની મામલાને પહોંચી વળવાની વૃત્તિ રાખે તેમ જ ગ્રામસેવકોની સહાયથી તોફાનનાં મૂળ શોધતા રહી તેને મૂળમાંથી જ સમાવવાનો પ્રયત્ન કરે.

(૨) ગ્રામસેવકો પૈકી બીજા ટુકડીઓમાં વહેંચાઇને પોતાના અગર પાસેના સંબંધ ધરાવતા ગામમાં ફર્યા કરે, જનતામાં ભળી જાય, લોકોને હિંમત આપે, ખોટી અફવાઓ ફેલાતી અટકાવે અને કોમ કોમ વચ્ચે એકદિલીનું વાતાવરણ ઊભું કરે. વળી ગામમાં બારીક તપાસ કરી અંદરોઅંદરના કજીઆની નોંધ લઇ પંચ પાસે રજૂ કરે. ગામમાં બેકારી ટાળવાને નિયત કરેલાં કામો નીકળ્યાં છે કે નહિ તેની નોંધ કરે. ન નીકળ્યાં હોય તો શરૂ કરાવે અગર પંચને ખબર આપે. બેકાર કે અશક્ત ભૂખે મરતાંની નોંધ કરે અને પંચને પહોંચાડે. ગામમાં ટંટોફિસાદ કરનારી વ્યક્તિઓને મળે, તેમને ખૂબ સમજાવે અને તેમના વિષે પંચને ખબર આપે. તોફાનનાં મૂળ શી રીતે નષ્ટ થાય અગર થયેલું તોફાન શી રીતે શમે, તેવાં પગલાં ભરે અને શાંતિનું વાતાવરણ ઊભું કરે. તોફાનનો કંઇ પણ શક જાય કે તરત તેની બારીક તપાસ કરી તેને શમાવી દેવાનો પ્રયાસ કરે, ભજન મંડળીઓ ઊભી કરે, દારૂનિષેધનું કામ કરે તેમ જ ગ્રામસેવક તરીકે ગામની સામાજિક સેવા કરવાને પણ હંમેશાં તત્પર રહે. ગામના રક્ષણની ખાતર પ્રસંગ પડે પોતાની જાતનું બલિદાન આપવાને કે તેવું કોઇ પણ જાતનું જોખમ ખેડવાને જોઇતી નીડરતા અને હિંમત કેળવવા પ્રયત્ન કરે. ગ્રામસેવિકા બહેનો પણ, સ્ત્રીઓમાં હિંમત આવે અને ગભરાટ ન ફેલાય તે માટે સારૂં કામ કરે.

ઉપરની વ્યવસ્થાથી બેકારી અને ભૂખમરાને લીધે થતા ગુન્હા અટકી જશે, તેમ જ વ્યક્તિવ્યક્તિ વચ્ચેના કુસંપ–કજીઆ બંધ થઇ ગામમાં સુલેહશાંતિ સ્થપાશે તથા બદમાશીને લીધે થતા ગુન્હા પણ ઓછામાં ઓછા થશે. પ્રજામાં અહિંસકવૃત્તિ કેળવાશે એટલે કે પ્રજા નીડર બનશે, સાહસિક થશે, ન્યાયવૃત્તિ રાખી ઉદાર દિલથી જરૂરીઆતને પહોંચી વળવાની વૃત્તિવાળી થશે અને પોતાની જવાબદારી સમજી તેને અદા કરવાને પ્રયત્નશીલ થશે.

ઉપરની યોજના અંગે નાણાંની પણ જરૂર પડશે. ગ્રામરક્ષકોનું તેમ જ ગ્રામસેવકોનું જે ખર્ચ થાય તે હરેક ગામ પોતપોતાનું ઉપાડી લે. એ ખર્ચનો અંદાજ હરેક ગામ પોતપોતાનો કરી લે.

ગામડાંના આગેવાનો મતમતાંતર ભૂલી જઇ પોતાના જાનમાલ અને પોતાનાં બાળકો વગેરેના રક્ષણની ખાતર જેટલો બને તેટલો સ્વાર્થત્યાગ કરીને ઉપર પ્રમાણેની યોજનાને અપનાવી લેશે તો આવની ભયંકર પરિસ્થિતિમાં પણ સરકારી સિપાઇઓની કે લશ્કરની મદદ સિવાય પ્રજાનું સારામાં સારૂં રક્ષણ કરી ગુજરાતમાં સાચું સ્વરાજ્ય ખડું કરી શકશે.×

× તા. ૪-૨-'૪૨ ની "પ્રજામંડળ" પત્રિકામાંથી

# બૉમ્બ અને તેનાથી બચવાના ઉપાય

**युद्धस्य कथा रम्या** એ ઉક્તિ કદાચ ભૂતકાળમાં સાચી હશે; કારણ કે તે વખતે સામાન્ય પ્રજાજન યુદ્ધથી દૂર રહી શકતો. પણ આજે તો એવું એકે સ્થાન નથી કે એવી એકે વ્યક્તિ નથી જેને યુદ્ધની પ્રત્યક્ષ કે પરોક્ષ અસર ન થતી હોય. આવે વખતે યુદ્ધની કથા રમ્ય લાગવાનો સંભવ ઓછો છે. અત્યાર સુધી સદ્‌ભાગ્યે આપણે યુદ્ધના મોરચાથી સારી રીતે દૂર હતા, પણ જાપાને યુદ્ધ જાહેર કર્યાં પછી યુદ્ધક્ષેત્ર આપણી વધુ અને વધુ નજીક આવતું જાય છે. વળી હાલનાં વિમાનો એક વાર પેટ્રોલ ભરીને બે અઢી હજાર માઇલનો પ્રવાસ કરી શકે છે. એટલે સાતસો આઠસો માઇલ દૂરથી વિમાનો આવી બે ત્રણ કલાક હિંદુસ્તાન પર ચક્કર મારી બૉમ્બ ફેંકી, પાછા સહેલાઇથી પોતાના સ્થાને જતાં રહી શકે છે.

આ સિવાય અધિક મહત્ત્વની બાબત એ છે કે હવે વિમાનવાહક જહાજ બનાવવામાં આવ્યાં છે. આવું એકાદ જહાજ બંગાળાના ઉપસાગરમાં અથવા તો અરબી સમુદ્રમાં આવે, તો તેના પરનાં પુષ્કળ વિમાનો આપણા દેશ પર કલાકોના કલાકો મોકલી શકે. આવે વખતે તેમનો સામનો કરવા માટે આપણી પાસે ઈંગ્લંડ જેવા ફાઇટર વિમાનો કે વિમાનવિધ્વંસક તોપો એવું કાંઇ નથી ! સરકારના કાર્યક્રમ પ્રમાણે આવતા વર્ષ (૧૯૪૨) આખર સુધીમાં આશરે ૩૬ વિમાનો તૈયાર થવાનાં છે ! આ બધી બાબતોનો વિચાર કરી, જે વખતે આપણા પર સંકટ આવી પડશે ત્યારે સરકાર આપણો બચાવ કરશે એમ કરીને, અથવા તો જે થવાનું હશે તે થશે એમ કરીને, નિરાશ બની બેસી રહેવું એ યોગ્ય નથી. આગામી સંકટના નિવારણ માટે અત્યારથી જ કાંઇ પ્રતિબંધક ઉપાય યોજવા જોઇએ. અને એ હેતુથી જ નીચેની માહિતી આપવાનું યોગ્ય ધાર્યું છે.

બૉમ્બમારાથી યોગ્ય રક્ષણ થાય તે માટે હવેથી મકાન કેવાં બાંધવાં, અત્યારનાં મકાનોમાં કયાં કેવો ફેરફાર કરવો, અથવા ઘર બહાર કૉમ્પાઉન્ડમાં આશ્રયસ્થાન ( શેલ્ટર્સ ) કેમ બાંધવાં એ સ્પષ્ટ સમજવાને માટે બૉમ્બ કેવા હોય છે અને તે કેવી રીતે નુકસાન કરે છે, એ પ્રથમ સમજવું જરૂરનું છે. એટલે પહેલાં તે વિષે થોડી ચર્ચા કરીશું.

બૉમ્બના મુખ્ય ત્રણ પ્રકાર છે-(૧) પ્રસ્ફોટક ( High explosive ), (૨) પ્રજ્વલક અથવા આગ લગાડનારા ( Incandiary ) અને (૩) વિષગર્ભ અથવા ઝેરી ( Poision gas ).

પ્રસ્ફોટક (High explosive) બૉમ્બના વળી ચાર પ્રકાર છેઃ (अ) જાડા કવચના ( Heavy case ) (ब) મધ્યમ કવચના ( Medium Case ) (क) હલકા કવચના ( Light Case ); (ड) કણી ઉડાડનાર ( Antipersonel Fragmentation ).

આ ચાર પ્રકાર પૈકી જાડા કવચના બૉમ્બમાં સ્ફોટક દ્રવ્ય બહુ ઝાઝું હોતું નથી. પરંતુ અત્યંત જાડા પોલાદી, અથવા લોહયુક્ત કૉન્ક્રીટના કવચમાં પણ માર્ગ કરીને અંદર ઘૂસી જાય એવી તેની રચના હોય છે. માટે જ હેવી કેસ બૉમ્બનો ઉપયોગ મોટી મોટી ગોદીઓ,

દારૂગોળાનાં કારખાનાં, પેટ્રોલની ટાંકીઓ, વખારો, વિમાનગૃહો વગેરે ઉપર થાય છે. શહેરોમાં નાગરિકો પર તે ફેંકવામાં આવતા નથી; કારણ કે તે દળદાર કવચને ભેદીને અંદર જઈ શકે છે. પણ વિશાળ ક્ષેત્ર પર પ્રસરી શકતા નથી. આ દષ્ટિએ મીડિયમ કેસ બૉમ્બ ભયંકર ગણી શકાય. જરૂર પૂરતું કાણું પાડી અંદર ઘૂસી, પ્રચંડ સ્ફોટ કરીને આજુબાજુ દૂર સુધી કણીઓ ફેંકીને તે નુકસાન કરે છે.

હાઇ એક્સપ્લોઝિવ બૉમ્બ ૫૦ પૌંડથી માંડીને ૨૦૦૦ પૌંડ સુધીના વજનના હોય છે. કોઇ કોઇ વાર ૩૯૬૦ પૌંડ વજનના બૉમ્બ વપરાય છે. નીચેનો ભાગ અણીદાર હોવાથી હવાનો પ્રતિકાર ઓછો થાય છે, અને પડયા પછી તરત જ તે કાણું પાડી અંદર ઘૂસી શકે છે.

બહુ ઊંચાઇએથી ફેંકેલા બૉમ્બ જમીન પર આવતાં બહુ જ ગતિ પકડે છે. કારણ કે પૃથ્વી પર પડતા પદાર્થની ગતિ દર સેકંડે વધતી જાય છે. પહેલી સેકંડને અંતે તેનો વેગ દર સેકંડે ૩૨ ફૂટ, બીજી સેકંડને અંતે ૬૪ ફૂટ, ત્રીજી સેકંડને અંતે ૯૬ ફૂટ વગેરે. આ નિયમાનુસાર ૧૨૦૦૦ ફૂટ ઊંચેથી પડનાર બૉમ્બ જમીન પર આવતાં કલાકના ૭૦૦ માઇલનો વેગ પકડે છે.

સામાન્ય જનતા પર ફેંકવામાં આવતા મીડિયમ કેસ બૉમ્બ ૧૫૦ કે ૨૦૦ પૌંડથી વધુ વજનના હોતા નથી, કારણ કે આવા બૉમ્બ બહુજ કિંમતી હોય છે, અને નિરપરાધી માણસોનો ફક્ત સંહાર કરવા સિવાય બીજો કોઇ હેતુ સાધવાનો ન હોવાથી મોટા બૉમ્બ ફેંકવા પરવડતા નથી. ૧૦૦ થી ૨૦૦ પૌંડ સુધીનો બૉમ્બ પણ ઘર પર પડે તો ઘણું જ નુકસાન કરે છે. છાપરું ભેદીને બે ત્રણ માળમાં કાણાં પાડી તે નીચે આવી ફૂટે છે ત્યારે આખુંયે મકાન જમીનદોસ્ત કરી મૂકે છે. અને ઘર પર બરાબર પડવાને બદલે આસપાસ ક્યાંક પડીને ફૂટતાં તેની કણીઓ આજુબાજુ ફેલાવાથી પણ જાનમાલની વધુ ખુવારી થાય છે, એવો સાર્વત્રિક અનુભવ છે.

આવા બૉમ્બ જે ઠેકાણે પડે છે તેની આજુબાજુ પચાસ પચાસ ફૂટ સુધીમાં જે જે મકાનો હોય તેને નુકસાન પહોંચાડે છે. પણ આવા બૉમ્બથી બચવા માટે મકાન અને આશ્રયસ્થાનની યોજના કરવી એ બહુ મુશ્કેલ કે ખરચાળ કામ નથી.

હાઈ એક્સપ્લોઝિવ બૉમ્બ પડે ત્યારે તેની આટલી અસર થાય છેઃ (૧) બૉમ્બ પડે તે જ્યાએ મોટો ખાડો પડે છે, (૨) વીજળીના જેવો કડાકો થાય છે, (૩) ઘરનાં છાપરાં ઊડી જાય છે અને બારી બારણાંના કાચના ટુકડા દૂર દૂર ફેંકાઇ જાય છે. (૪) દીવાલો પણ તૂટી પડવાનો સંભવ રહે છે. (૫) બૉમ્બમાંના ટુકડા અને જમીનમાંના પથ્થર તથા માટીના ટુકડા હજાર બારસો ફૂટ સુધીના વિસ્તારમાં જોરથી ફેંકાય છે, અને એ ટુકડાઓ ઘરની દીવાલો, બારીબારણાં અને છાપરામાં કાણાં પાડી ઘૂસી જાય છે; પરિણામે એટલા વિસ્તારમાંના માણસો જખ્મી થવાનો સંભવ રહે છે. (૬) બૉમ્બ પડવાની જગ્યાની આસપાસ ધરતીકંપ જેવી સ્થિતિ થાય છે, અને જમીનની નીચે ડ્રેનેજ, પાણી અને ગેસ વગેરે માટે નળ હોય છે તે ફૂટી જઇ બધે પાણી જ પાણી થઇ રહે છે. કેટલીક વાર ગેસનો પણ બૉમ્બના જેવો જ ભડાકો થઇ વધુ નુકસાન કરે છે, વીજળીના તાર તૂટી જવાથી કેટલીક વાર 'શૉર્ટ સર્કિટ' થઇ આગ લાગે છે.

આવા પ્રકારના (ખાસ કરીને ૬ પ્રકારના) બૉમ્બ બજાર, યાત્રા, મેળા વગેરે સ્થળે એકત્ર થયેલાં ટોળાં પર પડે તો કેટલું નુકસાન થાય તેની કલ્પના આવી શકશે. બૉમ્બની કણીઓ બંદુકની ગોળી કરતાં બમણા વેગથી ઉછળતી હોવાથી હજાર બારસો ફૂટના વિસ્તારમાંનાં બધાં માણસો અને જનાવરોને પૂરેપૂરો ભય રહે છે.

કેટલાક બૉમ્બ ' ટાઇમ બૉમ્બ ' અથવા ' ડિલેઇડ ઍક્શન બૉમ્બ ' હોય છે. આવા બૉમ્બ પડે કે તરત જ ફૂટતા નથી, પણ પડતાની સાથે જ તેમાંનાં યંત્ર ચાલુ થાય છે, અને પૂર્વયોજના પ્રમાણે તે યંત્રના અમુક ફેરા થયા પછી જ બૉમ્બ ફૂટે છે.

હવે આગ લગાડનારી ( Incandiary ) બૉમ્બનો વિચાર કરીએ. આ જાતના બૉમ્બ બે પૌંડથી માંડીને આઠ પૌંડ સુધીના વજનના હોય છે. સામાન્ય વિમાનમાં તે બે હજારની સંખ્યા સુધી લઇ જઇ શકાય છે. આવા બૉમ્બનું ખર્ચ પણ બહુ થોડું આવે છે; પણ બહુ જાડી સપાટીને ભેદી તે અંદર જઇ શકતા નથી. એક કિલો ( ૨⅕ રતલ) વજનના પ્રજ્વલક બૉમ્બની લંબાઇ નવ ઇંચ અને વ્યાસ બે ઇંચ હોય છે. બૉમ્બ બરોબર સીધો પડે તેટલા માટે તેને પાંચ છ ઇંચ લાંબી પૂંછડી લગાડેલી હોય છે. પડયા પછી એકાદ બે મિનિટ તે એવી પ્રચંડ ગરમી ગ્રહણ કરે છે કે તેની પાસે જવું પણ મુશ્કેલ થઇ પડે છે. શરૂઆતની ૪૦-૫૦ સેકંડમાં તેની ઉષ્ણતા એથી અઢી હજાર સેન્ટીગ્રેડ ડિગ્રી સુધી વધી જાય છે. આઠસો સેન્ટીગ્રેડ ડિગ્રીએ લોખંડ લાલ બની ઓગળવા માંડે છે; આ ઉપરથી એ બૉમ્બની ઉષ્ણતાનો ખ્યાલ આવી શકશે. આટલી બધી ગરમીથી ઘર પરનાં પતરાં સુદ્ધાં ઓગળી જઇ તેમાંથી બૉમ્બ અંદર પડે છે. ૪૦-૫૦ સેકંડ પ્રખર આગ બળ્યાને પરિણામે તેમાંની મેગ્નેશિયમની નળી સળગે છે અને તે દસ પંદર મિનિટ સુધી તેરસો ડિગ્રી ગરમીથી એકધારી બળ્યા કરે છે. આ દરમ્યાનમાં લાકડકામ તો શું, પણ સાધારણ રીતે ન સળગે એવા પદાર્થો પણ સળગી ઊઠે છે !

અંદર ફક્ત મેગ્નેશિયમ જ હોય તો તો તેના પર એકાદ બે ટોપલા રેતી કે માટી નાખી દેવાથી તે બુઝાઇ જાય છે. પણ અંદર થર્માઇટ હોય તો રેતી કે માટીની કંઇ અસર થતી નથી; કારણ, થર્માઇટની સાથે અંદર ઑક્સીજન પણ મૂકેલો હોય છે, એટલે રેતીની અંદર સુદ્ધાં તે બળ્યા કરે છે. મૅગ્નેશિયમના બૉમ્બ પર પાણી નાખવાથી ઊલટું જ પરિણામ આવે છે. કારણ કે પાણીમાંના ઑક્સીજન અને હાઇડ્રોજન છૂટા પડી, ઑક્સીજનની પૂરવણીથી બૉમ્બની આગ વધુ પ્રખર બને છે. હાઇડ્રોજન પણ જ્વાલાગ્રાહી વધુ હોવાથી સળગી ઉઠે છે. વળી એકદમ ઠંડુ પાણી પડવાથી મૅગ્નેશિમના ઝીણા ઝીણા ટુકડા થઈ પાણી નાખનારના શરીરમાં ઘૂસી જવાનો સંભવ રહે છે. આવે વખતે બૉમ્બ પર સતત પાણી પડયા કરે તેવી વ્યવસ્થા કરવાથી, બૉમ્બને પાણીનો ઑક્સીજન મળ્યા કરે છે, અને બૉમ્બ થોડા વખતમાં બળી ખલાસ થઇ જાય છે. વળી આજુબાજુ લાકડકામ વગેરે હોય તેને કંઇ નુકસાન થતું નથી. આવી જ રીતે થર્માઇટના બૉમ્બની પણ પ્રખરતા ઓછી કરી શકાય છે.

કેટલાક બૉમ્બમાં ફોસ્ફરસ હોય છે. આવા બૉમ્બ પર પાણી નાખતાં તે પહેલાં તો બુઝાઇ જાય છે; પણ ઉપરનું પાણી સુકાઇને ઉડી જતાં તે પાછો આપોઆપ સળગી ઊઠે છે. માટે બૉમ્બને ફક્ત બુઝાવી દઇને જ સંતોષ ન માનતાં તેને ઊંચકી ખુલ્લી જગ્યામાં ફગાવી

દેવા જોઇએ. આ બૉમ્બ રેતી કે માટીમાંથી બહાર કાઢતી વખતે પણ તેના પર સતત પાણીની ધાર કરી રાખવી જોઇએ, નહિ તો તેને હવા લાગતાં જ તે સળગી ઉઠે છે અને કાઢનાર માણસને ઇજા કરે છે.

પ્રજ્વલક બૉમ્બનો ભડકો થતો ન હોવાથી તે પડે કે તરત આપણને ખબર ન પડે એ સ્વાભાવિક છે. ઘણી વારે ખબર પડે તો સંરક્ષક ઉપાય યોજવા મુશ્કેલ બને છે.

સૌથી પહેલાં એચ. ઈ. (હાઇ એક્સ્પ્લોઝિવ) બૉમ્બ નાખી માણસોને ગભરાવી મૂકવામાં આવે છે અને તેઓ ભોંયરામાં કે આશ્રયસ્થાનમાં દોડીને જતાં રહે છે. પછી પ્રજ્વલક બૉમ્બનો વરસાદ વરસાવવામાં આવે છે; આથી ચારે બાજુએથી એવી આગ લાગે છે કે ફાયર બ્રીગેડના માણસો પણ તેને કાબૂમાં લઇ શકતાં નથી.

એચ. ઇ. અને પ્રજ્વલક આ બંને બૉમ્બના મિશ્રણથી 'માલોટોવ્સ બ્રેડ બાસ્કેટ' નામની યોજના કરેલી હોય છે તે તો વળી ઘણી જ ભયંકર હોય છે.

એક મોટા બૉમ્બની અંદર સેંકડો નાના નાના પ્રજ્વલક બૉમ્બ મૂકવામાં આવે છે. મોટા બૉમ્બ હજારેક ફૂટની ઉંચાઇએ ફૂટે છે અને તેના જોરથી અંદરના પ્રજ્વલક બૉમ્બ તોપના ગોળાની માફક આમતેમ ફેંકાય છે. આવા બૉમ્બ છાપરાંમાં સહેલાઇથી કાણાં પાડી અંદર ઘૂસી જાય છે.

મકાન ઉપર કૉંક્રીટની પાંચ છ ઇંચ જાડી અગાશી અને તે પર આશરે છ ઇંચ જાડો તીનો થર હોય તો પ્રજ્વલક બૉમ્બથી પૂર્ણપણે બચાવ થઇ શકે છે.

ત્રીજા પ્રકારના ઝેરી બૉમ્બમાં મુખ્ય બે જાત છે. એકમાં અસ્થિર ( Non-persistent ) ગૅસ વાપરવામાં આવે છે અને બીજામાં ટકાઉ ( Persistent ) વાપરે છે. બૉમ્બનું વજન ૨૦ થી ૬૦૦ પૌંડ સુધીનું હોય છે, પણ સામાન્ય રીતે ૨૫૦ પૌંડના બૉમ્બ વપરાય છે. તેમાં અમુક વજનનો ઝેરી વાયુ નાખવામાં આવે છે.

અસ્થિર વાયુ ઘણી જાતના છે. દાખલા તરીકે ક્લોરિન, ફૉસ્જિન વગેરે. બૉમ્બ કોઇ પણ સપાટી સાથે અથડાતાં ફૂટે છે ને ઝેરી ગૅસ બહાર નીકળી પ્રસરે છે. 'ટીઅર ગૅસ' એ આ પૈકી એક છે. તેનાથી આંખો બળે છે, ચેન પડતું નથી, અશ્રુસ્રાવ થાય છે અને તેટલા પૂરતું જોઇ શકાતું નથી. બીજા એક પ્રકારના વાયુથી નાકમાં અને ગળામાં બળતરા થાય છે, પણ થોડીક વાર શુદ્ધ હવા મળે એટલે સારું થઇ જાય છે અને કોઇવાર મૃત્યુ પણ થાય છે. અસ્થિર વાયુ થોડી વાર હવામાં રહીને ઊડી જાય છે. સુસવાટા મારતો પવન હોય તો તેની અસર બિલકુલ થતી નથી. પણ પવનની લહરિઓ સાથે આ પ્રકારના વાયુ ઘરમાં પેસી જાય છે અને દૂર દૂર સુધી ફેલાય છે.

ટકાઉ ગૅસના પણ ઘણા પ્રકાર છે. મસ્ટર્ડ ગૅસ આ પૈકીનો એક છે. ઇટલીએ ઍબિસીનિયા સામે આ ગૅસનો ઉપયોગ કર્યો હતો. આ ફિનાઇલ જેવા રંગનો ઘટ પ્રવાહી પદાર્થ હોય છે. ચામડીને લાગે ત્યારે તરત ખબર પડતી નથી, અને તેથી માણસ ગાફેલ રહે છે. પરંતુ થોડી વારે આખા શરીરે ચેળ ઉપડે છે અને ખંજોળવા પછી મોટા મોટા

ફેલ્લા થઇ, તે ફૂટતાં ચાંદાં થાય છે ! આ ચાંદાં યોગ્ય ઉપચાર કરીએ તો પણ, બે કે અઢી મહિને રૂઝાય છે. આ પ્રવાહી પદાર્થ બહુ ધીમે ધીમે વાયુ બનીને ઊડી જતો હોવાથી, પડવાની જગ્યાએ પંદર વીસ દિવસ રહે છે. ખાસ કરીને બધા પદાર્થોમાં મળી ત્યાંના તેના ગુણને લીધે તે વધુ નુકસાન કરે છે. તે કપડાં પર પણ ચોંટી જાય છે અને ધીમે ધીમે વાયુ-રૂપે નાકમાં અને મોઢામાં પેસે છે. ડામરના રસ્તા, ઘર પરનાં નળિયાં, લાકડકામ, ઈંટો વગેરે આ પદાર્થને શોષે છે. તેલ, સ્પિરિટ, બેન્ઝિન, ચરબી, ડામર વગેરેમાં એ સહેલાઇથી મિશ્ર થઇ જાય છે. રસ્તાની નીચેની પાણીની નળીઓમાં પણ તે પેસી જાય છે.

ગૅસથી બચવા માટે ગૅસ મારક વપરાય છે. પરંતુ મારકથી નાક, આંખ, મોઢું અને શ્વાસનળી એટલાનું જ રક્ષણ થાય છે અને તે પણ થોડા વખત પૂરતું જ. મારકમાં તારની, રૂની, કોલસાની અને કેટલાક રાસાયનિક પદાર્થોની એક પછી એક ગળણીઓ ( Filters ) હોય છે અને શ્વાસ લઇએ ત્યારે ઝેરી દ્રવ્યો એ ગળણીમાં રહી જાય છે. ગૅસ મારક વાપરવાની ટેવ ન હોય તે માણસ શરૂઆતમાં ગુંગળાઈ ગયા જેવો થઈ જાય છે. ચાર પાંચ કલાક વાપર્યા પછી ગળણીઓ ઝેરી દ્રવ્યોથી ભરાઈ જાય છે, અને મારક નકામો બને છે. કપડાં પર પ્રવાહી મસ્ટર્ડ ગૅસ પડયો હોય તો એક બે કલાક ઉકળતા પાણીમાં તે કપડાં પલાળી રાખવાથી તેની અસર નાબુદ થાય છે.

મારકને બદલે ભોંયરા કે આશ્રયસ્થાનની ઓરડી પણ વપરાય છે. આવી ઓરડીને એક જ પ્રવેશદ્વાર હોય છે અને પ્રવેશદ્વારમાં પણ મારકના જેવી જ ગળણીની વ્યવસ્થા કરેલી હોય છે, એટલે અંદરનાં માણસોને રક્ષણ મળે છે. ×

[ પ્રો. ર. શ્રી. દેશપાંડેના લેખ ઉપરથી ફેરફાર સાથે ]

---

# કાગળમાં કરકસર કરો.

કાગળોની કરકસર કઇ કઇ બાબતોમાં કેવી રીતે કરવી તેની સૂચનાઓ “ ઇન્ડીઅન પ્રિન્ટ ઍન્ડ પેપર ” નામના એક કલકત્તાના ત્રિમાસિકમાં પ્રસિદ્ધ થઇ છે તે પૈકી થોડીક બાબતો ફેરફાર કરી આ નીચે જનતાની જાણ માટે આપી છેઃ—

૧ દરેક કામે બને તેટલો નાનામાં નાના કદનો કાગળ વાપરવો.
૨ કાગળની બન્ને બાજુએ મુદ્રાલિખિત કરવું યા લખવું.
૩ ખાસ જરૂરનું ન હોય તે કામની નકલો રાખવી નહિ.
૪ મુદ્રાલિખિત કરતી વખતે માત્ર એક જ જગ્યા ( Single spacing ) છોડી મુદ્રા-લિખિત કરવું.
૫ દરેક લખાણ તથા છાપકામમાં હાંસિયાની ટૂંકી નોંધ શકય તેટલી નાની લખવી.
૬ છાપકામ કરાવતી વખતે વાંચવામાં હરકત ન પડે તેવાં નાનામાં નાનાં બીબાં વાપરવાં.

× “ કુમાર ”ના જાન્યુઆરી ’૪૨ ના અંકમાંથી.

# સ્વ. મો. ન. અમીન

# સ્મારક ગ્રંથમાળાની યોજના

ગ્રંથમાળાની સ્વીકારાયલી યોજનાનો જાહેરે જાણવા જેવો જરૂરી સાર નીચે પ્રમાણે છેઃ—

(૧) દર વર્ષે સ્વ. શ્રી. મોતીભાઇ અમીનની પુણ્યતિથિએ રાજ્ય પુ. મંડળે નીમેલી ૩ સભ્યોની પુસ્તકપસંદગી સમિતિએ પસંદ કરેલા અને પેટાસમિતિએ બહાલી આપેલા શિષ્ટ પુસ્તકનું પ્રકાશન થતું રહેશે, અને તે અગાઉથી નોંધાયલાં ગ્રાહકોને લગભગ પડતર કિંમતે પૂરૂં પડાશે.

(૨) આ ગ્રંથમાળા માટે જીવનચરિત્ર, ધર્મ, નીતિ, વિજ્ઞાન, પ્રવાસ, શિક્ષણ, ગ્રામોન્નતિ, વ્યાયામ અને સાહિત્ય જેવા લોકોપકારક વિષયોનાં ઉત્તમ પુસ્તકો બનતાં સુધી ફરતાફરતી વિષયનાં પ્રસિદ્ધ કરાશે.

(૩) પુસ્તકસમિતિએ ભલામણ કરેલા વા પેટાસમિતિએ પસંદ કરેલા મુકરર ગ્રંથનો લોકભોગ્ય અનુવાદ સિદ્ધહસ્ત અનુવાદક પાસે તૈયાર કરાવાશે, અગર તો જાહેરાત દ્વારા લેખકો પાસેથી તેવા અનુવાદ કિંવા મૌલિક લખાણ મેળવી લેવાશે.

(૪) પ્રસિદ્ધ થતાં પુસ્તકોની જોડણી ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોષને અનુસરશે.

(૫) રૂ. ૨)ની અનામત રકમ, પુસ્તક બહાર પડતાં પહેલાં જે સંસ્થાની વા વ્યક્તિની, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. પાસે જમા આવી હશે તે બધાં અગાઉથી નોંધાયલાં ગ્રાહક ગણાશે, અને તેમને ગ્રાહક માટે ઠરાવેલી કિંમતે, તેમને પોતાને ખર્ચે રજિસ્ટર્ડ બુક પોસ્ટથી પુસ્તક મોકલી આપવાની વ્યવસ્થા રહેશે. કોઇની મારફત, રૂબરૂ વા પુ. સ. સ. મંડળ તરફથી મેળવવાનાં બીજાં પુસ્તકોના પારસલ ભેગું પણ ગ્રંથમાળાનું પુસ્તક મંગાવી શકાશે.

(૬) નવા વર્ષે ગ્રાહક તરીકે ચાલુ રહેવા સારૂ ગ્રાહકે પ્રસિદ્ધ થતા પુસ્તકને રોકડેથી વા વી. પી. થી મંગાવી લેવું જોઇશે, અગર તો પછી દરેક વર્ષે અનામત રૂ. ૨) માં પડતો ખૂટકો પૂરો કરતાં રહેવું જોઇશે.

(૭) સ્મારકની થાપણ તથા ટ્રસ્ટના વહીવટ ઉપરાંત પેટાસમિતિએ બહાલ કરી મોકલેલા પુસ્તકને ઠરેલા કદમાં સુશોભિત રીતે છપાવીને બહાર પાડવાનું તથા ગ્રાહકોને પૂરાં પાડવાનું કામ પુસ્તકાલય સ. સ. મંડળ કરશે.

ગ્રંથમાળાની ઉપરોક્ત યોજના ધ્યાનમાં લઇ સ્વ. મોતીભાઇ સાહેબને ચાહનાર ને વખાણનાર વડોદરા રાજ્યની તેમ જ ગુજરાત બૃહદ્ગુજરાતની જાહેર સંસ્થાઓ તેમ જ વ્યક્તિઓ ગ્રંથમાળાના ગ્રાહક તરીકે પોતાનાં નામ નોંધાવી દઇને સ્વર્ગસ્થ પ્રત્યે પોતાનો આદરભાવ વ્યક્ત કરશે એવી આશા રાખવામાં આવે છે.

ગ્રાહક થવા માટે આજેજ લખોઃ—

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**

પો. બો. નં. ૧૦, રાવપુરા, વડોદરા.

# આવતા માસની કાર્યદિશા

૧ જેમનાં અંદાજે મંજૂર થયાં છે તેમણે લોકમદદ હજી પણ પુ. સ. સ. મંડળમાં ન મોકલી હોય તો સત્વર જમા કરાવે. તા. ૧૦ મી માર્ચ સુધી હવે જે ગામો મદદ મોકલશે તેમને ૧૫ મી માર્ચથી પત્રો શરૂ થશે.

૨ સરકારપંચાયત મદદની પાવતીઓ જેમણે ન મોકલી હોય તે તાકીદે મોકલે.

૩ ત્રિમાહી નિવેદનો હજી આળસથી રહી જાય છે. વાચક રજિસ્ટર અને આપ-લે નોંધવહીમાં પણ ત્રિમાહી અને વાર્ષિક તારીજ કઢાતી નથી તે કાઢી હકીકત ચોક્કસાઇથી મોકલવી.

વડોદરા,
તા. ૯-૨-૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

સૂચના નંબર ૧૮ સન '૪૧-૪૨

## વિષય

### ગ્રામ પુસ્તકાલયનાં પુસ્તકો ઉપર નંબર નાખવા બાબત

ગ્રામ પુસ્તકાલયોએ પુસ્તકોની ગોઠવણી વિષયવાર કરવા અને પુસ્તકની અંદર તથા પટ્ટી ઉપર નંબર નાખવામાં પણ, પૂર્ણાંકમાં વિષયની સંજ્ઞા અને અંશમાં પુસ્તકનો વિષયવારી નોંધવહીનો અનુક્રમ નંબર તથા છેદમાં સામાન્ય નોંધવહીનો અનુક્રમ નંબર નાખવા બદલ અમારા તરફની સૂચના નં. ૧૩ તા. ૫ ૧-૪૨ ની જે પ્રસિદ્ધ કરવામાં આવી છે તેમાં પુસ્તક નંબર નાખવા બદલનો નીચે પ્રમાણે સુધારો કરવામાં આવે છેઃ—

" પુસ્તકની અંદર તથા પટ્ટી ઉપર નંબર નાખવામાં, પૂર્ણાંકમાં વિષયની સંજ્ઞા અને અંશમાં સામાન્ય નોંધવહીનો અનુક્રમ નંબર તથા છેદમાં વિષયવારી નોંધવહીનો અનુક્રમ નંબર નાખવો."

આશા છે કે, રાજ્યનાં તમામ પુસ્તકાલયો ઉપર જણાવેલા સુધારા પ્રમાણે પુસ્તકો ઉપર અને અંદર નંબરો નાખશે. જે પુસ્તકાલયોએ સૂ. નં. ૧૩ પ્રમાણે નંબરો નાખ્યા હોય તેઓને હવે ફેરફાર કરવાની જરૂર નથી. પણ જ્યારે ફરીથી બધાં જ પુસ્તકો ઉપર નંબર નાખવાની જરૂર ઊભી થાય ત્યારે ઉપર પ્રમાણે નંબર નાખવા તજવીજ કરવી.

વડોદરા
તા. ૪-૨-૪૨

લ. મુ. પાઠક

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૧૯ સન '૪૧–૪૨

## વિષય

### પુસ્તકાલયોએ કર્તાવારી રજિસ્ટર રાખવા બાબત

રાજ્યનાં પુસ્તકાલયોએ ક્યાં ક્યાં પત્રકો રાખવાં તે સંબંધમાં વટહુકમ નંબર ૬ સન '૨૮–૩૯ નો જે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તેમાં કર્તાવારી રજિસ્ટર ગ્રામ પુસ્તકાલયોએ પણ રાખવું, એમ સૂચવવામાં આવ્યું છે. આ સંબંધમાં ખુલાસો કરવામાં આવે છે કે, " કર્તાવારી રજિસ્ટર ફક્ત જે ગ્રામ પુસ્તકાલયમાં એક હજાર કરતાં વધુ પુસ્તકો હોય ત્યાં જ રાખવું."

વડોદરા
તા. ૪ ૨–'૪૨ } લ. ચુ. પાઠક

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૫ સને '૪૧–૪૨

## વિષય

### ગ્રામપુસ્તકાલયો અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો સંબંધ

**વટહુકમ કાઢવાનું કારણ**

ગ્રામપુસ્તકાલયોમાં પુસ્તકો, વર્તમાનપત્રો નિયમિત રીતે મળે, તેનું ભંડોળ વ્યવસ્થિત રીતે સચવાઈ રહે તથા યોગ્ય પુસ્તકો જ પુસ્તકાલયમાં જાય અને પ્રત્યેક પુસ્તકાલયને વ્યક્તિગત પડતી મુશ્કેલીઓ અને ગેરરીતિઓ દૂર થાય તે હેતુથી પુસ્તકાલય ખાતાના સ. નં. ૯૬ તા. ૨૧–૯ ૨૪ આધારે તેનો સંબંધ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ સાથે જોડ્યો હતો. તેમાં જણાવેલી શરતો પ્રમાણે પુસ્તકો મોકલવામાં અડચણ આવતાં તેના કમિશનમાં વધારો કરવામાં આવેલો; તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને ખબર ન હોવાથી તથા તે સંબંધે ખાતાએ કમિશન ઓછું થઇ શકે કે કેમ તે બાબત તેની કારોબારી સાથે ચર્ચા કરી હાલ તુર્ત ચાલતા આવેલા ધોરણ પ્રમાણે પુસ્તકો મોકલવાનું ચાલુ રાખેલું હોવાથી તેની શરતો ગ્રામ પુસ્તકાલયોને સંબંધકર્તા હોવાથી આ વટહુકમ કાઢવામાં આવે છે.

રાજ્યનાં તમામ ગ્રામ પુસ્તકાલયોને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ નીચેની શરતોએ બીજું ધોરણ ઠરતા સુધી પુસ્તકો પૂરાં પાડશેઃ—

**પુસ્તકો મોકલવા માટે ઠરેલું ધોરણ**

(૧) પુસ્તકો ખરીદવામાં મંડળને જે કમિશન મળે તેમાંથી ૧૦ ટકા રાખી બાકીનું કમિશન પુસ્તકાલયોને આપવું.

(૨) મંડળના સભાસદ હોય તે પુસ્તકાલયને પુસ્તકોનું પાર્સલ વડોદરા સ્ટેશને મંડળના ખર્ચે પહોંચાડવું. જે ગ્રામ પુસ્તકાલય સભાસદ ન હોય તેમની પાસેથી પાર્સલ ચાર્જ સેંકડે ૧½% અગર એક રૂપિયે ૦-૦-૩ પાર્સલ પ્રમાણે લેવું.

ગ્રામ પુસ્તકાલયોને પોતાને મોકલાતાં પુસ્તકો ઉપર પ્રમાણે ધોરણ ઠરેલું છે તે પ્રમાણે પોતાને પુસ્તકો મળે છે કે કેમ તે જોવા પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ નોંધ લેવી.

વડોદરા,
તા. ૬–૨-૪૨ } લ. ચુ. પાઠક

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક




૩૨૮ પાનાં : આંખને ઉડી વળગે એવું સુંદર જૅકેટ.
અઢી રૂપિયા

# કુમકુમ

વિષયોનું વૈવિધ્ય, અનોખી શૈલી, કાવ્યમય રજુઆત અને અણઉકલ્યા પ્રશ્નોની વિચાર-પ્રેરક છણાવટથી અંત લગી એકસરખું આકર્ષણ જાળવી રાખતી શ્રી. કિશનસિંહ ચાવડાની સોળ સુંદર વાર્તાઓ....

— અનુક્રમ —



## થોડાક અભિપ્રાયો

" જ્યારે શ્રી. કિશનસિંહ ચાવડાના જેવી રચનાઓ વાંચવામાં આવે છે ત્યારે એમ થાય છે કે આ એના વર્ણને, આ એની તાજગીએ, આ એની ચેટ, આ એની માનસચાંત્રો સાચદિલીએ, આ એના કુલાણા પામતી કુમારી છવી જાય છે. "

—પ્રૉ. બ. ક. ઠાકોર

" પથ્ય વાર્તાસાહિત્યના પ્રેમીઓ આ બહુવિધ તેટલી જ સુંદર રચનાઓમાંથી ઉલ્લાસ અને ઉદ્‌બોધન ઘણા પ્રમાણમાં પામશે એવી મારી પ્રતીતિ છે. "

પ્રૉ. વિજયરાય વૈદ્ય

" જેમણે જીવન જીવ્યું છે, માણ્યું છે, જીંદગીમાં તેજછાયાની સંતાકુકડી ખેલી છે, નૃત્ય, સંગીત, સૌન્દર્યનો મદિરા કરતાં પણ બલવત્તર નશો અનુભવ્યો છે એવા નવલિકાકારોના વર્ગમાં શ્રી. કિશનસિંહજીનું સ્થાન છે. 'કુમકુમ' એ જુવાળે ચઢેલી જીંદગીમાં થતી વેદનાનું ફળ છે. "

—શ્રી. ધનસુખલાલ મહેતા

૧૯૪૨ માં અમારા તરફથી પ્રકટ થનારાં કેટલાંક પુસ્તકો : સુંદર વસ્તુ એવાજ સુંદર રૂપરંગમાં:

| | | |
|---|---|---|
| સરી જતું સૂરત | ( ' અમે બધાં 'નું નાટકમાં રૂપાંતર ) | રૂા. સવા |
| લગ્નની બેડી | ( આચાર્ય અત્રેનું રંગદર્શી પ્રહસન ) | રૂા. બે |
| હેમ્લેટ | ( શ્રી. હંસાબહેન મહેતા-કૃત અનુવાદ ) | રૂા. બે |
| રસોઈનું રસાયણ | ( સર્વાંગસુંદર પુસ્તક ) | રૂા. ત્રણ |

અમારૂં સૂચિપત્ર મંગાવો.

## એન. એમ. ત્રિપાઠી એન્ડ કમ્પની

બુકસેલર્સ : પબ્લીશર્સ : : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

Reg. No. B. 2216

# મોટાં બાળકો માટે—

શિકાર
પ્રવાસ
ક્રિકેટ
સ્કાઉટીંગ
પરાક્રમ
સાહસ
બહારવટું

બાળકો જરાક મોટાં થાય-ચૌદ પંદરનાં થાય, એટલે તેમને શૂરાતન અને પરાક્રમનાં પુસ્તકો વાંચવાની તાલાવેલી લાગશે. તેમને માટે 'ગાંડીવે' તેવું વાચન તૈયાર કરી રાખ્યું છે.

## કુમાર માળા

| | | |
|---|---|---|
| ૧ | ગોરીલાનો પ્રેમ | ૦॥ |
| ૨ | પૂછડિયાના પ્રદેશમાં | ૦॥ |
| ૩ | શિકારિકા-૧ | ૦॥ |
| ૪ | ભેદી સૃષ્ટિ-૧ } ભેગા | ૨ |
| ૫ | ,, ,, -૨ | |
| ૬ | શિકારિકા-૨ | ૦॥ |
| ૭ | ચાંદા પર ચઢાઈ | ૦॥ |
| ૮ | આફતે મર્દ | ૧ |
| ૯ | મોતના પંજામાં | ૦॥ |
| ૧૦ | ચીનગારી | ૦॥। |
| ૧૧ | લલ્લુ | ૦॥= |
| ૧૨ | સંકટની શોધમાં | ૧)= |
| ૧૩ | ભીલીઓ સરદાર | ૧॥ |
| ૧૪ | માયાવી દેશ | ૧। |
| ૧૫ | ટોમી અને બીજી વાતો | ૦॥ |
| ૧૬ | શિકારિકા-૩ | ૦॥। |

આખા સેટના પોણાતેર રૂપિયા

રસભરી ચોપડીઓ :: પાકાં પૂઠાં :: માફક કિંમત

ગાંડીવ બાળમાસિક ૩-૦-૦ ગાંડીવ બાળપખવાડિક ૫-૦-૦

હાસ્યમૂર્તિ જ્યોતીન્દ્ર દવેકૃત રંગતરંગ ચાર ભાગ ૫-૦-૦

બાલોદ્યાનમાળા (૮૯ પુ૦) ૨૭-૨-૦ ચાલો ભજવીએ (૧૨ પુ૦) ૭-૮-૦

બહાદુર પટેલ (૨૦ પુ૦) ૫-૧૦-૦

ગાંડીવ



દેશપરદેશમાં છોકરા અને છોકરીઓમાં સારા વાચનનો શોખ ઉત્પન્ન કરીને પોષી રહ્યું છે. યુવાન પણ અભણ સ્ત્રીવર્ગને વાંચતાં શીખવા લલચાવી શક્યું છે. ગુજરાતનાં હજારો સ્ત્રીઓ અને બાળકોમાં સાહિત્ય, સંગીત અને કળાના સંસ્કારોનાં બીજ વાવી રહ્યું છે.

ત્રિરંગી સુંદર ચિત્રો, ગીતો, વાર્તા, સંવાદ, વિનોદ, પ્રવાસ અને સાહસનાં વર્ણનોથી ભરપૂર દર મહિને નિયમિત રીતે બહાર પડતું

# —બાલમિત્ર માસિક—

### હજી તમારા કુટુમ્બમાં નથી આવતું ?

પ્રતિદિન ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે એ જ બતાવે છે કે જે બાળક 'બાલમિત્ર' વાંચે છે તે ગ્રાહક બનવા વડીલોને વિનવે છે. આજે જ તમારા બાળકનું નામ ગ્રાહક તરીકે નોંધાવો. ઑગસ્ટ માસથી 'બાલમિત્ર'નું ૨૦મું વર્ષ શરૂ થયું છે. ઑગસ્ટથી કે જાન્યુઆરીથી ગ્રાહક થઈ શકાય છે.

વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૪) = પરદેશ માટે વાર્ષિક શિલિંગ ૮

લખો:—વ્યવસ્થાપક, 'બાલમિત્ર' કાર્યાલય-ચરોતર એજ્યુકેશન સોસાયટી; આણંદ

## તમારી લાયબ્રેરી સંસ્થામાં બાળકોને સ્થાન છે ?

ગુજરાતનાં બાલુડાં માટે ૧૯ વરસથી સ્વતંત્ર, સુંદર ને સચિત્ર બાલમાસિક પ્રગટ થાય છે.

[ તંત્રી : ભીખાભાઇ વ્યાસ ]

# બાળક

: જાન્યુઆરી ૧૯૪૦ થી નવીજ ફેરફાર :

: બાળકોને રુચિકર એવું સચિત્ર વાચન :

: બાલમાસિકોમાં સસ્તામાં સસ્તું :

: દીવાળી ઉપર ખાસ અંકની ભેટ :

'બાળક' પત્રને એકે એક લાયબ્રેરી સાચી રીતે અપનાવી શકે, કેમકે તે સાચે જ બાલમાસિક છે: લવાજમ: ફક્ત રૂપિયા બે :

લખો—'બાળક' કાર્યાલય—રાવપુરા,—વડોદરા.

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાંએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય-ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યા છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોના વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના પહેલા અને બીજા ભાગને મંજુર કર્યા છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાનાં પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગ માટે ભુજ-માં ભરાએલ 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર (Certificate of Merit) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિકપત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યાં છે.

## ઘેરબેઠાં પૈસા કમાવા આજેજ મંગાવો !

કચ્છ વેપારી મંડળના પ્રમુખ,

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ લખેલા

"આમુખ" સાથે

# નફાકારક હુન્નરો

ભાગ ૧—૨—૩

નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર પુસ્તક

૭૫૦ પાનાં, ઉમદા જાડા એંટિક કાગળ, શાસ્ત્રોક્ત શુદ્ધ સુંદર છપાઇ અને આકર્ષક ગેટઅપ

કિંમત ૭ (સાત) રૂપિયા

( વી. પી.થી ટપાલખર્ચ ૧૩ આના જુદું )

મંગાવવા માટે લખો :—

સંચાલક : શ્રી લક્ષ્મી પુસ્તકમાળા

નંબર ૩ ચોક બજાર,

પોસ્ટ સીનુગરા (અંજાર–કચ્છ).

## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ એટલુંજ નહિ ; પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ... 'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...પરચુરણ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે અમે તેવી જાહેરાતોનાં ચોકઠાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામાં આવ્યું છે તે છે... 'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જો કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે...કારણકે ઓછી મુડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...

'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ).

...વર્તમાન જીવતમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે—એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંપાદકે આમાં કેટલીક વ્યવહાર અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રૂચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહી.

'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

...આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે હસ્તી ધરાવતી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.

'ગ્રામજીવન' માસિક (વડોદરા)

વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળાના પુસ્તકો

**સટ ૧ લોઃ**—વંધ્યા ૦, કાકી ૦)≡, કાયદામાં સ્ત્રીનું સ્થાન ૦)≡, અર્ધાંગના ૦. ગૃહવ્યવસ્થાની વાતો ૦।≡, ખાંપણાં ૦।–, બલિદાન ૦।–. ભવાટવી ૦, મા ૦, જયાના પત્રો ૦।≡.

આખો સેટ રૂ. ૨ાા ને બદલે રૂ. ૨ા–

**સટ ૨ જોઃ**—પતિની પસંદગી ૦, સીસીની આત્મકથા ૦)≡, ફેશન ૦, પારસી સતીઓ ૦।≡, વિધવા ૦।–, કોને પરણું ? ૧, સુઘડતા ને સુંદરતા ૦ાા, હાસ્ય ફુવારો ૦ાા, ભૂતના ભડકા ૧ાા, વિષવૃક્ષ ૧ાા.

આખો સેટ રૂ. ૬ાા≡ ને બદલે રૂ. ૬)≡

**સટ ૩ જોઃ**—હાસ્ય કલાપ ૧ાા, દેવી ચૌધરાણી ૧ાા; વીર રોઝા ૧), હાસ્ય ઝરણાં ૧ાા; "જરા રહો મૂકજો" ૧), રાસરજની ૧ાાા, જીવન પલટો ૦, સુખી ઘર ૦)≡, ભરત ગુંથણ ૦ાા≡, ચોરાસીનું ચકકર ૦।–.

આખો સટ રૂ. ૯ાા≡ ને બદલે રૂ. ૯)

**સટ ૪ થોઃ**—રઝિયા બેગમ ૦)≡, ગૃહવિવેક અને બીજી વાતો ૦।≡, સખીના પત્રો ૦ાા, રસવતું શાસ્ત્ર ૦)≡, સ્ત્રીહૃદય ૦)≡, માતૃપ્રેમ અને બીજી વાતો ૦, પારસી લગ્નગીતો અને ગરબા ૦।≡, દામ્પત્ય જીવન ૨ાા, વહેમી પતિ ૦)≡, આરોગ્ય અને સુખ ૦।≡.

આખો સટ રૂ. ૫)≡ ને બદલે રૂ. ૪ાાા–

**સટ ૫ મોઃ**—સામાજિક વાતો ૦।–, રમુજી વાતો ૦, ભલી ભાભી ૦)–, પતિ પ્રભુ છે ૦)–, માંદગી અને માવજત ૦, વાતનું વતેસર ૦)–, ઘરેણાંનો શોખ ૦)–, પારસી સતીઓ ૦।≡, એકાદશી ૦ાા≡, રાણકદેવી ૦ાાા.

આખો સટ રૂ. ૨ાાા– ને બદલે રૂ. ૨ાા≡

**સટ ૬ ઠ્ઠોઃ**—શિવાજીની બા ૦ાા≡, સાસુની શિખામણ ૦)–, કાયદાનું અજ્ઞાન ૦)–, નામ વગરની નવલકથા ૧ાા, નારીભિક્ષુક ૦, માસિક ધર્મ ૦)≡, નવા સાથિયા ૦)≡ વીર તારા (બે ભાગ) ૨ા, ગોરમાનાં ગીતો ૦)–.

આખો સટ રૂ. ૫) ને બદલે રૂ. ૪ાાા

**સટ ૭ મોઃ**—મેડમ ડેમીડા ૦ાાા, સામાજિક વાતો ભાગ–૨ ૦)≡, સુખિયણ ગૃહિણી ૦)–, સ્ત્રીસ્વાતંત્ર્ય ૦)–, દક્ષિણી રાંધણકળા ૦)≡, સતિ જસમા ૦।≡, સંસાર દર્શન ૦।≡, ભૂમિમાતા–આનંદમઠ ૧ાા, બાળવિધવા ૦)≡, સાચાં સહોદર ૧ાા.

આખો સટ રૂ. ૫)≡ ને બદલે રૂ. ૪ાાા–

**સટ ૮ મોઃ**—ચેપડા અથવા એક પર બીજી ૦)≡, સુકન્યા ૦)≡, વીરાંગના નીલાદેવી ૦)–, રાજનન્દિની ૦ાા, પ્રતિભાનો સ્વયંવર ૧ા, વિમાની ગીતાબાઈ ૦)≡.

( દરેકનું પોસ્ટેજ અલગ સમજવું )

**શ્રી શ ક્તિ કા ર્યા લ ય, કે ળા પી ઠ, સુ ર ત.**

# બાલવિનોદનું બાલસાહિત્ય

## બા લ કો મા ટે સ ર્વો ત્ત મ છે

**બારેબાર ચિત્રોવાળાં, છ થી પંદર વર્ષનાં બાળકો માટેનાં આ ૧૨૫ પુસ્તકો વિના કોઈપણ પુસ્તકાલય અધુરૂં છે.**

**બા લ વિ નો દ ગ્રં થા વ લિ : છ થી આઠ વર્ષનાં બાલકો માટે.**

૧ હાથીનું નાક ૨ સંગીતયાત્રી ૩ ચિત્રલેખા ૪ ત્રણ દીકરા

**બાલવિનોદમાલા : આઠથી બાર વર્ષનાં બાલકો માટે.**

૫ રતનીયો ૬ મોતીયો ૭ મણિયો ૮ ચતુરો ૯ ચંદાદેવ ૧૦ સુરિયો ૧૧ ભાણિયો ૧૨ મરઘાભાઇ ૧૩ પંડિતજી ૧૪ કલાવતી ૧૫ મંગારામ ૧૬ ભંપણુરી ૧૭ કાલઘેલાં ૧૮ ભગો ૧૯ લાલિયો ૨૦ હેમલતા ૨૧ રણધીર ૨૨ સગુર ૨૩ ગુંદરિયો ૨૪ રાવજી ૨૫ બાલવિનોદિની ૨૬ સોણુલિયો ૨૭ કાળિયો ૨૮ નાગકુમાર ૨૯ મુંબાઇ ૩૦ મેનાવતી ૩૧ અલકા ૩૨ બેઘવાળો ૩૩ કામમંત્રી ૩૪ ધરતીમાતા ૩૫ ગોરિયો ૩૬ રેડિયો ૩૭ બાપનાં વેણુ ૩૮ દુલારી ૩૯ સોનાનાં પગલાં ૪૦ ગરવી ગુજરાત ૪૧ વહેંતિયો ૪૨ લંકાની લાડી ૪૩ કનૈયો ૪૪ રાજહંસ ૪૫ ધનિયો ૪૬ બહમોગરો.

**અ શો ક બા લ પુ સ્ત ક મા લા : દશથી પંદર વર્ષનાં બાલકો માટે.**

૪૭ મહારાષ્ટ્રનો મહારથી ૪૮ ત્રણ તપેલાં ૪૯ ચીની વાતો ૫૦ શા માટે ? ૫૧ કેશુડાં ૫૨ રૂપીના બાગમાં ૫૩ : ૫૪ કુવલય બે ખંડ ૫૫ મુદ્રારાક્ષસ ૫૬ થી ૫૮ રંભાનું રસોઇઘર ત્રણ ખંડ ૫૯ આપણાં મિત્રો ૬૦ ગંમત ગીતો ૬૧ અવળચંડો ૬૨ અજિત ચમત્કાર ૬૩ અજબ દુનિયા ૬૪ સુંદરપુરી ૬૫ ભોળી સુભદ્રા ૬૬ થી ૭૦ વિજ્ઞાનવિહાર પાંચ ખંડ ૭૧ : ૭૨ નાની મોટી વાતો બે ખંડ ૭૩ બાળકોનું સ્વર્ગ ૭૪ બાલપાઠો ૭૫ નરવીર નેપોલિયન ૭૬ ગ્રામગીતો ૭૭ ચંદ્રસાગા ૭૮ રાતં ભોજ ૭૯ પિતાનો શિકાર ૮૦ મકનિયો ૮૧ સમ્રાટ સિકંદર ૮૨ ફૂલગજરી ૮૩ કાગળનાં ઢિંમિયા ૮૪ મીરાંબાઇ ૮૫ દગાબાજ દુશ્મન ૮૬ સુંદર સંવાદો ૮૭ પ્રેમરાજ ૮૮ રાણા પ્રતાપ ૮૯ થી ૯૪ અમારી વાર્તાઓ—છ ખંડ ૯૫ મહુડિયાં ૯૬ પત્રપેટી ૯૭ લેનિન ૯૮ ગીતકથાઓ ૯૯ : ૧૦૦ આપણી મહાસભા બે ખંડ ૧૦૧ : ૨ વડવાઇઓ બે ખંડ ૧૦૩ : ૪ ઊતરાતી નજર બે ખંડ ૧૦૫ થી ૮ હાસ્યતરંગ ચાર ખંડ ૧૦૯ નીરૂની નોંધપોથી ૧૧૦ પ્રવાસ કથાઓ ૧૧૧ : ૧૨ કોણ, કેમ શું ? બે ખંડ ૧૧૩ : ૧૪ નવી નવાઇઓ બે ખંડ ૧૧૫ ચિત્રરેખા ૧૧૬ થી ૧૮ પોપટાંની દુનિયા ત્રણ ખંડ ૧૧૯ નરસૈયો ૧૨૦ સાગરની રાણી ૧૨૧ નગીનાવાડી ૧૨૨ ત્રણ ઠગ ૧૨૩ લાલાનો ભેગ ૧૨૪ ગગો ગાંધી ૧૨૫ હીરકણી.

નં: ૧ ના બાર આના. નં: ૨૫, ૪૬, ૭૩, ૮૯ થી ૯૪, ૯૭, ૯૯, ૧૦૦, ૧૧૦, ૧૧૩, ૧૧૪, ૧૧૬ થી ૧૧૮ ૧૨૦, ૧૨૨, ૧૨૩ ને ૧૨૫ ના છ આના. નં: ૨ થી ૪, ૪૭, ૬૦, ૬૧, ૭૭ ને ૮૧ ના ચાર આના. ને બાકીનાં દરેકના ત્રણ આના.

**બાલવિનોદ કાર્યાલય : મલાડ [ મુંબાઈ ]**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૭ મું | જાન્યુઆરી-૧૯૪૨ | અંક ૧ લો.

## સત્તરમું સંવત્સર

—તંત્રીસ્થાનેથી

" પુસ્તકાલય " માસિક સોળ વર્ષ વીતાવી આજે સત્તરમા વર્ષના પ્રવેશદ્વારે આવી ઊભું છે.

વીતેલા વર્ષમાં, એણે, આગલાં વર્ષોની જેમ પુસ્તકાલય પ્રવૃત્તિવિષયક વિવિધ લેખો આપ્યા છે. તેમાં પણ, આપણી પ્રવૃત્તિને લગતા ખાસ લેખો, ગયા વર્ષમાં વાચકોને ઠીક પ્રમાણમાં મળ્યા છે એમ સહેજે પાછલા અંકો જોતાં કહી શકાય. એના કારણમાં, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલનો ખાસ સહકાર આગળ તરી આવે છે. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપકના પદ પર તેઓશ્રી નિયુકત થયા તે અગાઉ આ પ્રવૃત્તિને લગતા તેમના લેખો "પુસ્તકાલય"માં કવચિત કવચિત્ આવતા; પરંતુ એ પદ પર આવ્યા પછી તો, સ્વ. મોતીભાઇ સાહેબની માફક, કેમ જાણે તેઓ એની પાછળ જ પડયા છે. અને જ્યારે અથવા જ્યાં પણ તેમને મળો ત્યાં ત્યાં તેઓ તમારી સાથે પુસ્તકાલયપ્રવૃત્તિ સંબંધે જ વાત કરશે. એના પરિણામે ગયા વર્ષમાં, આપણી પ્રવૃત્તિવિષયક ઠીક લેખો આપણને મળ્યા છે.

આ સિવાય હમેશ મુજબ અપાતા "પુસ્તકપરિચય" "નવીન ફાલ" પણ દર માસે નિયમિત અપાયા છે; જ્યારે " સામયિકોમાંથી શું વાંચશો " અને " માસિકો મળ્યા તારીખ " અમારે કોઇ કોઈ વાર સ્થળસંકોચને કારણે જતા કરવા પડયા છે. એવું જ " સામયિક દોહન " વિભાગ માટે પણ બન્યું છે. એ વિભાગ અમે દર માસે આપી શકયા નથી તે માટે દિલગીર છીએ.

પુસ્તકાલયવિષયક કાવ્યો કેટલાક ભાઈઓ તરફથી અમને અગાઉ મળતાં તેમાંનાં ભાગ્યે જ કોઈ પ્રગટ કરવા જેવાં જણાતાં તેમ જ હવે પુસ્તકાલયને લગતાં

પ્રેરણાત્મક કાવ્યો લખનાર નહિ નીકળવાથી એવાં કાવ્યો લેવાનું મોકૂફ રાખ્યું છે; જો કે ખાસ પસંદગીવાળાં કાવ્યોને સ્થાન આપવા અમે યથાશકય પ્રયત્નશીલ રહીએ છીએ.

આ સ્થળે, પુસ્તકાલય પ્રવૃત્તિમાં કામ કરતાં ભાઇબહેનો જો તેમના આ પ્રવૃત્તિવિષયક અનુભવો-નક્કર અનુભવો-તેમ જ વ્યવહારૂ માર્ગદર્શનને લગતા લેખો લખી મોકલશે તો તેને અવશ્ય સ્થાન આપવા પ્રયત્ન થશે.

આ સ્થળે અમારા વાચકવર્ગને, અમે અગાઉ પણ કરી હતી તેવી વિનંતિ ફરી વાર પણ કરીએ છીએ કે, જે પણ સામયિકમાં તમારા વાંચવામાં સારો લેખ આવ્યો હોય, તમને તે પસંદ પડયો હોય એવો " સામયિક દોહન "માં લેવા જેવો જે લેખ તમને જણાય તે અમારા તરફ જરૂર લખી મોકલો. સામયિક દોહનમાં અપાતા સારા જનહિતકારી લેખોમાં તેની પાત્રતા પ્રમાણે જરૂર સ્થાન મળશે.

વળી, દર અંકે અપાતા પુસ્તકપરિચય માટે જે તે પ્રકાશક બંધુઓએ વખતોવખત અમારા તરફ તેમનાં પ્રકાશનો મોકલતા રહી, વાચકોને-પુસ્તકાલયના સંચાલકોને-નવાં પ્રકટ થતાં પુસ્તકોનો પરિચય આપવામાં સારો સાથ આપ્યો છે. આ " પુસ્તક પરિચય " માટે કેટલાક લેખક-પ્રકાશક બંધુઓ ત્વરા સેવતા હોય છે પરંતુ અનિવાર્ય કારણે જ તે વહેલા-મોડા પ્રકટ કરવા પડે છે.

યુરોપીય યુદ્ધનાં વાદળ અત્યાર સુધી માત્ર યુરોપમાં જ આફત વરસાવતાં રહ્યાં હતાં; પરંતુ જેમ જેમ દિવસો જતા જાય છે, તેમ તેમ એની ભયંકરતા દુનિયાના અન્ય દેશો પર પણ ઊતરી રહી છે અને આજે તો એની સીધી કે આડકતરી અસરથી ભાગ્યે જ કોઇ દેશ વંચિત રહી જવા પામ્યો હશે. આ પરિસ્થિતિમાં " પુસ્તકાલય " પ્રવૃત્તિને પણ દેશ-પરદેશમાં સહન કરવું પડયું છે અને કેટલાંય પુસ્તકાલયો તેનાં ભોગ બન્યાં છે.

હિંદમાં પણ આ યુદ્ધના ઓળાએ મોંઘવારીની આફત ઉતારી છે અને અન્ય ચીજોની સાથે સાથે છાપવાના કાગળોની પણ હદ ઉપરાંતની મોંઘવારી આવી ગઇ છે. ત્રણ આને રતલ મળતા કાગળો આજે બાર-ચૌદ આને રતલ મળવા લાગ્યા છે; અને તે પણ કેટલીક વાર તો વખતસર મળવામાં મુશ્કેલી નડે છે. આવી, કાગળની મોંઘવારી " પુસ્તકાલય " માસિકને પણ વેઠવા વખત આવ્યો છે, આમ છતાં કાગળની અછત વેઠવી ન પડે તે માટે, મોંઘા ભાવે પણ, વર્ષ દિવસની કાગળ માટેની જોગવાઇ કરી લેવામાં આવી છે.

કેટલેક સ્થળેથી " પુસ્તકાલયનું " લવાજમ ઘટાડવાની માગણી કરતા પત્રો-

ઠરાવો આવે છે, પરંતુ તેમણે હાલના ઉપર્યુક્ત સંયોગોનો પણ સાથે સાથે વિચાર કરવો જોઈએ.

આ સંજોગોમાં, અન્ય સામયિકોએ તેમના વાર્ષિક લવાજમના દરોમાં વધારો કર્યે રાખ્યો છે, પરંતુ "પુસ્તકાલય" માસિકના લવાજમમાં કોઈ જાતનો વધારો કરવામાં આવ્યો નથી.

અંતે, વર્ષ દરમિયાન જે જે લેખકોએ તેમ જ વાચક–પ્રકાશક ભાઈ–બહેનોએ અમને સાથ–સહકાર આપ્યો છે તેમને યથાવત્ આગામી વર્ષમાં પણ આપતા રહેવા વિનવીએ છીએ.

***

## આભારદર્શન

આ સ્થળે અમારે, એક અત્યંત દિલગીરીભરી ફરજ બજાવવાની આવી પડી છે. "પુસ્તકાલય" માસિક શરૂ થયું ત્યારથી અત્યારસુધી એના માનદ તંત્રીપદે રહી વિવિધ દોરવણી આપનાર અને પુસ્તકાલયપ્રવૃત્તિના તજ્જ્ઞ સરખા પીઢ અનુભવી અને પુસ્તકાલય ખાતાના (હાલ નિવૃત્ત) અધિકારી શ્રી. નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી તેમની સેવાકાળ નિવૃત્તિ બાદ, હવે તેમને વધુ વખત સૂરત ખાતે રહેવાનું થવાથી તેઓ માસિકના તંત્રીપદેથી નિવૃત્ત થાય છે.

તેઓશ્રી તંત્રીપદે રહ્યા ત્યાંસુધી માસિકના સંચાલનમાં વખતોવખત વિવિધ સૂચનો આપતા અને પુસ્તકપરિચય તેમ જ વર્ગીકરણને લગતી યાદીઓ પણ તૈયાર કરી "પુસ્તકાલય"માં આપતા હતા.

પુસ્તકાલય ખાતામાં લાંબા કાળની તેમની સેવાઓ દરમિયાન આખી પ્રવૃત્તિ તેમને હસ્તગત જેવી હતી અને તેમની એ સેવાઓનો અનુભવ તેઓ "પુસ્તકાલય" દ્વારા વખતોવખત આપતા હતા.

આજે તેઓ તંત્રીપદેથી નિવૃત્ત થવા છતાં દૂર રહેરહે પણ આપણને સાથ–સહકાર આપતા રહેવા વિનંતિ કરીએ છીએ.

અંતે ફરીવાર તેઓનો આભાર માની તેમની વિશેષ તંદુરસ્તી ઇચ્છી વખતોવખત આપણને સહકાર આપતા રહો એ વિનંતિપૂર્વક વિરમીએ છીએ.

---

# કૈલાસવાસી સ્વામી શ્રી અખંડાનંદજી

દૈનિક વર્તમાનપત્રો પરથી હવે તો સ્વામીશ્રી અખંડાનંદજીના અવસાનના સમાચાર સર્વત્ર પ્રસરી ગયા છે. પૌષ શુક્લ પૂર્ણિમાની રાત્રે, છેવટની માંદગીને અંતે, તેઓશ્રીનું અવસાન થયું છે. આ સમાચાર સાંભળી ગુજરાતી વાચક જનતાએ અત્યંત ભારે આઘાત અનુભવ્યો હશે.

છેલ્લાં ત્રીસ વર્ષો થયાં તેઓશ્રીએ ગુજરાતી જનતાની, શિષ્ટ સાહિત્ય પ્રકટ કરીને ભારે સેવા બજાવી છે. ગુજરાતમાં જ્યારે આજના જેટલાં થોકબંધ પુસ્તકો નહોતાં, જ્યારે ગણ્યા ગાંઠયા વિદ્વાનો સંસ્કૃત–અંગ્રેજી સાહિત્ય વાંચી તેનો લાભ લેતા અને આમજનતા તેમની વિદ્વત્તાભરી વાણી સાંભળી ' અહો, અહો ' અનુભવતી અને એવાઓ પ્રત્યે માનભરી નજરે જોતી, અને ઘરમાં એકાદ પણ પુસ્તક હોય તો તેનું જતનપૂર્વક સાચવણી કરતી ત્યારે, એ વિદ્વાનો માટે નહિ પણ ગામડે વસતા ગ્રામજનોને ઉત્તમ પુસ્તકોનાં વાચન તરફ તેમણે પ્રેરી હતી.

આમજનતામાંના ધર્મજિજ્ઞાસુ લોકો ધર્મજ્ઞાનભર્યા સંસ્કૃત ગ્રંથો વાંચી–સમજી શકે તેવી સ્થિતિ નહોતી, છતાં તે સમજવા ઉત્સુકતા સેવતી. તેવાઓને તેવું મનમાન્યું સાહિત્ય વાંચવા મળે તે માટે સદ્. સ્વામીજીએ અથાગ પ્રયત્નો કર્યા છે. મોંઘામૂલ્યે મળતા ધર્મગ્રંથો –દસ રૂપિયે મુંબઇના બુકસેલરોને ત્યાં વેચાતા ગ્રંથો–તેમણે બબ્બે–ત્રણત્રણ રૂપિયાની અતિઅલ્પ કિંમતે સરળ લોકભોગ્ય ભાષામાં તૈયાર કરાવી પ્રકટ કર્યાં છે. અને ગુજરાતના ગામડે ગામડે, અરે, ઘેરઘેર પહોંચાડી દીધા છે.

એમણે પ્રકટ કરેલાં ગીતા, ભાગવત અને રામાયણની દફતરો પ્રતોમાં બહાર પડતી આવૃત્તિઓ આપણાં પુસ્તકાલયોમાં તરત નજરે પડે તેમ હોય છે. આપણા રાજ્યનાં પુસ્તકાલયોમાં અને ઇતર સર્વત્ર, એમણે સ્થાપેલી અને વિકસાવેલી સંસ્થા–સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના ગ્રંથોથી ભરપૂર નજરે પડશે. ભાગ્યે જ આપણું કોઇ પુસ્તકાલય હશે, જ્યાં એ સંસ્થાનાં જ્ઞાનદાયક અને પ્રેરણાત્મક પુસ્તકો નહિ હોય; અરે, આપણી પુસ્તકાલયપ્રવૃત્તિના આરંભકાળે અને તે પછી, આપણાં પુસ્તકાલયોમાં આવતાં પુસ્તકો મુખ્યત્વે એમની સંસ્થામાંનાં જ મોટે ભાગે આવતાં. કારણ, એ સંસ્થાએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો પાછળ સ્વામીશ્રી અખંડાનંદજીનું વ્યક્તિત્વ હતું, પ્રતિભા હતી, **શિષ્ટ સાહિત્યની ખાતરી** હતી, કંઇક નક્કર સાહિત્ય હોવાની પૂરેપૂરી સંભાવના હતી.

તેમણે સ્થાપેલી સંસ્થાએ ત્રણ–ચાર દાયકાના દીર્ઘજીવનપર્યંત આમજનતાની કરેલી સાહિત્યસેવાની આજે પિછાણ આપવા નીકળીએ તો તપતા અને પ્રકાશતા સૂર્યને ઓળખાવવા જેવો મૂર્ખતાભર્યો અખતરો જ દેખાય; છતાં એમના અવસાનકાળે અમે આટલો અલ્પમાત્ર ઉલ્લેખ કરીને જ કૃતકૃત્યતા અનુભવીએ છીએ.

ખરું પૂછો તો સસ્તુ સાહિત્ય એટલે સ્વામીજી, અને સ્વામીજી એટલે સસ્તુ સાહિત્ય: બન્ને એકાકાર હતાં. સ્વામીજી રાતદિવસ એકમાત્ર એ સંસ્થાના જ વિચારો કરતા, એને

અંગેની વિવિધ યોજનાઓ વિચારતા, ઘડતા, અમલમાં મૂકતા. ગરીબોની દાઝ એમના દીલમાં હતી, આમવર્ગ માટે સર્વ કંઇ કરી છૂટવાની એમની તમન્ના હતી અને એઓ એમનું એ ધ્યેય પાર પાડી શક્યા છે.

આમજનતામાં શિષ્ટ સાહિત્ય પ્રચારના એમના ધ્યેય અર્થે તેમણે ધર્મનીતિપ્રેરક અને જીવનચરિત્રોનાં સંખ્યાબંધ પુસ્તકો અલ્પમૂલ્યે, અર્ધા મૂલ્યે આપ્યાં છે અને કેટલાક પ્રસંગે તો મફત લ્હાણીઓ પણ કરી છે. ભગવદ્ગીતાની લાખો પ્રતો એના પુરાવારૂપ છે. ટ્રેનમાં કે રસ્તામાં કોઇ મળે–સહેજ વાત કરે, વાચનની જિજ્ઞાસા વ્યક્ત કરે, તેને કયું પુસ્તક પસંદ છે એમ પૂછે અને પાસે હોય તો આપી પણ દે અથવા કાર્યાલયમાંથી અપાવે.

જેવી તેમની સાહિત્યપ્રચાર પ્રત્યેની ધગશ હતી તેવી જ ધગશ દીનદરિદ્રો પ્રત્યે દયા દાખવવાની પણ હતી. તેમણે સંસ્થામાં દીન–દુ:ખીઓની સેવા માટે–ખાસ ખાતુ રાખ્યું હતું. આંખના દર્દીઓ માટેની અકસીર દવા–ખાખરાના મૂળના અર્કના ઉત્પન્નકર્તા તેઓ જ હતા અને આજે આયુર્વેદિક દવાઓ બનાવતી ફાર્મસીઓ ખાખરાના મૂળનો અર્ક બનાવતી થઇ છે તેના મૂળ ઉત્પાદનનો યશ સ્વ. સ્વામીજીના જ ફાળે જાય છે.

અને તેઓ ગરીબોને સહાય પણ ખૂબ આપતા. જ્યાં કોઇ દીનદરિદ્રી મળે તેને તેની હકીકત પૂછે, અને પાત્રતા જણાતાં તેને સહાય કરે. કડકડતી ઠંડીમાં રાતના પહોરે ફરવા નીકળે, ફૂટ–પાથ પર ટૂંટિયાં વાળી પડેલાં અને આછું–પાતળું ઓઢી સૂતેલાં દરિદ્રનારાયણોનું નિરીક્ષણ કરે, પાત્ર જણાતાં સાથે લાવેલું ઓઢવાનું વસ્ત્ર એ સૂતેલા માનવીને જાણ પણ ન થાય તેવી રીતે ઓઢાડી ચાલ્યા જાય. અને એક પછી બીજું એમ રોજ ઠંડીના દિવસોમાં તેમનો આ ક્રમ હમેશ ચાલુ રહેતો. આવી સહાય તો તેમણે એટલી બધી આપી છે કે કેટલીક તો તેમના પોતાના સિવાય બીજા કોઇના પણ જાણવામાં ભાગ્યે જ હશે.

ઉપરાંત, હરિજનો પ્રત્યે પણ તેઓ એટલી જ સહાનુભૂતિ ધરાવતા. એમણે એ અંગે કરેલી સખાવતો તેમણે ( આ લખનારની જાણ પ્રમાણે ) ગુપ્ત જ રખાવેલી એટલે અહીં તેમાંની કેટલીક જાણવા છતાં અપ્રસિદ્ધ જ રાખી છે.

તેમની કાર્યતત્પરતા માટે તો જેટલું કહીએ તેટલું ઓછું જ છે. સવારના ચાર વાગ્યાથી કામ કરવા જે પલાંઠી વાળે તે બપોરે બાર–સાડાબારે ઊઠે અને નાહી–ધોઇ ભોજન પરવારી કલાકેક આરામ લે અને પાછી એ પ્રવૃત્તિ શરૂ થાય તે રાત્રે દસ વહેલા વાગે.

એમની આ કાર્યતત્પરતા જોઇ આપણે તો મોંમાં આંગળાં જ ઘાલવાં પડે. અને એ કાર્યતત્પરતાના પરિણામે જ તેઓ આટલા બધા–ત્રણસો જેટલા ગ્રંથોના પ્રકાશક બન્યા અને એનો ઘેરઘેર પ્રચાર કરી શક્યા.

સતત પરિશ્રમ, હરકોઇ બાબતમાં ઊંડા ઊતરી તેની પૂરી તપાસ અને ચોકસી કરવાનો ગુણ અને કરકસરી વહીવટ, એ ત્રિવિધ ગુણત્રયી એ જ એમની સફળતાની સાચી ચાવી છે.

એમના વિષે લખવા બેસીએ તો એક આખો ગ્રંથ તૈયાર થઇ શકે. અહીં એ માટે ભાગ્યે જ અવકાશ છે.

અંતે, સદ્ગતના આત્માને પ્રભુ શાંતિ બક્ષો અને તેમણે જનતાજનાર્દનના હિતાર્થે સ્થાપેલી સંસ્થા–સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયને–તેમની જ રીતિનીતિએ સંચાલન કરવાનું, તેમણે નીમેલ વ્યક્તિઓને પ્રભુ બળ આપો એ જ પ્રભુપ્રાર્થના. ઇતિ  **મણિલાલ પ્રં. વ્યાસ**

# પરદેશી સાહિત્યસૃષ્ટિનું અવનવું

જાહેર ઉત્કર્ષ તથા પ્રચાર ખાતાના જર્મન પ્રધાન મંડળે જાહેર કર્યું છે કે ' મર્ડર અપ માઇ સ્લીવ ' ( Murder up my sleeve ) અને બીજી તેવા જ પ્રકારની વાતોના લેખક અર્લ સ્ટેન્લિ ગાર્ડનરનાં પુસ્તકો યુવાન વાચકો તથા પુસ્તકાલયો માટે અયોગ્ય છે. આ ઉપર ટીકા કરતાં અમેરિકાનું એક સાહિત્યવિષયક માસિક જણાવે છે કે કદાચ ફુહરરને બીક લાગી હશે કે રખેને, ' ખૂન પાપમય છે ' તેવી કલ્પના જર્મન બાળકોને મળી જાય ! !

× × ×

લંડનમાં એવી દરખાસ્ત રજૂ કરવામાં આવી છે કે ઈંગ્લંડમાંના જર્મન કેદીઓને પુસ્તકો દ્વારા ફરીથી કેળવણી આપવી અને એ રીતે જે કેદીઓ વધારે હુંશિયાર હોય તેમને પોતાના દેશના જે લેખકો પર હિટલરે પ્રતિબંધ મૂક્યો છે તે શ્રેષ્ઠ લેખકોનાં પુસ્તકો વાંચવાની તેમને તક આપવી.

જે અઢીલાખ ઇટાલિયન કેદીઓ ઈંગ્લાંડમાં છે તેમને માટે પણ થોડાંક પુસ્તકો પ્રગટ કરવાની સૂચના થઈ છે. આ પુસ્તકોથી તેમને તેમની માતૃભૂમિની સ્વતંત્રતાનું ભાન થઈ શકે; ખાસ કરીને ફેસિસ્ટ વિરોધી ન હોય તેવાં પુસ્તકોથી શરૂઆત કરવાનું ઠીક ગણવામાં આવ્યું છે.

× × ×

લંડનના ' ધી ટાઇમ્સે ' સર હ્યુ વૉલપોલ વિષે તાજેતરમાં જે મરણનોંધ લખી હતી તે વિષે ત્યાંનાં સાહિત્ય મંડળોમાં ખૂબ ચર્ચા જાગી છે. વૉલપોલનાં પુસ્તકો તથા ચારિત્ર્યનાં ગુણોથી જેઓ પરિચિત છે તેને ' ટાઇમ્સ 'ના લખાણથી આઘાત લાગ્યો છે. ' ટાઇમ્સ 'નું લખાણ એવા પ્રકારનું છે કે, તે અદંભાવી હતો અને તેના સમકાલીન લેખકોમાં તે પ્રિય નહોતો. જે. બી. પ્રીસ્ટલિ, સર કેનેથ ક્લાર્ક, રોબર્ટ હિનોબ અને ટી. એસ. ઇલિયટ ' જેવા પ્રખ્યાત લેખકોએ આ વિરોધનો સૂર જગાવ્યો.

× × ×

યુનાઇટેડ સ્ટેટ્સ ( અમેરિકા ) ના પ્રમુખ આટલાંટિકની પેલે પાર ઈંગ્લંડના વડા પ્રધાન ટેલિફોન દ્વારા વાતચિત કરતા હોય ત્યારે એક લેખક તેમના ઓરડામાં હોય તેમાં પ્રમુખને કંઈ અસાધારણ જણાતું નથી. મિ. રૂઝવેલ્ટે એક અમેરિકન લેખકને તાજેતરમાં મુલાકાત આપી હતી. વાતચિત દરમિયાન પ્રમુખે મિ. ચર્ચિલ સાથે ટેલીફોન દ્વારા ત્રણ મિનિટ વાત કરવા માટે, પોતાની વાત અટકાવી હતી. આ ખબરથી બ્રિટિશ પત્રમાં એક લેખકને બહુ અસર થઈ હતી. તે લખે છે કે, તેની માફક જો કોઈ અંગ્રેજ લેખકને મુલાકાતનું માન મળ્યું હોત તો તેને એમ લાગત કે " મને કેટલીક ઐતિહાસિક નવલકથાઓ, એક જીવનચરિત્ર અને સંસ્મરણોના બે ત્રણ ગ્રંથોની સામગ્રી મળી છે. "

× × ×

ઈંગ્લંડમાં કાગળનું નિયંત્રણ થતાં ' જ્હોન ઓ લંડન 'ના વ્યવસ્થાપકોએ આ

સાહિત્યવિષયક પાક્ષિકને દર અઠવાડિયે નાનું કાઢવા કરતાં પંદર દિવસે અસલ, સ્થિતિમાં પ્રકટ કરવાનું પસંદ કર્યું છે.

× × ×

પરદેશી ભાષાનાં પુસ્તકોમાં એક નવીન અખતરો કરવામાં આવ્યો છે. સ્પેનિશ ભાષાના પ્રોફેસર જે. ડબલ્યુ. બાર્લો તથા તત્ત્વજ્ઞાનના પ્રોફેસર કુર્ટસ્ટીલે 'નોચિ ઓસ્કયુરા એન લીમ' ( Noche Oscura en Lima ), નામક પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. આ પુસ્તકમાં ૧૨૦૦ શબ્દોથી પણ ઓછું ભંડોળ છે. સ્પેનિશ ભાષામાં ખૂબ પ્રચલિત શબ્દો ૪ આમાં વાપરવામાં આવ્યા છે. ખાસ જાણવા જેવી બીના એ છે કે આ વાર્તા વાંચનાર, સામાન્ય પાઠ્ય પુસ્તક કરતાં આમાંથી વધારે સ્પેનિશ ભાષા શીખી શકશે.

× × ×

નાઝીઓની નજરકેદીઓની છાવણીમાં રહ્યા રહ્યા પી. જી. વુડહાઉસને પોતાનું પચાસમું પુસ્તક 'મની ઇન ધી બેંક' ( Money in the Bank ) લખવાની તથા વર્તમાનપત્રના પ્રતિનિધિ મારફત હાથપ્રત અમેરિકન પ્રકાશકોને સોંપવાની પરવાનગી આપવામાં આવી હતી. ત્યારબાદ તેને વધારે છૂટછાટ આપવામાં આવી અને વુડહાઉસે જાહેર કર્યું કે 'હું નિયમિત રીતે અમેરિકાને બીનરાજકીય વાયુવાર્તાલાપ કરીશ.' જુલાઇના પહેલા અઠવાડિયામાં તેણે કરેલ વાર્તાલાપથી ઈંગ્લંડ તથા અમેરિકામાં ધમાલ મચી રહી હતી. ભયભીત થયેલ આયન હે લખે છે કે 'આ કાર્ય માટે વુડહાઉસને નજરકેદીઓની છાવણીમાંથી છોડવામાં આવેલ છે તે વાત નિઃશંક છે.' બીજાઓએ પણ તેની સખત ઝાટકણી કાઢી છે.

× × ×

જેમ્સ હિલ્ટનનાં પુસ્તક 'ગુડબાય મિ. ચિપ્સ' ( Goodby Mr. Chipps )નું પાત્ર મિ. ચિપ્સ હોવાનું કહેવાતાં ડબલ્યુ. એચ. બાલ્ગાર્નિ, પિટ્રોકીના શાળાના માસ્તરે ૭૨ વર્ષની વયે, માણસોની તંગીને અંગે લેઝરરૂમમાં શીખવવાનું શરૂ કર્યું છે.

× × ×

જેની ચાળીસ લાખ નકલો અત્યાર સુધીમાં વેચાઇ ગઇ છે તે 'બેટલ ઑફ બ્રિટન' ( Battle of Britain )નો લેખક કોણ છે તે વિષે ઈંગ્લંડમાં ખૂબ તર્કવિતર્ક ચાલી રહ્યા છે. હવે લેખકનું નામ પ્રકાશમાં આવ્યું છે. તે વાયુ ખાતાના પ્રધાનમંડળવાળા હિલરી સેંટ જ્યૉર્જ સૉન્ડર્સ છે.

× × ×

'ક્લોઝડ ડોર' ( Closed Door )ના લેખક રોનાલ્ડ ડગ્લાસના નવા પુસ્તકનું નામ 'મન્ડે આઇ ડાઇ' ( Monday I die ) ઉપરથી ફેરવીને 'ટ્યુઝડે આઇ ડાઇ' ( Tuesday I die ) રાખવામાં આવ્યું છે.

× × ×

'ગોન વિથ ધ વિન્ડ' ((Gone with the Wind )ની વિશ્વવિખ્યાત-લેખિકા

માર્ગરેટ મિચેલે યુનાઇટેડ સ્ટેટની ક્રુઝર એસ. એસ. આટલાન્ટાને ન્યુજર્સી ખાતે તરતી મૂકી. એક લેખિકાને આવું માન આપવાનો આ પ્રથમ બનાવ છે.

× × ×

ડૉ. લિન યુ ટાંગનું પુસ્તક 'મોમેન્ટ ઇન પેકિંગ' જ્યાં પૂરૂં થાય છે ત્યાંથી તેણે નવી નવલકથા શરૂ કરી છે. ચીનમાં લડાઇ શરૂ થયા પછીની તે વાત છે. જાપાનના હુમલાને લઇને લાખો ચીનાઓ કાંઠા પરથી ચીનના અંદરના ભાગમાં ગયા, તે તેની વસ્તુ છે.

× × ×

સરહદ પ્રાંતની સરકારે હિંદ સંરક્ષણના કાયદા હેઠળ નીચેનાં પુસ્તકો પ્રગટ કરવા, વેચાણ કરવા તથા ફેલાવો કરવા પર પ્રતિબંધ મૂકયો છે:—

મેરીનનું ' રૂટસ ઇન ધ વેસ્ટર્ન હિમાલયઝ ' ( Routes in the Western Himalayas ) અને ' હેન્ડબૂક ફૉર ટ્રાવેલર્સ ઇન બર્મા એન્ડ સીલોન' ( Handbook for travellers in Burma and Ceylon )

× × ×

કેલિફોર્નિયાની કૉમનવેલ્થ કલબે કાર્લ થર્સ્ટનને તેના પુસ્તક ' સ્ટ્રક્ચર ઑફ આર્ટ ' ( Structure of Art ) માટે સુવર્ણચંદ્રક આપ્યો છે.

× × ×

૧૯૪૦ નો ન્યુબેરી મેડલ એવૉર્ડ આર્મસ્ટ્રૉંગ સ્પેરીને તેના પુસ્તક ' કૉલ ઇટ કરેજ ' ( Call it courage ) માટે આપવામાં આવ્યો છે. બાળકો માટે અમેરિકન સાહિત્યમાં જે પુસ્તકે સૌથી વધારે ફાળો આપ્યો હોય તેને અમેરિકાના બાળગ્રંથપાલો તરફથી આ પારિતોષિક દર વર્ષે આપવામાં આવે છે.

આખા વર્ષના સુંદર ચિત્રસંગ્રહ માટે આપવામાં આવતો કેલ્ડર કૉટ ચંદ્રક રોબર્ટ લૉસનને તેના પુસ્તક ' ધે વેર ગૂડ એન્ડ સ્ટ્રૉન્ગ ' (They were good and strong) માટે આપવામાં આવેલ છે.

× × ×

પુસ્તકોના ચોરોને હમણાં લંડનમાં તડાકો પડે છે. છેલ્લે છેલ્લે તેમની પ્રવૃત્તિઓ વધતી જણાય છે. ધંધાના એક પત્રને મળેલ સમાલોચનાનાં પુસ્તકોની અભરાઇ પર સફાઇથી ચોરી કરવામાં આવી હતી. ત્યારબાદ સાહિત્યવિષયક એક સાપ્તાહિકને સમાલોચના માટે મળેલ બધાં પુસ્તકો ગુમ થઇ ગયાં જણાયાં અને આના પછી ચોવીસ કલાકની અંદર લંડનના દૈનિકના સાહિત્ય વિભાગના તંત્રીએ તેવી જ ચોરીના ખબર આપ્યા. પુસ્તકોની દુકાનોને પણ છોડવામાં આવી નથી. ' શો રૂમ 'માંથી મોટી સંખ્યામાં પુસ્તકો અદશ્ય થતાં હોવાથી, આ ચોરી અટકાવવા માટે શું પગલાં લેવાં તે ખાતર લંડનના ગ્રંથવિક્રેતાઓએ એક સબકમિટિ નીમી છે. આ તપાસને પરિણામે એવા ખબર પ્રાપ્ત થયા છે કે આ ચોરી કરનાર લંડનની એક સારી લેખિકા છે.

હીરાલાલ માનસિંગ કામદાર

# ગ્રંથપાલના ઓરડામાં (સંવાદ)

(ગામના કૉલેજ અને હાઇસ્કૂલમાં ભણતા ચારેક વિદ્યાર્થીઓ, વેપારમાં રોકાયેલા બેએક સંસ્કારી યુવકો, ગાંધીવાદમાં રંગાયેલા બેએક પ્રૌઢો, ગ્રંથપાલ મુકુંદરાય વગેરે પુસ્તકાલયમાં મળ્યા છે.)

**રઘુનાથ કાકા**—નવનીતલાલ, તમે તો અભ્યાસ ઠીક લંબાવ્યો ?

**નવનીત**—કાકા, શું કરીએ ! મેટ્રીક થઇને અમારે નોકરીમાં વળવાનું એટલે બી. એ. થઇને વળીએ, કે જેથી આગળ કોઇ ' સ્કોપ ' રહે.

**કાકા**—તમે શું થવાની ઉમેદ રાખો છો ?

**નવનીત**—અમે તો મુંબાઇના લાટ થવાનાં સ્વપ્નાં સેવીએ છીએ. માબાપો પણ એમ ધારે છે કે દીકરો લાટ બનશે; પણ અમારા નસીબમાં બી. એ. થઇને પણ પચાસનો માર્કો લાગવાનો છે. અને તે કેટલી લાગવગ અને પગનાં તોરણ કરીશું ત્યારે !

**મુકુંદરાય**—નવનીતલાલ, હું કહું ? તમે આવું ભણતરનું ભાવી ભાળો છો છતાં કેમ આંખો મીંચી દીધે રાખો છો ?

**ઉપેન્દ્ર**—એ જ આજના ભણતરની ખૂબી છે ના ! પરણ્યા એ પણ પસ્તાય અને ન પરણ્યા એ પણ પસ્તાય ! ભણ્યા એય પસ્તાય છે અને નથી ભણતા એમને ભણવાનો લહાવો થઇ જાય છે ! પણ જુઓને, મારી સીકલ-અરે સીકલ ! હું હવે જીવનમાં શું કરવાનો છું ? પચ્ચીસનીય નોકરી નહિ મળે, એટલે સારાં કપડાંમાં બદમાસી કરીને એ કપડે ડાઘ અડવા નહિ દઇએ. અને હેવું કરીને-નાટક સિનેમા, ચા-બીડીની દોસ્તી નહિ છોડવાના ! નીતિ-અનીતિને નેવે મૂકવાના ! આ અમારું ભણતર !

**એક ખાદીધારી**—ત્યારે તમે ગામમાં રહી ઘર સાચવો અને હાથપગને વાપરો તો ?

**નવનીત**—હાથપગનો ઉપયોગ કેમ કરવો એ અમારે મુકુંદરાય જેવા સંસ્કારી શિક્ષકો પાસે ફરી ભણવા બેસવું પડશે. કહો મુકુંદરાય, ગામડામાં મારે રહેવું હોય તો કેવી રહેણીકરણી રાખવી જોઇએ ?

**મુકુંદરાય**—હું શું કહું ? એ તો ' રમણભાઇ દેશાઇ ' અને ' ન્હાનાલાલ કવિ ' જેવા વિદ્વાનોએ કહ્યું છેઃ ગામડામાં રત્નોના ભંડારો ભર્યા છે. એમને ખોળી કાઢવા કહેવાતા ' સાહેબ ' મટી સાચા ' મજૂર ' બનવું પડશે.

**રમણલાલ**—એ કેવી રીતે ?

**મુકુંદરાય**—તમે ભણો છો, પરંતુ પુસ્તકનો ઉપયોગ કરતા જણાતા નથી. ' ગ્રામલક્ષ્મી ' વાંચો, ' ગોપિકા ' વાંચો. તમને ગામડામાં રહી સુખી થવાના કોયડા હાથ લાગશે.

**નવનીતલાલ**—વારુ, માફ કરશો. હું વાત સહેજ બીજી બાજુ વાળું છું. આ પુસ્તકાલયનું બજેટ કેવી રીતે એકઠું કરો છો ?

**કાકા**—નવનીત ! એ તો એમ છે કે; ગામમાંથી સારા માણસો પાસેથી રૂપિયો રૂપિયો ઉઘરાવીએ છીએ. ઉનાળામાં આણાંપિયાણાં અને લગનગાળા વખતે બબ્બે ચચ્ચારની ભેટ માગી પચાસેક ભેગા કરીએ છીએ. એટલે દોઢસોનું બજેટ બને છે.

**નવનીત**—એ બીજા સો ક્યાંથી ઉમેરાય છે ?

**મુકુંદરાય**—આપણે સરકારને વેરો ભરીએ છીએ. તેમાં રૂપિયે આનો ' લોકલ સેસ 'નો લેવાય છે. તે રકમ ગ્રામ પંચાયતના તાબામાં રહે છે. ગામના કૂવા, હવાડા, રસ્તા, શાળા, પુસ્તકાલય અને આરોગ્યનાં કામોમાં તે વપરાય છે, તેમાંથી પચાસ રૂપિયા અને સરકાર: મદદ પચાસ રૂપિયા મળી સો ઉમેરાય છે.

**ઉપેન્દ્ર**—ત્યારે જે લોકો આનો લાભ ન લે તેમને સો રૂપિયા સામા આપવા કોઇ ન આવે. અને પચાસને બદલે ' ગામ ફંડ 'ના પોણોસો કરીએ તો બજેટ મોટું બને અને પુસ્તકાલયને વધુ સમૃદ્ધ બનાવી શકીએ.

**મુકુંદરાય**—તેથી જ ગ્રામજનોને આ બાજુએ વાળી વાચનરસ ઉત્પન્ન કરવાની યોજનાઓ કરવી જોઇએ.

**નવનીત**—તમે ' રમણભાઇ 'ની અને ' મુનશી 'ની સારામાં સારી કયી નવલકથા ગણો છો ?

**મુકુંદરાય**—' દિવ્યચક્ષુ ' અને ' ગુજરાતનો નાથ. '

**કાકા**—ના ! ' ગ્રામલક્ષ્મી ' અને ' પાટણની પ્રભુતા '.

**રમણ**—નવલકથા કરતાં ' રમણભાઇ 'ની નવલિકાઓઃ ' ઝાકળની વાર્તાઓ ' ઓછી પ્રેરક નથી. ' પ્રભુનો દરવાન ' વાર્તા તમે વાંચો અને આખા જીવનકાર્યની ચાવી તમને હાથ લાગી જશે.

**કાકા**—જોયો મોટો ડાહ્યલો ! બેસ ! કેટલીક વસ્તુ લખવાની હોય છે; કરવાની નહિ.

**રમણ**—કેમ આમ બોલો છો, કાકા ? તમે તો પુસ્તકોના રસિયા છો. ' રામાયણ '-માંથી મોયે ઊંચું કરતા નથી !

**કાકા**—દુકાનના ઓટલા ઉપર ' રામાયણ ' પડ્યું ને પડ્યું રહે છે, પણ મારું પુસ્તક તો ' ચાણક્ય નીતિ સાર ' છે. સમજ્યો ?

**ખાદીધારી**—અને મુકુંદરાય, તમારું માનીતું પુસ્તક કયું ?

**મુકુંદરાય**—મારું ? મને તો ' સરસ્વતીચંદ્ર ' ગમે અને તિલક મહારાજનો ' કર્મયોગ ' ગમે; બાકી બધું ઠીક ઠીક.

**રમણ**—( ખાદીધારીને ) તમારું ત્યારે ?

**ખાદીધારી**—' બબલભાઇ મહેતાનું ' ' મારું ગામડું. ' હું એમાં જ ' રામાયણ ' અને એમાં જ ' મહાભારત ' જોઉં છું.

**ઉપેન્દ્ર**—વાહ ! તમે બબલભાઇના સગા ભાઇ લાગો છો ! પણ તમે ' સર રાધાકૃષ્ણન્ 'નું ' આવતી કાલનો મહાપુરુષ ' અને ' શ્રી અરવિંદ 'નું ' Future of India ' નથી વાંચ્યું ત્યાં લગી તમારી કાકદૃષ્ટિની ગરુડ દૃષ્ટિ થવાની નથી.

**કાકા**—તમે જુવાનો ભણી ભણીને એ ફિલોસોફી તરફ હમણાં વળતા જાઓ છો એ ખરું; પણ એથી છોકરાં રોટલા ખાવાનાં નથી.

**મુકુંદરાય**—કાકા, તમે ભૂલો છો. જે વાચન સંસ્કાર અને વિચાર આપે એ વાચન રોટલા નહિ આપે, એ માન્યતા તમારે દૂર કરવી જોઇએ. વારુ, ભાઇઓ ! આપણે વાચનાલયનું નવું બજેટ કરવાનું છે, તે માટે તમે કયાં કયાં પત્રો સૂચવો છો ?

એક—લખો, ' નવચેતન ' અને ' નવરચના ' માસિકો.

બીજો—એકાદ દૈનિક તો જોઇએ. ' ગુજરાત સમાચાર. '

ત્રીજો—ના, ના, એને બદલે ' જન્મભૂમિ ' રાખો.

રમણ—બાળકો માટે ' બાલમિત્ર, બાલસખા ' અને કુમારો માટે ' કુમાર 'ની જગો ન ભૂલતા.

કાકા—અને અમારૂં એ ' સયાજી વિજય. '

ખાદીધારી—મેલો પડતું હવે એ. એને બદલે રાખો ' ફૂલછાબ ' કે ગંભીર ગતિએ ઘણાં વર્ષોથી કદમ ભરતું ' ગુજરાતી. ' ને જો એ નહિ લખો તો ય ' સયાજીવિજય ' તો.........

વિશ્વનાથ—ત્યાં જ અમારો વાંધો છે ના ! ગામલોકોની ઇચ્છા વિરુદ્ધ એવી માગણી ન થવી જોઇએ.

મુકુંદરાય—જ્યાં સુધી પ્રજા અમલદારોનો ખોફ વહોરી લેવા તૈયાર નથી ત્યાં લગી એમ જ ચાલવાનું. તેના ઉકેલ માટે જ પુસ્તકાલયો દ્વારા કેળવણીની-ઘડતરની જરૂર છે. એ વાત સાવ સાચી છે.

લ્યો, સમય આજે ઠીક લીધો. આપણે સૌ છૂટા પડીએ.

—રતિભાઇ અમીન

---

## આદર્શ ભાષાંતરની કસોટી

આદર્શ ભાષાંતરમાં મૂળનો ભાવ, એની સૂક્ષ્મ છટા, એની વિશિષ્ટ શૈલી અને એનું માધુર્ય તો જાળવવાનો પ્રયત્ન હોવો જ જોઇએ. તે ઉપરાંત, જે ભાષામાં ભાષાંતર થાય છે તે ભાષામાં પણ એ ભાષાંતર કઢંગું ન લાગવું જોઇએ. ભાષાનો સ્વભાવ, એનો પ્રવાહ, એનો વાક્પ્રચાર અને એની મૂડી, એ બધાને અનુકૂળ એવું ભાષાંતર થાય તો જ તે દેશી ભાષાનું ઘરેણું થઇ શકે છે. મૂળનો ભાવ સ્પષ્ટ કરવા માટે જ્યાં એકાદ શબ્દ વધારે વાપરવો પડે અથવા સ્પષ્ટીકરણ આપવું પડે ત્યાં તે વિનાસંકોચે મૂળને વફાદાર રહી પૂરાં પાડવાં જોઇએ. જ્યાં ભાષાની વિશેષ શકિતને કારણે મૂળનું લંબાણ ટુંકાવી શકાય તેમ હોય ત્યાં તેમ પણ કરતાં સંકોચ ન રાખવો.

× × ×

ગાય જેમ પોતાના વાછરડાને ચાટી ચાટીને રૂપાળું કરે છે, તેમ ભાષાંતર પણ રૂપાળું કરવાનું હોય છે. હું તો માનું છું કે, મૂળનો જેમ તેમ શુદ્ધ અનુવાદ કર્યા પછી અનુવાદકે મૂર્તિકારની પેઠે એને મઠારવો જોઇએ. પછી એને મોટેથી અનેક વાર વાંચીને, ગદ્યમાં જે આવશ્યક તાલ હોવો જોઇએ તે આવ્યો છે કે નહિ તે તપાસવું જોઇએ અને તે પ્રમાણે અનેક વાર ઘૂંટીઘૂંટીને એને જીવતો લાવણ્યયુક્ત બનાવવો જોઇએ. અને ફરી એને મૂળ સાથે સરખાવી તપાસવું જોઇએ કે એણે મૂળ લખાણને કોઈ પણ રીતે અન્યાય તો કર્યો નથી ?

—કાકા કાલેલકર

# પુસ્તક ગોઠવણી

**ગ્રંથપાલ અને વાચકનો સમય બચાવવાનો હેતુ**

' વાચકનો સમય બચાવો ' એ અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયનો એક સર્વમાન્ય સિદ્ધાંત છે. આનો આધાર પુસ્તકાલયના સ્થળની અનુકૂળતા, પુસ્તકોની ગોઠવણી, વાચકને પુસ્તક પાસે પહોંચી મુક્તદ્વાર પદ્ધતિથી પુસ્તક પસંદગી કરવાની અનુકૂળતા, સારા વાચનની ટૂંકી યાદીઓ, વર્ગીકરણ પદ્ધતિ પ્રમાણેનાં કાર્ડ કે કેટલોગો અને બધાયથી વિશેષ ગ્રંથપાલની વાચકને અનુકૂળ થવાની તત્પરતામાં રહેલો છે. ગ્રંથપાલ ' આ રહ્યો આપની સેવામાં ' એ ભાવનાથી વાચક તરફ દોરાય એટલે જરૂર સાર્વજનિક પુસ્તકાલયોમાં વાચકોની સંખ્યા ઊભરાશે. પુસ્તકોની વ્યવસ્થિત ગોઠવણી હશે તો થોડા સમયમાં વાચક અને ગ્રંથપાલ એકમેકની મુશ્કેલીઓ સહેલાઇથી દૂર કરી શકશે

**આપણાં પુસ્તકાલયોની વ્યવસ્થા**

આપણાં સાર્વજનિક પુસ્તકાલયો મોટે ભાગે શાળાઓમાં મુકાએલાં છે એટલે સહજ વાચકની અનુકૂળતા સચવાય છે. વસ્તીના પંદર ટકા બાળકો શાળામાં હોય તેના વાલીને અવારનવાર શાળાના કાર્યકરો સાથે પરિચયમાં આવવાનું બને અને તે રીતે તે પુસ્તકાલયમાં પણ પહોંચી શકે; અને પુસ્તકાલયોનું ગ્રંથપાલત્વ પણ શાળાકાર્યકરો પાસે હોઇ તેઓ સહેલાઇથી પોતાનું વાચન મેળવી શકે છે. સ્વતંત્ર મકાનો પણ ગામની અનુકૂળતા પ્રમાણે મુકરર થયેલાં હોઇ વાચકની અનુકૂળતા સચવાય છે. જે સ્થળે પુસ્તકાલય ગામથી દૂર જઇ પડયું છે; અને સંચાલકો શાળાથી ભિન્ન વ્યક્તિઓ હોઇ ફુરસદના વખતે જ પુસ્તકો આપ લેનું કાર્ય કરે છે ત્યાં પુસ્તકાલયનાં પુસ્તકો વાચકોને સહેલાઇથી પહોંચી શકતાં નથી. આ માટે જે તે સ્થળના કાર્યકરોએ વધારે જાગ્રત થઇ બીજી યોજનાઓ દ્વારા વાચકોની જિજ્ઞાસાને પહોંચી વળવું જોઇએ. વિષયવાર, નામવાર અને કર્તાવાર હસ્તલિખિત પુસ્તકયાદીઓ ઘણાં ખરાં પુસ્તકાલયોમાં છે અને વાચક કબાટ ખોલી પોતાની મેળે પુસ્તક પસંદ કરી શકે છે. માત્ર આપણા કસ્બા સિવાયનાં બીજાં પુસ્તકાલયોની પુસ્તક ગોઠવણી પુસ્તક આવ્યા તારીખ પ્રમાણે ગોઠવાય છે અને તેથી વાચકને અગવડ ઊભી રહે છે.

**પુસ્તક ગોઠવણીની અગત્ય**

સાર્વજનિક પુસ્તકાલયમાં દાખલ તારીખ પ્રમાણે પુસ્તક ગોઠવાવાં જોઇએ, એ સિદ્ધાંત પ્રાચીન પુસ્તકાલયોમાંનાં પુસ્તકો માટે હતો. જ્યારે તેની આજુબાજુ ગ્રંથપાલ એક તેના ચુસ્ત રક્ષક તરીકે જ ઊભો રહી એ પુસ્તકમાં સંગ્રહિત થયેલા જ્ઞાનને સામાન્ય લોકોમાં જવા ન દેતાં તેનું જતન જ કરી માત્ર વિદ્દ્ભોગ્ય માણસોને તેનો ઉપયોગ કરવા દેતો ત્યારે પુસ્તકાલયમાંનાં પુસ્તકો કાં તો તેના લખાએલા વર્ષ પ્રમાણે અગર પુસ્તકાલયમાં આવ્યા વર્ષ પ્રમાણે ગોઠવાતાં. આપણાં સાર્વજનિક પુસ્તકાલયોમાં આ પ્રમાણે ગોઠવવાથી સારાં સારાં પુસ્તકો સામાન્ય વાચકનું ધ્યાન ખેંચી શકતાં નથી. જ્યારે જ્ઞાનના ફેલાવા માટે જ સાર્વજનિક પુસ્તકાલયનું અસ્તિત્વ સ્વીકારાયું ત્યારે તો આ પુસ્તકોના સંગ્રહિત જ્ઞાનની વર્ગીકૃત યોજનાઓ રજૂ થઇ. જ્ઞાનના મુખ્ય વિભાગો પાડયા; અને એ વિભાગો પ્રમાણે

પુસ્તકો મૂકવાનું નક્કી થયું. અને તે પછી પુસ્તકોની નામ પ્રમાણેની, અને કર્તા પ્રમાણેની યાદીઓ પણ જન્મ પામી. એટલે સાર્વજનિક પુસ્તકાલયમાં સૌથી અગત્યનો પ્રશ્ન તેનાં પુસ્તકોની ગોઠવણી છે, એ સહજ સમજાય તેવું છે.

**પુસ્તકો વિષયોના વર્ગીકરણ પ્રમાણે ગોઠવવાં**

પુસ્તકો વર્ગીકરણ પ્રમાણે ગોઠવવાના ઉદ્દેશથી જ સ્વ. શ્રી. મોતીભાઇ અમીને પુસ્તકાલયોનાં શરૂઆતનાં જ વર્ષોમાં આ બાબત સ્પષ્ટીકરણ કરતો એક મહત્ત્વનો વટહુકમ કર્યો હતો જે ગેઝીકરણ ભા. ૧ લામાં નં. ૪ તા. ૧૯–૯–૧૩ થી પ્રસિદ્ધ થયો છે. કામ કરનાર ગ્રામ પુસ્તકાલયોના મંત્રી ભાઇઓએ તેને બનતો અપનાવ્યો છે અને કેટલોગ વગેરે બનાવ્યાં છે. પણ પુસ્તકાલયમાં તેની ગોઠવણી વિષયવાર હજી ગ્રામ પુસ્તકાલયોએ કરી નથી. અને તેથી મેં તો ઘણાં મોટાં ગ્રામ પુસ્તકાલયોમાં જોયું કે સારામાં સારાં જૂનાં સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલયનાં પુસ્તકો કે એવાં બીજા પ્રકાશનો રૈયતવર્ગને વાંચવા પહોંચ્યાં નથી. કારણ, ગ્રંથપાલ જુદા જુદા આવે. બે કે પાંચ વર્ષ પહેલાં કયું પુસ્તક પુસ્તકાલયમાં આવ્યું છે તે પણ જાણતા હોય નહિ અને વાચક જે પોતે મહામજૂરી કરી નિવૃત્તિ વિનોદ ખાતર કંઇ સરળ ભાષાનાં સારાં પુસ્તકો વાંચવા ઇચ્છતો હોય તે હજાર કે બારસો પુસ્તકોનાં ચાર કબાટ કયારે જોઇને પસંદ કરે તે સહજ વિચારવા જેવો પ્રશ્ન છે. ગ્રંથયાદીઓ ('કેટલોગો') એ જરૂર વાચક–સમજુ વાચક જોશે, પણ તેની વધારે જરૂર તો ગ્રંથપાલને જ છે. અજાણ્યા માણસની મૂંઝવણનો ખુલાસો આપવા માટે એને કબાટ પર જવાની જરૂર નથી પડતી, પણ પોતે જ વિષયવારી નામવારી કે કર્તાવારી યાદી ઉપરથી વાચકને જોઇતું પુસ્તક પુસ્તકાલયમાં છે કે નહિ તે ખુલાસો કરે છે. પોતાને પ્રચાર માટે મૂકવાનાં પુસ્તકો પોતે એ યાદીઓ પરથી સહેલાઇથી શોધી શકે છે.

રાજ્ય અને પ્રાંત પ્રચારકો તેમજ પુસ્તકાલય મંડળના સહમંત્રી કહે છે કે વર્ગીકરણ પ્રમાણે પુસ્તકો ગોઠવવાથી વાર્ષિક મેળવણી કરવામાં મુશ્કેલી નડે છે. આ પ્રશ્ન મને તો કામ કરવાની ઢીલનો જ જણાયો છે. પુસ્તકાલયનો ગ્રંથપાલ આવેલાં પુસ્તકોની વિષયવાર નોંધવહીમાં નોંધે, સામાન્યવહીમાં નોંધે અને પછી તેના નંબરો પુસ્તકોમાં યોગ્ય સ્થળે જણાવ્યા પ્રમાણે મૂકી, કબાટ કે ઘોડા પર વિષયના ક્રમમાં ગોઠવે તો જરા પણ મુશ્કેલી મેળવણીમાં રહેતી નથી. ગ્રામ પુસ્તકાલય માટે તો મેળવણીની બહુ સરળ યોજના, સરળ વર્ગીકરણથી થઇ જાય છે. પુસ્તકો ગેરવલ્લે પડવાથી કે કોઇ ઇતર કારણથી કમી થયાં હોય તો તેની પણ નોંધવહીઓમાં નોંધ કરી લેવાની હોય છે. એટલે મેળવણીમાં મુશ્કેલી છે એ તો મારી સમજમાં આવતું નથી. આટલાં વર્ષોથી પુસ્તકાલય ખાતાને વિષયવારી પુસ્તકો ગોઠવવાથી મેળવણીમાં મુશ્કેલી આવ્યાના અનુભવો મળ્યા નથી. કોઇ કામ જ ન કરે ને ગમે તેમ પુસ્તકો વેરી નાખે તો અવશ્ય તે પુસ્તકાલયનાં પુસ્તકો મેળવવામાં મુશ્કેલી નડે જ.

પુસ્તક મેળવણી કરતી વખતે બે, પાંચ, દશ, પંદર કે એકાદ માસ પુસ્તકોની સંખ્યા પ્રમાણે પુસ્તક આપ લેનું કામ નાનાં ગ્રામ પુસ્તકાલયો, મોટાં જૂથનાં પુસ્તકાલયો, કસ્બા કે પ્રાંત પુસ્તકાલયો અનુક્રમે બંધ રાખવાની વ્યવસ્થા કરી શકે, અને તેમ થવું જોઇએ.

પુસ્તકો પુસ્તકાલયમાં ગોઠવાયાં હશે તો ઇતિહાસ, વાર્તા, નીતિ, સમાજશાસ્ત્ર કે ઉપયુક્ત બીજા કોઇપણ વિષયને લગતું પંદર વર્ષ પહેલાં કે ગઇ કાલે ખરીદાયલું પુસ્તક એક સાથે ઓળખી શકશે અને વાચકને એ બધાં પુસ્તકો જોઇ પોતાનું પુસ્તક પસંદ કરવાનું મન થશે.



૧. **પ્રતીક્ષા**—લેખક: રમણીક અરાલવાળા; પ્રકાશક: ચોકસી બ્રધર્સ, બાલા હનુમાન, અમદાવાદ; પૃષ્ઠસંખ્યા ૧૨૦+૩૨; પૂઠું કાર્ડ બોર્ડનું; કિંમત રૂા. ૧-૮-૦. ૧૯૪૧

આ પુસ્તકમાં શ્રી. રમણીક અરાલવાળાની જુદાં જુદાં સામયિકોમાં આવી ગયેલી ૭૪ કવિતાઓ સંગ્રહેલી છે. આ સંગ્રહમાંની કવિતાઓ વાંચી જોતાં તે ખરેખર કવિતાના નામને યોગ્ય લાગે છે. આ કવિતાઓ માટે પસંદ કરેલા વિષયો વિવિધ અને સુરુચિવાળા છે, ભાષા મધુર અને અર્થપૂર્ણ છે. ગાવામાં પણ ક્લિષ્ટતા બિલકુલ લાગતી નથી.

આ પુસ્તકની પ્રસ્તાવના જાણીતા કવિ શ્રી. ઉમાશંકર જોષીએ લખી છે. એ પ્રસ્તાવના પણ અર્થબોધક હોઇને તેના ઉપરથી જાણી શકાય છે કે શ્રી. અરાલવાળા આજ સુધી મિલમાં કામ કરતા હતા અને તે અંગ્રેજી નહિ જેવું ભણેલા છે. આમ છતાં એમની કવિતાઓ વાંચતાં એમાં આપણને સંસ્કારની ઊણપ બિલકુલ જણાતી નથી; ઊલટું, એમની કવિતાઓ બીજા ઘણા આધુનિક કવિઓ કરતાં ઉચ્ચ પ્રતિની લાગે છે.

પુસ્તકને અંતે કવિતાઓનું ટૂંકું ટિપ્પણ પણ શ્રી. ઉમાશંકરે લખેલું છે.

આ પુસ્તક સારા કાગળ ઉપર કુમાર કાર્યાલયમાં ડેમી કદમાં છપાયેલું છે. પૂઠા ઉપર શ્રી. કનુ દેસાઇનું દોરેલું ભાવવાહી સુંદર ચિત્ર પણ છે. આવાં પુસ્તકોમાં અમને એક ખામી દેખાય છે: તે ખામી તે પૂઠાની કાચી બાંધણી. આખું પૂઠું કપડાનું કરી શકાય તેમ ન હોય તો પીઠે કપડાની પટ્ટી આવે તો પણ સારું. એમ કરવાથી પુસ્તક તૂટી જવાનો સંભવ જતો રહે.

અમે આશા રાખીએ છીએ કે કસ્બા પુસ્તકાલયો તથા મોટાં ગ્રામ પુસ્તકાલયો આ પુસ્તક ખરીદશે. કવિતારસિકોએ તો આ પુસ્તક ખાસ ખરીદવા જેવું .

શં. સો. પટેલ

૨. **જયશ્રી**—અનુવાદક: શ્રી. રમણલાલ ગાંધી; પ્રકાશક: એન. એમ ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદ; પૃ૪ ૨૪૮; રંગીન અને સચિત્ર આચ્છાદન સાથે પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૦-૦.

શ્રી. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય અને બીજા કેટલાક બંગાળી લેખકોના સહકારથી લખાયલી એક સામાજિક વાર્તાનો આ અનુવાદ છે. આ વાર્તા દ્વારા લેખકોએ, સમાજમાં સંયુક્ત કુટુંબની ભાવનાથી રહેતાં ઘરોમાં, હમેશાં ઊભી થતી નાની મોટી તકરારો કેવી હોય છે અને તેમાં નાના મોટા ભાઇઓ તથા તેમની સ્ત્રીઓ કેવો ભાગ ભજવે છે તે દર્શાવી, તકરારોનો અંત કેવી રીતે અને કેવા ભોગે લાવી શકાય છે તે સમજાવવા સુંદર પ્રયત્ન કર્યો છે. આ વાર્તામાં આવતાં પાત્રોમાં કુટુંબનો વડીલ ભાઇ શિવરતન અને નાના ભાઇની વહુ જયશ્રી એ બે મુખ્ય અને આદર્શ પાત્રો છે. એમાંય જયશ્રીનો આદર્શ તો શિવરતનથી પણ વધી

જાય તેવા છે. વાર્તા દરેકે ખાસ વાંચવા જેવી છે. અને તેની સાથે પોતાનાં ઘરોમાં કુટુંબનાં નાનાં-મોટાં તમામને એકઠાં કરી વાંચી સંભળાવવા જેવી પણ છે.

૩. **વિવાહિતા**—અનુવાદક: શ્રી. રમણલાલ સોની; પ્રકાશક ઉપર પ્રમાણે; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદ; પૃષ્ઠ ૨૫૧; સચિત્ર પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૦-૦

' વિવાહિતા ' એ બંગાળી લેખક શ્રી. જતીન્દ્રમોહન બાગચીએ લખેલી અને શ્રી. શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયે સંપાદન કરેલી વાર્તાનો અનુવાદ છે. આ વાર્તા વાચકને શરૂઆતથી છેવટ સુધી ' સેવાધર્મ 'ના ક્ષેત્રમાં ઉતારી, **सेवा परमो-धर्मः** એ સૂત્રને અનુસરવાની સાચી પ્રેરણા આપે છે. વાર્તાની મુખ્ય વસ્તુ આ છે. પણ તેની સાથે આ વાર્તામાં સેવા-ધર્મીઓને પણ બોધ આપતી એક બીજી વસ્તુ પણ સંકળાયલી છે. અને તે લેખકના શબ્દોમાં કહું તો એ છે કે " જે લોકો ઘરની ખબર રાખી શક્તા નથી તે પારકાનું શું કામ કરવાના ? " સેવાધર્મના કર્તવ્યની ધૂનમાં ને ધૂનમાં જે યુવક પોતાના ઘરનાંની વા પોતાને ચાહનારાંની ખબર લઇ શકતો નથી તેનું કેવું વિપરીત પરિણામ આવે છે તે આ વાર્તા ખાસ બતાવે છે. ' વિવાહિતા ' એ નામ આ બીજી વાર્તા પરથી રખાયું છે.

૪. **વિકાસ**—લેખકઃ શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશકઃ સૌ. વિજયાબહેન દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કાઠિયાવાડ; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદ; પૃષ્ઠ ૮+૪૪૨; રંગીન અને સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું; કિંમત રૂ. ૩-૦-૦

આ એક સામાજિક વાર્તા છે. આ વાર્તાના કર્તા, શ્રી. ચુનીલાલ વ. શાહ એક જાણીતા લેખક હોઇને તેઓએ આ પહેલાં સમાજ આગળ કેટલીક ઐતિહાસિક અને સામાજિક નવલ-કથાઓ રજૂ કરી છે. તેમનું એ સાહિત્ય પણ જનસમાજમાં ખૂબ વંચાય છે. આજે તો શ્રી. શરદ્બાબુના, સમાજના અનેક સળગતા પ્રશ્નો ચર્ચતા સાહિત્ય આગળ, એ ભુલાતા જાય છે એવે ટાણે શ્રી. ચુનીલાલ શાહ વળી પાછા ઝળકી ઉઠે છે. અને સમાજને ચરણે એક સુંદર વાર્તા રજૂ કરી, વાચકોને પોતા તરફ આકર્ષે છે.

૬૩ પ્રકરણમાં અને ૪૪૨ પાનાંમાં સમાયલી આ લાંબી વાર્તા, સમાજના નાના-મોટા અનેક પ્રશ્નો રસમય શૈલીમાં ચર્ચી, તે દ્વારા સમાજને સાચું માર્ગદર્શન કરાવે છે. એમાંના મુખ્ય પ્રશ્ન સ્ત્રીજીવનનો વિકાસ શામાં રહેલો છે, તે સમજાવવા આ વાર્તા ખાસ પ્રયત્ન કરે છે. પાશ્ચાત્ય કેળવણીના સંસ્કાર પામેલ આજની કંઇ કંઇ યુવતીઓ સમાજ સામે સ્ત્રીસ્વાતંત્ર્યનો બળવો ઉઠાવે છે, લગ્નસંસ્થાનો નાશ કરવા ઇચ્છે છે, સંતતિનો અટકાવ કરવા ચાહે છે, પતિનાથી નિરાળા આર્થિક સુખની વાંચ્છના કરે છે વગેરે વગેરે જે પ્રશ્નો સમાજમાં આજે સળગી ઊઠયા છે તે પ્રશ્નોનો ઉકેલ આ વાર્તા સચોટ કરી આપે છે. વાર્તા ખૂબ લાંબી છે, પણ વાંચવામાં ખૂબ રસ પડે તેવી છે. ઉચ્ચ કેળવણી પામેલ આજનાં યુવક-યુવતીઓએ આ વાર્તા ખાસ વાંચવા જેવી અને મનન કરવા જેવી છે.

૫. **રાજર્ષિઃ**—અનુવાદકઃ શ્રી. બચુભાઇ શુક્લ; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદ; પૃષ્ઠ ૨૩૧ + ૩૨; રંગીન અને સચિત્ર આચ્છાદન સાથે પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦.

બંગાળના સુપ્રસિદ્ધ કવિવર શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે લખેલી ઐતિહાસિક વાર્તાનો આ અનુવાદ છે. આ વાર્તા, હિંદના અને પશ્ચિમના રાજવીઓને, અહિંસાધર્મનો એક સુંદર બોધપાઠ આપે છે; અને અત્યારે ભૂમિલોભના કારણે હિંસા ચલાવી રહેલા પશ્ચિમના રાજકર્તાઓને, અહિંસાને માર્ગે વળવા અને અહિંસાને સંપૂર્ણપણે વળગી રહેવા પ્રયત્ન કરતી હિંદની પ્રજાને, એ સિદ્ધાંત જીવનમાં બરાબર ઉતારવા સાચી પ્રેરણા અને બળ પણ અર્પે છે. ભારતવર્ષમાં અહિંસાધર્મ આજનો નથી પણ સૈકાઓ પૂર્વેનો છે, એ આ વાર્તા પૂરવાર કરે છે. ત્રણસો વર્ષ પૂર્વેની આ વાત છે. ત્રિપુરાના મહારાજા ગોવિંદમાણિક્યને એક બાલિકા 'આટલું બધું લોહી શા માટે ?" એ પ્રશ્ન કરે છે. એમાંથી રાજાને હિંસા પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થાય છે. અને અહિંસાનું વ્રત લે છે. એ વ્રતને સંપૂર્ણપણે પોતાના જીવનમાં ઉતારતાં જે સંકટો આવે તે સહી લે છે અને રાજ્ય છોડવાનો પ્રસંગ આવતાં તે પણ છોડી દઇ ફકીરી ધારણ કરે છે. એ ફકીરીમાંથી રાજા સાચું મનુષ્યત્વ મેળવી, પ્રજાના સાચા સેવક બને છે.

વાર્તાની વસ્તુગૂંથણી એટલી સરસ છે કે, તે અહિંસાની સાથે સાથે બીજાં પણ કેટલાંક સત્યો સમજાવે છે. માતાનાં મંદિરોમાં અપાતાં બલિદાનો કોણ માગે છે ? હિંદુ-મુસ્લીમ ઐક્યતા એ શું છે ? રાજાનું બલિદાન માગતા મંદિરના મહંતને શિષ્ય પોતાનો ભોગ આપી, મહંતમાં કેવું પરિવર્તન કરાવે છે તે વગેરે વિષે આ વાર્તા સારો પ્રકાશ પાડે છે. વાર્તા રાજા-પ્રજા દરેકે વાંચવા અને વંચાવવા જેવી છે. આ વાર્તાની સાથે કવિવર ટાગોરને 'સાહિત્યસ્વામી' તરીકે ઓળખાવતો એક ૧૯ પાનાંનો લેખ પણ મૂકવામાં આવ્યો છે. તે શ્રી. ટાગોરની સાહિત્યસેવાનો ઠીક પરિચય આપે છે. આ વાર્તા 'આનંદી' નામથી એન. એમ. ઠક્કરની કું. તરફથી પ્રસિદ્ધ થઇ ચૂકી છે. પ્રકાશકો આ પ્રકારે એક જ વાર્તાનાં જુદાં-જુદાં નામ આપી, સાચી સાહિત્યસેવા તો નથી જ કરતા, એ તેઓ ન ભૂલે.

અ-દ્રષ્ટા

**૬. મારૂં ગામડું** (આવૃત્તિ બીજી)—લેખકઃ શ્રી. બબલભાઇ પ્રાણજીવનદાસ મહેતા; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૧૭૬, સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૦-૧૦-૦; ૧૯૪૧.

બે વર્ષ પહેલાં આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રકટ થઇ ત્યારે ગ્રામજીવનને લગતા સાહિત્યમાં તદ્દન જુદી જ ભાત પાડતા પુસ્તક તરીકે એની ગણના થઇ હતી. કારણ કે પુસ્તકમાં ગ્રામજીવન અને એના વિવિધ પ્રશ્નોને લગતી નક્કર હકીકતો અને શબ્દચિત્રો વાંચકના મગજમાં સોંસરાં ઊતરી જાય તેવી શૈલીએ લેખકે આપ્યાં છે. પુસ્તકની લખાવટ એટલી સરળ અને આકર્ષક છે કે એકાદ રસભરી વાર્તાનું પુસ્તક વાંચતા હોઇએ તેવો ખ્યાલ થઈ આવે છે; છતાં તેમાંથી નક્કર માહિતીઓ મળે છે.

આપણાં પુસ્તકાલયોના ચાલકોને આ પુસ્તક ભાગ્યે જ અજાણ્યું હશે; કારણ ગયે વર્ષે જ આ પુસ્તક શિષ્ટ વાચન પરીક્ષા માટે એ મુકરર કરાયું હતું અને એનો લાભ અનેકોએ લીધો હતો. ગ્રામસેવામાં રસ ધરાવતા તેમ જ પ્રકાશકના શબ્દોમાં કહીએ તો, દરેક શિક્ષકે અને ખાસ કરીને વર્ધા-યોજનાશિક્ષકે તો આ પુસ્તકનો અભ્યાસ કરી જ જવા જેવો છે.

**૭. લોકમાતા** ( ભારતની નદીઓ )—(બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ) લેખકઃ કાકા કાલેલકર, પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૦૬, સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૦-૬-૦,

કાકા કાલેલકર આપણી ભાષાના પદ્યકવિ ભલે ન હોય, છતાં ગદ્યકવિ તો છે જ. એમનું કોઈ પણ લખાણ જુઓ—એમાંથી તમને કાવ્યાસ્વાદ મળશે. એમનું પ્રવાસવર્ણન વાંચો કે કોઇ નિબંધ વાંચો અથવા ઇતર વિષય વાંચો, એ બધામાંથી આપણને કાવ્યાસ્વાદ મળે છે.

આ પુસ્તકમાં કાકા સાહેબે ભારતવર્ષની જુદી જુદી નદીઓનું કાવ્યમય દર્શન કરાવ્યું છે—ભક્તિભર્યું પૂજન અર્પ્યું છે, જે એના વાચકને ભાવનાતરબોળ બનાવે છે.

જે પણ પુસ્તકાલયમાં આ પુસ્તક ન હોય તેઓ જરૂર વસાવવા તજવીજ કરે.

૮. **સદ્બોધશતકમ્**—સંગ્રાહક અને પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૬+૨૨૦, બોર્ડપરીનું પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦, ૧૯૪૧.

કાકા સાહેબની પ્રાસાદિક વાણીનો ઉપરના પુસ્તકમાં ઉલ્લેખ કર્યા પછી, એવા જ બીજા એક પુસ્તકનો આ પરિચય છે. સંગ્રાહકે ભર્તૃહરિ શતકમાંથી ચૂંટી ચૂંટીને પસંદ કરેલા શ્લોકોનું આ સદ્બોધશતક તૈયાર કર્યું છે. એમાં કાકા સાહેબની પસંદગીનું વિશિષ્ટ ધોરણ ખાસ તરી આવે છે. સૌથી શરૂઆતમાં ખાસ તારવણી કરી મોઢે કરવા જેવા સદેલા ૨૭ શ્લોકોની એક " નક્ષત્રમાલા " આપી છે. વિદ્યાર્થીઓને એ શ્લોકો મોઢે કરાવવા જેવા છે. ત્યારપછી બીજા ઝૂમખામાં સદ્બોધશતક શરૂ થાય છે. તેમાં સૂક્તિસુધા અને મૌક્તિકાઞ્જલિ આપી છે. સાચે જ, એ સૂક્તિસુધાના શ્લોકો કાકા સાહેબના કહેવા મુજબ, ઘણે સ્થળે કહેવતરૂપ થઇ ગયા છે અને મૌક્તિકાઞ્જલિના શ્લોકો તો એ જાણે મોતીના દાણા જેવા જ છે.

શ્લોકો સમજવા સુલભ થઇ પડે તે માટે તેનો અનુવાદ પણ છેવટના ભાગમાં આપેલ છે. સંસ્કૃત સાહિત્યમાં રસ ધરાવનારાઓને એ ઉપયોગી નીવડવા ઉપરાંત, વિદ્યાર્થીઓને એમના અભ્યાસક્રમમાં ખૂબ મદદરૂપ થાય તેવું આ પુસ્તક છે.

૯. **તત્ત્વચિંતન**—મૂળલેખકઃ મહાત્મા જેમ્સ એલન; અનુવાદકઃ વૈકુંઠલાલ શીપતરાય ઠાકોર, પ્રકાશકઃ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. ક્રાઉન ૧૬નાં પૃષ્ઠ ૧૦+૩૬૬, બોર્ડપરીનું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૦–૦; ૧૯૪૧

અમદાવાદની રામકૃષ્ણ સેવા સમિતિ અવારનવાર ધર્મનીતિપ્રેરક પુસ્તકો અલ્પ મૂલ્યે પ્રકટ કરે છે. તદનુસાર આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. જાણીતા તત્ત્વચિંતક જેમ્સ એલનની વિદેશી તત્ત્વજ્ઞોમાં ખાસ ગણના છે. તેમણે લખેલ " મેડીટેશન્સ "નું આ ભાષાન્તર છે. એમાં દરરોજના સૂત્ર સરખું તારીખવાર સૂત્ર–ભાષ્ય અપાયેલ છે. દરેક પૃષ્ઠને છેડે આપણા લોકકવિઓની બોધક પંક્તિઓ પણ આપેલી છે. તત્ત્વજ્ઞાનપ્રેમીઓને આ પુસ્તક ખાસ ગમશે. આ જ લેખકનાં અન્ય પુસ્તકો પણ ગુજરાતી અવતાર પામે એ જરૂરનું છે. એ માટે સ્વ. સ્વામી અખંડાનંદજીએ વિચાર સેવેલો અને કંઇક તૈયારી કરાવેલી તેની ઝાંખી યાદ છે.

સસ્તુ સાહિત્ય સંસ્થાના હાલના ટ્રસ્ટીઓ એ બાબત પરતું કરશે તો વાચકજનતાને એ પુસ્તકોના અનુવાદો પણ સુલભ થશે.

આવા મોંઘવારીના વખતમાં પાકા પૂંઠાના અઢીસો જેટલાં પૃષ્ઠના આ પુસ્તકનું મૂલ્ય માત્ર ૦–૧૨–૦ અલ્પ જ લેખાય.

મણિલાલ પ્ર. વ્યાસ

૧૦. **વધારાના નફાનો કર**—(કાયદાની સાદી સમજ) ગુજરાતી ભાષામાં આપનાર–વૃન્દાવનદાસ જેઠાલાલ ચાંદ બી. કૉમ; અમદાવાદ. મળવાનું સ્થળઃ શ્રી. શ્રી. વોરા, ગાંધીરોડ,

અમદાવાદ અને એન. એમ. ત્રિપાઠી એન્ડ કું; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨; ક્રાઉન ૧૬ પેજી કદ; કાચું પૂઠું; પૃષ્ઠ ८+८०; મૂલ્ય રૂ. ૧-૦-૦; ૧૯૪૧

વધારાના નફાના કરનો કાયદો સને ૧૯૪૦ માં લડાઇના સંયોગોને લઇને સરકાર તરફથી અમલમાં મૂકવામાં આવ્યો છે. આ કાયદો ઘણો કઠિન છે અને તેનો વ્યાવહારિક અમલ ગુજરાતી ભાઇઓને સમજવો ઘણો ગૂંચવણભર્યો છે. લેખકે સરળ ગુજરાતી ભાષામાં આ કાયદાની મુખ્ય મુખ્ય બાબતોને સમજાવવા પ્રયત્ન કર્યો છે અને પુસ્તકને છેડે રિટર્ન ભરવા માટેનાં ફોર્મ, અપીલ કરવા માટેનાં ફોર્મ, અરજી કરવાનાં ફોર્મ વગેરે ગુજરાતી ભાષામાં આપી સમજૂત પણ લખી છે. છેક છેડે સને ૧૯૪૧ નો આ કાયદા અંગેનો વધારાનો કાયદો પણ આપેલો છે. એટલે આ પુસ્તિકા વધારાનો નફાનો કર ભરવાને પાત્ર થતા વેપારીઓને ઘણો ઉપયોગી થશે. વા. ના. અમીન (બી. કૅામ)

**૧૧. બાળકોના વિવેકાનંદ**—મૂળલેખકઃ શ્રી. સત્યેન્દ્રનાથ મજુમદાર, અનુવાદકઃ પ્રફુલ્લ પ્રા. ઠાકોર, પ્રકાશકઃ શ્રી. રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ, પૃ. ૫૦, પૂઠું જાડા કાગળનું, કિં. ૦-૧-૦.

બંગાળી 'છેલે દેર વિવેકાનંદ'નો ગુજરાતી અનુવાદ ભાઇ ઠાકોરે બાળકોને ઉપયોગી થઇ પડે તેવી શૈલીએ કર્યો છે. એમાં સ્વામીશ્રી વિવેકાનંદનું ટૂંકું રસમય શૈલિમાં લખાયેલું જીવન-વૃત્તાંત છે. પુસ્તકપ્રકાશનમાં શ્રી. માધુભાઈ સી. કવીશ્વર, ઉત્તમરામ ઠાકર, ધી અમદાવાદ પિપલ્સ કો. બેન્ક લિ. અને એક ગૃહસ્થ એમ ચાર સજ્જનોએ ફાળો આપી પુસ્તકપ્રચારના કામમાં સારી મદદ કરી છે.

આ પુસ્તક ગુજરાતી બાલમંદિરોને ૦-૧-૬ ની પોસ્ટની ટિકિટો મોકલી આપનારને મોકલી અપાય છે.

ઇચ્છુકો પત્રવ્યવહાર કરી પુસ્તકપ્રાપ્તિ માટે જરૂર પ્રયત્ન કરે.

આમ આવાં સારાં બાલભોગ્ય પુસ્તકો માટે ધનસંપન્ન ધનિકો હાથ લંબાવે તો શિષ્ટ સાહિત્યનો સારો પ્રચાર થાય. આવી વિશિષ્ટ પ્રવૃત્તિ માટે આ પ્રકાશન સંસ્થા ધન્યવાદને પાત્ર છે. 'દ્રષ્ટા'

**૧૨. Constructive Programme—by M. K. Gandhi**—રચનાત્મક કાર્યક્રમ સંબંધી મહાત્માજીએ લખેલું આ છેલ્લુ પુસ્તક છે. આમાં જાહેર કરેલા વિવિધ રચનાત્મક કામો સંબંધી પૂર્ણ માહિતી આપણને મળે છે; તેમજ મજૂરો, વિદ્યાર્થીઓ અને ખેડૂત-સંઘો માટે પોતાની વિચારશ્રેણી રજૂ કરી છે. સૌ કોઇ વાંચી જાય અને બને તેટલો અમલ કરે. આનું ગુજરાતી ભાષાંતર માત્ર બે આના કિંમતે "રચનાત્મક કાર્યક્રમ" એ નામથી ઉપરની સંસ્થાએ પ્રસિદ્ધ કર્યું છે.

ચુંનીલાલ પું. શાહ



## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧ દેશી રાજ્યોનો પ્રશ્ન—લેખકઃ ગાંધીજી; મૂલ્ય રૂ. ૧–૮–૦
૨ લોકમાતા—( નવી આવૃત્તિ ) લેખકઃ શ્રી. કાકા કાલેલકર, મૂલ્ય ૦–૬–૦
૩ સદ્બોધશતકમ્—સંગ્રાહકઃ ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૧૨–૦
૪ મારું ગામડું—( નવી આવૃત્તિ ) લેખકઃ શ્રી. બબલભાઈ મહેતા, મૂલ્ય ૦-૧૦–૦
૫ ટૉલ્સ્ટૉય અને શિક્ષણ—લેખકઃ શ્રી. પાંડુરંગ વિઠ્ઠલ વળામે; મૂલ્ય ૦–૮–૦
૬ સયાની કન્યાસે (હિંદી)—લેખકોઃ શ્રી. મહાદેવ દેસાઈ અને શ્રી. નરહરિ પરીખ; મૂલ્ય ૦–૮–૦
૭ રચનાત્મક કાર્યક્રમ—લેખકઃ ગાંધીજી, મૂલ્ય ૦–૨–૦
૮ Constructive Programme—લેખકઃ ઉપર પ્રમાણે; મૂલ્ય ૦–૪–૦
૯ Economics of Khadi—લેખકઃ ગાંધીજી; મૂલ્ય ૪–૦–૦

## એન. એમ ઠક્કરની કંપની–મુંબઇનાં પુસ્તકો

૧૦ શરદ્વંદના—સંપાદકઃ શ્રી. રમણલાલ પી. સોની, મૂલ્ય ૨–૮–૦
૧૧ નગરલક્ષ્મી—અનુઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૨–૮–૦

## શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ—અમદાવાદનાં પુસ્તકો

૧૨ શ્રી ગિરીશચંદ્ર—મૂળલેખકઃ અવિનાશચંદ્ર ગંગોપાધ્યાય; અનુવાદકઃ શ્રી. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ; મૂલ્ય લખ્યું નથી.
૧૩ બાળકોના વિવેકાનંદ—મૂળલેખકઃ શ્રી સત્યેન્દ્રનાથ મજુમદાર; અનુઃ પ્રફુલ્લ પા. ઠાકોર; મૂલ્ય લખ્યું નથી.
૧૪ તત્ત્વચિંતન—મૂળલેખક [illegible]; અનુ : વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; મૂલ્ય રૂ. ૧–૪–૦
૧૫ નવાં વિવેચનો—લેખકઃ શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂ. ૨–૪–૦
૧૬ વિવેચનો—લેખકઃ શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવે; યુગાન્તર કાર્યાલય; ગોપીપુરા, સુરત; મૂલ્ય રૂ. ૧–૮–૦
૧૭ હાસ્યાંકુર—લેખકઃ શ્રી. હરિપ્રસાદ વ્યાસ; પ્રકાશકઃ શ્રીશક્તિ કાર્યાલય, હોંપીઠ, સુરત. મૂલ્ય ૦–૧૦–૦
૧૮ વ્યાયામ જ્ઞાનકોષ—( ખંડ પહેલો ) સંપાદકઃ શ્રી. દત્તાત્રય ચિંતામણ મજુમદાર, પ્રકાશકઃ વ્યાયામ કાર્યાલય, વડોદરા. મૂલ્ય રૂ. ૭–૦–૦
૧૯ ગુજરાતી સાહિત્યસભા—અમદાવાદની કાર્યવહી ૧૯૪૦–૪૧ ની કાર્યવાહી, મૂલ્ય ૧–૮–૦



# પુસ્તકાલય નોંધ



## વ૦ રા૦ પુસ્તકાલય મંડળ

**વિજાપુર મહાલ માટે ગ્રામપંચાયત મદદઃ**—પુસ્તકાલયની તપાસણી અર્થે રા. મહેસાણા પ્રાંત.પ્રચારકનું તા. ૧૦-૧૧-૪૧ ના રોજ જંત્રાલ ગામે જવાનું થયું. તે વખતે મે. મહાલ વહિવટદાર સાહેબનો મુકામ પણ તે જ ગામે હતો. તે તકનો લાભ લઇને પ્રચારકે તેઓશ્રીની મુલાકાત લઇ મહાલનાં પુસ્તકાલયોને ગ્રામપંચાયત મેળવવામાં પડતી મુશ્કેલીનો ખ્યાલ આપી તે સંબંધમાં યોગ્ય તે કરવા રૂબરૂ વિનંતિ કરી. તે પરથી રા. રા. વહીવટદાર સાહેબે મહાલનાં જે ગામોનાં પુસ્તકાલયોને ગ્રામ પંચાયત મદદ ન મળી હોય તે ગામોની પંચાયતોને ખાસ સૂચના આપવાનું આશ્વાસન આપ્યું છે, તથા તેવાં ગામોનાં નામ આપવાનું પ્રચારકને જણાવ્યું છે. તો વિજાપુર મહાલનાં જે ગ્રામ પુસ્તકાલયોએ, ગ્રામ પંચાયત મદદ ન મળી હોય તેમના મંત્રીને તે બાબતમાં મે. મહાલ વહિવટદાર સાહેબ તરફ લેખી માગણી મોકલી આપવાની ભલામણ કરીએ છીએ.

**પુસ્તકાલયપર્વણીદિનઃ**—ચાલુ સાલનો પર્વણીઉત્સવ ચાલુ માસની **૨૧ મી તારીખ ને ગુરુવારે આવે છે. તે** સાલાનુબાદ ઉજવવાનું **ને તેના અહેવાલ જાણ તેમ જ પ્રસિદ્ધિ અર્થે** રાજ્ય પુ. મંડળ તરફ મોકલી આપવાની ઉત્સાહી મંત્રી ભાઇઓને **આગ્રહભરી** ભલામણ છે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષાઃ**— આ પરીક્ષા માટે જાહેર કરાયલી તારીખે જ યાને તા. ૮-૨-૪૨ ના રોજ 'રાષ્ટ્રભાષા હિંદી'ની પરીક્ષા પણ રખાઇ હોય તેમાં કેટલાક આ પરીક્ષા માટેના ઉમેદવારો પણ બેસવાના છે તેથી, તેમ જ સ્વતંત્ર તૈયારીએ પરીક્ષાનો લાભ લેવા ઇચ્છતા ઉમેદવારોને તૈયારીની તક આપવા ખાતર પ્રમાણપત્ર માટેની પરીક્ષા તા. ૭-૩-૪૨ ના રોજ લેવાનું રાખ્યું છે.

**તૈયાર થઇ ગયું છેઃ**—સ્વ. શ્રી. મો. ન. અમીન ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પ્રસિદ્ધ કરવા ઠરેલું **'સ્વર્ગોનું દોહન'** નામનું પુસ્તક તૈયાર થઇ ગયું હોઇ તા. ૧-૨-૪૨ ને રોજ આવતી સ્વર્ગસ્થની પુણ્યતિથિએ બહાર પડશે. એના ગ્રાહક ન નોંધાયા હોય તેમને તેમ જલદી કરી દેવાની ભલામણ કરીએ છીએ.

## પુસ્તકાલયોને મળેલી મદદ

**સા. પુ. રાંમપુર** (તા. પેટલાદ)ને ૫) શા. પુરુષોત્તમદાસ દારજીભાઇ તરફથી.

**સા. પુ. શિહોરા** (તા. આતરસુંબા)ને ૨) જિતપુરાના શેઠ કાન્તિલાલ અંબાલાલ તથા રા. મહારાજ સીતારામ તરફથી.

**સા. પુ. કંઠ** (તા. કડી)ને ૧૧) ત્રિવેદી રામશંકર મહાશંકર તરફથી.

સા. પુ. વીરજઇ ( તા. કરજણ )ને ૧૨) શા. રતિલાલ મનસુખ, ૧૧) શા. પાનાચંદ લાલચંદ તરફથી.

**રાજય બહાર**

—અમદાવાદ પુસ્તકાલય મંડળની એક સભા શ્રીમતી સરલાદેવી સારાભાઇના પ્રમુખપદે મળી હતી: તેમાં મુંબઇ સરકારે મંજૂર કરેલી પુસ્તકાલય સ્થાપવાને લગતી યોજના સમજાવવામાં આવી હતી.

—મુંબઈની શ્રી પાર્વતીબાઇ હિંદુ લાયબ્રેરીમાં ૧૯૪૧ ના જાન્યુઆરીથી ડિસેમ્બર આખર સુધીમાં ગુજરાતી પુસ્તકો ૨૧૨૪૯, અંગ્રેજી ૫૮૨ અને હિંદી ૬૫૪ મળી કુલ ૨૨૪૮૫ પુસ્તકો વંચાયાં છે.

વર્ષ દરમિયાન ૪૨૩ સભ્યોથી વધીને કુલ ૩૦૪૪ સભ્યસંખ્યા થઇ છે.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પ્રગારદાર** પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે. તથા પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

૧. **વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ માહે ડિસેંબરમાં શિનોર મહાલનાં** (૧) માંડવા, (૨) સાઢળી, (૩) મીઢોળ, (૪) મોટા ફોફળીઆ, (૫) કણજેઠા, (૬) અંબાલી, (૭) ઝાંઝડ, (૮) બીથલી, (૯) દરિયાપુરા, (૧૦) વરખડ, (૧૧) બરકાલ, (૧૨) મોલેથા; **કરજણ તાલુકાનાં** (૧૩) દેરોલી, (૧૪) ફત્તેપુર, (૧૫) સામરા, (૧૬) રોપા, (૧૭) માલસર ( ગ્રંથપાલ નહિ મળ્યાથી ખાલી ફેરો. )

૨. **મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર માહે ડિસેંબરમાં કલોલ મહાલનાં** (૧) ખોરજ, (૨) કોઠા, (૩) નારદીપુર, (૪) મોખાસણ, (૫) ડીંગુચા, (૬) પાનસર, (૭) વડાવસ્વામી (૮) ઇસંડ, (૯) ઓખા, (૧૦) રાંધેજા, (૧૧) સોનીપુરા (વા.) (૧૨) રૂપાલ, (૧૩) સરઢવ, (૧૪) આદરજ મોટી, (૧૫) ટીંટોડા, (૧૬) શેરીસા, (૧૭) પલસાણા, (૧૮) ધાનજ, (૧૯) જાસપુર, (૨૦) વડસર, (૨૧) હાજીપુર, (વા). (૨૨) કારોલી, (વા.). (૨૩) સાંતેજ, (૨૪) રકનપુર, (૨૫) રાંચરડા, (૨૬) કોલવડા, (૨૭) વાઘેલ, (૨૮) કુંડાસણ; **મહેસાણા મહાલનાં** (૨૯) કુકસ, (વા.) (૩૦) શોભાસણ (વા.) (૩૧) મેવડ, (૩૨) જગુદણ.

૩. **ચાણસ્મા મહાલ પુ. મં. ના માનદ મંત્રી રા. નાનજીભાઇ જે. પટેલ માહે નવેંબરમાં**—(૧) છમીછા, (૨) ભાટસર.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| કિશોર | ૬ | ૯-૧૦ | સપ્ટે. ઑક્ટો. | ૧-૧-૪૨ |
| કુમાર | ૧૮ | ૧૨ | ડિસેમ્બર | ૨૪-૧૨-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૩૦ | ૫ | જાન્યુઆરી | ૨-૧-૪૨ |
| ગુણસુન્દરી | ૩૫ | ૧ | જાન્યુઆરી | ૧-૧-૪૨ |
| ગ્રામજીવન | ૧૨ | ૬ | જાન્યુઆરી | ૧-૧-૪૨ |
| ઘરશાળા | ૨ | ૫ | ડિસેમ્બર | ૧૧-૧૨-૪૨ |
| ચરોતર | ૧૨ | ૧ | ડિસેમ્બર | ૧૬-૧૨-૪૧ |
| ચિત્રમય જગત | ૨૭ | ૧૧ | જાન્યુઆરી | ૫-૧-૪૨ |
| નવચેતન | ૩૮ | ૪ | જાન્યુઆરી | ૧-૧-૪૨ |
| નવરચના | ૬ | ૯ | ડિસેમ્બર | ૨૪-૧૨-૪૧ |
| પાટીદાર | ૧૯ | ૩ | પૌષ | ૨૬-૧૨-૪૧ |
| પ્રસ્થાન | ૧૭ | ૨ | માગશર | ૯-૧-૪૨ |
| બાલજગત | ૪ | ૧ | જાન્યુઆરી | ૧-૧-૪૨ |
| બાલજીવન | ૨૨ | ૮ | જાન્યુઆરી | ૮-૧-૪૨ |
| બાલમિત્ર | ૨૧ | ૬ | જાન્યુઆરી | ૨-૧-૪૨ |
| બાલસખા | ૫ | ૮ | જાન્યુઆરી | ૨-૧-૪૨ |
| બાળક | ૨૦ | ૧ | જાન્યુઆરી | ૧-૧-૪૨ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૪ | ઑક્ટો.-ડિસેમ્બર | ૨૬-૧૨-૪૧ |
| યુવક | ૧૧ | ૧૨ | ડિસેમ્બર | ૧૦-૧૨-૪૧ |
| રેખા | ૩ | ૬ | જાન્યુઆરી | ૧-૧-૪૨ |
| વૈદ્યકલ્પતરુ | ૪૬ | ૧૨ | ડિસેમ્બર | ૧૦-૧૨-૪૧ |
| વ્યાયામ | ૨૭ | ૩ | ડિસેમ્બર | ૧૫-૧૨-૪૧ |
| શારદા | ૩૬ | ૩ | ડિસેમ્બર | ૧૬-૧૨-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૩ | ૪ | જાન્યુઆરી | ૧-૧-૪૨ |
| સુવાસ | ૪ | ૮ | ડિસેમ્બર | ૧૨-૧૨-૪૧ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૫ | ૨ | નવે. ડિસે. જાન્યુ. | ૧૦-૧-૪૨ |
| સ્ત્રીબોધ | ૮૬ | ૧ | જાન્યુઆરી | ૩-૧-૪૨ |
| સ્કાઉટવીર | ૧૧ | ૧૨ | ડિસેમ્બર | ૧૫-૧૨-૪૧ |

---

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૨ સન ૧૯૪૧–૪૨

### મહાલ અને પ્રાંતમંડળોને મળનારી ફાળવણી બાબત

"**પુસ્તકાલય**" માસિકના મે સન ૧૯૩૮ ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે, રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંતમંડળને, ચાલુ સાલે મળનારી ફાળવણીની રકમ, જે તે પ્રાંતનાં પ્રાંતમંડળો તરફ, જાન્યુઆરી '૪૨ આખર સુધીમાં મોકલી આપવામાં આવશે. મહાલમંડળોએ પોતાની ફાળવણી મેળવવા • સારૂ પોતપોતાનાં પ્રાંતમંડળો તરફ ગત વર્ષના અહેવાલ–હિસાબ મોકલી તેની સાથે ફાળવણીની માગણી કરવી. અને તે પછી પ્રાંતમંડળોએ જે તે મહાલમંડળોને તેમની ફાળવણી, એપ્રિલ '૪૨ આખર સુધીમાં મોકલાવી આપવા તજવીજ કરવી.

જે તે મહાલનાં પુસ્તકાલયો તરફથી લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલ મંડળોને મળનારી ફાળવણીની રકમ નીચે પ્રમાણે છેઃ—

| મહાલવાર | લવાજમની આવેલી રકમ | ફાળવણીની મળનારી રકમ |
|---|---|---|
| **વડોદરા પ્રાંત** | | |
| ૧ કરજણ | ૯૨–૦–૦ | ૫૧-૧૨-૦ |
| ૨ ડભોઇ | ૪૬–૦–૦ | ૨૫-૧૪-૦ |
| ૩ તિલકવાડા | ૮–૦–૦ | ૪–૮–૦ |
| ૪ પાદરા | ૭૪–૦–૦ | ૪૧-૧૦-૦ |
| ૫ પેટલાદ | ૧૫૧–૦–૦ | ૮૪-૧૫-૦ |
| ૬ ભાદરણ | ૫૩–૦–૦ | ૨૯-૧૩-૦ |
| ૭ વડોદરા | ૭૦–૦–૦ | ૩૯–૬–૦ |
| ૮ વાઘોડીઆ | ૨૯–૦–૦ | ૧૬–૫–૦ |
| ૯ શિનોર | ૫૪–૦–૦ | ૩૦–૬–૦ |
| ૧૦ સંખેડા | ૬૦–૦–૦ | ૩૩-૧૨-૦ |
| ૧૧ સાવલી | ૪૪–૦–૦ | ૨૪-૧૨-૦ |
| | ૬૮૧–૦–૦ | ૩૮૩–૧–૦ |
| **મહેસાણા પ્રાંત** | | |
| ૧ આતરસુંબા | ૧૪–૦–૦ | ૭-૧૪-૦ |
| ૨ કડી | ૫૬–૦–૦ | ૩૧–૮–૦ |
| ૩ કલોલ | ૫૮–૦–૦ | ૩૨-૧૦-૦ |
| ૪ ખેરાળુ | ૫૯–૦–૦ | ૩૩–૩–૦ |
| ૫ ચાણસ્મા | ૬૫–૦–૦ | ૩૬–૯–૦ |
| ૬ દહેગામ | ૩૨–૦–૦ | ૧૮–૦–૦ |
| ૭ પાટણ | ૫૭–૦–૦ | ૩૨-૧૦-૦ |
| ૮ મહેસાણા | ૭૦–૦–૦ | ૩૯–૬–૦ |
| ૯ વિજાપુર | ૭૭–૦–૦ | ૪૩–૫–૦ |
| ૧૦ વિસનગર | ૫૨–૦–૦ | ૨૯–૪–૦ |
| ૧૧ સિદ્ધપુર | ૭૨–૦–૦ | ૪૦–૮–૦ |
| ૧૨ હારીજ | ૬–૦–૦ | ૩–૬–૦ |
| | ૬૧૯–૦–૦ | ૩૪૮–૩–૦ |
| **અમરેલી પ્રાંત** | | |
| ૧ અમરેલી | ૬૬–૦–૦ | ૩૭–૧–૦ |
| ૨ કોડીનાર | ૨૩–૦–૦ | ૧૨-૧૫-૦ |
| ૩ ખાંભા | ૮–૦–૦ | ૪–૮–૦ |
| ૪ દામનગર | ૨૪–૦–૦ | ૧૩–૮–૦ |
| ૫ ધારી | ૨૫–૦–૦ | ૧૪–૧–૦ |
| ૬ ભીમકટા | ૧–૦–૦ | ૦–૯–૦ |
| ૭ રતનપુર | ૬–૦–૦ | ૩–૬–૦ |
| | ૧૫૩–૦–૦ | ૮૬–૦–૦ |

### ઓખામંડળ પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ ઓખામંડળ | ૩૦-૦-૦ | ૧૬-૧૪-૦ |
| | ૩૦-૦-૦ | ૧૬-૧૪-૦ |

### નવસારી પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ કામરેજ | ૪૮-૦-૦ | ૨૭-૦-૦ |
| ૨ ગણદેવી | ૩૯-૦-૦ | ૨૧-૧૫-૦ |
| ૩ નવસારી | ૬૪-૦-૦ | ૩૬-૦-૦ |
| ૪ પલસાણા | ૩૨-૦-૦ | ૧૮-૦-૦ |
| ૫ મહુવા | ૨૬-૦-૦ | ૧૪-૧૦-૦ |
| ૬ માંગરોળ | ૨૮-૦-૦ | ૧૫-૧૨-૦ |
| ૭ વ્યારા | ૧૮-૦-૦ | ૧૦-૨-૦ |
| ૮ સોનગઢ | ૫-૦-૦ | ૨-૧૨-૦ |
| | ૨૬૦-૦-૦ | ૧૪૬-૪-૦ |

### કુલ : પાંચે પ્રાંતનું

| પ્રાંતનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | રાજ્યમંડળના ફાળે જતી રકમ | પ્રાંતમંડળના ફાળે જતી રકમ | મહાલમંડળો-ના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૬૮૧-૦-૦ | ૧૭૦-૪-૦ | ૧૨૭-૧૧-૦ | ૩૮૩-૧-૦ |
| ૨ મહેસાણા પ્રાંત | ૬૧૯-૦-૦ | ૧૫૪-૧૨-૦ | ૧૧૬-૧-૦ | ૩૪૮-૩-૦ |
| ૩ અમરેલી પ્રાંત | ૧૫૩-૦-૦ | ૩૮-૪-૦ | ૨૮-૧૧-૦ | ૮૬-૧-૦ |
| ૪ ઓખામંડળ પ્રાંત | ૩૦-૦-૦ | ૭-૮-૦ | ૫-૧૦-૦ | ૧૬-૧૪-૦ |
| ૫ નવસારી પ્રાંત | ૨૬૦-૦-૦ | ૬૫-૦-૦ | ૪૮-૧૨-૦ | ૧૪૬-૪-૦ |
| | ૧૭૪૩-૦-૦ | ૪૩૫-૧૨-૦ | ૩૨૬-૧૩-૦ | ૯૮૦-૭-૦ |

મણિલાલ મ. કાશીવાળા<br>
રામભાઇ કા. પટેલ<br>
મંત્રીઓ<br>
વ. રા. પુ૦ મંડળ

વડોદરા<br>
તા. ૧૪-૧૨-૪૧

---

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

# જાહેરાત નં. ૧

### પરદેશનાં પત્રો-માસિકોનું લવાજમ મંડળ મારફતે ભરાયા બાદ મંડળની જવાબદારી કેટલી રહેશે તે બાબત

પરદેશનાં પત્રો-માસિકોનું લવાજમ-મંડળ મારફતે ભરાયા બાદ ગ્રાહકો તરફથી કોઇ કોઇ વખતે ફરિયાદ આવે છે કે કોઇ કોઇ પત્રો-માસિકો અનિયમિત મળે છે યા બિલકુલ મળતાં નથી. આ બાબત વ્યવસ્થાપક મંડળ પાસે રજૂ કરતાં તેમના ઠરાવ નં. ૨૧ તા. ૧૧-૧૧-૪૧ થી ઠરાવવામાં આવ્યું છે કે આવી ફરિયાદના પ્રસંગે જરૂરી પત્રવ્યવહાર મંડળે પોતાના એજન્ટ સાથે કરવો અને જે તે પત્ર-માસિકને તે નિયમિત શરૂ થાય તેમ લખવું.

આ સિવાય લવાજમ ભરાયા બાદ મંડળની કંઇ વિશેષ જવાબદારી રહેશે નહિ તે લાગતા વળગતા સર્વને આથી જાહેર કરવામાં આવે છે.

વા. ના. અમીન<br>
મંત્રી, પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા,<br>
તા. ૩૧-૧૨-૪૧

# પર્વણીઉત્સવ

## એક પત્ર

ભાઈશ્રી........

વડોદરા રાજ્યની પુસ્તકાલય સંસ્થાઓ દરસાલ વસંતપંચમીએ પુસ્તકાલયપર્વણીદિન ઉજવે એવો શિરસ્તો, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે, આજ દશ વર્ષથી પાડ્યો છે. એના હેતુ, કાર્યપ્રણાલિ અને પરિણામ વિષે તમે જાણવાની ઇચ્છા ધરાવો, એ સ્વાભાવિક છે. એ સંબંધમાં જણાવવાનું કે—

### હેતુ

પ્રજાકલ્યાણની શુભ ભાવનાથી, શ્રીમંત સરકારે શરૂ કરેલી અને ઉદારતાથી પોષેલી પુસ્તકાલયપ્રવૃત્તિના ફળસ્વરૂપ સ્થાનિક પુસ્તકાલય સંસ્થા પ્રતિ જનતાને આકર્ષવી, એ લોકભદ્ર પ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક સંસ્થાને પોષવાની પોતાની ફરજ છે એવી લાગણી જન્માવવી, પુસ્તકાલયનાં સાહિત્ય ને સાધનોનો ખ્યાલ આપી તેમનો લાભ લેવાની પ્રેરણા જાગ્રત કરવી, સ્થાનિક સંસ્થાની વ્યવસ્થા, વહીવટ ને જરૂરિયાત ઉપરાંત તેના આવકજાવકના હિસાબનો ખ્યાલ જાહેરને આપવો, અને શક્ય હોય તો નિભાવખર્ચ માટે આર્થિક મદદ મેળવવી, આબાલવૃદ્ધ ભણેલ વસ્તીનો વાચનરસ સંકોરવા સારૂ વાચનશ્રવણ ને વાર્તાકથનના કાર્યક્રમ ગોઠવવા, ને એમ કરીને લોકભદ્ર પુસ્તકાલયપ્રવૃત્તિનો સંદેશ ઘેર ઘેર પહોંચાડવો એ આ પર્વણીદિનનો હેતુ છે. અને—

### કાર્યપ્રણાલિ

(૧) પુસ્તકાલયની અંદર બહારની સર્વાંગી સફાઇ ને શણગાર, (૨) પ્રવૃત્તિપોષક સૂત્રો અને ગીતોને લલકારતી પ્રભાતફેરીઓ દ્વારા પર્વણીદિનના કાર્યક્રમની જાહેરાત, (૩) પુસ્તકો, સામયિકો, ચિત્રપોથીઓ, રમતગમતનાં સાધનોનાં પ્રદર્શન ગોઠવવાં, (૪) વાર્તાકથન તેમ જ વાચનશ્રવણના વર્ગો યોજવા, (૫) વાચનસામગ્રી અને વાચકોનો સુમેળ સાધી આપવો, (૬) વાચનપ્રચાર વધારવાની વિવિધ યોજનાઓ વિચારીને તેનો અમલ કરવા માટે પ્રબંધ કરવો, (૭) વ્યાખ્યાન, હરિકીર્તન, ભજનમંડળી, જાદુઇ ફાનસ, સંવાદ, ગરબા વ્યાયામ પ્રયોગ ઇત્યાદિના રંજનીય કાર્યક્રમો શક્યતા પ્રમાણે ગોઠવવા, (૮) ગ્રામ-વાચક મંડળની શુભ શરૂઆત કરી તેના સભાસદો નોંધવા, (૯) દશ્યચિત્રો ને દૂર્બિનો હોય તો તેનો તેમ જ ઘરમાં બેસી રમવાની રમતગમતોનાં સાધનોનો લાભ નાનાંમોટાંને આપવો, (૧૦) બાલસ્વયંસેવકો દ્વારા ગામનાં બભેલાં સ્ત્રીવર્ગ તેમ વૃદ્ધવર્ગને વાચનસાહિત્ય પૂરું પાડવાની યોજના નક્કી કરવી એ વગેરે પર્વણીઉત્સવની કાર્યપ્રણાલિ છે.

### પરિણામ

આ કાર્યપ્રણાલિ પૈકી શક્ય તેટલાનો અમલ વર્ષમાં એક વાર ઘટતી તૈયારીપૂર્વક કરવાથી-(૧) સ્થાનિક પુસ્તકાલય સંસ્થા પ્રતિ આમજનતાનું લક્ષ દોરાય છે, તેને માટે તેમનો મમત્વભાવ બંધાય છે, તેને પોષવાની પોતાની ફરજ છે એમ તેઓ માનવા લાગે છે, લોકમદદ મેળવવાની મુશ્કેલી ઓછી થતી જાય છે. (૨) પુસ્તકાલયનું પુસ્તક વપરાશ વિના પડી ન રહેતાં તેનો સદુપયોગ થવા માંડે છે, લોકોની જ્ઞાનભૂખ

ઉઘડે છે ને પરિણામે તેમના સંસ્કાર પોષાય છે. (૩) દિવાળીના દહાડામાં જેમ ઘરના ખૂણાખાંચાની સાફસૂફી થઈ ઘરઆંગણું ઉજળાં ફટાક બને છે, તેમ પર્વણીદિન નિમિત્તે સરસ્વતીમંદિરની ખૂણેખાંચરેથી સાફસૂફી થઇ પુસ્તકધનને સાચવવાની, શોભાવવા ને તેનો સદુપયોગ કરાવવાની ગ્રંથપાલની પવિત્ર ફરજને અદા થવાની ખાસ તક મળે છે; (૪) પર્વણીદિને ગોઠવાતી જાહેર સભાઓમાં સંસ્થાનો વાર્ષિક અહેવાલ હિસાબ રજૂ કરી દેવાનું રાખ્યાથી સંસ્થા પ્રત્યે લોકોનો વિશ્વાસ બંધાય છે ને સંસ્થાની ઉન્નતિ અને પ્રગતિ માટે સહવિચારણા કરવાનો સુયોગ સાંપડે છે, ને આમંત્રિત વક્તા કે વ્યાખ્યાનકાર, ભજનિક કે ઉપદેશક પાસેથી પ્રેરણાનું ભાથું મેળવી શકાય છે. (૫) વાચનપ્રચાર વધારવા માટેની નિરીક્ષકો અને અધિકારીઓની ટોકણી ને સૂચનાની અમલબજાવણી માટે સુંદર તક મળી શકે છે; પર્વણીદિન નાનાંમોટાં સર્વ ભણેલાંઓને તેમની લાયકાત પ્રમાણેનાં પુસ્તકો નિયમ પ્રમાણે આપવાની વ્યવસ્થા રાખવાથી આ કાર્ય સહેલાઇથી થઈ શકે છે ને પુસ્તકાલયપ્રવૃત્તિનો આમજનતાનો વાચનરસ કેળવવાનો આશય ફલિભૂત થવાની આશા બંધાય છે.

વડોદરા રાજ્યની અનેક પુસ્તકાલય સંસ્થાઓ હરસાલ આ **પર્વણીદિન** ઉત્સાહથી ઊજવે છે. બધી જ સંસ્થાઓ તેમ કરતી થાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

એટલે આ સાલનો પર્વણીદિન ચાલુ જાન્યુઆરી માસની ૨૧ મી તારીખ ને ગુરુવારે આવે છે, તે ધ્યાનમાં રાખી તમારે ત્યાં તે જરૂર ઉજવાય તેવો પ્રબંધ આજથી જ કરવા માંડજો, ને કેવી રીતે ઉજવાયો તેનો અહેવાલ જાણ તેમ જ પ્રસિદ્ધિ અર્થે આ તરફ આવવા દેશો. એજ,

લી. તમારો

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

વડોદરા,
તા. ૮-૧-૪૨

---

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

# જાહેરાત નં. ૨

### મંડળ તરફ આવતી શેરની માગણીઓને પહોંચી વળવા બાબત

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને આથી જણાવવામાં આવે છે કે મંડળના શેરોની માગણીઓ હાલ વધુ પ્રમાણમાં મંડળ તરફ આવે છે, અને રાજ્યનાં ઘણાં પુસ્તકાલયો હજી સભાસદ થયા સિવાયનાં બાકી છે. જેમ બને તેમ વધુ પુસ્તકાલયો મંડળનાં સભાસદ બને અને તેમના તરફની શેરની માગણીઓને પહોંચી વળાય એ હેતુથી તા. ૨૧-૧૨-૪૧ નારોજની બેઠકમાં મંડળના વ્યવસ્થાપક મંડળે ઠરાવ્યું છે કે આવતી વાર્ષિક સામાન્ય સભા મળતા સુધી જૂના ચાલુ સભાસદોને નવા શેર આપવાનું બંધ રાખવું અને નવા સભાસદ થનાર કોઇ પણ પુસ્તકાલયને યા વ્યક્તિને એક કરતાં વધુ શેર મંજૂર કરી આપવા નહિ. ચાલુ વર્ષનો અનુભવ જોયા બાદ આ બાબત ઉપર ફરીથી વિચાર કરવામાં આવશે.

રાજ્યનાં જે પુસ્તકાલયો હજી મંડળનાં સભાસદ ન થયાં હોય તેમણે આ તકનો લાભ લઇ એકેક શેર ખરીદી લેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

**વા. ના. અમીન**
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

વડોદરા,
તા. ૩૧-૧૨-૪૧

## ધી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. નું

# તપાસણી નિવેદન સન ૧૯૪૦–૪૧ સાલનું

**આ** સંસ્થાની છેલ્લી તપાસણી સન ૧૯૩૯–૪૦ ના વર્ષના હિસાબ વહેવારની તપાસણી કરવામાં આવેલી હતી. ચાલુ તપાસણી સન ૧૯૪૦–૪૧ સાલના હિસાબવહેવારની તપાસણી કરવામાં આવી છે. વર્ષ આખરે સંસ્થા તરફથી તૈયાર કરી બહાર પાડેલું મિલકત-દેવાનું સરવાયું તથા નફાતોટાનું પત્રક બહાર પાડી સદર સંસ્થા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલું છે. તે સંસ્થાના સંબંધકર્તા ચોપડા, ફાઇલો વિ. સાથે મેળવીને તે બરાબર હોવાની ખાત્રી કરી છે. સદરહુ પત્રકો નિ. ૧ તથા ૨ થી અનુક્રમે આ સાથે સામેલ રાખવામાં આવેલા છે. તેમ જ માહે સપ્ટેમ્બર ૧૯૪૧ આખર સંસ્થા તરફથી રોકવામાં આવેલાં નાણાંના દાખલા, બેંકોની પાસબુકો, વિ. સાથે મેળ લઇને તેની ખાત્રી કરવામાં આવેલી છે. સદરહુ પત્રક ( કાચુ સરવાયું ) નિ. ૩ થી આ સાથે સામેલ રાખવામાં આવેલું છે. તથા તા. ૮–૮–૪૧ ના રોજ ઉઘડતી શિલક રૂા. ૩૨–૪–૪ બરાબર હોવાની ગણી ખાત્રી કરી સંસ્થાના રોજમેળ ઉપર શેરો કરવામાં આવ્યો છે.

### ભાગો બાબત

૨. વર્ષની શરૂઆતમાં કુલ ૫૨૫ સભાસદો હતા તેમાં નિવેદનવાળા વર્ષમાં ૧૫ નવીન સભાસદો દાખલ થયા છે. અને એક સભાસદ શેરનામફેર થવાથી કમી થયો છે. એટલે સાલ આખરે કુલ ૫૩૯ સભાસદો છે. તેની ભાગોની રકમ વિ. ની વિગતવાર હકીકત નીચે પ્રમાણે છેઃ—

| | | સંખ્યા | ખરીદેલા ભાગો | ભાગની વસુલ આવેલી રકમ |
|---|---|---|---|---|
| ૧ | પુસ્તકાલયો | | | |
| | રાજ્યના | ૩૮૪ | ૯૨૮ | ૨૩૨૦૦ |
| | રાજ્ય બહારના | ૨૨ | ૬૯ | ૧૭૨૫ |
| ૨ | વ્યક્તિના | ૧૩૩ | ૪૧૬ | ૧૦૪૦૦ |
| | કુલ | ૫૩૯ | ૧૪૧૩ | ૩૫૩૨૫ |

### થાપણો બાબત

૩. મંડળમાં વર્ષ આખરે બાંધી મુદતની થાપણો રૂા. ૧૯૬૭૫૫–૧૩–૯ ની છે. અને તે ઉપર દર વર્ષે દર સેંકડે ૧½% પ્રમાણે વ્યાજ આપવામાં આવે છે. પુસ્તકાલયોના કાયમ ફંડની રકમો સુવ્યવસ્થિત રીતે સચવાઇ રહે એવી રીતે રોકવાની સગવડ મળે એવો આ મંડળનો મુખ્ય હેતુ હોવાથી આવી થાપણો મંડળે લેવાની હોય છે. અને તેથી જ દર વર્ષે થાપણોની રકમ વધતી જાય છે.

### ટ્રસ્ટ ફંડો

૪. થાપણો ઉપરાંત મંડળમાં પુસ્તકાલયો તેમજ વ્યક્તિઓ તરફથી ટ્રસ્ટ ફંડો પણ મુકવામાં આવે છે. એવી વર્ષ આખરે કુલ રકમ રૂા. ૧૯૨૨૦–૯–૭ ની કુલ ૪૦ ટ્રસ્ટ ફંડોની છે. પૈકીની ઘણીખરી રકમ ૩½% ની સરકારી લોનોમાં અને બાકીની ઘણીખરી મંડળનાજ ભાગોમાં રોકવામાં આવેલી છે.

## મંડળનાં રોકાણો

૫. મંડળમાં જમા આવેલી થાપણો, મંડળનાં ફંડો તથા ઇતર બીજી જમા રકમો જુદી જુદી બેંકોમાં, સરકારી લોનોમાં, પોસ્ટ ઑફિસમાં, જુદી જુદી બેંકોના ભાગોમાં, ડીબેન્ચરોમાં, પોસ્ટલ કેશ સર્ટીફીકેટમાં કે ઇતર રીતે રોકવામાં આવેલી છે. થાપણોની માગણીને પહોંચી વળવા માટે મંડળ પાસે પુરતી જોગવાઇ (Fluid resources) છે. સરકારી જામીનગીરીઓમાં દરરોજ થતા ભાવોમાં ફેરફાર, વિ. ના કારણે ખોટ વિ. ન આવે તે માટે ઇન્વેસ્ટમેન્ટ રીઝર્વ નામનું ફંડ કાઢવામાં આવેલું છે. આવું ફંડ સાલ આખરે રૂા. ૪૯૦૦-૦-૦ નું છે.

## પુસ્તકવેચાણ

૬. દર સાલ પ્રમાણે ચાલુ સાલે મંડળમાં રૂા. ૭૩૩૬-૦-૦ નો માલ સ્ટૉકમાં હતો. અને બીજો નવીન રૂા. ૪૪૯૫૮-૧૩-૧૦ નો માલ ખરીદ કરવામાં આવ્યો છે, અને રૂ. ૪૮૪૦૦-૯-૬ નો માલ પુસ્તકો વિ. પુસ્તકાલયોને તથા ઇતર ગ્રાહકોને વેચવામાં આવ્યો છે અને સાલ આખર ૮૨૧૩-૧૫-૦ નો માલ પુસ્તકો વિ. સ્ટોકમાં છે. આ પુસ્તક વેચાણમાં સંસ્થાને રૂા. ૫૦૧૯-૧૦-૫ નો નફો થએલો છે.

## પત્રો-માસિકોનું લવાજમ

૭. આ મંડળે ગ્રાહકો વતી જે તે વર્તમાનપત્રો તથા માસિકોનું વર્ષ દરમ્યાન કુલ રૂા. ૪૩૭૬૭-૧૧-૦ નું લવાજમ ભરેલું છે.

## પુસ્તકપ્રકાશન

૮. મંડળે પ્રકાશિત કરેલા ૬૬ પુસ્તકો પૈકી ૨૭ પુસ્તકોની બધી પ્રતો વેચાઇ ગઇ છે. અને ૩૯ પુસ્તકોની પ્રતો વેચવાની બાકી છે. સદરહુ પુસ્તકોની જાહેર કરેલી કિંમત રૂા. ૪૯૪૫-૧-૩ ની થાય છે જ્યારે પુસ્તકપ્રકાશન ખાતે મંડળના રૂા. ૧૮૭૪-૧૧-૩ રોકાયલા છે. આ રકમ ઉપર સને ૧૯૩૮ થી વ્યાજ ગણવું બંધ કરેલું છે.

## "પુસ્તકાલય" માસિક

૯. મંડળ તરફથી "પુસ્તકાલય માસિક" પણ પ્રસિદ્ધ કરવામાં આવે છે. એનો સન ૧૯૪૦ ના સાલના હિસાબમાં કુલ રૂા. ૫૨૦૨-૧૧-૦ જમા આવ્યા છે. અને રૂા. ૩૯૮૬-૦-૯ ખર્ચ થયો છે, એટલે સાલ આખર રૂા. ૧૨૧૬-૧૦-૩ બચત રહે છે. આથી સદર માસિકની કુલ બચત રકમ રૂા. ૫૭૮૧-૨-૧ થાય છે.

૧૦. સદરહુ મંડળ તરફથી તા. ૧-૧૧-૩૫ થી તા. ૩૧-૧૦-૪૦ સુધીની મુદત માટે સરકારી બુક ડેપોનો ઇજારો રાખવામાં આવેલો હતો. સદર ઇજારાની મુદત તા. ૩૧-૧૦ ૪૦ ના રોજ પુરી થએલી હોવાથી સદર ઇજારા માટે નવીન માગણી કરવામાં આવેલી. પરંતુ તે ટેન્ડર પાસ ન થવાથી તા. ૧-૧૧-૪૦ થી સરકારી બુક ડેપોનું કામ બંધ કરવામાં આવેલું છે. સદરહુ ત્રણ માસની મુદત દરમ્યાન સદર ખાતે રૂા. ૩૬૨૧-૧૪-૧૦ નો ચોખ્ખો નફો થએલો છે. એટલે પાછલા નફામાં ઉમેરતાં કુલ રકમ રૂા. ૫૭૨૪-૧૪-૬ આ ખાતે બાકી ખેંચાય છે.

### નફા બાબત

૧૧. મંડળે નિવેદનવાળા વર્ષમાં ચોકખો નફો રૂ. ૩૮૬૨-૨-૧૧ નો કર્યો છે. તેમાં ગઇ સાલની બાકી ઉમેરતાં ( રૂ. ૧૨૯-૧૧-૬ ) કુલ રકમ રૂ. ૩૯૯૧-૧૪-૫ નફો થાય છે. તેની વ્યવસ્થા રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે કરવા વ્યવસ્થાપકોએ ભલામણ કરી છે. હજી સુધી જનરલ સભા તપાસણીની મુદત દરમ્યાન મળેલી ન હોવાથી વિગતવાર હકીકત આપી નથી.

### સમગ્ર સભા

૧૨. નિવેદનના વર્ષ દરમ્યાન સમગ્ર સભા તા. ૬-૧૦-૪૦ ના રોજ મળી હતી અને તેમાં હિસાબ તથા રિપોર્ટ મંજુર કરવાનું, નફાની વહેંચણીનું, વ્યવસ્થાપકોની ચૂંટણી બદલ પેટા નિયમોની દુરસ્તી વિ. બદલ રીતસર કોરમ થઇ ઠરાવ કરવામાં આવેલા છે.

### પેટાસભા

૧૩. નિવેદનના વર્ષ દરમ્યાન પેટાસભાની ૮ આઠ બેઠકો મળી છે. પેટાસભામાં ૯ સભ્યો છે. સઘળા ઠરાવો કોરમ થઇ થએલા છે.

### સૂચનાઓ

૧૪. મંડળના કામકાજ અંગે નીચે પ્રમાણેની સૂચનાઓ છે:

(૧) પેટાનિયમ જોતાં મંડળના કામકાજનું ક્ષેત્ર નકકી કરવામાં આવેલું નથી તો તે નકકી ઠરાવી લેવું. અને

(૨) " નેશનલ સીટી બેન્ક ઑફ ન્યુયૉર્ક " સાથે લેવડદેવડ કરવા માટે વ્ય. મં. નો ઠરાવ નં. ૪૭ સને ૪૦-૪૧ નો થયો છે. પરંતુ તે બદલ મે. રા. રા. સહકારી અધિકારી સા. ની સંમતી લેવા આંટ રાખવામાં આવેલી છે તે પ્રમાણે સંમતિ લેવામાં આવેલી નથી તો તે લેવા તજવીજ કરવી.

ઉપર પ્રમાણેની સૂચનાઓ ખાસ તપાસનીસ રા. છ. કિ. પટેલ તથા રા. તુ. હા. દેસાઇ એમણે કરી છે. તથા નિવેદન સાધનીક કાગળો તથા ટાંચણો ઉપરથી કરવામાં આવે છે.

તા. ૨૮ માહે ઓકટોબર ૧૯૪૧ (સહી) ના. ક. દેસાઇ

ખાસ તપાસનીસ

સહકાર્ય ખાતુ.

### સા. શેરો

જા. નં. ૪૫ સને ૪૧-૪૨ ની સાથે સામેલ. તા. ૬ માહે નવેમ્બર ૧૯૪૧.

(સહી) ના. ક. દેસાઇ

ખાસ તપાસનીસ

સ. ખાતુ.

### શેરો

તપાસણી નિવેદન જોયું. મંડળના હિસાબવહેવારમાં કાંઇ ખામી જણાઇ નથી, એ કાર્યકરોની દક્ષતાને આભારી છે.

રા. તપાસનીસે બે સૂચનાઓ કરી છે તેનો મંડળીએ અમલ કરી પરિણામ વેળાસર જણાવવું.

તા. ૧૭ ડીસેમ્બર ૧૯૪૧.

(સહી) છ. કિ. પટેલ (સહી) ઝ. ત્રી. પટેલ

સહકારી અધિકારી.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૧–૪૨

### યાદી નં. ૨ : સંખ્યા ૨૪૬

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૯–૧૨–૪૧ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧ જાન્યુઆરી ૧૯૪૨ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઈ છે. તા. ૭–૨–૪૨ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી ગયાં હશે તેમને પણ ફેબ્રુઆરી ૧૫ મીથી પત્રો શરૂ થઈ તેમની યાદી અલબત્ત ફેબ્રુઆરીના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમ જ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—અગાસ, મોગરી, શેખડી, જાલાખોરડી, માલાવાડા, લિંબાલી, સંજાયા.

**ભાદરણ**—કોસિંદ્રા, વટાદરા.

**વડોદરા**—આજોડ, આસોજ, અંકોડીઆ, દશરથ, સમીઆળા, સૈયદ વાસણા, ટ્રેઈનિંગ સ્કૂલ યુનિયન વા. વડોદરા, પાતલવેણી, સમા.

**પાદરા**—ઉમરાયા, એકલબારા, લુણા, વણછરા, નેદરા, જલાલપુર, લોલા.

**કરજણ**—કોલીઆદ, દેથાણ, શરોદ, વેમાર, શરપુરટીંબી, સારિંગ, સુરવાડા, લાકોદરા, આસનેરા, અટાલી, ઉરદ, કંબોલા, કુરાલી, ચોરંદા, સાંદરણા.

**ડભોઇ**—ગામડી, પલાસવાડા, રાજલી, બાણજ, અકોટી, કુંઢેલા, વણાદરા.

**શિનોર**—આથુંદી, કુકસ, માલસર, બીથળી, ભેખડા, સાઢલી, સુરાશામળ, તરવા.

**સાવલી**—ધનતેજ, રાણીપુરા, ટુંડાવ, નાની ભાડોલ, પીલોલ, ગાંગડીઆ, અંજેસર.

**વાઘોડીઆ**—ખેરવાડી, માડોધર, સાકરીઆ, છટીલી, સાંગાડોલ.

**સંખેડા**-કાવીઠા, ભાટપુર, માલુ, હાંડોદ, પતરા.

**તિલકવાડા**—કરનાળી.

**આતરસુંબા**—વ્યાસવાસણા, સિહોરા, બારીઆ.

**દહેગામ**—ઉદણ, ધમીજ, પરાંતીઆ, મહુદરા, ચંદ્રાલા, વાસણાચોધરી, સલાટપુર, હાથીજણ, જાળીઆના મઠ.

**કડી**—કંડ, કુંડાલ, ભટાસણ, મોકાસણ, લુણાસણ, વીડજ, સાદરા, ઊંટવા, રંગપુરડા, અળદેસણ, વામજ, ઈંદ્રાડ.

**કલોલ**—ઉનાઉ, મોખાસણ, મુબારકપુર, ખોરજડાભી, સરઢવ, રકનપુર.

**વિજાપુર**—કોલવડા, ચડાસણ, જંત્રાલ, પુંધરા, બામણવા, માણેકપુર, સોખડા, હિરપુરા, ભાવસોર, મોરવાડ, ખરણા, માલોસણ, વડાસણ, વેડા, દેલવાડા, પારસા, રીદ્રોલ ફુદેડાં ( નવાં ).

**વિસનગર**—કમાણા, કંસારાકુઇ, સાતુસણા, ગણેશપુરા, વાલમ મહિલા, કાંસા, કુવાસણા, બાસણા, ચિત્રોડા મોટા.

**મહેસાણા**—પાંચોટ, બોરીઆવી, સાંગણપુર, દેવરાસણ, બામોસણા, વડસ્મા, દેલા, આંબલીઆસણ, બેસાણા, ધનપુરા, દેદીઆસણા.

**સિદ્ધપુર**—ભૂણાવ, વિશોળ, સુજાણપુર, સીહી.

**ખેરાળુ**—ઉંઢાઇ, ફરઅટીઆ, જોરકા, થાંગણા, ડભોડ, સીપોર, કહીપુર, રાજપુર, શેખપુર, ત્રાંસવાડ.

**પાટણ**—કણી, કંથરાવી, પળી, ખોરસણ.

**ચાણસ્મા**—સુંઢેરા, મેરવાડા, ગંગેટ, કંબોઇ, ખાંભેલ, ગોરાદ, જાખાના, બહુચરાજી, ખોરસમ, પીંપળ, પીંઢારપુરા, ડોડીવાડા, મીઠી ધારીઆલ.

**નવસારી**—કડોલી, છીણમ, પરથાણા, પીનસાડ, પોંસરા, મીરજાપુર, કાળાકાછા, દેલવાડા, તવડી, દાંતી, છાપરા, આસણા.

**ગણદેવી**—દેવધા, તોરણગામ, પાટી.

**પલસાણા**—ધામડોદએના, નિયોળ, લિંગડ.

**કામરેજ**—આસ્તા, પરબ, મોરથાણ, વલણ, વાવ, વિહાણ, શીનણી, ચીખલી, ખાનપુર, કોસમાડી, સીમાડા, માકણા, ટીંબા, પાલી.

**મહુવા**—અમરોલી, રાણત, કોસ, ઝેરવાવરા, વેલણપુર, આરતાડ.

**માંગરોળ**—મોસાલી.

**વ્યારા**—ક્લકવા, કેળકુઈ, ધાણી.

**અમરેલી**—ઢોલરવા, નાના માંચીઆળા, માળીલા, મોટા માંડવડા, રંગપુર, વિઠલપુર, ગાવડકા, નાના ભંડારીઆ, સાજીયાવદર, ચક્કરગઢ, અમરપુર (વરૂડી), જેશીંગપુરા, કેરીઆચાંડ, કમીગઢ.

**દામનગર**—ધામેલ, હીરાણા, નારણગઢ, ખીજડીઆ, શાખપુર, વીરપુર.

**ધારી**—આંબરડી, જીરા, દલખાણીઆ, સરસીઆ, પાણીઆ, દીતલાં.

**કોડીનાર**—ઘાંટવડ, વેલણ.

**ખાંભા**—મોટા સમઢીઆળા, ભાડ, ધીણકી.

**રતનપુર**—શિયાનગર નવાગામ.

## વાતોનાં પીઠાં

લાકડાનું પીઠું, દારૂનું પીઠું એમ અનેક પ્રકારનાં પીઠાં હોય છે. ત્યારે શું વાતોનું પીઠું પણ હોય છે ખરું ? હા, જરૂર વાતોનું પણ પીઠું હોય છે. આ પીઠામાં સાચાજૂઠા મસાલા તૈયાર થાય છે. એવા પીઠામાં વાતોડીઆ સભાસદ એકઠા થાય છે. એમને માથે કોઇ ભારે જવાબદારીભર્યું કામ તો હોતું નથી; એટલે હરેફરે ને આ પીઠામાં હાજર જ. વળી દરેક ફેરે કંઇ નવી વાતો જોઇએ; એટલે રજનું ગજ અને વેંતનું વરાડું અહીં તૈયાર થાય છે. એમાંથી શું ઉત્પન્ન થાય છે એ તમે જાણો છો ? વેરઝેર અને લડાઇટંટા !!

આવા પીઠામાં નવરાશનાં ગપ્પાં છોલાય છે એના બદલામાં સદ્‌ગ્રંથોનું વાચન થાય તો ? આપણા ગામમાં બધે જ્ઞાનપ્રકાશ ઝળાંઝળાં થઇ રહે.

( થામણા-ભીંતપત્રોમાંથી )

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું

# સુધારેલું બંધારણ

[ આરોળા મુકામે ભરાયલી ૭મી રાજ્ય પુ. પરિષદે, રાજ્ય પુ. મંડળના બંધારણમાં ફેરફાર કરવા સંબંધમાં ઠરાવ નં. ૧૫ થી, ઘટતા ફેરફાર સાથે બંધારણનો મુસદો તૈયાર કરવા કારોબારી મંડળને જે સત્તા સોંપેલી, તે *આધારે તા. ૨૯-૯-૪૦ એ ભરાયલી કારોબારી સભાએ,* પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ, મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ, શ્રી. મણિભાઇ કાશીવાળા, શ્રી. રામભાઇ કા. પટેલ અને શ્રી. ચિમનભાઇ હ. અમીનની સમિતિ નીમી, તેને એ કામ સોંપેલું. એ સમિતિએ સુધારા વધારા સાથે નવેસર બંધારણનો મુસદો ઘડી તા. ૨૮-૯-૪૧ ના રોજ કારોબારી સભા આગળ રજુ કરતાં, તે સભાએ, " પુસ્તકાલય માસિકમાં પ્રસિદ્ધ કરી, પુસ્તકાલય સભાસદો અને વ્યક્તિ સભાસદો તરફથી, ફેરફાર કરેલા બંધારણમાં હજુ પણ જે સુધારોવધારો કરવાની જરૂર જણાય તે બદલ સૂચનાઓ માગવાનું અને તે પછી આવેલી સૂચનાઓ આધારે જરૂરી ફેરફાર કરી, રાજ્ય પરિષદની બેઠકમાં રજુ કરી મંજૂર કરાવવાનું " ઠરાવવાથી, આ નીચે તે પ્રસિદ્ધ કરવામાં આવે છે. રાજ્યનાં તમામ પુસ્તકાલયના મંત્રીઓને અને રા. પુ. મં. ના વ્યવસ્થાપક સભ્યોને, આ બંધારણમાં જે ફેરફાર કરવા જેવો જણાય તે ફેરફારની સૂચના અમારા તરફ લખી મોકલશો, એવી અમારી વિનંતિ છે. —મંત્રીઓ ]

| કલમનો નવીન નંબર | કલમનો જૂનો નંબર | જૂની કલમનો મજકુર | ફેરફાર કરેલી વા નવીન કલમ |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| *૧ | ૧ | આ પરિષદ "શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ" એ નામે ઓળખાશે. | **સંજ્ઞા** આ મંડળ " શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ " એ નામથી ઓળખાશે. |
| ૨ | — | ... | **સ્થળ તથા કાર્યક્ષેત્ર** આ મંડળનું મુખ્ય સ્થળ વડોદરા રહેશે; અને તેનું કાર્યક્ષેત્ર વડોદરા રાજ્ય પૂરતું મર્યાદિત રહેશે. |
| ૩ | ૨ | આ પરિષદના ઉદ્દેશ નીચે પ્ર- | આ મંડળનો ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ— |

* ફુટનોટમાં આપેલા નંબર નવીન કલમના સમજવા. આ ફુટનોટ, કયા કારણે, મૂળ કલમમાંથી ફેરફાર કરેલી વા નવીન કલમ બનાવી છે તે દર્શાવવા માટે મૂકી છે.

(૧) મૂળ કલમમાંનો " પરિષદ " એ શબ્દ રદ કરી " મંડળ " રાખવાનું સભાએ ઠરાવ્યાથી. (૨) સ્થળ તથા કાર્યક્ષેત્ર ચોક્કસ બતાવવા સારૂ નવીન કલમ દાખલ કરવાથી. (૩) મૂળ ઉદ્દેશમાં પ્રવૃત્તિઓના જુદા જુદા વિભાગોનો પણ સમાવેશ કરેલો હોવાથી તેની જુદી કલમ બનાવવાથી.

માણે છે.

(૧) પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રવૃત્તિ સાધવી.

(૨) ગામેગામ પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાય તેવી હિલચાલ કરવી.

(૩) કાર્યકર્તાઓ, સરકાર તથા સ્થાનિક સંસ્થાઓ વચ્ચે સહકાર વધે એવા પ્રયત્નો કરવા.

(૪) પ્રજાને વધુમાં વધુ રસ લેતી કરવા માટે અને ઉપરના હેતુ પાર પડે તે માટે જરૂરના ઇલાજો લેવા.

જેવા કે: —

अ બધા મહાલોમાં મહાલ પુસ્તકાલય મંડળો અને બધા પ્રાંતોમાં પ્રાંત પુસ્તકાલય મંડળો ઊભાં કરવાં—કરાવવાં.

ब રાજ્યનાં પુસ્તકાલયોને વ્યવસ્થિત બનાવી શકાય એ માટે પ્રચારકો (તપાસણીદારો) નીમવા.

क શિષ્ટવાચનના પ્રચાર માટે વાચકમંડળો, અભ્યાસમંડળો, અભ્યાસક્રમો અને પરીક્ષાની જુદી જુદી યોજનાઓ હાથ ધરવી અને પ્રસિદ્ધ કરવી.

ड પુસ્તકાલયશાસ્ત્રનું શિક્ષણ આપવા માટે વર્ગો ઉઘાડવા.

ઉદ્દેશ

(અ) પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો તથા તેની પ્રગતિ સાધવી.

(બ) પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકર્તાઓ અને સરકાર તથા સ્થાનિક સંસ્થાઓ વચ્ચે સહકાર વધે એવા પ્રયત્નો કરવા.

— ...

**પ્રવૃત્તિઓ**

કલમ ૩ માં જણાવેલા ઉદ્દેશ પાર પાડવા માટે નીચેની અને તેવા જ પ્રકારની અન્ય પ્રવૃત્તિઓ મંડળ હાથ ધરશે.

(અ) ગામેગામ પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાવવાં.

(બ) સ્થપાયેલાં પુસ્તકાલયો અને વાચનાલયો માનદ વા પગારદાર પ્રચારકો દ્વારા તપાસાવી વ્યવસ્થિત અને નિયમિત કામ કરતાં બનાવવાં તથા તેની ઉપયોગિતા વધે તેવા પ્રયત્નો કરવા.

(ક) પુસ્તકાલયના વહિવટી અને વર્ગીકરણ

(૪) મૂળ કલમ બેમાં, ઉદ્દેશ ભેગી પ્રવૃત્તિઓ બતાવેલી, તે છલાવદા બતાવવાથી.

| | | | |
|---|---|---|---|
| | | | કામની તાલીમ આપવા માટે શિક્ષણ-વર્ગો ઉઘાડવા વા ઉઘડે તેમાં મદદ કરવી, તેમ જ તેને લગતી જરૂરી બીજી યોજનાઓ ઘડી અમલમાં મૂકવી.<br>(ઉ) પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપકારક ને પોષક વિવિધ પ્રકારનું સાહિત્ય પ્રકટ કરવું-કરાવવું.<br>(ઇ) પ્રજાને વાચનમાં વધુ ને વધુ રસ લેતી કરવા માટે તથા શિષ્ટ વાચનના પ્રચાર માટે કુમાર મંડળો, અભ્યાસ મંડળો, અભ્યાસક્રમો અને પરીક્ષાઓની જુદી જુદી યોજનાઓ ઘડી પ્રસિદ્ધ કરવી અને અમલમાં મૂકવી.<br>(ઈ) રાજ્ય, પ્રાંત અને મહાલ પરિષદો ભરવી-ભરાવવી. |
| ૫ | ૩ | આ પરિષદના સભાસદોના નીચે પ્રમાણે ચાર વર્ગો રાખવામાં આવ્યા છેઃ—<br>૧ વડોદરા રાજ્ય પૈકીની જે વ્યક્તિઓ એક જ વખતે રૂ. ૨૫૦) કે તેથી વધારે આપશે તેઓ પરિષદના મુરબ્બી ગણાશે.<br>૨ વડોદરા રાજ્ય પૈકીની જે વ્યક્તિઓ એકજ વખતે રૂ. ૨૫) કે તેથી વધારે આપશે તેઓ પરિષદના આજીવન સભ્યો ગણાશે.<br>૩ જે કોઇ પ્રાંત, કસ્બા કે ગ્રામ પુસ્તકાલય કે વાચનાલય અનુક્રમે વાર્ષિક રૂ. ૫) ૩) કે રૂ. ૧) અને તે ઉપરાંત પોતાના બજેટ પૈકી સરકાર-મદદના ત્રણ ટકા પ્રમાણેની રકમ આપશે તે આ પરિષદના સાધારણ સભાસદ ગણાશે.<br>૪ કોઇ પણ વ્યક્તિ યા ઉપર સમાવેશ થતો ન હોય તેવી કોઇ પણ સંસ્થા વાર્ષિક રૂ. ૩) આપશે તો તે સાધારણ સભાસદ ગણાશે. | આ મંડળના સભાસદોના વર્ગ નીચે પ્રમાણે **સભાસદો** રહેશેઃ—<br>૧ જે વ્યક્તિઓ એક જ વખતે રૂ. ૨૫૦) કે તેથી વધારે આપશે તેઓ મુરબ્બી ગણાશે.<br>૨ જે વ્યક્તિઓ એક જ વખતે રૂ. ૨૫) કે તેથી વધારે આપશે તેઓ આજીવન સભ્યો ગણાશે.<br>૩ જે પ્રાંત, કસ્બા, ગ્રામ પુસ્તકાલય અને વાચનાલય પોતાના અંદાજના કુલ ખર્ચના સેંકડે એક ટકા પ્રમાણે પણ રૂ. ૧) કરતાં ઓછી નહિ એટલી રકમ દર વર્ષે આપશે તે સાધારણ સભાસદ ગણાશે.<br>૪ કોઇ પણ વ્યક્તિ યા ઉપર સમાવેશ થતો ન હોય તેવી કોઇ પણ સંસ્થા વાર્ષિક રૂ. ૩) આપશે તો તે પણ સાધારણ સભાસદ ગણાશે. |

(૫) મૂળ કલમમાંના "વડોદરા રાજ્ય પૈકી" તથા 'પરિષદ' એ શબ્દો કમી કરવાથી. તથા પેટાકલમ ૩ ના લવાજમમાં ફેરફાર કરવાથી.

| | | | |
|---|---|---|---|
| ૬ | ૪ | પરિષદના ભંડોળ બાબતઃ—<br>૧ સભાસદોની વર્ગણીની રકમ<br>૨ બક્ષીસ મળેલી રકમ<br>૩ સરકાર પાસેથી મેળવેલી રકમ<br>૪ પંચાયતો કે અન્ય સંસ્થાઓ પાસેથી મેળવેલી રકમ<br>એ પરિષદ ભંડોળ ગણાશે. | **ભંડોળ** આ મંડળનું ભંડોળ નીચેના ધોરણે ઊભું કરવામાં આવશેઃ<br>૧ સભાસદોની વર્ગણીની રકમ<br>૨ બક્ષિસ મળેલી રકમ<br>૩ સરકાર પાસેથી મેળવેલી રકમ.<br>૪ પંચાયતો કે અન્ય સંસ્થાઓ પાસેથી મેળવેલી રકમ<br>૫ રાજ્ય પરિષદને મળેલી પ્રતિનિધિ ફી ખાતેથી આવેલી ૢ રકમ<br>૬ કાયમ ભંડોળનું વ્યાજ. |
| ૭ | ૫ | પરિષદના ભંડોળની નીચેના ધોરણે વ્યવસ્થા કરવામાં આવશેઃ—<br>(૧) મુરબ્બી વા આજીવન સભ્યોની વર્ગણી વા બીનશરતી મદદ મંડળના કાયમ ભંડોળમાં લેવી.<br>(૨) પુસ્તકાલય, વાચનાલય અને વ્યક્તિગત સભાસદની વર્ગણીની કુલ રકમ પૈકી ૢ રકમ પ્રાંત પુસ્તકાલય મંડળોને પ્રાંત પુસ્તકાલયોની મળેલી મદદના પ્રમાણમાં તેમનું કામકાજ ચલાવવા આપવી.<br>(૩) ઉપરની (૧), (૨), સિવાયની વર્ષ દરમ્યાન મળેલી બીજી રકમ પરિષદે ઠરાવેલા ઉદ્દેશને અનુસરી જે યોજનાઓ ચાલુ કરવામાં આવે તેમાં પરિષદ મંડળે ખર્ચવી જેવી કે<br>(૧) પગારદાર સહમંત્રી, પ્રચારકો કે કારકુનો રોકવામાં.<br>(૨) શિષ્ટવાચન પ્રચાર માટે જુદી જુદી યોજનાઓને અંગે ખર્ચ કરવામાં. | **ભંડોળનો ઉપયોગ** મંડળના ભંડોળની નીચેના ધોરણે વ્યવસ્થા કરવામાં આવશેઃ—<br>(૧) મુરબ્બી વા આજીવન સભ્યોની વર્ગણી વા બીનશરતી મદદ કાયમના ભંડોળમાં લેવી.<br>(૨) ઉપરની કલમ ૧ સિવાયની વર્ષ દરમ્યાન મળેલી બીજી રકમ મંડળે ઠરાવેલા ઉદ્દેશને અનુસરી જે યોજનાઓ ચાલુ કરવામાં આવે તેમાં ખર્ચવી. જેવી કે—<br>(અ) પુસ્તકાલય, વાચનાલય અને ચોથા વર્ગના સભાસદની વર્ગણીની કુલ રકમ પૈકી ૢ રકમ જે તે પ્રાંત પુસ્તકાલય મંડળોને જે તે પ્રાંતમાંથી મળેલી રકમના પ્રમાણમાં તેમનું કામકાજ ચલાવવા આપવી.<br>(આ) પગારદારી મહેકમ રોકવામાં તથા મંડળની કચેરી અંગે મકાન. કિરકોળ ખર્ચ, ટપાલ અને છપામણી વગેરેનો ખર્ચ કરવામાં.<br>(ઇ) શિષ્ટવાચનના પ્રચાર માટે જુદી જુદી યોજનાઓ અંગે ખર્ચ કરવામાં.<br>(ઈ) શિક્ષણવર્ગો ઉઘાડવામાં તથા પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજનામાં.<br>(ઉ) મુસાફરી અંગે થતો ખર્ચ કરવામાં. |

(૬) મૂળ કલમમાં, નવી કલમમાં ઉમેરેલી ૫ અને ૬ ની બાબતો વધારવાની હોવાથી.

(૭) જૂની પેટાકલમ (૨) રદ કરી તે નવીન પેટાકલમ (૨) અ માં મૂકવાની હોવાથી તથા નવીન પેટાકલમ (૩) નવીન ઉમેરવાની હોવાથી તેમ જ પેટાકલમ (૨) માં ઊ બાબત નવીન ઉમેરવાની હોવાથી તથા આ માં " મંડળની કચેરી અંગે મકાન, કિરકોળખર્ચ, ટપાલ અને છપામણી વગેરેનો ખર્ચ કરવામાં " એ શબ્દો ઉમેરવાથી તથા ઈ માં " પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની યોજનામાં " એ શબ્દો ઉમેરવાથી.

(૩) શિક્ષણ વર્ગો ઉઘાડવામાં ખર્ચ કરવામાં.
(૪) ભથ્થાભાડા મુસાફરી અંગે ખર્ચ કરવામાં.
(૫) મંડળના ઉદ્દેશને લગતાં અન્ય કાર્ય કરવામાં.

(ઊ) પુસ્તકાલય પ્રવૃત્તિને પોષક સાહિત્ય તૈયાર કરી, કરાવી પ્રગટ કરવામાં.
(૩) વર્ષ આખરે ખર્ચ જતાં જે બચત રહે તે મંડળના કાયમના ભંડોળ ખાતે લેવી અને તે બરોડા બેંક, પોસ્ટલ બેંક, પુસ્તકાલય સ. સ. મંડળ તથા સરકારે માન્ય કરેલી જે તે સહકારી અને લેન્ડ મોર્ટગેજ બેંકમાં રોકવી.

૬,૭,૮,૯ અને૧૦ની પેટાકલમ (૩)સિવાયનીતમામ તથા ૧૧, ૧૩અને૧૪ — આ તમામ કલમો રાજ્ય પુસ્તકાલય પરિષદ અંગેની હોઇ, પરિષદોના પરિશિષ્ટ ૨ માં લઇ જવામાં આવી છે.

૮ ૧૦ ની પેટાકલમ ૩

વ્યવસ્થાપક મંડળ નીચે પ્રમાણે સભાસદોનું બનશેઃ—

એક અધ્યક્ષ, બે મંત્રીઓ, ઓછામાં ઓછા અઢાર સભ્યો. તેનું કોરમ સાતનું ગણાશે. એક વખત કોરમના અભાવે મુલતવી રહેલી સભાનું કામ કરવા માટે બીજી બેઠકમાં કોરમની જરૂર રહેશે નહિ.

**ટીપઃ**—વ્યવસ્થાપક મંડળમાં સોળ સભ્યો ચૂંટણીથી લેવાશે અને પાંચ સભ્યો બધા પ્રાંતમાંથી ચુંટાઇ આવેલા સભ્યો કોઇ પણ પ્રાંતમાંથી પુસ્તકાલયના કામમાં રસ લેતા ગૃહસ્થોને પસંદ કરશે તથા અધ્યક્ષ અને મંત્રીઓની ચૂંટણી વ્યવસ્થાપક મંડળ પોતાની મેળે પોતામાંથી કરી લેશે. સોળ સભ્યોમાં પ્રાંતવાર સભ્યો નીચે પ્રમાણે લેવાશે.

(૧) વડોદરા અને કડી પ્રાંતમાંથી પાંચ પાંચ.
(૨) નવસારીમાંથી ત્રણ.
(૩) અમરેલીમાંથી બે અને
(૪) ઓખામંડળમાંથી એક.

**ટીપઃ**—વ્યવસ્થાપક મંડળમાં કોઇ જગ્યા ખાલી પડે તો તેની

**કારોબારી સમિતિ**

આ મંડળનું કામકાજ ચલાવવા માટે નીચે પ્રમાણેના એકવીસ સભ્યોની કારોબારી સમિતિ બનશે અને તે નવી ચૂંટણી થતા સુધી કામ કરશે.

(૧) રાજ્ય પુસ્તકાલય મંડળમાં લવાજમ આપીને જોડાયેલા સભાસદોમાંથી સોળ સભ્યોને જે તે વખતે ભરાયલી રાજ્ય પુસ્તકાલય પરિષદ નીચેના ધોરણે ચૂંટશેઃ
(અ) વડોદરા અને મહેસાણા પ્રાંતમાંથી પાંચ પાંચ.
(આ) નવસારી પ્રાંતમાંથી ત્રણ.
(ઇ) અમરેલી પ્રાંતમાંથી બે.
(ઈ) ઓખામંડળમાંથી એક.
(૨) ઉપર પ્રમાણે ચુંટાયલા ૧૬ સભ્યો પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા બીજા પાંચ ગૃહસ્થોને પસંદ કરશે.

(૮) મૂળ કલમ ૧૦ ની પેટાકલમ ૩ ઘણી જ અસ્પષ્ટ હોવાથી તથા તેમાંની કેટલીક કલમો જુદી પાડવાની જરૂર હોવાથી.

| | | | |
|---|---|---|---|
| | | નિમણૂક વ્યવસ્થાપક મંડળના સભ્યો જ પરિષદના જે તે પ્રાંતના સભાસદોમાંથી કરી શકશે.<br>**ટીપઃ**—કોઇ પણ કામમાં મતભેદ થાય ત્યારે બહુમતે થયેલો નિર્ણય કાયમ રાખવામાં આવશે. | |
| ૯ | ૧૦ ની પેટાકલમ (૩) | ... | **હોદ્દેદારો** કારોબારી સમિતિ પોતામાંથી એક પ્રમુખ એક ઉપપ્રમુખ, અને એક વા બે મંત્રીઓ ચૂંટશે. |
| ૧૦ | ૧૦ (૩) ની (ટીપ) | ... | **ખાલી પડતી જગો પૂરવા બાબત** કારોબારી સમિતિમાં કોઈ પ્રસંગે કોઇ જગો ખાલી પડે તો તે જગો કારોબારી સમિતિના સભ્યો જે તે પ્રાંતના સભાસદોમાંથી પૂરશે. |
| ૧૧ | — | ... | **સભાઓ** (૧) કારોબારી સમિતિની વાર્ષિક સભા દર વર્ષે પ્રાંતમંડળોની વાર્ષિક સભાઓ ભરાયા બાદ બનતા સુધી ઑક્ટોબર માસમાં અને તે સિવાય મંત્રીઓને જ્યારે જરૂર પડે ત્યારે વા કારોબારીના ચાર સભ્યોની સહી સાથે સભા બોલાવવાની લેખી માગણી આવે ત્યારે મંત્રી, પ્રમુખની સંમતિ લઇ સભા બોલાવી શકશે;<br>(૨) કોઇ પ્રસંગે કોઇ કાર્ય માટે કારોબારીની સભા ન બોલાવતાં તે કાર્ય માટે દરેક સભ્યનો લેખી મત માગવો હશે તો તે પણ માગી શકાશે અને તે રીતે વધુમતે જે નિર્ણય થાય તે ઠરાવબુકમાં નોંધી શકાશે. |
| ૧૨ | ૧૦ ની પેટાકલમ (૩) | ... | **સભાનું કોરમ** (૧) કારોબારી સમિતિની સભાનું કોરમ ૭ નું ગણાશે. અને તેમાં કોઇ સભ્ય તરફથી જે તે સભામાં ચાલનારા કામ બદલ લેખી મત આવ્યો હશે તો તે પણ કોરમમાં ગણી શકાશે.<br>(૨) કોઇ સભામાં ઉપર જણાવ્યા પ્રમાણેનું કોરમ ન થાય તો બીજી વખતે એ જ |

(૯) જૂની કલમ ૧૦ (૩) માંથી છૂટી પાડવાથી. (૧૦) જૂની કલમ ૧૦ ની પેટાકલમ ૩ ની ટીપ છૂટી પાડવાથી. (૧૧) નવીન કલમ મૂકવાની જરૂર હોવાથી. (૧૨) જૂની કલમ ૧૦ ની પેટાકલમ ૩ માંથી છૂટી પાડવાના કારણે.

| | | | |
|---|---|---|---|
| | | | કામ માટે બોલાવેલી સભામાં કોરમની આવશ્યક્તા રહેશે નહિ. |
| ૧૩ | ૧૦ (૩)ની ટીપ. | ... | **નિર્ણયાત્મક મત**<br>કારોબારી સમિતિની સભામાં હરકોઇ પ્રશ્નનો નિકાલ વધુમતે થશે. અને કોઇ પ્રસંગે બન્ને બાજુ સરખા મત થયે પ્રમુખ પોતાના મત ઉપરાંત વધારાનો નિર્ણયાત્મક મત પણ આપી શકશે. |
| ૧૪ | — | ... | **કામચલાઉ પ્રમુખ**<br>કારોબારીની હરકોઇ સભામાં પ્રમુખની ગેરહાજરીમાં ઉપપ્રમુખ અને પ્રમુખ ઉપપ્રમુખની ગેરહાજરીના પ્રસંગે આવેલા સભ્યોમાંથી કામચલાઉ પ્રમુખ નીમી સભાનું કામ શરૂ કરવામાં આવશે. |
| ૧૫ | ૧૨ | **વ્યવસ્થાપક મંડળનું કાર્ય:**—પરિષદનું વ્યવસ્થાપક મંડળ નીચે પ્રમાણે કાર્ય કરશે.<br>(૧) મંડળની કચેરીનું મુખ્ય સ્થળ નક્કી કરવું.<br>(૨) પરિષદની બેઠક વેળાએ પસાર થએલા ઠરાવોને અમલમાં મૂકવા તજવીજ કરવી.<br>(૩) કોઇ ગામ કે શહેર તરફથી પરિષદની બેઠક વખતે જો આગામી પરિષદ માટે આમંત્રણ થયું ન હોય અથવા ખાસ પરિષદ બોલાવવાની જરૂર જણાય તો તે ભરવાનું સ્થળ નક્કી કરવું તથા પ્રમુખ નીમવા માટે ગોઠવણ કરવી.<br>(૪) બંધારણ પ્રમાણે સભાસદો પાસેથી તથા સરકાર પંચાયત કે ઇતર સંસ્થાઓ | **કારોબારી સમિતિનું કાર્ય**<br>કારોબારી સમિતિ નીચેનાં કામો કરશે—<br>(૧) રાજ્ય પુસ્તકાલય પરિષદની બેઠક વેળાએ પસાર થએલા ઠરાવોને અમલમાં મૂકવા—મુકાવવા તજવીજ કરવી.<br>(૨) આગામી રાજ્ય પુસ્તકાલય પરિષદના પ્રમુખ માટે નામો નક્કી કરી, સ્વાગત સમિતિને તેની ભલામણ કરવી.<br>(૩) પાછલી પરિષદની બેઠકમાં કોઇ ગામ કે શહેર તરફથી આગામી પરિષદ માટે આમંત્રણ ન મળ્યું હોય, વા ખાસ પરિષદ બોલાવવાની જરૂર જણાય ત્યારે તે ભરવાનું સ્થળ તથા દિવસ નક્કી કરવાં.<br>(૪) બંધારણ પ્રમાણે પુસ્તકાલય-વાચનાલય અને વ્યક્તિગત સભાસદો તથા સરકાર, પંચાયત કે ઇતર સંસ્થાઓ પાસેથી મદદ મેળવી ભંડોળ એકઠું કરવું.<br>(૫) મંત્રી તરફથી રજૂ થયેલું અંદાજ મંજૂર કરવું અને તે પ્રમાણે કામો કરવા તથા ખર્ચ કરવા મંત્રીઓને સત્તા આપવી. |

(૧૩) જૂની કલમ ૧૦ ની પેટાકલમ ૩ ની ટીપની નવીન કલમ બનાવવાથી. (૧૪) નવીન કલમ મૂકવાથી. (૧૫) મૂળ કલમ ૧૨ માંથી પેટાકલમ ૧ કમી કરવાથી તથા પેટાકલમ ૩ ના બે ભાગ પાડી નવીન પેટાકલમ ૨–૩ બનાવવાથી તથા પેટાકલમ ૪ માંથી "હીસાબ રાખવો" એ શબ્દો કાઢી નાખી, નવીન પેટાકલમ ૬ માં એ શબ્દો ઉમેરવાથી તથા નવીન પેટાકલમ ૭–૮–૯–૧૦–૧૧ એ નવીન લખવાથી.

| | | | |
|---|---|---|---|
| | | પાસેથી મદદ મેળવી ભંડોળ એકઠું કરવું તથા હિસાબ રાખવો.<br>(૫) પરિષદના ઉદ્દેશને પહોંચી વળવા બજેટ ગોઠવી મંજૂર કરવું અને કામ કરવા કે ખર્ચ કરવા મંત્રીઓને સત્તા આપવી.<br>(૬) વ્ય. મં. ના સભાસદ સિવાયના ગૃહસ્થને હિસાબ તપાસનાર નીમી હિસાબ તપાસાવવો.<br>એકંદરે ઉદ્દેશને પહોંચી વળાય તે માટે શકય તેટલા પ્રયત્નો કરવા અને બંધારણ તથા બજેટની હદમાં રહી જરૂર પૂરતો ખર્ચ કરવો. | (૬) ઉત્પન્ન ખર્ચનો હિસાબ રાખવો અને તે સર્ટિફાઇડ ઑડિટર પાસે વર્ષ પૂરું થયે તપાસાવવો.<br>(૭) પ્રાંત, મહાલ તથા જૂથ મંડળોના કામ-કાજ અને હિસાબ-કિતાબ ઉપર દેખરેખ રાખવી અને તેઓને દોરવણી આપવી.<br>(૮) મંત્રી તરફથી રજૂ થયેલું ગત વર્ષનું નિવેદન અને હિસાબ મંજૂર કરવો અને તે પ્રસિદ્ધ કરાવવો.<br>(૯) પગારી મહેકમની નિમણૂક કરવી, ગ્રેડો ગોઠવવી, બઢતી આપવી, બરતરફ વા નિવૃત્ત કરવા તથા ભથ્થુભાડું, પ્રોવિડન્ટ ફંડ અને રજાઓનું ધોરણ ઠરાવવું.<br>(૧૦) મંડળના ઉદ્દેશ પ્રમાણે જુદાં જુદાં કામો કરવા, જરૂર પડે સભાસદો વા બીન-સભાસદોની પેટા સમિતિઓ નીમવી અને તેમનું કાર્યક્ષેત્ર તથા ખર્ચ મંજૂર કરવો તથા તેમની સભામાં કામકાજ કરવાનું ધોરણ ઠરાવવું અને ઉપસ્થિત થતા પ્રશ્નોનો નિકાલ કરી આપવો.<br>(૧૧) આ સિવાય મંડળના ઉદ્દેશને પાર પાડવા જુદી જુદી યોજનાઓ ઘડવી, પ્રસિદ્ધ કરવી, અને તેને અમલમાં મૂકવા, મુકાવવા તજવીજ કરવી. |
| ૧૬ | — | ... | કારોબારી સમિતિની વાર્ષિક સભામાં નીચેનાં કામો થશે.<br>**વાર્ષિક સભા** ૧ મંત્રી તરફથી રજુ થયેલું પાછલા વર્ષનું નિવેદન તથા હિસાબ મંજૂર કરવો<br>૨ મંત્રી તરફથી રજૂ થયેલું નવા વર્ષનું અંદાજ. મંજૂર કરવું<br>૩ નવા વર્ષનો કાર્યક્રમ ગોઠવવો<br>૪ આ સિવાય પ્રમુખની પરવાનગીથી અન્ય જે પ્રશ્નો રજુ થાય તેનો નિર્ણય કરવો. |
| ૧૭ | — | ... | **મંત્રીઓનું કાર્ય** (૧) કારોબારી સમિતિની વાર્ષિક તથા પ્રમુખની સંમતિથી બીજી સભાઓ બોલાવવી. તથા તેના કામની નોંધ રાખવી અને તેમની સૂચનાઓને અમલમાં મૂકવી.<br>(૨) સર્વ પ્રકારનો પત્રવ્યવહાર કરવો. |

(૧૬) નવીન કલમ મૂકવાથી. (૧૭) નવીન કલમ મૂકવાથી.

| | | | |
|---|---|---|---|
| | | | (૩) તમામ પ્રકારના ઉપજ ખર્ચનો હિસાબ રાખવો.<br>(૪) વાર્ષિક હેવાલ તથા હિસાબ તૈયાર કરી કારોબારી પાસે મંજૂર કરાવી પ્રસિદ્ધ કરવો તથા નવા વર્ષનું અંદાજ પણ કારોબારીની વાર્ષિક સભામાં મંજૂર કરાવવું. |
| ૧૮ | — | ... | **પેટામંડળો** રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશોને બરાબર અમલમાં મૂકી શકાય તે માટે પ્રાંત, મહાલ અને જૂથ મંડળો પરિશિષ્ટ ૧ માં જણાવ્યા પ્રમાણે ઉભાં કરવામાં આવશે; અને તે સદર પરિશિષ્ટમાં જણાવેલા બંધારણ પ્રમાણે રાજ્ય પુસ્તકાલય મંડળની સીધી દેખરેખ નીચે અને તેમની સલાહ સૂચના પ્રમાણે કામ કરશે. |
| ૧૯ | — | ... | **પરિષદો** રાજ્ય, પ્રાંત અને મહાલ પરિષદો પરિશિષ્ટ ૨ માં જણાવેલા ધોરણે જ, રાજ્ય, પ્રાંત અને મહાલ પુસ્તકાલયમંડળો ભરી શકશે. |
| ૨૦ | — | ... | **બંધારણમાં ફેરફાર** રાજ્ય પુસ્તકાલય મંડળના નિયમો તથા તેનાં પરિશિષ્ટોમાં કોઇપણ પ્રકારનો સુધારો વધારો રાજ્ય પુસ્તકાલય મંડળની જે તે વખતની પરિષદમાં હાજર રહેલા સભાસદોની ઓછામાં ઓછી ¾ બહુમતીથી કરી શકાશે. |

કલમ ૧૮, ૧૯ અને ૨૦ નવી મૂકવાથી.

## પરિશિષ્ટ ૧ લું

### પ્રાંત પુસ્તકાલય મંડળ

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૬ | દરેક પ્રાંતનાં મહાલ પુસ્તકાલય મંડળો નીચે પ્રમાણેના ધોરણે પ્રાંત પુસ્તકાલય મંડળ ઊભું કરશે:—<br>દરેક મહાલમાંથી બબ્બે પ્રતિનિધિઓ જેમાં એક પ્રતિનિધિ કસ્બા પુસ્તકાલય અને એક પ્રતિનિધિ | **પ્રાંત પુ. મં. ની રચના** જે તે પ્રાંતમાં આવેલાં મહાલ મંડળોનો એકેક મંત્રી તથા મહાલ મંડળોએ પ્રાંત મંડળ માટે ચૂંટેલો એકેક પ્રતિનિધિ તથા રાજ્ય પુ. મં. ની કારોબારી સમિતિમાંના જે તે પ્રાંતના સભ્યોમાંથી જે સભ્ય મહાલ મંડળના મંત્રી વા પ્રતિનિધિ |

(૧) મૂળ કલમ ૧૬ માંથી વ્યવસ્થાપક મંડળ અને તેના કોરમની જુદી કલમો બનાવવાથી તથા પ્રાંત મંડળની રચનાની મૂળ કલમમાં થોડો ફેરફાર કરવાથી.

| | | | |
|---|---|---|---|
| | | ગ્રામ પુસ્તકાલયો કે વાચનાલયો પસંદ કરી મોકલે.<br>આ પ્રતિનિધિઓનું પ્રાંત પુસ્તકાલય મંડળ બનશે.<br>પ્રાંત પુસ્તકાલય મંડળનું કામકાજ ચલાવવા માટે એ પ્રતિનિધિઓ પોતામાંથી ૧ પ્રમુખ, ૧ મંત્રી, ૫ સભાસદો મળી ૭ સભાસદોનું વ્ય. મં. બનાવશે.<br>( રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળના સભ્યો આ વ્ય. મં. માં નહિ ચૂંટાયા હોય તેવાઓ તે પ્રાંતના પ્રાંતિક મંડળના વ્ય. મં. ના વધારાના સભાસદ ગણાશે ) તેવાજ બીજા ત્રણ સભાસદો પરિષદ જરૂર હશે તો ઉમેરી શકશે અને કોરમ ૩ નું રહેશે. | તરીકે ચૂંટાઇ આવ્યા ન હોય તેઓનું, પ્રાંત પુસ્તકાલય મંડળ બનશે. અને તે રાજ્ય પુ. મંડળની સીધી દેખરેખ નીચે તથા તેઓની સલાહ સૂચના પ્રમાણે કામ કરશે. આ મંડળને જરૂર હશે તો પ્રાંતમાંથી પુસ્તકાલયની દિશામાં કાર્ય કરતી બીજી ચાર લાયક વ્યક્તિઓને ચૂંટી શકશે. |
| | — | ... | **પ્રમુખ-મંત્રી** કલમ ૧ માં જણાવ્યા પ્રમાણે બનેલું પ્રાંત પુ. મંડળ, પોતામાંથી એક પ્રમુખ, અને એક વા બે મંત્રીઓ ચૂંટશે. અને તે પ્રાંત મંડળની કારોબારી સમિતિના પણ પ્રમુખ, અને મંત્રીઓ ગણાશે. |
| ૩ | ૧૬ | ... | **કારોબારી સમિતિ** પ્રાંત પુ. મંડળનું કામકાજ ચલાવવા માટે પ્રાંત પુ. મંડળ પોતામાંથી, રાજ્ય પુ. મં. ની કારોબારી સમિતિમાંના પોતાના પ્રાંતના તમામ સભ્યો તથા પ્રમુખ અને એક વા બે મંત્રીઓ સાથે ૧૨ સભ્યોની કારોબારી સમિતિ ચૂંટશે. |
| ૪ | — | ... | **પ્રાંત પુ. મંડળની સભાઓ** પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઑગસ્ટ વા સપ્ટેમ્બરમાં ભરાશે. અને તે સિવાય મંત્રીને જ્યારે જરૂર જણાય વા પ્રાંત મંડળની સભા માટે પ્રાંત મંડળના ૫ સભ્યોની સહી સાથે સભા બોલાવવાની લેખી માગણી આવે ત્યારે મંત્રી પ્રમુખની સંમતિ લઇને તે સભા બોલાવી શકશે. |

(૨) નવી કલમ. (૩) મૂળ કલમ ૧૬ માં વ્ય. મં. સંબંધી જે હકીકત જણાવી છે તેમાં થોડોક ફેરફાર કરી જુદી કલમ બનાવવાથી. (૪) નવી કલમ.

| | | | |
|---|---|---|---|
| ૫ | — | ... | **પ્રાંત પુ. મં. ની સભાનું કોરમ** પ્રાંત પુસ્તકાલય મંડળની સભાનું કોરમ ૭ નું રહેશે. જે સભામાં આ પ્રમાણે કોરમ ન થાય તે સભા મુલતવી રાખી, બીજી વખતે એજ કામ માટે બોલાવેલી સભામાં જેટલા સભ્યો હાજર થશે તેટલાથી તે સભાનું કામ ચલાવી શકાશે. |
| ૬ | — | ... | **વાર્ષિક સભાનું કામકાજ** પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભામાં નીચેનાં કામો થશે.<br>૧ પાછલા વર્ષનું નિવેદન અને હિસાબ મંજૂર કરવો.<br>૨ નવા વર્ષ માટે પ્રમુખ, મંત્રી અને કારોબારી સમિતિના સભ્યોની ચૂંટણી કરવી.<br>૩ નવા વર્ષનું અંદાજ મંજૂર કરવું<br>૪ નવા વર્ષનો કાર્યક્રમ ગોઠવવો<br>૫ આ સિવાય પ્રમુખની સંમતિથી જે પ્રશ્નો રજુ થાય તેનો નિકાલ કરવો. |
| ૭ | ૧૬ ની પેટાકલમ ૧ ની કલમ છ | પ્રાંતિક પરિષદ્‌ની વ્ય. મં. ની સભા વર્ષમાં નિદાન બે વખત મળશે. | **કારોબારી સભા** કારોબારી સમિતિની સભા દર છ માસે ભરાશે. અને તે સિવાય મંત્રીને જ્યારે જરૂર જણાય વા કારોબારી સમિતિના ૪ સભ્યોની સહી સાથે સભા બોલાવવાની લેખી માગણી આવે ત્યારે મંત્રી પ્રમુખની સંમતિ લઇને તે સભા બોલાવી શકાશે. |
| ૮ | ૧૬ | ... | **કારોબારી સભાનું કોરમ** કારોબારી સમિતિની સભાનું કોરમ ૫ નું રહેશે. અને જે સભામાં એ પ્રમાણે કોરમ ન થાય તે સભા મુલતવી રાખી, બીજી વખતે એજ કામ માટે બોલાવેલી સભામાં જેટલા સભ્યો હાજર હશે તેટલાથી સભાનું કામ ચલાવી શકાશે. |
| ૯ | — | ... | **કામચલાઉ પ્રમુખ** હરકોઈ સભામાં પ્રમુખની ગેરહાજરીના પ્રસંગે હાજર રહેલા સભ્યોમાંથી કામચલાઉ પ્રમુખ |

(૫) નવી કલમ. (૬) નવી કલમ. (૭) મૂળ કલમ ૧૬ ની પેટાકલમ ૧ ની કલમ છ માં ફેરફાર કરવાથી. (૮) મૂળ કલમ ૧૬ ની છેલ્લી લીટીમાં " કોરમ ૩ નું રહેશે " એ જે શબ્દો જણાવ્યા છે તે ત્યાંથી છૂટા પાડી ફેરફાર સાથે નવી કલમ બનાવવાથી. (૯) નવી કલમ.

| | | | નીમી સભાનું કામ શરૂ કરી શકાશે. |
|---|---|---|---|
| ૧૦ | — | | **નિર્ણયાત્મક મત** દરેક સભામાં હરકોઈ પ્રશ્નનો નિકાલ વધુ મતે થશે અને કોઇ પ્રસંગે બંને બાજુ સરખા મત થયે પ્રમુખ પોતાના મત ઉપરાંત વધારાનો નિર્ણયાત્મક મત પણ આપી શકશે. |
| ૧૧ | ૧૬ ની પેટાકલમ ૧ | પ્રાંત પુસ્તકાલય મંડળ નીચેનાં કામ કરશે.<br>(क) પ્રાંતિક મંડળોએ પોતાના મહાલનાં મહાલ પુસ્તકાલય મંડળોને કામકાજના ખર્ચને પહોંચી વળવા માટે પરિષદ મંડળમાંથી જે રકમ મળી હોય તેમાંથી ½ જેટલી રકમ પુસ્તકાલયો તરફથી રકમ મળી હોય તેના વરાડે, વ્હેંચી આપવી. અને બાકીની ½ જેટલી રકમ પ્રાંતિક મંડળના કામ માટે રાખવી.<br>(ख) જે મહાલ પુસ્તકાલય મંડળ વ્યવસ્થિત કામકાજ કરી શકે તેમ ન હોય તેની બધી જ રકમ પ્રાંતિક મંડળોએ રાખવી અને પરિષદ મંડળ તરફથી જે કામ સોંપવામાં આવે તે તે મહાલ માટે કરવાં-કરાવવાં.<br>(ग) પ્રાંતમાં આવેલાં પુસ્તકાલય-વાચનાલયોની પ્રગતિ થતી રહે તે અર્થે મહાલ મંડળોને કામ કરવાની દિશા બતાવવી તથા પ્રચાર કાર્ય કરવામાં અને તપાસણીમાં મદદ કરવી.<br>(घ) પ્રાંતિક પરિષદે કરેલા ઠરાવોને અમલમાં મૂકવા તજવીજ કરવી.<br>(ङ) કોઇ ગામ કે શહેર તરફથી પરિષદની બેઠક વખતે જે આગામી પ્રાંતિક પરિષદ | **પ્રાંત કારોબારી સમિતિનું કાર્ય**<br>પ્રાંત કારોબારી સમિતિ નીચેનાં કામો કરશે.<br>क રાજ્ય પુ. મંડળ તરફથી લવાજમની ફાળવણીની જે રકમ મળે તેમાંથી ½ રકમ પોતાના કામ માટે રાખી બાકીની રકમ પોતાના પ્રાંતનાં જે તે મહાલ મંડળોને, મહાલમાંથી મળેલા લવાજમના પ્રમાણમાં વ્હેંચી આપવી.<br>ख જે મહાલ પુ. મં. વ્યવસ્થિત કામકાજ કરી શકે તેમ ન હોય તો તેની રકમ પોતાની પાસે રાખવી અને રાજ્ય પુ. મંડળ વા પ્રાંત પુ. મંડળ, મહાલ મંડળો માટે જે કાર્યો નક્કી કરે તે તથા મહાલ મંડળના બંધારણમાં મ. પુ. મં. ની કારોબારી સમિતિને જે કાર્યો કરવાનાં જણાવ્યાં છે. તે કાર્યો કરાવવામાં તે મહાલ ખાતે વાપરવી.<br>घ રાજ્ય અને પ્રાંત પરિષદે કરેલા ઠરાવોને અમલમાં મૂકવા-મૂકાવવા તજવીજ કરવી.<br>ङ પ્રાંત પરિષદના પ્રમુખની પસંદગી કરવી તથા કોઇ ગામ વા કસ્બા તરફથી પ્રાંત પરિષદની પાછલી બેઠકમાં, આગામી પ્રાંત પરિષદ માટે આમંત્રણ આવ્યું ન હોય ત્યારે વા ખાસ પરિષદના પ્રસંગે તે ભરવાનું સ્થળ અને દિવસ નક્કી કરવાં.<br>च રાજ્ય પુ. મંડળના ઉદ્દેશોને અનુસરી જે નક્કી કરી હોય તે પ્રવૃત્તિઓ વા બાબતોને તેમજ મહાલ અને જૂથ મંડળોને જે કાર્યો કરવાનાં બંધારણમાં જણાવ્યાં છે તેને અમલમાં મૂકવા-મૂકાવવા પ્રયત્ન કરવો.<br>छ મંત્રી તરફથી રજુ થયેલું પાછલા વર્ષનું નિવેદન તથા હિસાબ તથા નવા વર્ષનું |

(૧૦) નવી કલમ. (૧૧) મૂળ કલમમાં ફેરફાર કરવાથી. તથા ૧૭મી મૂળ કલમનો પણ આ નવી કલમમાં સમાવેશ કરવાથી.

| | | | |
|---|---|---|---|
| | | માટે આમંત્રણ થયું ન હોય તો તે ભરવાનું સ્થળ નક્કી કરવું તથા પ્રમુખ નિમવા માટે ગોઠવણ કરવી.<br>(ચ) પરિષદના ઉદ્દેશ પાર પાડવા માટે જે કંઇ કાર્ય કરવું પડે તે કરવું.<br>(છ) પ્રાંતિક પરિષદની વ્યં. મં. ની સભા વર્ષમાં નિદાન બે વખત મળશે. | બજેટ પ્રાંત મંડળની વાર્ષિક સભામાં મંજૂર કરાવવું અને તે પછી તેની એકેક નકલ રા. પુ. મંડળ તથા પુ. ખાતા તરફ અને પ્રસિદ્ધ કરવા માટે પુસ્તકાલય માસિકના તંત્રી તરફ મોકલાવી આપવા તજવીજ કરવી.<br>ગ પ્રાંતમાં આવેલાં પુસ્તકાલય-વાચનાલયોની પ્રગતિ થતી રહે તે અર્થે મહાલ મંડળોને કામ કરવાની દિશા બતાવવી તથા પ્રચાર કાર્ય કરવામાં અને તપાસણીમાં મદદ કરવી. |
| | ૧૭ | **અહેવાલ તથા હીસાબ:—** દરેક પ્રાંતિક મંડળે પોતપોતાના પ્રદેશના કામકાજનો અહેવાલ તથા હિસાબ દર વર્ષે રાજ્ય પરિષદ મંડળ તરફ મોકલવો જોઇએ. જેથી પરિષદના મંત્રીઓ તેને એકત્ર કરી પરિષદ મંડળને લગતા પોતે કરેલા કામકાજનું વૃતાંત તથા તેનાં નાણાંનો કુલ હિસાબ તૈયાર કરી વ્ય. મં. ની મંજૂરી મેળવી છપાવી પ્રસિદ્ધ કરશે. | |
| ૧૨ | — | ... | **મંત્રીનું કાર્ય** પ્રાંત મંડળની તથા તેની કારોબારી સમિતિની ઠરેલી સભાઓ તથા પ્રમુખની સંમતિથી બીજી સભાઓ બોલાવવી અને તેના કામની નોંધ રાખવી તથા એ સભાઓ તરફથી થયેલી સૂચનાઓને અમલમાં મૂકવી; સર્વ પ્રકારનો પત્રવ્યવહાર કરવો; તમામ પ્રકારના ઉપજ-ખર્ચનો હિસાબ રાખવો; વાર્ષિક હેવાલ તથા હિસાબ તથા નવા વર્ષનું અંદાજ તૈયાર કરી કારોબારી સમિતિ આગળ અને તે પછી પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભામાં મંજૂર કરાવી લેવાં. |

## મહાલ પુસ્તકાલય મંડળ

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૫ | પરિષદમાં જોડાયલાં દરેક ગ્રામ પુસ્તકાલયનો અને ત્રીસ ઉપરાંતની રકમના બજેટવાળા વાચનાલયનો એક એક પ્રતિનિધિ અને કસ્બા પુસ્તકાલયોના ત્રણ પ્રતિ- | **મહાલ પુ. મં. ની રચના.** જે તે મહાલમાં આવેલાં જૂથ મંડળોએ, મહાલ મંડળ માટે ચૂંટેલા એકેક પ્રતિનિધિઓનું મહાલ પુ. મંડળ બનશે. અને તે પ્રાંત તથા રાજ્ય પુ. મંડળ- |

(૧૨) નવી કલમ.
(૧) મૂળ કલમ ૧૫ માં ફેરફાર કરવાથી.

| | | | |
|---|---|---|---|
| | | નિધિઓનું મહાલ પુસ્તકાલય મંડળ બનશે. | ની સીધી દેખરેખ નીચે કામ કરશે. આ મંડળને જરૂર હશે તો, મહાલમાંથી પુસ્તકાલયની દિશામાં કાર્ય કરતી બીજી ત્રણ લાયક વ્યક્તિઓને ચૂંટી શકશે. |
| ૨ | — | ... | **પ્રમુખ-મંત્રી** કલમ ૧ પ્રમાણે બનેલું મહાલ પુ. મંડળ પોતામાંથી એક પ્રમુખ તથા એક મંત્રી ચૂંટશે. અને તે મહાલ પુ. મં. ની કારોબારી સમિતિના પણ પ્રમુખ તથા મંત્રી ગણાશે. |
| ૩ | ૧૫ | મહાલ પુ. મંડળનું કામકાજ કરવા સારૂ નીચે પ્રમાણે મંડળ નીમવાં. (૧) મહાલ વ્યવસ્થાપક મંડળ અને (૨) જુથ પુ. મંડળ. મહાલ વ્યવસ્થાપક મંડળઃ દરેક જુથ વ્યવસ્થાપક મંડળના એક એક મંત્રી અને એક એક અન્ય સભાસદ તથા કસ્બા પુસ્તકાલયના બે સભાસદો મળીને બનશે. | **કારોબારી સમિતિ** મહાલ પુ. મંડળનું કામકાજ ચલાવવા માટે મહાલ પુ. મંડળ પોતામાંથી પ્રમુખ અને મંત્રી સાથે કુલ ૭ સભ્યોની કારોબારી સમિતિ ચૂંટશે. |
| ૪ | — | ... | **મહાલ પુ. મં. ની સભાઓ** મહાલ પુ. મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઓગસ્ટમાં ભરાશે અને તે સિવાય મંત્રીને જ્યારે જરૂર જણાય વા ત્રીજા ભાગના જૂથ મંત્રીઓની સહી સાથે સભા બોલાવવાની લેખી માગણી આવે ત્યારે મંત્રી પ્રમુખની સંમતિ લઇને તે સભા બોલાવી શકશે. |
| ૫ | — | ... | **મહાલ પુ. મં. ની સભાનું કોરમ** મહાલ પુસ્તકાલય મંડળની સભાનું કોરમ કુલ સભ્યોના ⅓ રહેશે. જો સભામાં આ પ્રમાણે કોરમ ન થાય તે સભા મુલતવી રાખી બીજી વખતે એજ કામ માટે બોલાવેલી સભામાં જેટલા સભ્યો હાજર હશે તેટલાથી તે સભાનું કામ ચલાવી શકાશે. |

(૨) નવી કલમ. (૩) મૂળ કલમ ૧૫ માં ફેરફાર કરવાથી. (૪) નવી કલમ.
(૫) નવી કલમ.

| | | | |
|---|---|---|---|
| ૬ | ૧૫ | મહાલમંડળ નીચેનું કામકાજ કરશે.<br>ક પોતા માટે એક પ્રમુખ અને મંત્રીની ચૂંટણી કરવી.<br>ખ નવીન વર્ષ માટે, જૂથવાર તેમ જ મહાલનો સામાન્ય કાર્યક્રમ નક્કી કરવો.<br>ગ ગત વર્ષનો હિસાબ અને નિવેદન મંજૂર કરવાં.<br>ઙ મંડળના હિતનું કોઇ પણ કાર્ય રજુ થાય તે કરવું. | **વાર્ષિક સભાનું કામકાજ**<br>મહાલ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભામાં નીચેનાં કામો થશે.<br>૧ પાછલા વર્ષનું નિવેદન અને હિસાબ મંજૂર કરવાં<br>૨ નવા વર્ષ માટે પ્રમુખ, મંત્રી અને કારોબારી મંડળના સભ્યોની ચૂંટણી કરવી<br>૩ નવા વર્ષનું અંદાજ ગોઠવવું<br>૪ નવા વર્ષનો કાર્યક્રમ ગોઠવવો<br>૫ પ્રાંત પુ. મંડળ માટે મંત્રી સાથે બીજા એક પ્રતિનિધિની ચૂંટણી કરવી<br>૬ આ સિવાય પ્રમુખની સંમતિથી જે પ્રશ્નો રજુ થાય તેનો નિર્ણય કરવો. |
| ૭ | ૧૫ની પેટાકલમ ૬ | મહાલ વ્ય. મંડળની સભા નિદાન દર ત્રણ માસે એક વખત ભરાશે. ૫ સભાસદોનું કોરમ ગણાશે. | **કારોબારી સભા**<br>કારોબારીની સભા દર ત્રણ માસે ભરાશે. અને તે સિવાય મંત્રીને જ્યારે જરૂર જણાય વા કારોબારી સમિતિના ત્રણ સભ્યોની સહી સાથે સભા બોલાવવાની લેખી માગણી આવે ત્યારે મંત્રી, પ્રમુખની સંમતિ લઇને તે સભા બોલાવી શકશે. |
| ૮ | ૧૫ની પેટાકલમ ૬ | ... | **કારોબારી સભાનું કોરમ**<br>કારોબારી સમિતિની સભાનું કોરમ ૪ નું રહેશે, અને જે સભામાં એ પ્રમાણે કોરમ ન થાય તે સભા મુલતવી રાખી, બીજી વખતે એજ કામ માટે બોલાવેલી સભામાં, જેટલા સભ્યો હાજર હશે તેટલાથી સભાનું કામ ચલાવી શકાશે. |
| ૯ | — | ... | **કામચલાઉ પ્રમુખ**<br>હરકોઇ સભામાં પ્રમુખની ગેરહાજરીના પ્રસંગે, હાજર રહેલા સભ્યોમાંથી કામચલાઉ પ્રમુખ નીમી સભાનું કામ શરૂ કરી શકાશે. |
| ૧૦ | — | ... | **નિર્ણયાત્મક મત**<br>દરેક સભામાં હરકોઇ પ્રશ્નનો નિકાલ વધુ મતે થશે અને કોઇ પ્રસંગે બંને ગાજુ સરખા મત થયે પ્રમુખ પોતાના મત ઉપરાંત નિર્ણયાત્મક મત પણ આપી શકશે. |

(૬) મૂળ કલમમાં ફેરફાર કરવાથી. (૭) કોરમની જુદી કલમ બનાવવાથી તથા મૂળ કલમમાં ફેરફાર કરવાથી. (૮) મૂળ કલમ ૧૫ ની પેટાકલમ ૬ માંથી કોરમની કલમ જુદી પાડવાથી અને તેમાં થોડોક ફેરફાર કરવાથી. (૯) નવી કલમ. (૧૦) નવી કલમ.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ૧૫ | મહાલ પુસ્તકાલય મંડળ નીચેનાં કામો કરશે.<br>૧ મહાલનાં એકેએક ગામમાં પુસ્તકાલય-વાચનાલય ઉઘાડવાની વ્યવસ્થા કરવી.<br>૨ સ્થપાયલાં પુસ્તકાલય-વાચનાલયોને વ્યવસ્થિત અને નિયમિત કામ કરતાં બનાવવાં.<br>૩ પુસ્તકાલયોનાં કાયમફંડો સુરક્ષિત રહી શકે તે માટે ખાનગી ઇસમોને ત્યાં નહિ મૂકતાં, સદ્દર સહકારી મંડળીઓમાં, સહકારી તેમ જ બીજી સદ્દર બેંકોમાં વા સરકારી જામીનગીરીઓમાં રોકાવવાં.<br>૪ ફરતા પુસ્તકાલયો દ્વારા નજીકના ગામોમાં ફરતાં પુસ્તકાલયની પેટીઓ, સ્ટિરિઓસ્કોપ, મેજીક લેન્ટર્ન, સિનેમા વગેરે સાધનો દ્વારા જ્ઞાનનો પ્રચાર કરવો.<br>૫ સ્વયંસેવકો દ્વારા વા પ્રચારકો દ્વારા વર્ષમાં ઓછામાં ઓછી એક વખત પુસ્તકાલયોની તપાસણી કરાવવી. અને જે જે ખામીઓ જણાય તે તે સ્થાનિક કાર્યકર્તાઓની મદદ લઇ સુધારાવવી. ટૂંકમાં મહાલનાં તમામ ગામોના લોકોમાં પુરુષો, સ્ત્રીઓ, અને બાળકોમાં, વાચનનો શોખ ઉત્પન્ન થાય અને જ્ઞાનની વૃદ્ધિ થાય તે માટે ઉપર દર્શાવેલા અને એવાજ પ્રકારના બીજા બધા પ્રયત્ન કરવા. | **કારોબારી સમિતિનું કાર્ય**<br>કારોબારી સમિતિ નીચેનાં કામો કરશે.<br>क મહાલનાં એકેએક ગામમાં પુસ્તકાલય-વાચનાલય ઉઘાડવાની વ્યવસ્થા કરવી.<br>ख સ્થપાયલાં પુસ્તકાલય-વાચનાલયોને વ્યવસ્થિત અને નિયમિત કામ કરતાં બનાવવાં તથા પુસ્તકાલય ખાતું અને રાજ્ય તથા પ્રાંત પુ. મંડળ તરફથી વખતોવખત નીકળતી સૂચનાઓ અને ભલામણોનો અમલ કરાવવો.<br>ग સ્થપાયલાં પુસ્તકાલય-વાચનાલયનાં દર વર્ષે બજેટ અને તેવી કાળજી રાખવી.<br>घ માનદ પ્રચારકો વા સ્વયંસેવકો દ્વારા તથા જૂથ મંત્રીઓ પાસે વર્ષમાં એક વખત પુસ્તકાલય-વાચનાલયની તપાસણી કરાવવી. અને જે ખામી જણાય તે સ્થાનિક કાર્યકરોની મદદ લઇ સુધરાવવી.<br>ङ વિદ્યાર્થીઓ માટે શિ. વા. ની પરીક્ષા લેવી તથા રા. પુ. મં. તરફથી લેવાતી શિ. વા. ની પરીક્ષાઓનો અને કુમાર મંડળ તથા વાચક મંડળની યોજનાનો પ્રચાર કરવો.<br>च પુસ્તકાલયો-વાચનાલયોનાં કાયમફંડો સુરક્ષિત રહે તે માટે સદ્દર સહકારી મંડળીઓમાં વા બેંકોમાં રોકાવવા સંબંધમાં ખાતાએ ઠરાવેલા ધોરણનો અમલ કરાવવો.<br>छ ફરતા પુસ્તકાલયો વા પોતાના તરફની ફરતા પુ. ની પેટીઓ સ્ટીરિયોસ્કોપ વગેરે સાધનો દ્વારા જ્ઞાનનો પ્રચાર કરવો.<br>ज રાજ્ય, પ્રાંત અને મહાલ પરિષદોમાં, મહાલમાં અમલમાં મૂકવા જેવા જે ઠરાવો થયા હોય તેનો અમલ કરાવવા પ્રયત્ન કરવો.<br>झ જૂથમંડળોને જે કાર્યો કરવાનાં બંધારણમાં જણાવ્યાં છે તે કાર્યો કરાવવા તજવીજ કરવી તથા વર્ષ આખરે તેમના કાર્યનાં નિવેદન મંગાવી તે રાજ્ય મંડળ તરફ મોકલી આપવાં.<br>ट મહાલ પરિષદના પ્રમુખની પસંદગી કરવી તથા કોઇ ગામ તરફથી મહાલ પરિષદની પાછલી બેઠકમાં આગામી મહાલ પરિષદ માટે આમંત્રણ ન આવ્યું હોય ત્યારે વા ખાસ પરિષદના પ્રસંગે તે ભરવાનું સ્થળ અને દિવસ નક્કી કરવાં. |

(૧૧) મૂળ કલમમાં ફેરફાર કરવાથી.

| | | | |
|---|---|---|---|
| ૧૨ | — | ... | **મંત્રીનું કાર્ય** મહાલ પુ. મંડળ તથા તેની કારોબારી સમિતિની ઠરેલી સભાઓ તથા પ્રમુખની સંમતિથી બીજી સભાઓ બોલાવવી અને તેના કામની નોંધ રાખવી. તથા એ સભાઓ તરફથી થયેલી સૂચનાઓને અમલમાં મૂકવી. સર્વ પ્રકારનો પત્રવ્યવહાર કરવો. તમામ પ્રકારના ઉત્પન્ન-ખર્ચનો હિસાબ રાખવો અને વાર્ષિક અહેવાલ તથા હિસાબ તથા નવા વર્ષનું અંદાજ તૈયાર કરી, કારોબારી સમિતિ આગળ તથા મહાલ પુ. મંડળની વાર્ષિક સભામાં મંજૂર કરાવી લેવાં. |

## જૂથ પુસ્તકાલય મંડળ

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૫ | દરેક મહાલમાં ઓછામાં ઓછા ૩ અને વધારેમાં વધારે ૭ વિભાગ (ગામોનાં જુથ) પાડવા. | **જુથ પુ. મંડળની રચના** કેળવણી ખાતુ વખતો વખત શાળાઓનાં જે સેન્ટરો ગોઠવે તેક સેન્ટરો પુસ્તકાલય માં જૂથ મંડળ તરીકે ઓળ ખાશે. અને તે રાજ્ય, પ્રાં તથા મહાલ પુ. મંડળન સીધી દેખરેખ અને તેમની સલાહ સૂચન પ્રમાણે કામ કરશે. |
| ૨ | — | ... | **મુખ્ય સ્થળ** જે તે સેન્ટરની મુખ્ય શાળાવાળા ગામનુ પુસ્તકાલય, જુથ પુ. મંડળનુ મુખ્ય સ્થળ ગણાશે. |
| ૩ | ૧૫ | દરેક જુથનું વ્યવસ્થાપક મંડળ એક મંત્રી અને ૭ સભાસદો મળી સાત સભ્યોનું રહેશે.<br>જે તે જુથમાં આવેલાં પરિષદ મંડળમાં જોડાયલાં ગ્રામ પુસ્તકાલયો અને વાચનાલયો એકેક સભ્ય ચૂંટી આપશે. જુથ વ્ય. મંડળ નિદાન ત્રણ માસે એક વખત મળશે અને કોરમ ૩ નું ગણાશે. | **પ્રમુખ, મંત્રી અને સભાસદો** જે તે જુથમાં આવેલાં પુસ્તકાલય-વાચના લયના મંત્રીઓ જે ત જુથ પુ. મંડળના સભાસદ ગણાશે. આ સભાસદ પોતામાંથી એક પ્રમુખ ચૂંટશે તથા મંત્રી તરીક જુથ પુ. મંડળના મુખ્ય સ્થાનમાં આવેલા પુસ્તકાલયના મંત્રી કામ કરશે. |
| ૪ | — | ... | જુથ પુ. મંડળની વાર્ષિક સભા દર વર્ષે |

(૧૨) નવી કલમ.
(૧) મૂળ કલમમાં ફેરફાર કરવાથી. (૨) નવી કલમ. (૩) મૂળ કલમમાં ફેરફાર કરવાથી. (૪) નવી કલમ.

| | | | |
|---|---|---|---|
| | | | ઑગસ્ટના પહેલા વા બીજા રવિવારે તથ<br>**જુથ પુ. મંડળની સભાઓ** સાધારણ સભા દર ત્રણ માસે અને તે સિવાય જૂર મંત્રીને જ્યારે જરૂર જણાય ત્યારે પ્રમુખની સંમતિથી બોલાવી શકશે. |
| ૫ | — | ... | જુથ પુ. મંડળની સભામાં કુલ સભ્યોના ૧/૩ સભ્યોની હાજરીએ કામ<br>**સભાનું કોરમ** શરૂ કરી શકાશે. |
| ૬ | — | ... | જુથ પુ. મંડળની વાર્ષિક સભામાં નીચેનાં કામો થશે.<br>**વાર્ષિક સભાનું કામકાજ** अ પાછલા વર્ષમાં કરેલાં કામોનું મંત્રી તરફથી રજુ થયેલું નિવેદન મંજૂર કરવું.<br>ब સહકારના ધોરણે જૂથમાં આવેલાં પુસ્તકાલયો–વાચનાલયોનાં બજેટ બનાવવાં તથા દરેકનાં વાર્ષિક નિવેદન પણ તૈયાર કરવાં.<br>क મહાલ મંડળ માટે એકે પ્રતિનિધિની ચૂંટણી કરવી.<br>ड નવા વર્ષનો કાર્યક્રમ ગોઠવવો. |
| ૭ | ૧૫ | જુથ વ્યવસ્થાપક મંડળ નીચે પ્રમાણેનાં કામ કરશે.<br>क જુંથ પૈકી જે ગામોમાં પુસ્તકાલય કે વાચનાલય ન હોય ત્યાં સ્થાપવાં.<br>ख જુથમાં આવેલાં પુસ્તકાલયોનાં વાર્ષિક બજેટ વખતસર મંજૂર કરવા મોકલવાં.<br>ग ગત વર્ષનું જે તે પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન ખાતા તરફ મોકલવા તજવીજ કરવી.<br>घ પુસ્તકાલયોના કાયમ ફંડની રકમ સદર સહકારી મંડળીમાં વા સદર બેંકમાં મૂકાવવી.<br>ङ પુસ્તકાલયનો ઉગયોગ વધુ પ્રમાણમાં થાય અને તેની વ્યવસ્થા સારી રહે તે માટે | જુથ પુસ્તકાલય મંડળ નીચેનાં કામો કરશે.<br>**જુથ પુ. મંડળનું કાર્ય** क જુથ પૈકી જેગામોમાં પુસ્તકાલય કે વાચમાલય ન હોય ત્યાં તે સ્થાપવાં.<br>ख જુથમાં આવેલાં તમામ પુસ્તકાલય–વાચનાલયનાં વાર્ષિક બજેટ બને અને તે તથા નિવેદન વખતસર ખાતા તરફ જાય તેવી તજવીજ કરવી.<br>ग જુથમાં આવેલાં પુસ્તકાલય–વાચનાલયનાં કાયમ ફંડની રકમ પુસ્તકાલય ખાતું વખતો વખત જ્યાં ઠરાવે ત્યાં મૂકાવવી.<br>घ જુથમાં આવેલાં પુસ્તકાલય–વાચનાલયની વર્ષમાં એક વખત તપાસણી કરવી–કરાવવી.<br>ङ પુસ્તકાલયનો ઉપયોગ વધુ પ્રમાણમાં થાય તે માટે બનતી બધી તજવીજ કરવી.<br>च મહાલ તથા રાજ્ય પુ. મંડળ તરફથી |

(૫) નવી કલમ. (૬) નવી કલમ. (૭) મૂળ કલમમાં ફેરફાર કરવાથી.

| | | | |
|---|---|---|---|
| | | બનતી બધી તજવીજ કરવી.<br>ચ મહાલ વ્ય. મંડળે નક્કી કરેલો કાર્યક્રમ વર્ષ દરમ્યાન પૂર્ણ કરવા તજવીજ કરવી.<br>છ વર્ષ દરમ્યાનના કામકાજનું નિવેદન મ. વ્ય. મંડળ તરફ મોકલી આપવું.<br>જ મંડળનો ઉદ્દેશ બરાબર સિદ્ધ થાય તે માટે ઉપર જણાવેલાં કામ અને તેવા જ પ્રકારનાં બીજાં કામો કરવાં. | લેવાતી શિ. વા. ની પરીક્ષાનો તથા રાજ્ય પુ. મંડળે શરૂ કરેલી કુમાર મંડળ અને વાચક મંડળની યોજનાનો પ્રચાર કરવો.<br>છ રાજ્ય, પ્રાંત તથા મહાલ પરિષદો વા મંડળ વખતો વખત જે ઠરાવે તે કાર્ય વા યોજના અમલમાં મૂકવા વા પૂર્ણ કરવા તજવીજ કરવી. |
| ૮ | — | ... | **કામચલાઉ પ્રમુખ** હરકોઇ સભામાં પ્રમુખની ગેરહાજરી પ્રસંગે, હાજર રહેલા સભાસદોમાંથી, કામચલાઉ પ્રમુખ નીમી, સભાનું કામ શરૂ કરી શકાશે. |
| ૯ | — | ... | **નિર્ણયાત્મક મત** દરેક સભામાં હરકોઇ પ્રશ્નનો નિકાલ વધુ મતે થશે, અને કોઇ પ્રસંગે બંને બાજુ સરખા મત થયે, પ્રમુખ પોતાના મત ઉપરાંત વધારાનો નિર્ણયાત્મક મત પણ આપી શકશે. |
| ૧૦ | — | ... | **મંત્રીનું કાર્ય** જુથ મંડળની સભાઓ બોલાવવી, તથા તેમના કામની નોંધ રાખવી, અને કરેલી સૂચનાઓને અમલમાં મૂકવી; સર્વ પ્રકારનો પત્રવ્યવહાર કરવો; વર્ષ આખરે કરેલાં કાર્યોનું નિવેદન તૈયાર કરી જુથ પુ. મંડળની વાર્ષિક સભા આગળ રજુ કરવું અને તે મંજૂર થયે મહાલ, પ્રાંત તથા રાજ્ય પુ. મંડળ તરફ તેની એકેક નકલ મોકલી આપવી. |

## પરિશિષ્ટ ૨ જું

### રાજ્ય પુસ્તકાલય પરિષદ

| | | | |
|---|---|---|---|
| ૧ | ૬ (૧) | સ્થળ–પરિષદની આગલી બેઠક વેળાએ ઠરાવવામાં આવેલા સ્થળે અને વખતે પરિષદ નિદાન ચાર વર્ષે એક વખત મળશે. જો એવો | **પરિષદ ક્યારે ભરાશે ?** દર પાંચ વર્ષે એક વખત રાજ્ય પુ. પરિષદ મળશે અને તે સિવાય મંડળની કારોબારી સમિતિને ખાસ જરૂર જણાય |

(૮) નવી કલમ. (૯) નવી કલમ. (૧૦) નવી કલમ.

(૧) મૂળ કલમમાં ફેરફાર કરવાથી.

| | | | |
|---|---|---|---|
| | | કોઇ પણ ઠરાવ આગળની બેઠકમાં કરવામાં આવેલો નહી હોય તો પરિષદનું વ્યવસ્થાપક મંડળ એ બાબત નક્કી કરશે. તેમજ જ્યારે વ્યવસ્થાપક મંડળને યોગ્ય લાગે અથવા તો ત્રણ પ્રાંત પુસ્તકાલય મંડળોની માગણી આવે ત્યારે પરિષદ મંડળ ખાસ પરિષદ ભરી શકશે. | વા ત્રણ પ્રાંત પુ. મંડળોની માગણી આવે ત્યારે કારોબારી સમિતિ ખાસ પરિષદ બોલાવી શકશે. |
| ૨ | ૬ (૧) | ... | **પરિષદનું સ્થળ તથા દિવસ** પરિષદની પાછલી બેઠકમાં, આગામી પરિષદનું આમંત્રણ આવ્યું ન હોય ત્યારે તથા ખાસ પરિષદ બોલાવવાના પ્રસંગે, રાજ્ય પુ. મંડળની કારોબારી સમિતિ પરિષદનું સ્થળ તથા દિવસ નક્કી કરશે. |
| ૩ | — | ... | **સ્વાગત સમિતિ** પરિષદ જે કસ્બા વા ગામમાં ભરવાની ઠરે તે કસ્બા વા ગામનું પુસ્તકાલય, સ્વાગત સભ્યોના લવાજમનું ધોરણ ઠરાવી તે પ્રમાણે પોતાના તથા મહાલનાં બીજાં ગામોમાંથી સ્વાગત સભ્યો ઉભા કરી શકશે. અને તે 'સ્વાગત સમિતિ' એ નામથી ઓળખાશે. આ સમિતિ પોતામાંથી એક પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ તથા જુદા જુદા કામોની પેટાસમિતિઓ નીમી પરિષદ ભરવાને લગતું સઘળું કામકાજ કરશે. |
| ૪ | ૭ | **પરિષદ માટે પ્રતિનિધિનું પ્રમાણ:**—આ પરિષદમાં ચુંટણીનું તત્વ દાખલ કરી પ્રતિનિધિઓ નીચે પ્રમાણે લેવામાં આવશે:— (૧) જેઓ મુરબ્બી અને આજીવન સભ્યો થયા હશે તેઓ તથા વ્યક્તિગત વાર્ષિક સભાસદો તમામ પ્રતિનિધિ તરીકે આવી શકશે. (૨) પ્રાંત પુસ્તકાલય ૫, કસ્બા | **પરિષદમાં પ્રતિનિધિઓ કયા ધોરણે આવી શકશે.** આ પરિષદમાં નીચેના ધોરણે પ્રતિનિધિઓ આવી શકશે. ૧ જેઓ મુરબ્બી અને આજીવન સભ્યો થયા હશે તેઓ તથા વ્યક્તિગત વાર્ષિક સભાસદો તમામ પ્રતિનિધિ તરીકે આવી શકશે. ૨ પ્રાંત પુસ્તકાલય ૫, કસ્બા પુસ્તકાલય ૩, ગ્રામ પુસ્તકાલય ૨, અને વાચનાલય ૧ તેમજ પ્રાંત પુ. મંડળ ૩ અને મહાલ પુ. મંડળ ૨ પ્રતિનિધિઓ મોકલી શકશે. |

(૨) મૂળ કલમ ૬ (૧) માંથી જુદી કલમ બનાવવાથી. (૩) નવી કલમ. (૪) મૂળ કલમમાં રદેજસાજ ફેરફાર કરવાથી તથા ટીપને બદલે ત્રીજી કલમ બનાવવાથી.

| | | | |
|---|---|---|---|
| | | પુસ્તકાલય ૩, ગ્રામ પુસ્તકાલય ૨ અને વાચનાલય ૧, તેમજ પ્રાંત પુસ્તકાલય મંડળ ૩ અને મહાલ પુસ્તકાલય મંડળ ૧ પ્રતિનિધિ પરિષદમાં મોકલી શકશે.<br>**ટીપ:**—જે પ્રાંતમાં પુસ્તકાલય પરિષદ ભરવાની હોય તે પ્રાંતનાં પુસ્તકાલયો અને વાચનાલયો બમણા પ્રતિનિધિઓ મોકલી શકશે. | ૩ જે પ્રાંતમાં પરિષદ ભરવાની હોય તે પ્રાંતનાં પુસ્તકાલયો અને વાચનાલયો બમણા પ્રતિનિધિઓ મોકલી શકશે. |
| ૫ | ૮<br>૧૪ | દરેક પ્રતિનિધિ પાસેથી રૂ. ૦-૮-૦ પ્રતિનિધિ ફી તરીકે લેવામાં આવશે.<br>જે સ્થળે પરિષદની બેઠક મળી હોય તે સ્થળની પ્રતિનિધિ ફીની રકમના ૨૫ ટકા સ્વાગત સમિતિએ વ્યવસ્થાપક મંડળને આપવા. | **પ્રતિનિધિ ફી અને તેનો વિનિયોગ** દરેક પ્રતિનિધિ પાસેથી રૂ. ૦-૮-૦ પ્રતિનિધિ ફી, સ્વાગત સમિતિ લઇ શકશે. અને તેના કુલ ઉત્પન્નની ૄ રકમ રા. પુ. મંડળને આપી બાકીની રકમ પોતે પરિષદના કાર્યમાં વાપરી શકશે. |
| ૬ | ૧૧ | **પરિષદના પ્રમુખની ચૂંટણી:**—જ્યાં પરિષદની બેઠક થવાની હોય ત્યાંની સ્વાગત સમિતિ, વ્યવસ્થાપક મંડળે સૂચવેલા નામોમાંથી યોગ્ય લાગે તેને બેઠકના પ્રમુખ ચૂંટી શકશે. | **પ્રમુખની પસંદગી** પરિષદના પ્રમુખ માટે, રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારી સમિતિએ જે નામો સૂચવ્યાં હોય તેમાંથી ગમે તે એકને, સ્વાગત સમિતિ પ્રમુખ તરીકે નક્કી કરશે. |
| ૭ | ૧૩ | **પ્રમુખની સત્તા:—**<br>(૧) કાર્યક્રમના અનુક્રમમાં પ્રમુખ ફેરફાર કરી શકશે.<br>(૨) કાનુનને લગતા અને કામકાજ ચલાવવાની રૂઢિને લગતા બધા પ્રશ્નોનો નિર્ણય પ્રમુખ કરશે. અને તે પરિષદને બંધન કર્તા ગણાશે. | **પ્રમુખની સત્તા** પરિષદના પ્રમુખની સત્તા નીચે પ્રમાણે રહેશે.<br>૧ કાર્યક્રમના અનુક્રમમાં પ્રમુખ ફેરફાર કરી શકશે.<br>૨ કાનુનને લગતા અને કામકાજ ચલાવવાની રૂઢિને લગતા બધા પ્રશ્નોનો નિર્ણય પ્રમુખ કરશે અને તે પરિષદને બંધન કર્તા ગણાશે. |
| ૮ | ૯ | **વિષય નિર્ણાયક મંડળનું બંધારણ:**<br>(૧) કડી પ્રાંતમાંથી ૧૨, વડોદરા પ્રાંતમાંથી ૧૨, નવ- | **વિષય નિર્ણાયક સભા** પરિષદની વિષય નિર્ણાયક સભાનું બંધારણ નીચે પ્રમાણે રહેશે.<br>૧ મહેસાણા અને વડોદરા એ દરેક પ્રાંતમાંથી ૧૨, |

(૫) મૂળ કલમ ૮ અને ૧૪ ભેગી કરવાથી. (૬) મૂળ કલમમાં સ્હેજસાજ ફેરફાર કરવાથી. (૭) મૂળ કલમમાં સ્હેજસાજ ફેરફાર કરવાથી. (૮) મૂળ કલમમાં સ્હેજસાજ ફેરફાર કરવાથી.

| | | | |
|---|---|---|---|
| | | સારી પ્રાંતમાંથી ૮, અમરેલી પ્રાંતમાંથી ૬ અને ઓખામંડળમાંથી ૨ ( બને ત્યાં સુધી દરેક મહાલમાંથી એક એક ) જે પ્રાંતમાં પરિષદ હોય તે પ્રાંતમાંથી ૫ વધારે, વિષય નિર્ણાયક મંડળના સભાસદો ચૂંટાશે.<br>(૨) પરિષદની આગલી બેઠકોના પ્રમુખો, પરિષદ જે સ્થળે ભરવાની હોય તે સ્થળનાં સ્વાગત મંડળના પ્રમુખ તથા સામાન્ય મંત્રીઓ ( જનરલ સેક્રેટરીઓ ) હોદ્દાની રૂએ વિષય નિર્ણાયક મંડળમાં આવી શકશે.<br>(૩) વિષય નિર્ણાયક મંડળમાં પ્રમુખ તરીકે પરિષદના પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં તે વખતે હાજર રહેલા સભાસદોમાંથી પ્રતિનિધિઓએ ચૂંટેલા પ્રમુખ કામ કરશે. | નવસારી પ્રાંતમાંથી ૮, અમરેલી પ્રાંતમાંથી ૬ અને ઓખામંડળ પ્રાંતમાંથી ૨ એ પ્રમાણે ( બને ત્યાં સુધી દરેક મહાલમાંથી એક એક ) જે તે પ્રાંતના હાજર રહેલા પ્રતિનિધિઓ, વિષય નિર્ણાયક સભાના સભાસદો ચૂંટશે.<br>૨ જે પ્રાંતમાં પરિષદ ભરાશે તે પ્રાંતના પ્રતિનિધિઓને ૫ વધારાના સભાસદો ચૂંટવાનો હક્ક રહેશે.<br>૩ પરિષદની આગલી બેઠકોના પ્રમુખો, ભરાતી પરિષદની સ્વાગત સમિતિના પ્રમુખ અને મંત્રીઓ તથા રાજ્ય પુ. મંડળની કારોબારી સમિતિના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રીઓ હોદ્દાની રૂએ વિષય નિર્ણાયક સભામાં આવી શકશે.<br>૪ વિષય નિર્ણાયક સભામાં પ્રમુખ તરીકે, પરિષદના પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં પ્રમુખ નક્કી કરી આપે તે વ્યક્તિ પ્રમુખના અધિકાર ભોગવશે. |
| ૯ | ૧૦ની પેટાકલમ ૧-૨ | **વિષય નિર્ણાયક મંડળનું કાર્ય:—**<br>(૧) પરિષદમાં રજુ કરવાના ઠરાવો તેમજ વક્તાઓની પસંદગી નક્કી કરવી.<br>(૨) નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળના સભાસદોનાં નામ નક્કી કરી પરિષદમાં મંજૂરી માટે રજુ કરવાં. | વિષય નિર્ણાયક સભાનું કાર્ય નીચે પ્રમાણે રહેશે.<br>**વિષય નિર્ણાયક સભાનું કાર્ય**<br>૧ પરિષદમાં રજુ કરવાના ઠરાવો તેમજ વક્તાઓની પસંદગી નકકી કરવી.<br>૨ નવીન વર્ષ માટે કારોબારી સમિતિના સભાસદોનાં નામ નકકી કરી, પરિષદમાં મંજૂરી માટે રજુ કરવાં. |
| ૦ | — | ... | **બચત રકમનો વિનિયોગ**<br>સ્વાગત સમિતિને, મળેલા ઉત્પન્નમાંથી ખર્ચ જતાં જે બચત રહે તે, પરિષદ જે મહાલમાં ભરાઇ હોય તે મહાલના મહાલ પુ. મં.ને મહાલ ખાતે પુસ્તકાલય પ્રવૃત્તિમાં વાપરવા સારૂ આપવી. |
| ૧ | — | ... | **સ્વાગત સમિતિનું નિવેદન**<br>સ્વાગત સમિતિએ, પરિષદ પૂરી થયા પછી દીન ૧૫ માં પોતાના કાર્યનું નિવેદન હિસાબ સાથે રાજ્ય પુ. મંડળ તરફ તથા પુસ્તકાલય માસિકના તંત્રી તરફ મોકલવું. |

(૯) મૂળ કલમમાં સ્હેજસાજ ફેરફાર કરવાથી. (૧૦) નવી કલમ. (૧૧) નવી કલમ.

# પ્રાંત પુસ્તકાલય પરિષદ*

+૧ દર ચાર વર્ષે એક વખત (બનતા સુધી જે વર્ષે રાજ્ય પુ. પરિષદ ભરવાની ઠરે તેનાજ આગલા વર્ષે) પ્રાંત પુ. પરિષદ ભરાશે. અને તે સિવાય પ્રાંત પુ. મંડળની કારોબારીને ખાસ જરૂર જણાય વા ત્રણ મહાલ પુ. મંડળોની માગણી આવે ત્યારે રા. પુ. મં. ની સંમતિથી વા રાજ્ય પુ. મંડળ તરફથી પ્રાંત પરિષદ ભરવાની ખાસ સૂચના આવે તો પ્રાંત પુ. મંડળની કારોબારી ખાસ પરિષદ બોલાવી શકશે.

**ક્યારે ભરાશે ?**

+૨ પ્રાંત પરિષદની પાછલી બેઠકમાં કોઇ ગામ વા કસ્બા તરફથી આગામી પરિષદનું આમંત્રણ આવ્યું ન હોય ત્યારે તથા ખાસ પરિષદના પ્રસંગે પ્રાંત પુ. મંડળની કારોબારી સ્થળ તથા દિવસ નક્કી કરશે.

**સ્થળ અને દિવસ**

૩ પ્રાંત પરિષદ જે કસ્બા વા ગામમાં ભરવાની ઠરે તે કસ્બા વા ગામનું પુસ્તકાલય, સ્વાગત સભ્યોના લવાજમનું ધોરણ ઠરાવી તે પ્રમાણે પોતાના તથા મહાલનાં બીજાં ગામોમાંથી સ્વાગત સભ્યો ઉભા કરી શકશે અને તે સ્વાગત સમિતિ એ નામથી ઓળખાશે. આ સમિતિ પોતામાંથી એક પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ તથા જુદાં જુદાં કામોની પેટાસમિતિઓ નીમી પરિષદ ભરવાને લગતું સઘળું કામકાજ કરશે.

**સ્વાગત સમિતિ**

૪ આ પરિષદમાં નીચેના ધોરણે પ્રતિનિધિઓ આવી શકશે.

**પ્રતિનિધિઓ કયા ધોરણે આવી શકશે**

૧ જે તે પ્રાંતના મુરબ્બી અને આજીવન સભ્યો તથા વ્યક્તિગત વાર્ષિક સભાસદો, પોતપોતાના પ્રાંતની પરિષદમાં પ્રતિનિધિ તરીકે જઇ શકશે.

૨ પ્રાંત પુસ્તકાલય ૫, કસ્બા પુસ્તકાલય ૩, ગ્રામ પુસ્તકાલય ૨ અને વાચનાલય ૧ તેમજ પ્રાંત પુ. મંડળ ૩ અને મહાલ પુ. મંડળ ૨ પ્રતિનિધિઓ મોકલી શકશે.

૩ જે મહાલમાં પરિષદ ભરાવાની હોય તે મહાલનાં પુસ્તકાલયો અને વાચનાલયો બમણા પ્રતિનિધિઓ મોકલી શકશે.

---

* મૂળ બંધારણમાં પ્રાંત તથા મહાલ પરિષદનું બંધારણ ઘડેલું નહિ હોવાથી તે નવેસર ઘડવામાં આવે છે.

+ પ્રાંત પુસ્તકાલય પરિષદ માટેની જૂની કલમ ૧૬ ની પેટાકલમ ૨૨ નીચે પ્રમાણે છેઃ— દરેક પ્રાંતમાં પ્રાંતિક પરિષદો દરેક વર્ષે એક વખત ભેગી મળશે. અને કોઇ સ્થળની માગણી ન આવી હોય ત્યારે અથવા એક કરતાં અધિક સ્થળની માગણી આવી હોય ત્યારે પરિષદનું વ્યવસ્થાપક મંડળ દરેક પ્રાંતમાં કયા સ્થળે પરિષદ મેળવવી તે નક્કી કરી વ્યવસ્થા કરશે.

**પ્રતિનિધિ ફી અને તેનો વિનિયોગ**

૫ દરેક પ્રતિનિધિ પાસેથી ૦-૮-૦ પ્રતિનિધિ ફી, સ્વાગત સમિતિ લઇ શકશે અને તેના કુલ ઉત્પન્નની ⅓ રકમ પ્રાંત પુ. મંડળને આપી, બાકીની રકમ પોતે પરિષદના કાર્યમાં વાપરી શકશે.

**પ્રમુખની પસંદગી**

૬ રા. પુ. મં. ની સંમતિ લઇને પ્રાંત પુ. મં. ની કારોબારીએ સૂચવેલાં નામોમાંથી, ગમે તે એકને સ્વાગત સમિતિ પરિષદના પ્રમુખ તરીકે નક્કી કરશે.

**પ્રમુખની સત્તા**

૭ રાજ્ય પુ. પરિષદના બંધારણની કલમ ૭ માં રાજ્ય પરિષદના પ્રમુખની જે સત્તા બતાવી છે તેજ સત્તા પ્રાંત પરિષદના પ્રમુખની પણ રહેશે.

**વિષય નિર્ણાયક સભા**

૮ પરિષદની વિષય નિર્ણાયક સભાનું બંધારણ નીચે પ્રમાણે રહેશે.

૧ જે તે મહાલના હાજર પ્રતિનિધિઓ, પોતપોતાના મહાલમાંથી પાંચ અને પેટા મહાલ હોય તો ત્રણ એ પ્રમાણેના સભ્યો વિષય નિર્ણાયક સભા માટે ચૂંટી મોકલશે.

૨ જે મહાલમાં પરિષદ ભરાશે તે મહાલના પ્રતિનિધિઓને વધારાના સભાસદો ચૂંટવાનો હક્ક રહેશે.

૩ પ્રાંત પરિષદની આગલી બેઠકોના પ્રમુખો, ભરાતી પરિષદની સ્વાગત સમિતિના પ્રમુખ અને મંત્રીઓ તથા રા. પુ. મં. અને જે તે પ્રાંત પુ. મં. ની કારોબારી સમિતિના પ્રમુખ અને મંત્રીઓ તથા રા. પુ. મં. ની કારોબારીમાંના જે તે પ્રાંતના સભ્યો વિષય નિર્ણાયક સભામાં હોદ્દાની રૂએ આવી શકશે.

૪ વિષય નિર્ણાયક સભામાં પ્રમુખ તરીકે પરિષદના પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં પ્રમુખ નક્કી કરી આપે તે વ્યક્તિ પ્રમુખના અધિકાર ભોગવશે.

**વિષયક નિર્ણાયક સભાનું કાર્ય**

૯ વિષય નિર્ણાયક સભાનું કાર્ય, રાજ્ય પુ. પરિષદના બંધારણની કલમ ૯ માં જે જણાવ્યું છે તે રહેશે.

**બચત રકમનો વિનિયોગ**

૧૦ સ્વાગત સમિતિને મળેલા ઉત્પન્નમાંથી ખર્ચ જતાં, બાકી જે બચત રહે તે, પરિષદ જે મહાલમાં ભરાઇ હોય તે મહાલના મહાલ પુ. મંડળને, મહાલ ખાતે પુસ્તકાલય પ્રવૃત્તિમાં વાપરવા સારૂ આપવી.

**સ્વાગત સમિતિનું નિવેદન**

૧૧. સ્વાગત સમિતિએ, પરિષદ પૂરી થયા પછી દીન ૧૫ માં પોતાના કાર્યનું નિવેદન-હિસાબ સાથે રાજ્ય પુ. મંડળ અને પુસ્તકાલય માસિકના તંત્રી તરફ મોકલવું.

# મહાલ પુસ્તકાલય પરિષદ

**મહાલ પરિષદ ક્યારે ભરાશે?**

૧ રાજ્ય અને પ્રાંત પરિષદ સિવાયના દર વર્ષે એક વખત મહાલ પુસ્તકાલય પરિષદ ભરાશે અને તે સિવાય મહાલ પુ. મંડળની કારોબારીને ખાસ જરૂર જણાય વા મહાલનાં જૂથમંડળોના ત્રીજા ભાગના જૂથમંત્રીઓની માગણી આવે ત્યારે પ્રાંત પુ. મંડળ મારફત રાજ્ય પુ. મંડળની સંમતિ મેળવીને વા રાજ્ય તથા પ્રાંત પુ. મંડળ તરફથી મહાલ પરિષદ ભરવાનું ખાસ સૂચન થાય ત્યારે મહાલ પુ. મંડળની કારોબારી ખાસ પરિષદ બોલાવી શકશે.

**પરિષદનું સ્થળ અને દિવસ**

૨ મહાલ પરિષદની પાછલી બેઠકમાં, કોઇ ગામ વા કસ્બા તરફથી આગામી પરિષદનું આમંત્રણ આવ્યું ન હોય ત્યારે તથા ખાસ પરિષદના પ્રસંગે મહાલ પુ. મંડળની કારોબારી પરિષદનું સ્થળ તથા દિવસ નક્કી કરશે.

**સ્વાગત સમિતિ**

૩ મહાલ પરિષદ જે કસ્બા વા ગામમાં ભરવાની ઠરે તે ગામ વા કસ્બાનું પુસ્તકાલય, સ્વાગતસભ્યોના લવાજમનું ધોરણ ઠરાવી, તે પ્રમાણે પોતાના તથા પોતાના જૂથમાં આવેલાં બીજાં ગામોમાંથી સ્વાગત સભ્યો ઉભા કરી શકશે અને તે 'સ્વાગત સમિતિ' એ નામથી ઓળખાશે. આ સમિતિ પોતામાંથી એક પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ તથા જુદાં જુદાં કામોની પેટાસમિતિઓ નીમી, પરિષદને લગતું સઘળું કામકાજ કરશેઃ—

**પરિષદમાં તિનિધિઓ કયા ધોરણે આવી શકશે**

૪ આ પરિષદમાં નીચેના ધોરણે પ્રતિનિધિઓ આવી શકશે.

(૧) જે તે મહાલના મુરબ્બી અને આજીવન સભ્યો તથા વ્યક્તિગત વાર્ષિક સભાસદો, પોતપોતાના મહાલની પરિષદમાં પ્રતિનિધિ તરીકે જઇ શકશે.

(૨) પ્રાંત પુસ્તકાલય ૫, કસ્બા પુસ્તકાલય ૩, ગ્રામ પુસ્તકાલય ૨ અને વાચનાલય ૧ તેમ જ મહાલ પુ. મંડળ ૨ પ્રતિનિધિઓ મોકલી શકશે.

(૩) જે જૂથમાં પરિષદ ભરાવાની હોય તે જૂથનાં પુસ્તકાલયો અને વાચનાલયો બમણા પ્રતિનિધિઓ મોકલી શકશે.

**પ્રતિનિધિ ફી અને તેનો વિનિયોગ**

૫ દરેક પ્રતિનિધિ પાસેથી ૦–૮–૦ પ્રતિનિધિ ફી સ્વાગત સમિતિ લઇ શકશે અને તેના કુલ ઉત્પન્નના $\frac{1}{5}$ મહાલ પુ. મંડળને આપી બાકીની રકમ પોતે પરિષદના કાર્યમાં વાપરી શકશે.

**પ્રમુખની પસંદગી**

૬ પ્રાંત પુ. મંડળની સંમતિ મેળવીને, મહાલ પુ. મંડળની કારોબારીએ સૂચવેલાં નામોમાંથી, ગમે તે એકને, સ્વાગત સમિતિ પરિષદના પ્રમુખ તરીકે નક્કી કરશે.

**પ્રમુખની સત્તા**

૭ રાજ્ય પુ. પરિષદના બંધારણની કલમ ૭ માં રાજ્ય પરિષદના પ્રમુખની જે સત્તા બતાવી છે તેજ સત્તા મહાલ પરિષદના પ્રમુખની પણ રહેશે.

૮ પરિષદની વિષય નિર્ણાયક સભાનું બંધારણ નીચે પ્રમાણે રહેશેઃ—

**વિષય નિર્ણાયક સભા**

(૧) જૂથમંત્રીઓ તથા મહાલ મંડળની કારોબારીએ, જૂથમંત્રીઓ સિવાય મહાલનાં બીજાં પુસ્તકાલયોના મંત્રીઓમાંથી પુસ્તકાલય પ્રવૃત્તિમાં વધારે રસ લેતા હોય તેવા ચૂંટેલા ૫ મંત્રીઓ વિષયનિર્ણાયક સભામાં હાજરી આપી શકશે.

(૨) ભરાતી પરિષદના સ્વાગતપ્રમુખ તથા મંત્રીઓ અને મહાલ તથા પ્રાંત પુ. મંડળના પ્રમુખ અને મંત્રીઓ તથા રા. પુ. મં. ની કારોબારીમાંના જે તે મહાલના સભ્યો હોદ્દાની રૂએ વિષયનિર્ણાયક સભામાં આવી શકશે.

(૩) વિષયનિર્ણાયક સભામાં પ્રમુખ તરીકે પરિષદના પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં પ્રમુખ નક્કી કરી આપે તે વ્યક્તિ પ્રમુખના અધિકાર ભોગવશે.

**વિષય નિર્ણાયક સભાનું કાર્ય**

૯ વિષયનિર્ણાયક સભાનું કાર્ય, રાજ્ય પુ. પરિષદના બંધારણની કલમ ૯ માં જે જણાવ્યું છે તે રહેશે.

**બચત રકમનો વિનિયોગ**

૧૦ સ્વાગત સમિતિને મળેલા ઉત્પન્નમાંથી ખર્ચ જતાં, બાકી જે બચત રહે તે, જે જૂથમાં પરિષદ ભરાઇ હોય તે જૂથ પુ. મંડળના મંત્રીને, જૂથ ખાતે પુસ્તકાલયપ્રવૃત્તિમાં વાપરવા સારૂ આપવી.

**સ્વાગત સમિતિનું નિવેદન**

૧૧ સ્વાગત સમિતિએ, પરિષદ પૂરી થયા પછી દિન ૧૫ માં પોતાના કાર્યનું નિવેદન-હિસાબ સાથે રાજ્ય, પ્રાંત તથા મહાલ પુ. મંડળ અને 'પુસ્તકાલય' માસિકના તંત્રી તરફ મોકલવું.

---

## પુસ્તકાલયો એટલે ?

(૧) ભણેલું ભુલાઇ ન જાય અને તેને હંમેશાં ઓપ આપી તાજું રાખવા માટે સાધન મેળવવાનું સ્થાન.

(૨) જ્ઞાન અને સદ્બોધ આપનાર મિત્રો મેળવી આપનાર મંદિર.

(૩) સાહિત્ય રસિકોને સાહિત્ય, કાવ્ય રસિકોને કાવ્યો, ઇતિહાસ રસિકોને ઇતિહાસ, વાર્તા રસિકોને નવલિકાઓ, કલારસિકોને કળા-ટુંકામાં, કોઇપણ રસેપ્સુને મનપસંદ સાધને પૂરાં પાડવાનું સ્થાન.

(૪) કોઇ પણ ધંધા માટે ઉત્તમ માર્ગ દર્શાવનાર શ્રેષ્ટ સલાહકાર વગર વેતને પુરા પાડનાર સાર્વજનિક સંસ્થા.

(૫) કંટાળાના વખતે મનને નિર્દોષ આનંદ આપનાર વિનોદ.

વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા

# આવતા માસની કાર્યદિશા

૧ તા. ૨૦–૧૨–૪૧ થી તા. ૭–૨–૪૨ સુધીમાં જેમનાં નાણાં પુ. સ. સ. મંડળ મળ્યાં હશે તેમને તા. ૧૫–૨–૪૧ થી વર્તમાનપત્રો, માસિકો શરૂ થશે. માં પત્રો કેમ શરૂ થતાં નથી તેનાં લખાણો વિનાકારણ ન થાય તે જોવા સંચાલકો વિનંતિ છે.

૨ મકાનવાળાં તથા મોટાં થામ પુસ્તકાલયો પોતાના પુસ્તકાલયના નિયમો તૈયાર ન કર્યા હોય તો તે તૈયાર કરે તથા સંસ્થાને લોકોપકારક મંડળમાં નોંધાવવ બાબત હજી સુધી તજવીજ ન કરી હોય તો તે માટે પણ તજવીજ કરે.

૩ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાતી ૨૦ મી પરીક્ષા માટે ગામોગામમ પ્રચાર કરી વાચકો ઊભા કરો અને પરીક્ષામાં બેસાડો.

૪ "જાન્યુઆરી" આખર પૂરા થતા ત્રિમાહીની હકીકત પાછલી હકીકત સાથે ઊમેરી તુર્ત મોકલશો.

૫ દૂરબીનો, દૃશ્યચિત્રો જેમને મોકલવાનાં છે તે મોકલવા માટે બીલકુલ ઉઘરાણી મો. થી કરશો નહિ. અનુકૂળતા પ્રમાણે આ દૃશ્યચિત્રો અને દૂરબીનો યોગ્ય સ્થળે સવડ પ્રમાણે મોકલાશે.

૬ તમારા પુસ્તકાલયમાં પુસ્તકો વિષયવાર ગોઠવો. આ માટે આ માસનો લેખ તથા સૂચના વાંચો.

વડોદરા,
તા. ૭–૧–૪૨

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ

સાર્વજનિક પુસ્તકાલય :

## સૂચના નંબર ૧૩ સને ૧૯૪૧–૪૨

## વિષય

### પુસ્તકગોઠવણી

**પુસ્તક ગોઠવણી વિષયવાર કરવા બાબત**

સાર્વજનિક પુસ્તકાલયોમાં પુસ્તકગોઠવણી વિષયવાર હોવી જોઇએ, એ પ્રથમથી જ ઠરેલું છે. છતાં ગામડાંમાં જેમ જેમ પુસ્તક આવે તેમ તેમ આવ્યા તારીખ પ્રમાણે સામાન્ય નોંધવહી પ્રમાણે ગોઠવાય છે. આ પ્રથા ખોટી છે. તેથી પુસ્તક શોધવામાં ગ્રંથપાલ કે વાચકનો સમય વધારે બગડે છે એટલું જ નહિ પણ સારાં જૂનાં પુસ્તકો વાચકોની નજરે પડતાં નથી. સબબ ઠરાવવામાં આવે છે કે પુસ્તકોની ગોઠવણી તમામ સાર્વજનિક પુસ્તકાલયોએ વિષયવાર કરવી; અને પુસ્તકોના નંબરની પટ્ટી જે પીઠ ઉપર

ચોડવામાં આવે છે તે પટ્ટી ઉપર પ્રથમ પૂર્ણાંકમાં વિષયની સંજ્ઞા અને અંશમાં પુસ્તકનો વિષયવારી નોંધવહીનો અનુક્રમ નંબર તથા છેદમાં સામાન્ય નોંધવહીનો અનુક્રમ નંબર લખવો.

**તપાસણી કરનારાઓનો સહકાર**

રા. મહાલ શાળાધિકારી સાહેબો તથા પ્રચારકોએ જ્યારે જ્યારે પુસ્તકાલયની મુલાકાત લેવાનો પ્રસંગ આવે ત્યારે આ ખામી દૂર કરાવવા ખાસ કાળજી લેશે એવી આશા છે.

**જરૂર પડે યુવાન વાંચકો કે વાંચક મંડળની મદદ લેવી**

મંત્રી તથા ગ્રંથપાલો, આ કાર્ય સરળ બનાવવામાં યુવાન વિદ્યાર્થીઓ પૈકી જે સારા વાચકો હોય તેમની મદદ ખાસ લેશે, અગર તેનું વાચકમંડળ સ્થાપી આ કામ ઝડપથી સુધારી લેશે એવી આશા છે.

વડોદરા, તા. ૫-૧-૪૨ }　　લ. ચુ. પાઠક　　ઉ. મો. પટેલ<br>મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૧૪ સને ૧૯૪૧-૪૨

# વિષય

### વર્તમાનપત્રોના વધારાના લવાજમ બાબત

**વધારાનું લવાજમ મંડળમાં મોકલવું**

વર્તમાનપત્રોના ભાવ અનિયમિત રીતે વધે અને સાર્વજનિક પુસ્તકાલયો તે માટે વધારાની રકમ પુસ્તક ખાતેથી ખર્ચવાની માગે છે, પણ અંદાજપત્રોમાં રકમ મંજૂર થઈ ગયેલી હોવાથી જે તે ખાતે મંજૂર થયા પ્રમાણે રકમ ખર્ચવાની હોય છે એટલે વિશેષ રકમ મળી શકે નહિ એ સ્પષ્ટ છે. એટલે તે રકમના પ્રમાણમાં જ તેમનાં વર્તમાનપત્રો જેટલી મુદત પહોંચશે ત્યાં સુધી મળશે. જેમને આખા વર્ષ માટે એટલે ડિસેમ્બર આખર સુધી ચાલુ રાખવાનાં હોય તેમણે વધારાની લોકમદદ પુ. સ. સ. મંડળ તરફ મોકલવા ગે. ની તજવીજ કરવી.

હાલ તો બે પત્રોનું લવાજમ મૂળ કરતાં વધ્યું છે. તે માટે જેમણે તેમણે લોકમદદ વધારાની મોકલવા તજવીજ કરવા મે. થશે.

**વધેલું લવાજમવાળાં પત્રો**

(૧) પ્રકાશ રૂ. ૫) ને બદલે રૂ. ૬) થયા છે.

(૨) નૂતનશિક્ષણ રૂ. ૨) ને બદલે રૂ. ૨-૮-૦ થયા છે.

(૩) 'સયાજીવિજય'નું લવાજમ વધ્યું નથી, પણ અસાધારણ સંજોગોને લઈને પોતે જે વળતર સાર્વ. પુસ્તકાલયોને ૦-૮-૦ નું આપે છે તે કમી કરી ૦-૨-૦ કર્યું છે.

આશા છે કે સાર્વ. પુસ્તકાલયો આ બાબતમાં પોતાના હાથ ઉપર રાખેલી રકમ અગર નવીન લોકમદદ ઉભી કરી પુ. સ. સ. મંડળને વધારાની રકમ મોકલી આપશે.

વડોદરા, તા. ૫-૧-૪૨ }　　લ. ચુ. પાઠક　　ઉ. મો. પટેલ<br>મદદ. વ્યવસ્થાપક

## સૂચના નંબર ૧૫ સને ૧૯૪૧–૪૨

# વિષય

### નવીન મકાનો બાબત

**નવીન મકાનો બાંધવાની યોજના**

સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો બાંધવા બાબત ગામલોકો તરફથી જે રકમ એકઠી થાય તે ખાતાના ધારાધોરણ પ્રમાણે અનામત રકમ મૂકે તો એકઠી થયેલી રકમ ઉપર સરકાર અને પ્રાંત પંચાયત સવડ પ્રમાણે મદદ આપે છે.

**રકમની સવડ થઇ શકતી નથી**

હાલના સંજોગોમાં મકાનો બાંધવા માટે અંદાજમાં પૂરતી રકમની સવડ થઇ શકે તેમ નથી. એટલે હવેથી મકાન બાંધવા માટે સરકારમદદની માગણી ન કરવા સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ કરવામાં આવે છે.

**રકમ એકત્ર થઇ હોય તો યોગ્ય સ્થળે રાખવા બાબત**

કેટલાંક ગામોની મદદ એકઠી થયેલી છે અગર મદદ આપવા કબૂલાત થઇ આવેલી છે; પરંતુ ચાલુ સાલે રકમની સવડ નહિ હોવાથી તેમને પણ મદદ આપી શકાય તેમ નથી. સબબ, જેમણે રકમ વગરવ્યાજે પુ. સ. સ. મંડળમાં અનામત મૂકી હોય તેમણે પોતપોતાના કાયમનિધિ ખાતે મૂકી દેવી. જ્યારે મકાનોની મદદ આપવાની સવડ થશે ત્યારે તેમને અમરેલી, નવસારી, મહેસાણા અને વડોદરા એમ ક્રમવાર પ્રથમ તક આપવા અત્રેથી ઘટિત તજવીજ થશે.

આશા છે કે એકઠી કરેલી રકમ જે તે સાર્વજનિક પુસ્તકાલયના સંચાલકો વ્યવસ્થિત રીતે સરકારમાન્ય સ્થળોએ ખાતાના ઠરાવેલા ધોરણ પ્રમાણે અનામત મૂકી રાખશે.

સદર સૂચના લાગતાવળગતા તમામ સંચાલકો તથા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનાર ભાઇઓની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૫–૧–'૪૨

લ. ચુ. પાઠક

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૧૬ સને ૧૯૪૧–૪૨

# વિષય

### પુ. સ. સ. મંડળમાંથી સરકાર પંચાયત મદદ ખાતેથી માગણી બાબત

ગ્રામ પુસ્તકાલયો પોતાનાં સરકારપંચાયતનાં નાણાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ મારફત મેળવે છે. તેમના તરફ કેટલાંક સ્થળ પર લોકમદદ કરતાં વિશેષ ખર્ચ કરનારાં

પુસ્તકાલયો સરકાર પંચાયતની મદદની માગણી કરે છે, પરંતુ સદર રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળને લગભગ ફેબ્રુઆરી માસમાં મળે છે; એટલે જે તે પુસ્તકાલયને તે રકમ માર્ચ માર્ચ પહેલાં મળી શકશે નહિ. માટે આથી તમામ સ્થળ પર વિશેષ ખર્ચ કરનારાં પુસ્તકાલયોને વિનંતિ છે કે તેમની વિશેષ રકમની માગણી પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં માહે માર્ચમાં કરવી. તે પહેલાં કરેલી માગણી હશે તો પણ મંડળ માર્ચ માસમાં જ નાણાં મોકલી શકશે. સબબ ઊઘરાણી વખતોવખત ન કરવા અમે સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓ વિનંતિ કરીએ છીએ.

વડોદરા તા. ૫-૧-'૪૨ | લ. ચુ. પાઠક | ઉ. મો. પટેલ, મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૭ સને ૧૯૪૧-૪૨

# વિષય

### વ્યાયામજ્ઞાનકોશ

સૂચના નં. ૩ સને ૧૯૪૧-૪૨ આધારે વ્યાયામજ્ઞાનકોષની યોજના સંબંધીની એક સૂચના સાર્વજનિક પુસ્તકાલયોના વ્યવસ્થાપકોની જાણ માટે પ્રસિદ્ધ કરી છે.

**રૂપિયા સાતને બદલે રૂપિયા પાંચમાં વ્યાયામ જ્ઞાનકોષ ખંડ ૧ મળવા બાબત**

રા. ચિંતામણ દત્તાત્રય મજુમદાર જેઓ એ કોષના સંપાદક છે તેઓએ સાર્વજનિક પુસ્તકાલયો જો એ કોષ માગણી કરે તો જેમ વ્યાયામ માસિકના ગ્રાહકને પ્રસિદ્ધ થતા કોષ ખંડની એક પ્રત રૂ. ૫) પાંચ રૂપિયામાં આપવા ઉદારતા બતાવી છે, તે જ પ્રમાણે તમામ સાર્વજનિક પુસ્તકાલયો જેમણે હાલ એ યોજનાના પ્રથમ ખંડની જરૂર હોય અને માગણી કરશે તેમને પણ રૂપિયા સાતને બદલે **રૂપિયા પાંચમાં** જ આપવા ઉદારતા બતાવી છે.

તમામ માગણીદારો પાસેથી પોસ્ટ ખર્ચ લેવામાં આવે છે તે પ્રમાણે સદર પ્રતોનું પોસ્ટખર્ચ મંગાવનારને શિર છે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ મારફત ગ્રામ પુસ્તકાલયો પોતાનાં પુસ્તકો ખરીદે છે એટલે મંડળ પોતાનું ઠરેલું મહેનતાણું લઇ આ પુસ્તક મોકલી શકશે. એટલે જેમણે ચાલુ વર્ષે આ પુસ્તક જોઇએ તેમણે **પોતાની યાદીમાં ફેરફાર** કરવો હોય તો ખાતા મારફત પુ. સ. સ. મંડળને ખબર આપેથી તે પ્રમાણે તજવીજ થશે. સબબ જેમને વ્યાયામ જ્ઞાનકોષ ખંડ ૧ ની જરૂર હોય તેમણે વેળાસર માગણી કરવા ગોઠવણ તજવીજ કરવી.

વડોદરા તા. ૫-૧-'૪૨ | લ. ચુ. પાઠક | ઉ. મો. પટેલ, મદદ. વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૩ સને ૧૯૪૧–૪૨

| નંબર | વર્ગ. | લખાણની તારીખ. | કર્તા અગર પ્રકાશકનું નામ. | પુસ્તકનું નામ. | ભલામણ માટે માગણી કરનારનું નામ. | સન. | સ્થળ. | કદ. | પૃષ્ઠ. | બાંધણી | કિંમત. | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| ૧ | य | ૪–૧૦–૪૧ | રામનારાયણ ના. પાઠક | ખાંડાની ધાર | કર્તા | ૧૯૪૧ | અમદાવાદ | ૧૨° | ૨૬૬ | પાકુ | ૨– ૮–૦ | |
| ૨ | त | ૨૫–૮–૪૧ | જયંતકુમાર યાજ્ઞિક | કોમ્પોઝીટર | લેખક | ૧૯૩૬ | વડોદરા | ૧૬° | ૭૫ | પેપર | ૦–૧૨–૦ | |
| ૩ | र | ૮–૧૦–૪૧ | મણિભાઇ ભુલાભાઇ પટેલ | કવિ–કીર્તિ | સંપાદક | ૧૯૪૧ | મહેમદાવાદ | ૧૬° | ૧૫૦ | પાકુ | ૧– ૪–૦ | |
| ૪ | क्ष | ૪–૧૦–૪૧ | મોગીલાલ રતનચંદ વોરા | મેવાડનાં અણમોલ જવાહિર | પ્રકાશક | ૧૯૪૦ | અમદાવાદ | ૮° | ૩૯૦ | ,, | ૪– ૦–૦ | |
| ૫ | ढ | ૧૬–૧૨–૪૧ | ગજાનંદ મહાદેવ વૈદ્ય | આ નાનાં છોકરાંઓ શું કરી શકે? | લેખક | ૧૯૪૧ | મુંબઇ | ૧૨° | ૬૯ | પેપર | ૦– ૪–૦ | |
| ૬ | भ | ૭–૯–૪૧ | કિસાન કવિ ગોપાળજી ભગવાનજી | ગોપકાવ્યો ભા. ૧ | સદર | ,, | નવસારી | ૧૨° | ૧૮૪ | બોર્ડ | ૧– ૮–૦ | |
| ૭ | ,, | ૬–૧૨–૪૧ | ચોકસી બ્રધર્સ | પ્રતીક્ષા | પ્રકાશક | ,, | અમદાવાદ | ૮° | ૧૫૦ | ,, | ૧– ૮–૦ | |
| ૮ | य | ૨૭–૧૧–૪૧ | ડૉ. ઉમર માનજી ચોહાણ | વૈદક વિજ્ઞાન | લેખક | ,, | ગોંડલ | ૮° | ૧૦૮૨ | પાકુ | ૫– ૮–૦ | |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | શા | ૩૧-૧૨-૪૧ | રમણુલાલ જેઠારામ શાસ્ત્રી | આપણા મૂળ પુરુષો | લેખક | ૧૯૪૧ | વડોદરા | ૧૬° | પેપર | ૧૩૨ | ૧- ૦-૦ | |
| ૧૦ | ફ | — | શ્રીપાદ દામોદર સાતવળેકર | વેદામૃત | ,, | ,, | ,, | ૧૨° | બોર્ડ | ૮૧૦ | ૩- ૦-૦ | |
| ૧૧ | ઠ | ૨૧-૧૧-૪૧ | અંબાલાલ ગોતીલાલ ઠાકર | હિંદુસ્થાનના પ્રત્યર્પણ કાયદા ઉપર પ્રબંધ | ,, | ૧૯૩૯ | ,, | ૮° | પેપર | ૨૪૬ | ૩- ૦-૦ | ફક્ત કરયા પુસ્તકાલયો માટે |
| ૧૨ | ઠ | ,, | ,, | ગીરાસ ભા. ૧ ઉપર અર્થ પ્રકાશ વ્યાખ્યા. | ,, | ૧૯૪૧ | ,, | ૮° | ,, | ૫૬ | ૦-૧૨-૦ | |
| ૧૩ | ઠ | ,, | ,, | ઇન્ડીઅન રેલ્વેઝ એક્ટ ૧૮૯૦ ઉપર પ્રબંધ | ,, | ,, | ,, | ૮° | બોર્ડ | ૨૨૪ | ૩- ૦-૦ | |

વડોદરા,
તા. ૨-૧-૪૨ } લ. ચુ. પાઠક

ઉ. મો. પટેલ.
મદદ. વ્યવસ્થાપક

# મોટાં બાળકો માટે—

શિકાર
પ્રવાસ
ક્રિકેટ
સ્કાઉટીંગ
પરાક્રમ
સાહસ
બહારવટું

બાળકો જરાક મોટાં થાય—ચૌદ પંદરનાં થાય, એટલે તેમને શિકાર અને પરાક્રમનાં પુસ્તકો વાંચવાની તાલાવેલી લાગશે. તેમને માટે ગાંડીવે તેવું વાચન તૈયાર કરાવ્યું છે.

## કુ મા ર મા ળા

| | | |
|---|---|---|
| ૧ | ગોરીલાનો દેશ | ૦॥ |
| ૨ | પૂછડિયાના પ્રદેશમાં | ૦॥ |
| ૩ | શિકારિકા-૧ | ૦॥ |
| ૪ | મેણી સૃષ્ટિ-૧ } ભેગા | [illegible] |
| ૫ | ,, ,, -૨ } | |
| ૬ | શિકારિકા-૨ | ૦॥ |
| ૭ | ચાંદા પર ચડાઈ | ૦॥ |
| ૮ | આફતે ચઢ્યાં | ૧ |
| ૯ | મોતના પંજામાં | ૦॥ |
| ૧૦ | ચીંથુગાંડી | ૦॥। |
| ૧૧ | ઠક્કુ | ૦॥= |
| ૧૨ | સંકટની શોધમાં | ૧)= |
| ૧૩ | જોતીનો સરદાર | ૧॥ |
| ૧૪ | માયાવી દેશ | ૧। |
| ૧૫ | ટોમી અને બીજી વાતો | ૧ |
| ૧૬ | શિકારિકા-૩ | ૦॥। |

આખા સેટના પોણાવીસ રૂપિયા

રંગબેરંગી ચોપડીઓ :: પાકાં પૂઠાં :: સાફ કિંમત

ગાંડીવ બાળમાસિક ૩-૦-૦ ગાંડીવ બાળપખવાડિક ૫-૦-૦

હાસ્યમૂર્તિ જ્યોતીન્દ્ર દવેકૃત રંગતરંગ ચાર ભાગ ૫-૦-૦

બાલોદ્યાનમાળા (૮૯ પુ૦) ૨૭-૨-૦ ચાલો લખનીઓ (૧૨ પુ૦) ૭-૮-૦

બકોર પટેલ (૨૦ પુ૦) ૫-૧૦-૦

# ગાંડીવ